# ગ્રંથાવલોકન

## સૌરાષ્ટ્ર સરકારનાં પ્રકાશનો

સૌરાષ્ટ્ર સરકાર માહિતી-પ્રકાશન ખાતું, રાજકોટ; તરફથી જુદા જુદા વિષયો ઉપર નીચે મુજબ પુસ્તિકાઓ પ્રસિદ્ધ થઇ છે એ અનીવ આવકાર્ય છે. (પુસ્તિકાઓ ઉપર કિંમત લખી નથી) સૌરાષ્ટ્ર તેમ જ અન્ય સ્થળે રહેનારા અભ્યાસીઓને સૌરાષ્ટ્રની અનેકવિધ પ્રવૃત્તિઓની માહિતી આપી શકે એવાં પ્રકાશનોની અનિવાર્ય જરૂરિયાત આ પ્રકાશન ખાતુ પૂરૂ પાડશે એવી આશા રાખીએ. વળી સૌરાષ્ટ્રનુ પુરાતત્ત્વ તેમ જ સૌરાષ્ટ્રના ગ્રામ-ઉદ્યોગો વગેરેમાં જે અનોખી કલાનું દર્શન થાય છે એ વિશે પણ માહિતીપૂર્ણ પુસ્તિકાઓ પ્રસિદ્ધ થાય તો ઘણું સારૂં.

(૧) સૌરાષ્ટ્રમાં ખેતી વિકાસ: લે૦ શ્રી. ઇસ્માઇલ નાગોરી; પૃ૦ ૧૦

શ્રી. ઇસ્માઇલભાઇએ સંક્ષેપમા સૌરાષ્ટ્રમાં ખેતી વિકાસને લગતા અગત્યના પાસાઓને દર્શાવ્યાં છે. આ નાનકડી પુસ્તિકામાં સંપૂર્ણ માહિતી આપી શકાય એમ છે જ નહિ. પરંતુ ઇસ્માઇલભાઇએ એમાં જે ઉદાત્ત ભાવના સાથે પોતાનું મતવ્ય દર્શાવ્યુ છે એ સૌને પ્રેરણાદાયી થઇ પડે એમ છે. શ્રી. ઇસ્માઇલભાઇ આ દિશામા ઊંડો રસ ધરાવે છે, તેથી ભવિષ્યમા આ નાનકડી પુસ્તિકાને બદલે પૂર્ણ માહિતી દર્શાવતું પુસ્તક આપે તો કેવું સારું?

(૨) અનેકમાંથી એક લે૦ ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી; પૃ૦ ૧૦.

સૌરાષ્ટ્રનું એકમ થયું અને એ રીતે કેટલાય નાના નાના ભાગલાઓમાં વિભક્ત થયેલા સૌરાષ્ટ્રની એકતા સ્થપાઈ એનો ખ્યાલ આ નાનકડી પુસ્તિકામાં શ્રી. શ્રીધરાણીએ આપ્યો છે. સાંસ્કૃતિક, સામાજિક અને રાજકીય દૃષ્ટિએ આ એકમ કેટલુ આશીર્વાદરૂપ બન્યું છે એનું અવલોકન વિદ્વાન લેખકે એમાં કર્યું છે.

(૩) સૌરાષ્ટ્રમાં સામાજિક અને આર્થિક પરિવર્તનો: લે૦ પ્રો૦ બી. એન. વકીલ; પૃ૦ ૯.

એકમ થયા પછી સૌરાષ્ટ્ર સરકારે સૌરાષ્ટ્રમાં સામાજિક તેમ જ આર્થિક ક્ષેત્રોમાં કેવાં અમૂલ્ય પરિવર્તનો કર્યાં છે તેનો સક્ષેપમા પરિચય પ્રો૦ વકીલે આ પુસ્તિકામાં આપ્યો છે. આ પુસ્તિકા એમને આપેલા એક વાર્તાલાપને આધારે રચાઈ છે સૌરાષ્ટ્ર સરકારે કેળવણી, સ્થાનિક સ્વરાજ, જમીનદારીનો પ્રશ્ન, ઉદ્યોગવિકાસ, તેમ જ અન્ય બાબતોમા સારી પ્રગતિ સાધી છે કેળવણી વિશેના આંકડા પરથી સહેજે ખ્યાલ આવશે: 'પ્રાથમિક શિક્ષણ પાછળ અત્યારે રૂા. ૧,૨૫,૦૦,૦૦૦ ખર્ચાય છે, જ્યારે અગાઉના તમામ રાજ્યોનું કુલ ખર્ચ રૂા ૬૮ લાખ જેટલું હતું'

(૪) પાયાનું સ્વરાજ-ગ્રામ પંચાયત લે૦ શ્રી. નાનાભાઈ ભટ્ટ; પૃ૦ ૭

પ્રખર કેળવણીકાર નાનાભાઇના મતવ્યો પ્રામાણ્ય ગણાતાં હોઈને એમને આ પુસ્તિકામાં ગ્રામપંચાયત વિશે સંક્ષેપમા દર્શાવેલા વિચારો નવવિધાન તરફ પ્રયાણ કરતા સૌરાષ્ટ્રને અનીવ ઉપયોગી થઇ પડે એમ છે વળી એમના એ વિશેના વિચારો સર્વગ્રાહી હોવાથી એ માર્ગે પ્રગતિ કરતા સૌને માર્ગદર્શકરૂપ થાય એમ છે.

એક વાર્તાલાપ [ અનુસંધાન કવરપેજ ત્રીજુ ]

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

વર્ષ ૫] ૨૯ ફેબ્રુઆરી-૧૯૫૨ [અંક ૧

# બાનો મોટામાં મોટો ગુણ

જે કારણે બાએ જનતામાં આટલું બધું આકર્ષણ પેદા કર્યું હતું, તેની જડ જો હું શોધી શકું તો શોધું. બાનો મોટામાં મોટો ગુણ સહજ પોતાની ઇચ્છાથી મારામાં સમાઈ જવાનો હતો. આ કંઈ મારા આગ્રહથી થયું ન હતું. પરંતુ સમય આવતાં બાની અંદર જ આ ગુણનો વિકાસ થઈ ગયો હતો. મને ખબર ન હતી કે બામાં આ ગુણ છુપાયેલો હતો. મારા શરૂ શરૂના અનુભવ પ્રમાણે બા બહુ હઠીલી હતી. મારું દબાણ હોવા છતાંયે તે પોતાની ઇચ્છા પ્રમાણે જ કરતી. એ કારણે અમારી વચ્ચે થોડા સમય કે લાંબા સમય સુધી ખેંચતાણ પણ થયા કરતી; પરંતુ જેમ જેમ મારું સાર્વજનિક જીવન ઉજ્જ્વળ બનતું ગયું, તેમ તેમ બા ખીલતી ગઈ, અને પુખ્ત વિચારોની સાથે મારામાં અથવા મારા કામમાં સમાતી ગઈ. જેમ દિવસો વીતતા ગયા, તેમ મારામાં અથવા મારા કામમાં–સેવામાં–ભેદ ન રહ્યો. બા ધીમે ધીમે તદાકાર થવા લાગી. કદાચ હિંદુસ્તાનની ભૂમિને આ ગુણ વધારેમાં વધારે પ્રિય છે. કંઈ પણ હોય, મને તો બાની આ ભાવનાનું આ મુખ્ય કારણ માલૂમ પડે છે

બામાં આ ગુણ પરાકાષ્ઠાએ પહોંચ્યો, તેનું કારણ અમારું બ્રહ્મચર્ય હતું. મારા કરતાં બાને માટે તે ઘણું જ સ્વાભાવિક સિદ્ધ થયું શરૂમાં બાને એનું કશું જ્ઞાન પણ ન હતું. મેં વિચાર કર્યો અને બાએ તે વધાવી લઈ પોતાનો બનાવી લીધો. પરિણામે અમારો સંબંધ સાચા મિત્ર જેવો થયો. મારી સાથે રહેવામાં બા માટે ૧૯૦૬ પછી, ખરી રીતે ૧૯૦૧ થી, મારા કામમાં સામેલ થવા સિવાય બીજું કશું રહ્યું ન હતું. તે અલગ રહી શકતી ન હતી. અલગ રહેવામાં તેને કશી મુશ્કેલી ન હતી, પરંતુ તેણે મિત્ર બનીને પણ સ્ત્રી હોવાને કારણે તેમ જ પત્ની હોવાને કારણે મારા કામમાં સમાઈ જવામાં જ પોતાનો ધર્મ માન્યો. એમાં બાએ મારી પોતાની સેવાને અનિવાર્ય સ્થાન આપ્યું. તેથી અંત સુધી તેણે મારી સગવડ સાચવવાનું કામ છોડ્યું જ નહીં.

ગાંધીજી



## પંથ તારો કાપ્યે જા..........

સતબાલજી

પગલે પગલે સાવધ રહીને,
પ્રેમળતા પ્રગટાવ્યે જા.
અંતરને અજવાળે વીરા!
પંથ તારો કાપ્યે જા.
કાંટા આવે કંકર આવે, ધોમ ધખતી રેતી આવે;
ખાંડાની ધારે ને ધારે, ધૈર્ય ધારી ચાલ્યો જા.
દુર્ગમ પંથ કાપ્યે જા.
હિંમત તારી ખોતો ના, સ્વાર્થ સામે જોતો ના;
શિસ્ત, શાંતિ ને સેવાનો તું, પાઠ સૌને આપ્યે જા.
દુર્ગમ પંથ કાપ્યે જા.



'દસ સહસ્ર ભજન માણસ બોલી જાય એના કરતાં જે સંભાળીને ખેતરમાં બીજ વાવે તેને વધારે પુણ્ય થાય છે.' ઝંદ-અવસ્તા ગ્રન્થ ૧

'રામ રામ કરનારી જીભ કરતાં પરોપકાર કરનારા હાથ વિશેષ પવિત્ર છે.'
આર. જી. ઈંગરસોલ ('ધ ચિલ્ડ્રન ઑફ ધ સ્ટેઇજ')

'તારા ઘરમા કોઈને શરીરે અસુખ છે કે? હા. તારી સારવારથી એને સારું લાગે એ તું નથી જાણતી? કથા સાંભળવા સારુ થઈને માંદાને પડતાં મૂકીશ મા. તારે વર તથા છોકરા છે ને? હા તો એ સૌને સંભાળજે, એને મૂકીને વ્યાખ્યાન સાંભળવા ન આવતી. તારું ઘર ચલાવવામા કરવું ઘટે તે બધું પ્રથમ કરજે ને પછી વ્યાખ્યાનમાં આવજે; કારણ તારા કુટુંબના આવશ્યક કામ તું ન કરે તો દેવદર્શન કરવા તું આવે એને સારુ હું તારાં વખાણ ન કરું.' સેંટ બર્નાર્ડિનો

૬૦ વા૦

પ્યારાભાઈ

# પૂજ્ય બાની કર્મનિષ્ઠા ........ ........ ........ ૯

પ્રભુદાસ ગાંધી

આજે આપણી વચ્ચે નથી બાપુ, કે નથી બા. બાપુ અને બા આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે આ અસહ્ય વિયોગને પણ છેવટે આપણે સહન કરી લીધો છે. આવા ઊંડા ઘાને પણ સમયના પ્રભાવે સ્વભાવત. થોડો ઘણો રુઝાવી દીધો છે અને તે એ ગને એમ રુઝાતો જશે જૂના સબધો, જૂની સ્મૃતિઓ ધીમે ધીમે સ્મૃતિ-પટ પરથી ખસતા જાય છે અને નવી સમસ્યાઓ તેમ જ નવી વાતોમા આપણા ચિત્ત રમવા લાગ્યા છે એટલે સુધી કે આપણા મનમા ને મનમા એવો વાત ઉત્પન્ન થાય છે કે આપણે કદાચ આપણા પૂજ્ય બાપુ અને બાને ભૂલતા તો નથી જતા ને? સભવત આ એક મુખ્ય કારણ છે કે વર્ષભરમા બે ચાર વાર તેઓના જન્મ મૃત્યુ આદિની ખાસ તિથિઓને નિમિત્ત બનાવીને આપણે પૂજ્ય બા અને બાપુજીનું સામૂહિક રૂપમા સ્મરણ કીર્તન મનન આદિ કરીએ છીએ પરતુ આ રીતે પુણ્યતિથિ કે જન્મતિથિના અવસર પર કેવળ તેઓનુ નામસ્મરણ કરવાથી આપણે પૂજ્ય બાપુજી અને બાને વિસ્મૃત થતા બચાવી નહીં શકીએ પૂજ્ય બાપુજી અને બાનું વાસ્તવિક સ્મરણ આપણે કેટલું કરીએ છીએ એ તો કેવળ આ વાતનો વિચાર કરતાં જ સમજાશે કે આપણા દૈનિક જીવન પર બા અને બાપુજીનો કેટલો પ્રભાવ છે અને તેઓની શિખામણ અને ઉપદેશોને કેટલી હદ સુધી આપણે અમલમા મૂકીએ છીએ અથવા અમલમા મૂકવા પ્રયત્ન કરીએ છીએ

આમ તો છાપાંમા અને ભાષણોમા પ્યારા બાપુ પ્રત્યેક વ્યક્તિ હમેશા બાપુનું નામ લેતી નજરે પડે છે. તાત્પર્ય એટલુ જ કે, બાપુનું મૌખિક સ્મરણ અને ઉપાસના આપણે પગલે પગલે પ્રત્યેક ક્ષણે કરતા રહીએ છીએ, પરંતુ એમની કર્મમય ઉપાસના-આપણા આચરણ દ્વારા તેમની યાદ-આપણે બહુ ઓછી કરીએ છીએ

પરતુ પૂજ્ય કસ્તૂરબાની બાબતમા એવુ નથી થયું બાપુને જેટલા આપણે વીસરી ગયા છીએ તેટલા આપણે હજી બાને વીસરી નથી ગયા

પૂજ્ય બા કોઈ પડિતા ન હતા, એમનામા કોઈ વિશેષ ચમત્કાર કે દૈવી શક્તિ ન હતી તેઓ ભોળા સાદા માતા હતા. એટલુ તો સાચું છે કે પૂજ્ય બાપુના જીવનની સાથે સાથે પૂજ્ય બાના જીવનમાં પણ ક્રાંતિકારી પરિવર્તન થતું ગયું અને તેમનું જીવન પણ વધારે ને વધારે ત્યાગમય બનતું ગયુ પરંતુ એ બધું સહજ-સ્વાભાવિક અનાયાસે થયું હતું. કોઈ લોકોત્તર માર્ગને પાર કરવા માટે જે કઠોર સંકલ્પ કરવો પડે છે અને પોતાને જે વેદના તેમ જ વ્યથા સહન કરવી પડે છે, ચાબૂક મારી મારીને, આગળ વધવુ પડે છે, એવો પરિશ્રમ કે મન ક્લેશ બાપુની પેઠે બાને ભાગ્યે જ અનુભવવો પડ્યો હતો જીવનની છેલ્લી ઘડી સુધી પૂજ્ય બાપુએ પોતાના તન મન પર એવો અંકુશ અને ભાર મૂક્યો હતો કે સાધારણ માણસને માટે એમ કરવુ ઘણું મુશ્કેલ છે

આમ તો પૂજ્ય બાનું જીવન પણ છેલ્લી ઘડી સુધી ત્યાગમય અને તપોમય

રહ્યું. તેઓ પણ દિન પ્રતિદિન આગળ વધતાં હતાં. પરંતુ જાણી જોઈને-આગ્રહપૂર્વક-આવુ આત્મદમન કરવાની અને કષ્ટને નિમંત્રણ આપવાની પ્રવૃત્તિ બાએ અપનાવી ન હતી. બાપુજીએ કઠોર સાધનાના બળ પર જે પ્રગતિ અને આત્મોન્નતિ કરી એ પૂજ્ય બાએ કેવળ પોતાની નિષ્ઠાના બળથી પ્રાપ્ત કરી. એવું કરવામાં જ્યાં જ્યા તપ અને ત્યાગની આવશ્યકતા ઊભી થઈ ત્યાં ત્યાં સહજ ભાવે તેમણે તેને અપનાવી લીધી કોઈ પ્રકારનું મનોમંથન, તર્ક-વિતર્ક, પ્રતિજ્ઞા, ઘોષણા વગેરેની ઝંઝટમાં પડ્યા વિના જે વાતને બાએ પોતાનું કર્તવ્ય માન્યું તેનું પાલન કરવામા પોતાની બધી શક્તિ વાપરી. પોતાના કર્તવ્યનો નિર્ણય કરવામાં બાને કદી પાંડિત્યનો આધાર લેવો પડ્યો ન હતો. પોતાના નિષ્પાપ હૃદયમાં કર્તવ્ય-અકર્તવ્યનો ધ્વનિ તેઓ સહજ અનુભવી લેતાં. જેને તેઓ પોતાનું કર્તવ્ય માનતાં એને પૂરેપૂરા મનોયોગથી કરવા મંડી જતાં.

પૂજ્ય બાપુએ જ્યારે કેટલાય મહેમાનોથી ઘર ભરી દીધું ત્યારે મહેમાનોના સ્વાગત સત્કાર કરવામાં પૂજ્ય બાએ પોતાનું મન પરોવ્યું. પૂજ્ય બાપુએ જ્યારે અનેક સત્યાગ્રહી અને દેશભક્ત લોકોનાં બાળકોને પોતાની સાથે રાખ્યાં ત્યારે બાએ પોતાના ચાર પુત્રોને વિશેષ લાડ-વહાલ ન કરતાં પરાયાં બાળકોને ખવડાવવા-પિવડાવવા, સુવાડવા તેમ જ સંભાળવા માટે દિનરાત પરિશ્રમ કર્યો.

જ્યારે બાપુએ ઉપવાસ, જેલયાત્રા, કઠિન અનુષ્ઠાન આદિ કર્યું ત્યારે બાએ પણ પોતાના આહારવિહારને સ્વલ્પ અને જીવન ટકાવવા પૂરતા કરી નાખ્યા. ઉપરાંત કેવળ ત્યાગમય જીવનથી થાકીને તેમના પુત્રોએ સાંસારિક જીવનનો આશ્રય લીધો ત્યારે તે આરામની જિંદગીને બદલે બાપુના કઠિન કષ્ટમય જીવનના સાથી બનવામાં જ પૂજ્ય બાએ પોતાનો ધર્મ સમજ્યો.

સાર એટલો જ કે પૂજ્ય બાના જીવનનું આપણે સ્મરણ કરીએ છીએ ત્યારે કર્મનિષ્ઠાની સાક્ષાત્ મૂર્તિ આપણી સામે આવીને ખડી થાય છે અને એની સાથે સાથે એ ભાવ પણ તીવ્ર બને છે કે, જો મનુષ્ય પોતાનાં દૈનિક કાર્યોને જ આળસ વિના અને પૂરા પરિશ્રમ નિષ્ઠાની સાથે કરતો રહે તો તે કેટલો ઊંચે આવી શકે છે

પૂજ્ય બા નિત્ય કર્મ કરવામાં કેટલાં આગ્રહી, કેટલાં એકાગ્ર અને કેટલાં કુશળ હતા તેનું વર્ણન લખીને કરી શકાય એમ નથી. એમના હાથ નીચે કામ કરવાનો જેઓને સુયોગ મળ્યો છે તેઓ જ આ વાત જાણે છે. ભલે સખત ઠંડી પડી રહી હોય, ભલે ગરમી ખૂબ જ હોય, ભલે લૂ વરસતી હોય, બાપુનું કામ કદી પીછું પડતું ન હતું. રસોડામાં, ઓરડાની સફાઈમાં, કપડા ધોવામાં કે ક્યાંય પણ બા થોડીય ઢીલ સહન કરી શકતાં ન હતાં. અને એ માટે તેઓ બીજાને સારું-બૂરું પણ કહેતાં ન હતાં. જ્યાં કામમાં શિથિલતા જુએ ત્યાં તેઓ જાતે પહોંચી જતાં અને ધીરે ધીરે તે કામને પોતાના હાથમાં લઈ લેતાં. જો કંઈ કહેવાનું થાય તો એટલું જ કહેતાં કે, 'તમારાથી ન થઈ શકતું હોય તો મને સોંપી દો, હું જલદીથી કરી નાખીશ.' બસ આટલા બે ચાર શબ્દોમાં જ બા નાનાં-મોટાં બધાં પર પોતાનું ગંભીર અનુશાસન ચલાવતાં હતાં. પૂજ્ય બાને સંતુષ્ટ કરવા માટે મોટામાં મોટી વ્યક્તિ પણ જેટલું [અનુસંધાન ૧૯મે પાને]




[જોન બનિયન કૃત 'ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ']

મુકુલભાઈ

[અંગ્રેજી સાહિત્યક્ષેત્રના એક વિખ્યાત સાહિત્યકાર કવિ જોન બનિયનની 'ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' નામની રૂપકાત્મક બોધપરાયણ ધર્મ-કથા વિશ્વસાહિત્યમાં અનોખું સ્થાન ભોગવે છે તેની આ સંક્ષેપકથા છે. બાપુજી પણ આ પુસ્તકથી આકર્ષાયા હતા જ્યારે તેઓ સાબરમતી આશ્રમમાં હતા ત્યારે આશ્રમમાં ભણતા વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને આ કથા પોતે ખૂબ રસપૂર્વક અને વિસ્તારથી કહેતા હતા. આ કથાનાં પાત્રોનાં નામ 'ભક્તરાજ', 'પોચાદાસ' બાપુએ જ આપેલાં હતાં તે વાપર્યાં છે આખી કથા 'પ્યારાબાપુ'માં ક્રમવાર આપવામાં આવશે. વાચકોને તે રસમય અને બોધપ્રદ થઈ પડશે એમ માનીએ છીએ.]

આ જગતરૂપી જંગલમાંથી પસાર થતો થતો હું એક ધર્મશાળા પાસે વિસામો લેવા થોભ્યો. ઘડીભર સૂવા માટે મેં ત્યાં લંબાવ્યું અને થોડી વારમાં તો હું ઘસઘસાટ ઊંઘવા લાગ્યો ઊંઘમાં મને એક સ્વપ્નું આવ્યું. સ્વપ્નમાં મેં એક માણસને જોયો તેનાં કપડાં જર્જરિત દશામાં હતાં. તેના હાથમાં એક ધર્મ-પુસ્તક હતું અને તેના ખભા ઉપર ભારે ગાંસડી હતી તે થોડી થોડી વારે પોતાના ઘરથી દૂર નજર નાખીને વિમાસણમાં પડી જતો હતો. તેણે પુસ્તક ઉઘાડી વાંચવા માંડ્યું. વાંચતાં વાંચતાં તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં અને તરત જ તે ડૂસકાં ભરી રડતો રડતો બોલ્યો "મારે હવે કરવું શું?"

એવી જ યાતના અનુભવતો તે પોતાને ઘેર ગયો. તેણે પોતાના દુઃખને મનમાં શમાવવા શક્ય એટલો પ્રયત્ન કર્યો, કારણ કે તેનાં બૈરીછોકરાં એ જોઈ જાય એ સારું ન કહેવાય પરંતુ તે લાંબો વખત ચૂપ રહી શક્યો નહિ. છેવટે તેણે પોતાની પત્નીને તેમ જ બાળકોને ભેગાં કરીને કહ્યું: "તમે બધાં મારું સાંભળો! મારા ખભા ઉપરના આ બોજાથી હું ખૂબ ત્રાસી ગયો છું. વળી મને એવી ચોક્કસ માહિતી મળી છે કે, જે નગરીમાં આપણે રહીએ છીએ તે કુદરતના કોપથી બળીને ખાખ થઈ જશે તેથી આપણે બધાં પણ નાશ પામીશું. જો આપણને એ આપત્તિમાંથી બચવાનો માર્ગ સૂઝે તો આપણે બચી શકીએ ખરાં. પરંતુ એવું કંઈ મને ક્યાંય દેખાતું નથી!"

એ સાંભળીને બધાં નવાઈ પામ્યાં એની વાતમાં કંઈક તથ્ય છે એમ સમજીને નહિ, પરંતુ એ લોકોને લાગ્યું કે એનું મગજ ખસી તો નથી ગયું ને? રાતનો વખત હતો, તેથી એ લોકોને થયું કે, રાતે એ ઊંઘી જશે એટલે આરામ મળતાં એનું મગજ સ્થિર થઈ જશે. પરંતુ રાત તો એને માટે ખૂબ જ દુઃખદાયક થઈ પડી સૂવાને બદલે તેણે પથારીમાં પાસાં ફેરવ્યાં

કર્યા. એની આંખમાંથી ચોધાર આંસુ વહેતાં જ હતાં અને વચ્ચે વચ્ચે તે નિસાસા પણ નાખતો હતો. શું કરું અને શું નહિ, એની તેને સૂઝ પડતી ન હતી.

સવાર પડી. તેની સ્થિતિ તો રાત કરતાં પણ ખરાબ થતી જતી હતી. સૌને તે ભવિષ્યમાં આવનારી આપત્તિની ત્રાસજનક વાતો કહેવા લાગ્યો એટલે ઘરનાં માણસો કંટાળી જઇને એની તરફ કડક વર્તાવ કરવા લાગ્યાં. તેઓએ વિચાર્યું કે એની સાથે કડકાઇથી વર્તીશું અને વારે વારે ઠપકો આપ્યા કરીશું તો આવો બકવાટ કરવાનું તે છોડી દેશે અને સીધો દોર થઈ જશે. પછી તો બધાં એની ઉપેક્ષા પણ કરવા લાગ્યાં એટલે તે પોતાના ઓરડામાં ચાલ્યો જતો અને એ બધાં ઉપર પ્રભુ રહેમ કરે અને પોતાને પણ આશ્વાસન મળે એ માટે પ્રાર્થના કર્યા કરતો. એને જરાયે ચેન પડતું ન હતું. કોઈ વાર તે ખેતરમાં જઈ આંટા મારતો, તો કોઈ વાર પોતાની પાસેનું ધર્મ-પુસ્તક ઉઘાડી વાંચવા લાગતો અને કોઈ વાર એકલો બેસીને પ્રાર્થના કરતો. આ રીતે એણે કેટલાક દિવસો પસાર કર્યા.

'એક દિવસ તે ખેતરમાં આંટા મારતો મારતો ધર્મ-પુસ્તક વાંચી રહ્યો હતો. એના મુખ પર ગ્લાનિ પ્રસરેલી હતી. વાંચતાં વાંચતાં એકાએક તે મોટેથી રડી પડ્યો અને બોલી ઊઠ્યો: "મારે આ આપત્તિમાંથી બચવા માટે શું કરવું જોઇએ?"

પછી તે આમતેમ જોવા લાગ્યો. જાણે તે નાસી જવાનો મનસૂબો ન કરતો હોય! પણ નાસીને જવું ક્યાં? એ તેને કશું સૂઝતું ન હતું.

એવામાં ધર્મદૂત નામે એક ભલો માણસ એની પાસે આવ્યો અને પૂછવા લાગ્યો: "કેમ ભાઈ, તું આમ શા સારુ કલ્પાંત કરે છે?"

પેલા માણસે કહ્યું: "આ ધર્મ-પુસ્તક વાંચતાં મને એવું જણાયું છે કે મારી અંત-ઘડી હવે નજીક આવી રહી છે. મારા મરણ પછી મને ભગવાનના દરબારમાં ઊભો કરવામાં આવશે. મને મરવાની તેમ જ દરબારમાં ઊભા રહેવાની ખૂબ જ બીક લાગે છે! હવે મારે કરવું શું?"

ધર્મદૂતે પૂછ્યું: "જીવન તો કેટલાંય અનિષ્ટોથી ભરેલું છે. તો પછી તું મરણથી શા માટે આટલો બધો ભય પામે છે?"

પેલો માણસ જેનું નામ ભક્તરાજ હતું તે બોલ્યો: "કારણ કે મને એવો ભય છે કે મારા ખભા પર જે આ બોજો છે તે મને નરકમાં ઢકેલી મૂકશે! અને ભાઈ, એ નરકાગારમાં રહેવા જેટલી તાકાત મારામાં નથી, તેથી મરણ પછી ભગવાનના દરબારમાં મને ઊભો રાખવાના વિચારમાત્રથી હું ધ્રૂજી ઊઠું છું! આ બધા વિચારો આવતા મને રડવું આવે છે."

એટલે ધર્મદૂત કહેવા લાગ્યો: "જો તારી આવી દશા છે તો પછી તું અહીં શા માટે પડી રહ્યો છે?"

ભક્તરાજ—કારણ કે મને સમજાતું નથી કે મારે હવે ક્યાં જવું?

એટલે ધર્મદૂતે તેને ચામડાથી વીંટાળેલો એક વીંટો આપ્યો. તેમાં લખ્યું હતું: "જે કોપ તારે માથે વરસવાનો છે તેનાથી દૂર ભાગી જા."

ભક્તરાજે તે વાંચ્યું અને ધર્મદૂતને કાળજીપૂર્વક નિહાળતાં પૂછ્યું: "હું ક્યાં નાસી જાઉં?" એટલે [અનુ૦ પૃ૦ ૨૪ મે]

# સર્વોદયની દૃષ્ટિ

— — — — — — — — — ૭

વિનોબાજી

એક ભાઈએ કહ્યુ, "આમ તો મારી સર્વોદય સમાજ સાથે પૂરેપૂરી સહાનુભૂતિ છે પણ હુ તેમા એટલા માટે દાખલ નથી થતો કે તેમા રાજકારણ નથી અને આ દિવસોમા વગર રાજકારણે કોઈ સામાજિક ક્રાન્તિ થઈ નથી શકતી"

મે કહ્યુ — આમા તમે ત્રણ વાતો બતાવી છે અને એ ત્રણેના મૂળમા ભ્રમ રહેલો છે એક તો તમે એમ સમજ્યા કે સર્વોદય સમાજમા દાખલ 'થવું' પડે છે, એવી વાત નથી જે સર્વોદયવિચારમા માને છે તે સર્વોદય સમાજમા છે જ જે નામ લખાવશે તે જ સર્વોદય સમાજનો 'સેવક' બનશે એવો કોઈ વિચાર રાખ્યો નથી નામ તો લખાશે થોડા હજારોનુ પણ અમે તો આશા રાખીએ છીએ કે તેના વગર-લખેલા સેવકો લાખો બનશે જેણે નામ નહી લખાવ્યુ હોય છતા કહેશે કે 'અમે સર્વોદય સમાજના છીએ' તો તે છે



બીજી વાત, તમે એમ માન્યુ છે કે સર્વોદય વિચારમા રાજકારણ નથી તેમાં ફક્ત સત્તાલોભી દૂષિત દૃષ્ટિનુ રાજકારણ નથી કારણ કે તેવુ રાજકારણ સર્વોદયકારી નથી હોતુ, સ્વાર્થી કે સ્વકીયાર્થી (પોતાના માનેલાઓનુ હિત જોનારુ) હોય છે તુલસીદાસજીનુ એક અતિ માર્મિક વચન છે કે, 'પોતાનુ ભલુ ઇચ્છનાર તો બધા હોય છે, પોતાનાનુ ભલુ ઇચ્છનાર પણ કેટલાક આરાધના.

હોય છે, પણ બધાનુ ભલુ ઇચ્છનાર તો હરિચરણનો દાસ જ હોય છે' હરિચરણનો દાસ વિશિષ્ટ પક્ષના રાજકારણને પસદ નહી કરે શક્તિનો નાશ કરનાર રાજકારણ ફૂટ પાડનાર રાજકારણ તેમનુ નથી હોતુ, પણ બધાને જોડનાર, બધાની શક્તિમા વધારો કરનાર રાજકારણ તેમનુ હોય છે

ઉપરાત ત્રીજો તમારો વિચાર એવો જણાય છે કે અત્યારના સમયમા સામાજિક ક્રાન્તિ રાજકારણના આધાર પર જ થઈ શકે છે ભાવિ કાળને ન ઓળખનારના આ લક્ષણ છે એક સત્તાના દિવસો ગયા, અલ્પસખ્યાના દિવસો ગયા, અને હવે બધાની સત્તાના દિવસો આવી રહ્યા છે જે જોઈ શકે છે તેને આ દેખાય છે બધાની સત્તા એટલે બધને મત આપવાનો અધિકાર નહી, પણ હાર્દિક સહકાર બધામા હું છુ અને મારામા બધુ છે આ અનુભૂતિની સત્તાનો યુગ હવે આવી રહ્યો છે તેને અનુકૂળ જો આપણે થઈશુ તો આપણને યશ મળશે નહી તો આપણને છોડીને પણ તે આવશે જ આ વિચારક્રાન્તિની વાત છે વિચારક્રાન્તિ કોઈ પણ યુગમા રાજકારણની દાસી નથી બનવાની, આ યુગમા પણ નહીં દેખાવમા તો એમ લાગશે કે સત્તા હાથમા આવી એટલે તરત ફેરફાર કરી નાખીશુ, આપણી મરજી પ્રમાણે શિક્ષણ આપીશુ ને બધાના મગજ આપણા વિચારોથી ભરી દઈશુ

પણ આ નર્યો આભાસ જ છે. પત્તાંનો બંગલો બને છે કે તરત જ તૂટી પડે છે. જ્યાં રાજકીય સત્તાએ શિક્ષણ પર અધિકાર જમાવ્યો અને બધાને એક વિચારવાળા એટલે સ્વતંત્ર-વિચાર-રહિત બનાવ્યા, ત્યાં તે સત્તાના સંપૂર્ણ નાશની તૈયારી થઈ ચૂકી સમજવી. એક પવનનો સપાટો આવ્યો ને મિનાર તૂટી પડ્યો.

સર્વોદય વિચારની ખૂબી જ એ છે કે તે સ્વતંત્ર અને જુદા જુદા વિચારો માટે સ્થાન રાખે છે. એક ખાસ પ્રકારની વ્યવસ્થા કે તેવા કોઈ આકાર માટે તેમા આગ્રહ નથી રાખ્યો. તેમાં બંધનને સ્થાન નથી રાખ્યું, કે ખરડા બનાવવાની પણ ઇચ્છા નથી રાખી. તે સંગઠનને શક્તિ નથી માની બેસતા પણ સત્યની શક્તિને જાણે છે. અશક્ત સંગઠિત થાય તો શક્તિ બની જાય એવા આભાસમાં તે નથી ફસાતા. તે તો શક્તિમાન બનવા માટે આળસુ લોકોએ શોધેલો રસ્તો છે. બીમારોનો સંગ્રહ કરવાથી જ જો આરોગ્ય મળતું હોત તો પછી ન વૈદ્યોની જરૂર રહે, ન દવાઓની કે ન પૌષ્ટિક ખોરાકની. હિંસાની અંદર આ બધું ચાલી જાય છે. દસ લાખની ફોજ તૈયાર કરી કે રાષ્ટ્ર બળવાન થઈ ગયું. સિપાઈઓની જીત થઈ તો કહે દેશની જીત થઈ. પણ સિપાઈઓને ભોજન મળ્યું તો એમ કેમ નથી કહેતા કે દેશને ભોજન મળી ગયુ? કહે છે, 'સંઘે શક્તિઃ કલૌ યુગે' પણ સમજી નથી શકતા કે હવે કળિયુગ નથી હવે તો છે કૃતયુગ, કૃતિ-યુગ, સત્કૃતિયુગ. કળિયુગ તો ક્યારનોયે ખલાસ થઈ ગયો, જ્યારે હું જાગી ગયો તો કળિયુગ ક્યાં રહ્યો? આથી જ લડાઈ જીતીને અથવા ચૂંટણી જીતીને પણ આપણે સર્વોદય લાવીશું એવા ભ્રમમાં ન રહેવું જોઈએ.

## વિનોબાની રીત

કિશોરલાલ મશરૂવાળા

વિનોબાની જેમ રચનાત્મક કાર્યકર્તાઓ અને કોંગ્રેસજનોએ ભૂદાન યજ્ઞને પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞાના પાલનમાં એક જરૂરી કદમ તરીકે સમજવો જોઈએ. અન્નના પ્રશ્નના ઉકેલમાં બીજા કોઈ એક બળ કરતા આનો વધારે ફાળો મળશે. એક મહાન વિશ્વ-સમસ્યાના ઉકેલની એમા ચાવી રહી છે. વિનોબાની રીત માણસમા રહેલી ઉદાત્ત અને ઉચ્ચ વૃત્તિઓને જાગ્રત કરવાની છે. આ કામ બધી પક્ષબાજીથી પર છે. આમ તે સાચી રીતે રાષ્ટ્રીય સિદ્ધાંત—જેમાં સમગ્ર પ્રજા સહમત રહે એવો સિદ્ધાત થઈ શકે એવો છે. રચનાત્મક કાર્યકર્તાઓની દૃષ્ટિથી આ એવું એક કામ છે, જે છેવટે બધાં રચનાત્મક કામને મજબૂત કરશે. વિનોબા કહે છે એમ ખરેખર જો આ કામની આ પળે ઉપેક્ષા કરાશે તો રચનાત્મક કાર્યકર્તાઓનાં બીજાં કામો પણ ભાંગી પડવા સંભવ છે



# વિદ્યાર્થીનો ધર્મ..

.. ... ○

રવિશંકર મહારાજ

ગુરુ શિષ્યને શરૂઆતમાં જ કહે છે – 'યાનિ વદ્યાનિ કર્માણિ, તાનિ સેવિતવ્યાનિ નો ઈતરાણિ।'

મારા જે સારા કર્મો છે તેની ઉપાસના કરજે, ને ગ્રહણ કરજે બીજા નહી આમ પ્રથમથી જ તેને સારુ સારુ લેવા અને ખોટ ખોટુ છોડી દેવા જણાવે છે ગુરુ પાસે જવા માટે પણ વિધિ રાખવામા આવે છે તેને ઉપનયન સસ્કાર કહે છે

ઉપ+નયન=પાસે જવુ ગુરુ પાસ જવુ એવો અર્થ થાય છે ઉપવીત=ઉપ+નિ+ ઇત =વિશેષ પ્રકારે ગયેલો તે આ રીતે ગુરુ પાસે વિદ્યાર્થી જાય છે પછી તેના શરીરને મનને અને હૃદયને–આત્માને ઘડે છે

શરીર ઘડતર માટે તેના બાધા અગો મજબૂત થવા જોઈએ ટાઢ તાપ સહી શકે તેવા અને ધાર્યું કામ આપે તેવા થવા જોઈએ એ માટે પોષાકમા લગોટી પથારીમા મૃગચર્મ અને રક્ષણ માટે દડ આપવામા આવે છે

વળી તેને આજ્ઞા હોય છે — ખાટલા પર ન સૂવુ તેલ ન ચોળવુ, વાળ બાધી રાખવા, રોજ બે વખત સ્નાન કરવુ, શરીર દબાવવુ નહી અભ્યાસમા પ્રમાદ ન કરવો, ક્રોધ ન કરવો, કોઈના શરીરનો સ્પર્શ ન કરવો–એ માટે સ્વતત્ર પથારી રાખવી, વાહનમા બેસવુ નહી વગેરે

આમ આવી ક્રિયાઓ કરવાથી શરીર ખડતલ થાય છે અને મજબૂત બને છે

એ માટે ખોરાક કેવો જોઈએ?–ખોરાક પાચ પ્રકારનો છે ઇન્દ્રિયો પાચ છે આખ કાન, નાક જીભ અને ચામડી–આ પાચે ઇન્દ્રિયો મારફત આપવામાં

વાટે આપણે ખોરાક લઈએ છીએ તેમા એક ઇન્દ્રિયને સાત્વિક ખોરાક આપીએ અને બીજીને તામસિક ખોરાક આપીએ તો તેથી સાત્વિક અસર ન થાય

જેમ કે જીભને સાત્વિક ખોરાક આપીએ પણ આખને નાટકચેટક જોવાનો કાનને બીભત્સ વાતો સાભળવાનો ખોરાક આપીએ તો જીભના સાત્વિક ખોરાકની અસર મારી જશે અને વધુમા આખ તથા કાનના ખોરાક નુકસાન કરશે અનાની જેમ તે પણ વિકાર ઉત્પન્ન કરશે ચામડીને સ્પર્શ એવો ન થવો જોઈએ કે જે મન અને શરીરમા વિકૃતિ પેદા કરે આમ પાચેય ઇન્દ્રિયોને સાત્વિક ખોરાક મળે તો જ સાત્વિક ખોરાક આપવામા આવે છે એમ કહેવાય

ખોરાક એટલે આહાર—આ+હૃ=લેવુ તે આવી જાતના ખોરાકની ટેવ પડે તો પછી તેને બીજા ગમે નહી આ ટેવ પાડવા માટે કેટલો સમય જોઈએ?

એક વિદ્યા પ્રાપ્ત કરવા માટે બાર વર્ષનુ તપ કરવાનુ વેદમા જણાવ્યુ છે એવી રીતે વધુમા વધુ ૪ તપ કરવાના હોય

આમ ઓછામા ઓછા ૧૨ વર્ષ સુધી ટેવો પાડે તો તે ટેવો દઢ થાય કોઈ કોઈ વખત ૧૨ વર્ષ વીતતા છતા પણ બધી ઇન્દ્રિયો ઘડાઈ ન હોય તો ગુરુ તેને વધુ વખત રાખે છે

મહાભારતમા એક કથા છે ઉપમન્યુ વિદ્યાર્થી ધૌમ્ય ઋષિ પાસે ભણતા હતા તે વિદ્યાર્થીને બધુ જ્ઞાન થયુ હતુ, પણ જીભ પર અકુશ આવ્યો ન હતો એટલે ગુરુ તેને

સમાવર્તન સંસ્કાર આપતા ન હતા. ગુરુપત્નીએ પણ આગ્રહ કર્યો; પણ ગુરુને ખબર હતી કે ઉપમન્યુ જો જીભનો સંયમ કેળવ્યા સિવાય સમાજમાં જશે તો સફળ નહીં થાય. એને માટે તેને આકરી કસોટીમાં મૂકે છે. એ કસોટીમાં તેને જ્ઞાન થાય છે. એ કસોટી વખતે તો તેને એમ લાગે છે કે ગુરુ શા માટે મને ગાયો ચારવા મોકલતા હશે? અને શા માટે ખાવાનો ભાવ પૂછતા નથી? ગાયો ચારવામાં નવું શું શીખવાનું છે? આમ છતાં તે ગુરુની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરે છે. પણ જીભ તેને બારોબાર ભિક્ષા માગી લાવી ખાવા પ્રેરે છે. તેની મના થતાં ગાયનું દૂધ પીવા પ્રેરે છે. તેની મના થતાં વાછરડાં ધાવ્યા પછી ફીણ ચાટવા પ્રેરાય છે. અને છેવટે જીભ તેને પાંદડાં ખાવા પ્રેરે છે.

એમ જીભ કાબૂમાં નથી, તેથી તેને ગુરુની આજ્ઞાનું વિસ્મરણ થાય છે. શબ્દોનું પાલન કરે છે. પણ ભાવ સમજાતો નથી. તે જ્યારે ખાડામાં પડે છે ત્યારે તેને ભાન થાય છે. પોતાની જીભે તેને કેવાં કેવાં પાપ કરાવ્યાં તે સમજાય છે. ત્યારે ગુરુએ કરેલી કસોટીનું મહત્ત્વ પણ તે સમજે છે અને ત્યારે સાચું જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને ગુરુ તે જાણે છે એટલે અભ્યાસ પૂરો થવાનો સમાવર્તન સંસ્કાર તેને કરાવે છે.

---

# શ્રી. રવિશંકર દાદા

આપણા સેવકો બે પ્રકારના છે; એક સ્વયંપ્રકાશ સેવકો અને બીજા પરપ્રકાશ સેવકો. સ્વયંપ્રકાશ સેવકો પોતાના જ તેજથી પ્રકાશે છે, તેમનું તેજ ઉગ્ર હો કે મંદ હો, તેમના તેજનો રંગ પીળો હો કે રંગિત હો, પણ તેમનું તેજ તેમનું પોતાનું તેજ છે. બીજા કોઈનું ઉછીનું લીધેલું તેજ નથી. ગગનમાં જેમ અનેક સ્વયંપ્રકાશ સૂર્યો પડયા છે, તેમ જ દેશમાં આવા સ્વયંપ્રકાશ સેવકો પડયા છે. તેઓ પ્રકાશે છે, કારણ કે પ્રકાશવું એ એમનો સ્વભાવ છે, એ એમનું જીવન છે. એમના પ્રકાશવાની પાછળ બીજો કોઈ પણ ઉદ્દેશ હોતો નથી, એમના પ્રકાશથી બીજાનું કલ્યાણ થાય એ તો એમનો અવાન્તર લાભ છે, એ પોતે બીજાને લાભ કરવા માગે છે, એમ પણ નથી.

રવિશંકર દાદા ગુજરાતના આવા સ્વયંપ્રકાશ સેવક છે. એમના અનુભવો એમણે કોઈ પુસ્તકમાંથી ઉતાર્યા નથી, એમની વાણી કોઈ ભાષાશાસ્ત્રીએ ઘડી નથી; એમના વિચારો કોઈ મોટા સમાજશાસ્ત્રીએ એમને શીખવ્યા નથી. એમની પાસે તો કોઠાવિદ્યા છે. જે ધરતીને ધાવીને એ પોતે મોટા થયા છે, જે લોકોમાં રખડીને એમણે પોતાનું જીવન ગાળ્યું છે, જે જે મહાપુરુષોનો એમને સંગ થયો છેઃ એ બધાય પાસેથી એમને અનુભવો મળ્યા, ભાષા મળી, વિચારો મળ્યા.

આજના આપણા વિદ્યાર્થીઓ પોતાની કલ્પનાની સૃષ્ટિમાંથી નીચા ઊતરી રવિશંકર દાદાની સાથે રખડે તો આપણું વિદ્યાર્થી જીવન વધારે સમૃદ્ધ અને શક્તિશાળી થશે એમાં મને શંકા નથી.

—નાનાભાઈ ભટ્ટ



## દુઃખનું ઓસડ

ગુરુદયાલ મલ્લિકજી

જ્યારે માણસને કંઈ દુખ પડે છે, ત્યારે તેને દૂર કરવા માટે તે જાતજાતના રસ્તા શોધે છે, એટલે સુધી કે જ્યારે તેની બુદ્ધિ એનુ દુખ દૂર કરવાનો કોઈ રસ્તો શોધી શકતી નથી, ત્યારે તે જ્યોતિષ પર તેમ જ જતરમતર પર આધાર રાખવાનુ શરૂ કરી દે છે

પરતુ દુખ દૂર કરવાની જે એક અકસીર દવા છે, તે એ અજમાવતો નથી તે દવા છે દુખને શાતિથી, મૌનથી સહન કરવુ જ્યારે તેની બુદ્ધિ યુક્તિ પ્રયુક્તિઓ શોધવાનુ બધ કરી દે છે, ત્યારે એની બુદ્ધિની પાછળ જે ભગવાન છુપાયેલો છે તે બહાર આવે છે, અને એ દુખી માણસને આશ્વાસન આપે છે

શાતિમા, મૌનમા બેસવાથી માણસનુ ઉદ્વિગ્ન થઈ ગયેલુ મન ધીમે ધીમે સ્વસ્થ બનતુ જાય છે, સરળ બનતુ જાય છે અને એ સ્વસ્થતામા, સરળતામા એક અજબ શક્તિ રહેલી છે, કારણ કે જ્યા સુધી માણસ પોતાના દુખનો જ વિચાર કર્યા કરે છે અને તેને કોઈ પણ હિસાબે દૂર કરવાનો રસ્તો શોધ્યા કરે છે ત્યા સુધી એનો 'અહમ્' ફુક્કાની જેમ મોટો ને મોટો થતો જાય છે એનુ પરિણામ છેવટે એવુ આવે છે કે તે એક જાતની ભૂલભુલામણીમા અટવાઈ જાય છે

પરતુ મૌન સેવવાથી મનને લાબા વખત સુધી કશો ખોરાક મળતો નથી તેથી મન સૂક્ષ્મ બનતુ જાય છે પછી પ્રભુ જે સર્વજ્ઞ છે તે માણસને રસ્તો બતાવે છે, જેમ કે, ઘણી વાર હોડી ચલાવનાર ખલાસી હલેસા મારવાનુ છોડી દઈ બધુ રામભરોસે મૂકી દે છે, અર્થાત હવા જે પ્રભુનો પ્રાણ છે–ને આધારે હોડી સહેલાઈથી તુફાનમા પણ પાણી કાપતી આગળ ચાલે છે

'તુ–પ્રભુ જે કરે તે ખરુ !' એ જ જીવનનો સાચો મૂળ મત્ર છે તેથી દુખમા પ્રભુ જે કરવા ઇચ્છે છે તે એને કરવા દઈએ તેમા જ

આપણું ભલું રહેલું છે. પણ પ્રભુને એનું કામ કરવા માટે અવકાશ તો મળવો જોઈએ ને ? અને તે અવકાશ છે માણસના મનની શાંતિ

'ગીતાંજલિ' કાવ્ય–૯૯

સુકાન જવ છોડીશ હું તવ તું લેશ નિજ કર જાણું,
મનાર એની મેળે થાશે, મિથ્યા હું આ તાણું.

છોડી દે, એ રે છોડી દે,
વળ ખોઈને કેવળ જોતી રહે,

જ્યાં બેઠી છે ત્યાં બેસી રહે, આપમ એમાં માનુ.
મારા આ દીવડા બુઝાતા, ફરી ફરી પેટવતી,
સદાય એની પૂઠે હું તો નિશદિન મંડી રહેતી.

હું તો અવ અંધારે ભવને
બેઠી છું પાથરી પાલવને,
જયારે ખુશી આવીને લેજે આસન એ પોતાનું.

[ અનુ૰ નગીનદાસ પારેખ ]

## આપણું કર્તવ્ય

સાધારણ જનસમાજ આગળ ઉચ્ચ તત્ત્વજ્ઞાન કે વેદાંત મૂકવાની જરૂર નથી. તે જિજ્ઞાસુ શોધકોનો વિષય છે. આપણે બધા તત્ત્વજ્ઞાનની પાછળ લાગ્યા તેનાં દુષ્પરિણામ આવ્યાં છે. તત્ત્વજ્ઞાનથી લોકો કાંઈ સુખની ઉપેક્ષા કરનારા તો ન જ બન્યા. પરંતુ ઊલટું તત્ત્વજ્ઞાનનો આશ્રય લીધેલો હોવાને લીધે ભ્રમ, દંભ, પ્રમાદ, આળસ વગેરે દુર્ગુણો સમાજમા પેસાયા છે.

બુદ્ધે કહ્યું છે તે પ્રમાણે મને આ બાબતમા લાગે છે કે, આત્મા છે કે નહીં, તે અવિનાશી છે કે નાશવંત, અથવા જગત અનંત છે કે સાંત. એ વાદવિવાદમા પડવાની કોઈનેયે જરૂર નથી. આપણું શરીર નાશવંત છે એ તો આપણે રોજના અનુભવ પરથી જાણીએ છીએ, તેનાં પરિણામ બાહ્ય જગતમા શું થાય છે તે પણ આપણે જોઈએ છીએ. તે બધા પરથી આપણે એ જ વિચાર કરવો જોઈએ કે મારે મારું કર્તવ્ય મારા અંતરને શાંતિ મળે એ રીતે–ઉત્તમોત્તમ પ્રકારે–કરવું જોઈએ. આ દૃશ્ય–જગતમાં શાંતિ રહે, સુખ વધે એવાં જ કામો કરવામાં મારે મગ્ન રહેવું જોઈએ. આ રીતે સંપૂર્ણ જીવન ગાળીને મરણ આવ્યા પછી આગળ જે કાંઈ હોય તે ભોગવવાને આપણે તૈયાર રહેવું જોઈએ.

આવો વિચાર આપણે બધા કરતા થઈએ તો તેમાં બધાનું કલ્યાણ છે. સાધારણ જનસમાજ આ કરતાં અધિક પચાવી શકે નહીં. માટે તે આચરી શકે અને આચરવાથી ઉન્નત થાય એવા શબ્દોમાં કુટુંબ, સમાજ વગેરે બાબતમાં તેનું કર્તવ્ય શું છે તે તેને સમજાવવું જોઈએ. જગત વિષે પ્રેમ ઉત્પન્ન થઈ તે બાબતનું કર્તવ્ય કરવાની વૃત્તિ તેના મનમાં ઉત્પન્ન થાય એવા જ વિચાર તેની આગળ મૂકવા જોઈએ.

લોકોના મનમાં પરલોક વિષે કાલ્પનિક આશાઓ કે ભય ઉપેલા કરવાની જરૂર નથી. ઈશુ ખ્રિસ્તે જેટલું કહ્યું છે તેટલું બસ છે કે, 'જેવું વર્તન બીજાઓ તારી તરફ રાખે એમ તું ઇચ્છે છે, તેવું જ વર્તન તું પણ તેમના તરફ રાખ.' આ સિવાય બાકીની અનેક આશાઓ કે ભય છે તેમાં સત્ય વિચારનો અંશ નથી. માટે તેવી કલ્પનામાં સમાજનું કલ્યાણ નથી.

–કેદારનાથજી

ન હોય તે ન જ કરે આમ ખાવા
પીવાની બેસવાઉઠવાની પહેરવા
ઓઢવાની બધી ક્રિયા થાય.
આ બધુ કરવાની તાકાત
શક્તિ હોય તો બહુ સારૂ નહોય તો
નમ્રપણે તે કબૂલ કરી લેવુ જેમ
અસંખ્ય છોકરીઓ કરે છે તેમ
તારે પણ કરવુ તેમાં કંઈ દોષ
નહિ ગણાય શક્તિ ઉપરાંત
કંઈ ન થાય. બાપુ
૨૫-૮-૩૨

[ઘણી વાર બાપુજી ઓછા શબ્દોમા જીવનનું સાચુ માર્ગદર્શન કરાવતા હતા કોઇ વ્યક્તિ અમુક નિશ્ચય કરવા તત્પર થાય અને બાપુજીને એની જાણ થાય તો એ વ્યક્તિને હતાશ ન કરતાં કે ખોટુ પ્રોત્સાહન ન આપતાં તેના એ પગલાનું ગાંભીર્ય તેને એવી માર્મિકતાથી બાપુજી સમજાવતા કે, એ વ્યક્તિ એમાથી પ્રેરણા મેળવી પોતાના નિશ્ચય વિશે સ્વસ્થતાથી વિચાર કરતી થઈ જાય અને પોતાના નિશ્ચયની યથાર્થતા તેમજ પોતાની શક્તિની મર્યાદા સમજવા પ્રયત્ન કરે બ્રહ્મચર્ય જેવા નાજુક તેમજ જટિલ વિષયને પણ બાપુજી કેવી સરળતાથી અને સૂક્ષ્મતાથી સક્ષેપમા સમજાવી શકતા હતા તેનો ખ્યાલ આ પત્ર પરથી સહેજે આવી શકે એમ છે]

ચિ૦

તુ અખડિત કુમારિકા રહી શકે એ મને તો જરૂર ગમે પણ ઘણા છોકરા અને છોકરીઓને પોતાને છેતરતા મે જાણ્યા છે જેને પૂર્ણ બ્રહ્મચર્ય 'પાળવું' છે તેનામા પૂર્ણ સત્ય જોઈએ, તે કશુ છુપાવે નહી અને બ્રહ્મચર્ય એટલે શુ એનુ પૂરુ જ્ઞાન હોવુ જોઈએ વિકારને વશમા રાખવા એ મોટી વાત છે એમ કરવા ઇચ્છે તેણે ભોગો માત્રનો ત્યાગ કરવો જોઈએ એટલે કે જે જે કરે તે ભોગને સારુ નહિ પણ આવશ્યક છે એમ જાણીને અને તેથી જે આવશ્યક ન હોય તે ન જ કરે આમ ખાવા પીવાની બેસવા-ઊઠવાની, પહેરવા ઓઢવાની બધી ક્રિયા થાય આ બધુ કરવાની તાકાત શક્તિ હોય તો બહુ સારુ ન હોય તો નમ્રપણે તે કબૂલ કરી લેવુ ને જેમ અસખ્ય છોકરીઓ કરે છે તેમ તારે પણ કરવુ તેમા કઈ દોષ નહી ગણાય શક્તિ ઉપરાત કઈ ન થાય

૨૫-૮-૩૨ બાપુ

# શાંતિનું સ્થાન

મહાસતી ઉજ્જવળ કુંવરજી

એક સમયની વાત છે. કાશીના રાજાએ પોતાને ત્યાં એક મોટી સભા યોજી. સભામાં દેશદેશના વિદ્વાનો આવ્યા હતા અને રાજા મહારાજાઓની પણ હાજરી હતી. જનતા પણ મોટા પ્રમાણમાં આ સભામાં હાજર થઈ હતી.



નિયત સમયે રાજાએ ઊભા થઈને કહ્યું : "બંધુઓ, દુનિયામાં દરેક મનુષ્ય શાંતિ ચાહે છે પરંતુ તે શી રીતે મળે? એ પ્રશ્નની વિચારણા કરવા માટે આ સભા યોજવામાં આવી છે આ પ્રશ્ન અંગે પોતપોતાના વિચારો દર્શાવવાનું પંડિતોને મારું નિમંત્રણ છે. અને શાંત રહીને સાંભળવાની સૌને વિનંતી છે"

વિદ્વાનોએ આ પ્રશ્ન પરત્વે પોતપોતાના વિચારો દર્શાવવા શરૂ કર્યા અંતે આખી સભા સર્વાનુમતે જે નિર્ણય પર આવી તે નિર્ણય જાહેર કરવા રાજપુરોહિત ઊભો થયો અને બોલ્યો : "વેદાભ્યાસથી મનુષ્યને શાંતિ મળે છે માટે દરેકે વેદાભ્યાસ કરવો જોઈએ" આ સાંભળીને સૌને આનંદ થયો અને 'વેદાભ્યાસ'ના જયનાદથી સભા ગાજી ઊઠી એટલામાં એક યુવાન તપસ્વી ઊભો થયો અને બોલ્યો : "વેદાભ્યાસથી શાંતિ મળે છે એમ કોણ કહે છે? આ તદ્દન ખોટી વાત છે. વેદાભ્યાસથી કદી શાંતિ મળી શકે નહિ"

રાજાને આ સાંભળી આશ્ચર્ય થયુ સભા પણ વિચારમાં પડી ગઈ રાજાએ પૂછ્યુ "ત્યારે શાંતિ શી રીતે મળે? શાંતિનુ સ્થાન ક્યાં? શાંતિનો માર્ગ કયો છે? તે આપ બતાવવા કૃપા કરો."

તપસ્વીએ કહ્યુ · "રાજન્! વેદાભ્યાસથી શાંતિ મળતી નથી, જ્ઞાન મળે છે પરંતુ સાચી શાંતિ સંયમથી જ મળે છે"

રાજાને તેમ જ આખી સભાને આ વાતનું સત્ય સમજાયું સૌએ એકમતે જાહેર કર્યું કે, "સંયમથી શાંતિ મળે છે"

કહેવાનું તાત્પર્ય એટલુ જ છે કે શાંતિ સંયમથી ઉદ્ભવે છે માટે ખરી શાંતિ મેળવવા માટે સંયમી બનવાની જરૂર છે. જેમનામાં સંયમ હોય છે તે ઓછામાં ઓછું લઈને સમાજને વધુમાં વધુ આપે છે આ છે સંયમી જીવનની કસોટી. મન, વચન અને કાયાને અશુભમાંથી પાછા વાળીને રોકવાં તેનું નામ છે સંયમ, અને એ છે શાંતિનો રાજમાર્ગ.

## આરંભ અને અંત

અંત કહે · 'એક દિવસ બધાનો અંત આવવાનો છે, માટે હે આરંભ! તારો અહંકાર વ્યર્થ છે!'

એ સાંભળી આરંભ કહે : 'ભાઈ, જ્યાં અંત આવે છે ત્યાં આરંભ થાય છે એ તું શીદ ભૂલે છે?'

—ગુરુદેવ

પ્યારાબાપુ

# ગીતા – આપણું પ્રેરક બળ

અમલભાઈ મહેતા

ગીતામા કહ્યુ છે કે માણસના દુશ્મનો ત્રણ છે. તે કામ, ક્રોધ અને લોભ છે. કામ અને ક્રોધ એક જ કહેવાય કામમાથી ક્રોધ ઉદ્ભવે છે કામની તૃપ્તિ થતી નથી ત્યારે તે ક્રોધ રૂપે પણ પ્રગટે છે કામ અને ક્રોધ એ એક જ ડાળની બે શાખાઓ જેવા છે. લોભ પણ પ્રબળ હોય છે.



ન હોય ત્યાથી એ સળવળાટ કરતો આવે છે. એવી છૂપી રીતે આવે છે કે માણસને એની ખબર પડતી નથી.

એ ત્રણેને પોષવા જતા આપણા સિદ્ધાતોને છોડવા પડે છે. જે પાપ થાય છે તેમા લોભ પણ હોય છે અને પાપને છુપાવવામા બીક કામ કરતી હોય છે. બીક પાપોમા વધારો કરાવે છે તેથી અભયને ગીતામા પ્રથમ સ્થાન આપેલુ છે જેનામા અભય આવે તે ભારે કાર્યો કરી શકે છે પણ એ સ્થિતિ પ્રાપ્ત કરવી અઘરી છે ભય અનેક પ્રકારના છે કેટલાક અતિસૂક્ષ્મ હોય છે તે બધા માથી બચવુ' એ સામાન્ય માણસ માટે ઘણુ મુશ્કેલ છે તે માટે સદા જાગૃતિ જોઈએ એ જાગૃતિ રાખવામા ગીતા આપણને મદદ કરે છે ગીતા સીધો ઉપદેશ કર્યા વિના શ્રધ્ધાળુને ઘણુ જ્ઞાન આપે છે તેથી ગીતાનું વાચન નિયમિત થવુ જોઈએ ગાધીજીએ ગીતાને ગુજરાતીમા ઉતારી છે અને ક્યાંક ક્યાક તેના રહસ્ય અને અર્થો અગે નોધ પણ લખી છે તે 'અનાસક્તિયોગ' નામે પ્રગટ થઈ છે તેનાથી વધુ સરળ રીતે તેમણે 'ગીતાબોધ' લખી છે તેમા દરેક અધ્યાયનો સાર આપવામા આવ્યો છે સસ્કૃત ન જાણનાર આ ચોપડી ઓનો નિયમિત ઉપયોગ કરે શરૂ આતમા મને ગીતા વાચવામા રસ પડતો ન હતો પણ ગાધી સાહિત્ય વાચ્યા પછી ગીતા વાચવાનો આગ્રહ રાખ્યો પછી ક્યારે એમા રસ શરૂ થયો એ કહી શકુ નહિ હવે હુ કલાકો સુધી ગીતાજીને રસપૂર્વક વાચુ છુ એ એવો ગ્રથ છે કે જેટલી વાર વાચીએ તેટલી વાર નવીન જ્ઞાનની ઝાખી થતી જ હોય છે જૂના જમાનામા સમજાય કે ન સમજાય પણ ગીતા કઠ કરતા ગાધીજી પણ ગીતા કઠ કરવાનુ કહે છે તે વિષે 'આશ્રમવાસી પ્રત્યે'મા એમણે લખ્યુ છે અને તેના લાભો પણ જણાવેલા છે

એ ગીતાજીનુ સાનિધ્ય કામ ક્રોધ લોભના ઉપર વિજય મેળવવામા મદદ કરે છે. તેના વાચનથી સતત જાગ્રતિ રહે છે ગીતા એ આપણુ પ્રેરકબળ છે એનુ નિરતર રટણ કરીએ

---

ગીતા એ મારે માટે એક શાશ્વત માર્ગદર્શિકા છે મારા દરેક કૃત્યને માટે ગીતામાથી હુ આધાર શોધુ, ન મળે તો તે કાર્ય કરતો અટકુ અથવા અનિશ્ચિત રહું

જ્યારે જ્યારે મને મારા કુટુબીઓના કે સ્નેહીઓના મરણના પ્રસગ આવ્યા ત્યારે ત્યારે મે ગીતાને જ યાદ કરી છે અને ગીતામાથી એ જ વસ્તુ મળે છે કે મૃત્યુનો શોક હોય જ નહીં' મારી આખમાથી કોઈ વાર આસુ નીકળ્યા હશે તો તે કેવળ નબળાઈને લીધે, અનિચ્છાએ

— ગાધીજી

# ક્ષમાયાચના

પદ્મનાભ શ્રી. જૈની



એક વખતે ભગવાન બુદ્ધ શ્રાવસ્તીમાં વિહાર કરતા હતા, ત્યારે આયુષ્માન ભિક્ષુ સુધર્મ મચ્છિકાસણ્ડ નામના ગામમાં ચિત્ર નામે ગૃહપતિએ બંધાવેલા આશ્રમમાં રહેતો હતો. જ્યારે ચિત્ર ગૃહપતિ કોઈ ભિક્ષુને આમંત્રણ આપવા ધારે ત્યારે પહેલા ભિક્ષુ સુધર્મને પૂછીને જ પછી નિમંત્રણ આપતો.

એકવાર આયુષ્માન સારિપુત્ર, આનંદ વગેરે ઘણા ભિક્ષુઓ કાશીમા વિહાર કરી તે સ્થળે આવ્યા. ચિત્ર ગૃહપતિએ જ્યારે સાભળ્યુ કે સંઘના જ્યેષ્ઠ ભિક્ષુઓ નગરમા આવ્યા છે, ત્યારે તે ત્યાં ગયો અને પ્રણામ કરી આયુષ્માન સારિપુત્રને કહેવા લાગ્યો. "ભન્તે! અહી પધારેલા ભિક્ષુઓને હુ મારે ત્યા આવતી કાલે ભોજન લેવા નિમંત્રણ આપુ છુ"

નવા આવેલા બધા ભિક્ષુઓએ મૌનથી ચિત્ર ગૃહપતિના આમંત્રણનો સ્વીકાર કર્યો. એટલે ચિત્ર ગૃહપતિ પ્રસન્ન ચિત્તે સુધર્મ પાસે ગયો અને પ્રણામ કરીને બોલ્યો: "ભન્તે! આર્ય સુધર્મ પણ આવતી કાલે નવા આગન્તુક ભિક્ષુઓ સાથે મારે ત્યાં જ ભોજન માટે આવે એવી વિનંતિ છે"

એ સાંભળી આયુષ્માન સુધર્મે વિચાર્યું કે, આ ચિત્ર ગૃહપતિ કોઈને નિમંત્રણ આપતો ત્યારે તે પહેલા મને પૂછતો હતો અને આજે મને જણાવ્યા વિના જ એણે બીજા ભિક્ષુઓને નિમંત્રણ આપ્યુ નક્કી એ મારી તરફ બેપરવા થયો છે. પછી તે ચિત્ર ગૃહપતિને કહેવા લાગ્યો: "ના ગૃહપતિ! હું તમારુ નિમંત્રણ સ્વીકારતો નથી"

ચિત્ર ગૃહપતિએ બે ત્રણ વાર વિનંતી કરી, પ્રાર્થના કરી, પણ આયુષ્માન સુધર્મે હા ન પાડી. ત્યારે 'આયુષ્માન સુધર્મ મારું નિમંત્રણ ન સ્વીકારે તો મારે શું? એ મને શું કરવાના છે?' એમ વિચારી તેને અભિવાદન કરીને ચિત્ર ગૃહપતિ પોતાને ઘેર ગયો.

બીજે દિવસે સવારે ચિત્ર ગૃહપતિએ ભિક્ષુઓ માટે સરસ ભોજન બનાવ્યુ. આયુષ્માન સુધર્મને થયું કે, 'ચાલો, એણે ભિક્ષુઓ માટે કેવી તૈયારી કરી છે એ જરા જોઈ તો આવું' તે તરત જ વસ્ત્ર ધારણ કરી બહુ જ વહેલો હાથમાં પાત્ર લઈ ને ચિત્ર ગૃહપતિને ઘેર ગયો. ચિત્ર ગૃહપતિએ એનું અભિવાદન કર્યું અને એની પાસે તે બેઠો. પછી આયુષ્માન સુધર્મ બોલ્યો: "ગૃહપતિ, તેં ખાવાની ઘણી વસ્તુઓ તૈયાર કરી છે, પણ એમાં તલનો લાડુ નથી"

ચિત્ર ગૃહપતિ એ સાંભળીને બોલ્યો -

"ભન્તે! બુદ્ધવચનમાં ઘણા ઓપરન્નો ભરેલા છે, છતાંય આર્ય સુધર્મને બાયલુ કરવા આ તલનો લાડુ જ યાદ આવ્યો! ભન્તે, પૂર્વકાલમા દક્ષિણ દેશના વેપારીઓ પૂર્વ-દેશમા વેપાર માટે આવ્યા અને ત્યાથી એક મરઘી લેતા આવ્યા પછી એ મરઘીનો કાગડા સાથે સહવાસ થયો એનુ બન્યુ જ્યારે કાગડાની બોલી બોલવા ઇચ્છે ત્યારે 'કાક-કુકુટ' કહે અને જ્યારે મરઘીની બોલી બોલવા ઇચ્છે ત્યારે 'કુકુટ-કાક' કહે! એ જ રીતે ભન્તે, બુદ્ધવચનમા અનેક રત્નો ભરેલા છે તોયે આર્ય સુધર્મને બાયલુ કરવા માટે તલનો લાડુ જ યાદ આવ્યો!'

એટલે આર્ય સુધર્મ ગુસ્સે થઈને કહ્યુ "ગૃહપતિ! તુ મારી નિંદા કરે છે, મારો પરિહાસ કરે છે લે આ તારુ ઘર, હું આ ચાલ્યો!" એમ કહી તે ઊભો થઈ ગયો

ચિત્ર ગૃહપતિએ કહ્યુ "ભન્તે! હુ આર્ય સુધર્મની નિંદા કરતો નથી, પરિહાસ પણ નથી કરતો ભન્તે, આર્ય સુધર્મ મચ્છિકાસણ્ડ આશ્રમમા ભલે રહે ત્યા સુંદર આમ્રવન છે હુ આર્ય સુધર્મને માટે જોઈતા વસ્ત્ર, ભોજન, આસન, ઔષધ ઇત્યાદિ સર્વ સાધનોની વ્યવસ્થા કરીશ"

પણ આર્ય સુધર્મ તો ગુસ્સામા ને ગુસ્સામા ઊભો થઈ ચાલવા લાગ્યો એટલે ગૃહપતિએ પૂછ્યુ "ભન્તે! આપ ક્યા જશો?"

"ગૃહપતિ! હુ ભગવાનના દર્શન કરવા શ્રાવસ્તી જઈશ"

"ત્યારે ભન્તે! જે આપે અને કહ્યું અને જે મે આપને કહ્યું, એ બધુ ભગવાનને કહેજો"

આર્ય સુધર્મ શ્રાવસ્તી નગરીમા આવી ભગવાનને મળ્યો અને બધી વાત ભગવાનને કહેવા લાગ્યો

એ સાભળી ભગવાન બોલ્યા "અરે મોઘપુરુષ! આ તે શુ કર્યું? તે ચિત્ર ગૃહપતિ જેવા પ્રસન્ન અને શ્રદ્ધાળુ ધર્માનુરાગી સેવકનુ નિષ્કારણ અપમાન કર્યું તે બહુ જ ખોટુ કર્યું છે!"

પછી ભગવાને ભિક્ષુસઘને ભેગો કરી કહ્યુ 'ભિક્ષુઓ! તમે બધા મળીને એક પ્રસ્તાવ કરો કે ભિક્ષુ સુધર્મ ચિત્ર ગૃહપતિ પાસે જઈ ક્ષમાયાચના કરે"

એટલે સઘના ભિક્ષુઓ ભેગા થયા એક વૃદ્ધ ભિક્ષુ ઊભો થઈને બોલ્યો: "ભન્તે! સઘ મારુ સાભળે આ સુધર્મ ભિક્ષુએ નજીવા કારણસર ચિત્ર ગૃહપતિ જેવા ધર્માનુરાગીનુ મન દુભવ્યુ છે જો સઘને ઉચિત લાગે તો સઘ એને આજ્ઞા આપે કે તે ચિત્ર ગૃહપતિ પાસે જઈ પોતાના અપરાધની ક્ષમાયાચના કરે અહીં ભેગા થયેલા જે ભિક્ષુઓને એ વાત માન્ય હોય તો તેઓ મૌન રહે, જેનો વિરોધ હોય તે ઊભા થઈને બોલે" ત્યારે આખો સઘ મૌન રહ્યો એટલે વૃદ્ધ ભિક્ષુએ કહ્યુ 'ભિક્ષુ સઘને આ પ્રસ્તાવ માન્ય છે એમ સૌના મૌન ઉપરથી હુ માનુ છુ" પછી આખો સઘ વિસર્જન થયો

સઘ તરફથી આજ્ઞા મળતા આર્ય સુધર્મ ચિત્ર ગૃહપતિ પાસે ક્ષમાયાચના કરવા ગયો પણ એક ગૃહપતિની ક્ષમા માગવી એમા એને લજ્જા લાગી એ મૂક થઈ પાછો ફર્યો ત્યારે ભિક્ષુઓએ પૂછ્યુ "ભન્તે! આપે ચિત્ર ગૃહપતિની ક્ષમા માગી?"

'ભન્તે હુ ત્યા ગયો પણ ક્ષમા માગી શક્યો નહિ!'

ત્યારે ભગવાને આજ્ઞા કરી કે, આર્ય સુધર્મ સાથે એક ભિક્ષુને મોકલવો. પછી ભગવાન બોલ્યા

"તમે મચ્છિકાસણ્ડમા જઈ ચિત્ર ગૃહપતિને કહેવુ કે 'ગૃહપતિ! આર્ય સુધર્મને ક્ષમા કરો. હુ વિનતી કરુ છુ' એટલુ કહેવાથી તે માને તો ઠીક છે, પણ ન માને તો કહેવુ 'ગૃહપતિ! સઘના વચનથી હુ ક્ષમાની ભિક્ષા માગુ છુ' એટલુ કહેવાથી તે ન માને તો આર્ય સુધર્મે જમીન પર બેસી, મસ્તક નમાવી, હાથ જોડી ચિત્ર ગૃહપતિને કહેવુ કે, 'ગૃહપતિ! મારા દોષ માટે મને પશ્ચાત્તાપ થાય છે મને ક્ષમા કરો!'"

ત્યાર પછી આર્ય સુધર્મ પેલા ભિક્ષુ સાથે મચ્છિકાસણ્ડ ગયો ને ચિત્ર ગૃહપતિ પાસે ક્ષમાયાચના કરતો બોલ્યો "ગૃહપતિ હુ અપરાધી છુ મને ક્ષમા કરો"

ચિત્ર ગૃહપતિએ નત મસ્તકે આર્ય સુધર્મને પ્રણામ કરી કહ્યુ 'ભન્તે, ચિત્ર ગૃહપતિ આપને અભિવાદન કરે છે"

---

બાની કર્મનિષ્ઠા [અનુ૦ પૃ૦ ૪ થી ચાલુ] બની શકે એટલુ કરવાને માટે હમેશા તત્પર રહેતી પૂજ્ય બાની શારીરિક શક્તિ ક્ષીણ થઈ જતા આશ્રમના બીજા કાર્યોમા સાથ આપવાનુ સામર્થ્ય તેમનામા ન રહ્યુ તોયે એમનુ કર્મમય જીવન તો ચાલુ જ રહ્યું સેવાગ્રામના પોતાના ઓરડામા બેસીને વૃદ્ધાવસ્થાની એ દુર્બળતામા પણ તેઓ દરરોજ બે બે આટી સૂતર કાતતા હતા અમે લોકો એમની પાસે જઈને વારવાર કહેતા કે, 'બા હવે તો તમારે થોડો આરામ કરવો જોઈએ, રેટિયા પર આટલો શ્રમ ન કરવો જોઈએ' ત્યારે બા તરત જવાબમાં કહેતા કે, 'મને કાતવામા જ આરામ મળે છે હાથમા કઈ કામ ન હોય તો જીવ નથી લાગતો'

આગાખાન મહેલમા પણ તેમના દેહોત્સર્ગ પહેલા જ્યા સુધી એમનામા ઊઠવા બેસવાની શક્તિ હતી, ત્યા સુધી બા બરોબર કાતતા રહ્યા અને કામ વિના કદી ખાલી બેસી રહેતા નહી

લોકોએ તો બાપુની 'કર્મવીર' તરીકે પ્રશસા કરી છે, પરતુ એ ગુણ પૂજ્ય બામા પણ કઈ ઓછા પ્રમાણમા ન હતો વળી જે કર્મનિષ્ઠાનુ બાએ પાલન કર્યું એવી કર્મનિષ્ઠાની ધારાબાપુ ભાવનાનુ દર્શન આપણા દેશની હજારો માતાઓ અને બહેનોમા આપણે હમેશા કરીએ જ છીએ, તેથી બાને કર્મવીરનુ વિશેષણ આપવાની બાબતમા કોઈનુ ધ્યાન ન ગયુ એમની કર્મનિષ્ઠા બધા લોકોને એક સામાન્ય વાત લાગી એમા કોઈ સદેહ નથી કે બાએ બહુ કષ્ટ ઉઠાવ્યા, પોતાના બાળકોની માફક બીજા બાળકો પર પણ પ્રેમ વરસાવ્યો અને આત્મ-ત્યાગ દ્વારા પોતાને ઊચે આણ્યા પરતુ એ સૌથી ચડી જાય એવી વસ્તુ બાએ એ કરી કે સતત સેવાના કામમા પોતાની જાતને પૂરેપૂરી હોમી દીધી આ જ એમની મોટાઈનુ કારણ હતુ બાએ જે આદર્શ સ્થાપિત કર્યો તે અલૌકિક તથા દુસાધ્ય ન હતો તેથી એનુ અનુશીલન કરવુ અને તેને આચરણમા ઉતારવુ સાધારણ વ્યક્તિને માટે સહજ સુલભ છે બાપુના નામસ્મરણથી આપણે પ્રભાવિત અવશ્ય થઈએ છીએ, પરતુ એમના જેવી સાધના કરવાનો વિચાર કરતા જ મૂઝાઈ જઈએ છીએ પરતુ બાની કર્મનિષ્ઠા આપણને સૌને અત્યત સુલભ લાગે છે આશા રાખીએ કે, આપણે બાની કર્મનિષ્ઠાનુ અનુસરણ વધારે ને વધારે પ્રમાણમા અને વધારે વ્યાપક ક્ષેત્રમા કરવા પ્રયત્નશીલ બનીએ

# બળ અને તાકાતનો ઉપયોગ

શ્રી રાજેન્દ્રપ્રસાદ

માણસે રાક્ષસ જેટલુ બળ અને તાકાત પ્રાપ્ત કર્યા છે, અથવા તો કોઈ પણ રાક્ષસમા કદી પણ કલ્પવામા આવેલ બળ અને તાકાત કરતા પણ વધુ બળ અને તાકાત પ્રાપ્ત કર્યા છે, પરતુ તેમનો સદુપયોગ કરવાની આવડત હજુ તેણે કેળવી નથી બળ અને તાકાતનો જો સદુપયોગ કરવામા ન આવે તો તેમનુ પ્રમાણ જેમ વધતુ જાય તેમ તેમની વિનાશક શક્તિ પણ વધતી જાય છે, અને માનવજાત જો પોતાનુ જ્ઞાન તથા તે જ્ઞાન દ્વારા પ્રાપ્ત થયેલ શક્તિને અકુશમા રાખતા તથા તેમનો સદુપયોગ કરતા નહી શીખે, તો તેનો પોતાનો જ વિનાશ તેની સામે આવીને ઊભો છે, એમ આજે કહેવામા કશી અતિશયોક્તિ નથી

આ મુદ્દાના ઉદાહરણ તરીકે હુ પુરાણોની એક કથા કહી બતાવુ ભસ્માસુર નામે એક રાક્ષસ હતો તેણે ભારે કઠોર તપશ્ચર્યાઓ કરી એટલે શિવજી પ્રસન્ન થઈને તેની સામે પ્રગટ થયા અને તેને તેની ઇચ્છા મુજબનુ વરદાન માગવાનુ કહેવા લાગ્યા પેલાને એવુ વરદાન જોઈતુ હતુ કે, તે જેના માથા ઉપર હાથ મૂકે તે તરત બળીને ભસ્મ થઈ જાય (તેની કલ્પના એવી હતી કે, આ રીતે પોતાના માર્ગમા આવતા સર્વ કોઈનો નાશ કરી આખા જગતના એકમાત્ર અધિપતિ બનવુ) શિવજી મોએ બોલી બેઠા હોવાથી ના પાડી શક્યા નહી અને તેમણે તેને એ જાતની શક્તિ આપી હવે પેલા અસુરે આખા જગતનુ તથા શિવજીની સુદર પત્ની પાર્વતીનુ સ્વામિત્વ પ્રાપ્ત કરવા માટે શિવજીનો જ નાશ કરવાનુ વિચાર્યુ તેનો આવો વિચાર જાણી શિવજી નાઠા પેલા અસુરે તેમનો પીછો પકડ્યો શિવજીને નાસી છૂટવાનુ અને બચવાનુ કોઈ સ્થાન ન જડ્યુ તેમની એ વલે જોઈ પાર્વતી તેમની મદદે આવ્યા તે પેલા અસુર આગળ પોતાની પૂર્ણ મોહકતા અને સૌદર્ય સાથે પ્રગટ થયા અને તેને કહેવા લાગ્યા કે, તુ મને મેળવવા માટે શિવજીનો નાશ કરવા ઇચ્છે છે તો હુ પોતે જ તને પ્રાપ્ત થવા તત્પર છુ પણ શરત એ કે, તારે અમુક નૃત્ય વડે મને પ્રસન્ન કરવી જોઈએ મદ અને અભિમાનમા મસ્ત એવો પેલો અસુર તરત તેમ કરવા કબૂલ થયો અને નૃત્ય કરવા લાગ્યો એ નૃત્યમા એક ભગ એવો આવતો હતો કે જેમા તેનો પોતાનો હાથ પોતાના માથા ઉપર મૂકવો પડે એટલે જેવુ તેણે એમ કર્યુ કે તરત જ તેનો આપમેળે નાશ થયો

આજના દેવોએ પણ માણસના હાથમા વિનાશની અમર્યાદ સત્તા મૂકવાનો ખેલ રચ્યો છે અને માણસ પોતાના જ્ઞાનના ગર્વમા જેને સુદર અને ભવ્ય માને છે તેનુ મોહક આકર્ષણ તેઓ તેની સામે ધરી રહ્યા છે માણસ પોતાના જ વિનાશનુ નૃત્ય નાચવાના મોહમા ન ફસાય એટલી જ આપણે આશા રાખીએ અને પ્રાર્થના કરીએ એને એમ કરતો કેમ કરીને રોકી શકાય ? આપણે એવી આશા રાખીએ અને એવી પ્રાર્થના કરીએ કે, જે વિદ્યાની દેવીએ માનવજાતના હાથમા બળ અને તાકાત મૂક્યા છે તેમનો સાચો ઉપયોગ પણ તે જ તેને શીખવશે, જેથી કરીને અત્યારે જે વસ્તુને લીધે વિનાશનો ભય તોળાઈ રહ્યો છે તે વસ્તુને માણસ પોતાનુ હિત વધારવામા વાપરી શકે, અને વિનાશ થાય તો તેના અનિષ્ટોનો થાય, તેના બળ અને તાકાતનો નહી

પ્યારાબાપુ





## બાળકોના બાપુ

મોટા માણસોમા એક ગુણ ખાસ જોવા મળે છે તેઓ હમેશા બીજાના દુ ખનો વિચાર પહેલા કરે પોતાને કઈ દુ ખ થતુ હોય તો તેને મે હુ રૂપ આપીને દુ ખી થવાને બદલે પોતાના કરતા પણ જેની દશા બૂરી છે, દુ ખી છે, તેઓનો વિચાર તેઓ કરે છે અને એ બિચારા દીન દુ ખી માણસો કરતા આપણી દશા તો કેટલીય સારી છે, એમ સમજી પોતાના દુ ખને તુચ્છ ગણી બીજાનુ દુ ખ, બીજાની દીન દશા શી રીતે દૂર કરીએ એનો જ વિચાર તેઓ કરવા લાગે છે

બાપુનુ હૈયુ પણ એવુ સુવિશાળ હતું દેશની ગરીબી એમને અકળાવતી હતી. આપણા દેશના ગરીબ લોકોની કેટલી ખરાબ સ્થિતિ છે તે બાપુજી બરાબર જાણતા હતા.

એક વાર શ્રી ભુલાભાઈ દેસાઈ સાથે બાપુજી ખરે બપોરે જતા હતા માથા પર સૂરજ તપતો હતો અને પા નીચે ધરતી બળુબળુ થઈ રહી હતી તે વખતે બાપુજીના પગમા પગરખા ન હતા એ જોઈને ભુલાભાઈએ કહ્યુ 'બાપુજી, તમારા પગ દાઝતા હશે મારા ચપ્પલ તમે પહેરી લો '

તે સમયે સામેથી એક ગરીબ ડોસો માથા પર ભાર ઉપાડી હાંફતો હાંફતો આવતો હતો એના શરીર પર પહેરણ સુધ્ધા ન હતુ પરસેવાના રેલા ઊતરતા હતા. પગ પણ ઉઘાડા હતા

બાપુજીએ ભુલાભાઇને કશો જવાબ ન આપતા આખ વડે જ પેલા ગરીબ તરફ જોવાનુ કહ્યુ

બાપુજીએ જાણે મૌનમા જ ઉત્તર આપ્યો — આ બાપરા ગરીબનર તો જરા હાલ જુઓ ! એના કરતા તો મારી સ્થિતિ હજારગણી સરી છે આવા લાખો ગરીબોનો વિચાર કરતા શીખીએ તો આપણુ જીવન કેટલુ સાદુ અને સહનશીલ હોવુ જોઈએ એનો ખ્યાલ આવે

— મુકુલભાઈ

# સોટીનો પ્રતાપ!

કાકાસાહેબ

પ્રાથમિક શાળામાં શિક્ષકોને સોટી વાપરવાની ટેવ હોય છે. બાળકોનું જીવન સનાતન કાળથી જે ઢબે ચાલતું આવ્યું છે તેનો ખ્યાલ નહિ હોવાથી શિક્ષક પોતાની સંસ્કારી કે અસંસ્કારી મરજી મુજબ બાળકો માટે ઘાટ ઘડવાનો પ્રયત્ન કરે છે. બાળકો એ ઘાટમાં બેસે નહિ એટલે એ ચિડાય છે. એને લાગે છે કે શાળામાં એનું રાજ્ય તૂટ્યું, એને ક્રોધ ચડે છે; ક્રોધ સ્વભાવે હિંસક હોવાથી એને બાળકોને મારવાનું મન થાય છે. બાળકોને મારીને ધરાય ત્યારે જ એ શાન્ત થઈ શકે છે; એટલે કે બાળકના હિતને માટે નહિ પણ પોતાના ક્રોધનો વેગ શમાવવા માટે એ બાળકોને મારે છે. માર અસહ્ય થવાથી બાળકો ડરી જાય છે અને શિક્ષક કહે તે પ્રમાણે કરવા તૈયાર થઈ જાય છે. શિક્ષક જુએ છે કે માર એ એક અસરકારક ઇલાજ છે. એક ઇલાજ હાથમાં આવ્યો એટલે બીજો કોઈ પણ ઇલાજ શોધવા કે અજમાવવાની તરખડમાં એ પડે જ શાનો? જો વર્ગના વિષયો ભણાવતી વખતે બાળકોનું ધ્યાન એકાગ્ર ન હોય તો પોતાનું અધ્યાપન વધારે આકર્ષક કરવાને બદલે તે બાળકોને કહે છે કે 'અલ્યા, હું કહું છું એ તરફ બરાબર ધ્યાન આપજે; નહિ તો પંજરીપાક મળશે.' બાળકો તરત જ ધ્યાન આમ તેમ દોડતું અટકાવી એકાગ્ર કરે છે. પણ તે વિષય તરફ નહિ પણ પંજરીપાક તરફ. વિષય સાથે બિચારાઓને શું લેવા દેવા! પંજરીપાક એમને મન વધારે નક્કર સત્ય હોય છે. તેથી તેઓ એનો જ વિચાર કરે છે. પરિણામે વિચારશક્તિ અને ગ્રહણશક્તિ બુઠ્ઠી થાય છે. હવે પંજરીપાક ટાળવો હોય તો કંઇક ઇલાજ શોધી કાઢયે જ છૂટકો. ગ્રહણશક્તિ બહેર મારી ગએલ હોવાથી તે મદદ કરી શકે નહિ એટલે મોટી જેટલો જ યાંત્રિક ઇલાજ શોધી કાઢવો જોઈએ. એ હોય છે ગોખણપટ્ટીનો. ચિત્ત ગમે ત્યાં જતું હોય, મોઢું ચાલી શકે છે; અને અમુક પ્રયત્ન પછી પ્રશ્નોનો જવાબ ઊંઘમાં પણ આપી શકાય છે. મારની બીકે માણસ જવાબો મોઢે કરતો થઈ શકે છે એ અનુભવની વાત છે, પણ મારની બીકે કોઈની બુદ્ધિનો કે નીતિમત્તાનો વિકાસ થયો છે એવો તો અનુભવ નથી. આગળ જતાં વિદ્યાર્થીઓની આંખો જરાક આમ તેમ ગઈ કે શિક્ષકની સોટી બાળકના સાથળ ઉપર ચપ દઈને પડી જ છે. સોટીના ઉપયોગથી ટેવાયેલો શિક્ષક પછી માનસશાસ્ત્ર કે શિક્ષણશાસ્ત્ર શા માટે ખેડે?

પણ મારે દાખલો આપવો છે તે એથીય અદ્ભુત છે અને તે મેં પૂનામાં નૂતન મરાઠી વિદ્યાલયમાં જાતે અનુભવેલો છે. શુદ્ધ કેમ બોલવું અને શુદ્ધ કેમ લખવું, તેમ જ અમુક પ્રયોગો શુદ્ધ કેમ છે અને અમુક પ્રયોગો અશુદ્ધ કેમ છે એ વ્યાકરણ શીખવાથી સમજાય છે. એ વ્યાકરણની 'વ્યાખ્યા' મોઢે કરતાં મુશ્કેલી નહિ આવી, પણ નામ અને વિશેષણ વચ્ચેનો ભેદ સમજીને પાઠમાં અમુક શબ્દ વિશેષણ છે અને અમુક નામ છે એ ભેદ જ્યારે વિદ્યાર્થી બતાવી ન શકે ત્યારે એને ચપાચપ સોટી પડતી. કોઇને એકી માટે જવું હોય તો બે સોટીની સ્ટેમ્પ ફી ભરીને એકીએ જવાય. ઘેરથી મહિનાની ફી બાળક ન લઇ આવે તો ત્રીજી તારીખ પછી બાળકોને વખતે ક્રમે સોટી ખાવી પડતી, એવી નિશાળો પણ મેં જોઈ છે સોટીનો ઇલાજ એટલો સહેલો અને એટલો અસરકારક હોય છે કે એ હાથમાં આવ્યા પછી શિક્ષક પોતાનું ભેજું, જીભ કે મહેનત શા માટે કામમાં લાવે?

# ઈશ્વર-નિષ્ઠા

મુકુલભાઈ

કેરમાનના બાદશાહના રાજપુરુષને પોતાને આંગણે આવેલો જોઈ તપસ્વી શાહસુજાને આશ્ચર્ય થયું! બાદશાહને મારા જેવા ફકીરનું શું કામ પડ્યું હશે, એના વિચારમાં શાહસુજા હતા, ત્યાં તો આગંતુકે એમના હાથમાં એક ચિઠ્ઠી મૂકી.

ચિઠ્ઠી વાંચીને શાહસુજા બોલ્યા: "ઠીક. બાદશાહને કહેજો કે હું આપને ત્રણ દિવસ પછી આ ચિઠ્ઠીનો જવાબ આપીશ."

સલામ ભરી પેલો રાજપુરુષ ઘોડા ઉપર સવાર થઈ ચાલ્યો ગયો. શાહસુજા વિચાર કરતા ત્યાં જ બેસી પડ્યા. બાદશાહે પોતાની પુત્રી માટે માગું કર્યું હતું. શાહસુજાની એ ધર્મપરાયણ પુત્રી સંસારના ભોગોમાં રાચતા બાદશાહને પરણે એ શાહસુજા જેવા તપસ્વી સંતને જરાયે પસંદ ન હતું. પોતાની સાધ્વી પુત્રીને પણ એ ન ગમે. તે તો બીજે દિવસે એમની પુત્રીને, બહાર કામે જાઉં છું, એમ કહીને બહારગામ જવા નીકળ્યા. તે મસીદે મસીદે ફરવા લાગ્યા અને સારા સાધુચરિત માણસની શોધ કરવા લાગ્યા. પરંતુ ક્યાંય એવો માણસ તેમની નજરે ન પડ્યો! ત્રીજે દિવસે ખૂબ થાકેલી દશામાં તે એક મસીદમાં જઈ બેઠા અને પોતાને આ કસોટીમાંથી પાર ઉતારે એવી ખુદાને અરજ કરવા લાગ્યા.

એવામાં તેમની નજર ત્યાં નમાજ પઢતા એક જુવાન ફકીર પર પડી. તે તરત એની પાસે ગયા અને બોલ્યા. "હે ભાઈ, તેં શાદી કરી છે કે નહિ?"

પેલા જુવાન ફકીરે નકારમાં માથું હલાવ્યું, એટલે શાહસુજાએ તેને પોતાની સાથે આવવા કહ્યું અને પોતાની પુત્રી સાથે તેના લગ્ન કર્યાં.

લગ્ન થયા પછી જુવાન ફકીર શાહસુજાની પુત્રીને લઈને તે જ દિવસે પાછો ઘેર આવ્યો. ઝૂંપડીમાં પગ મૂકતા જ શાહસુજાની ગુણિયલ પુત્રીએ બધે નજર ફેરવી જોઈ. એક ખૂણામાં પાણી પીવાના કુંજા ઉપર રોટલાના કકડાને જોઈને તે વિચારમાં પડી ગઈ. તે બોલી: "તમે આ રોટી શા માટે અહીં રાખી છે?"

પેલો જુવાન ફકીર બોલ્યો: "ગઈ કાલે રોટી ખાતી વખતે મને થયું કે આટલી રોટી રહેવા દઉં તો કાલે કામ આવશે. એ આજને માટે રાખી હતી પણ ખુદાએ તો આજે મારા પર ભારે રહેમ કરી!"

શાહસુજાની પુત્રી તરત જ ઊભી થઈ પોતાને ઘેર જવાની તૈયારી કરવા લાગી. તે બોલી: "મારા અબ્બાજાને ભારે ભૂલ કરી છે. મારા અબ્બાજાન તો મને કહેતા હતા કે, 'ખુદા પર જે પૂરો ભરોસો રાખે છે અને ખુદાની ઇચ્છાને વશ થઈ જીવન જીવતો હશે એવા સાધુપુરુષ સાથે જ તારાં લગ્ન કરીશ.' પણ તમે તો હજી આવતી કાલનો વિચાર કરીને ચાલનારા છો તો તમારા જેવા સાધુ-પુરુષમાં હજી ઇશ્વરપરાયણતાની આટલીય ઊણપ જોઈને મને દુઃખ થાય છે. તમે ફકીરનું જીવન ગાળો છો તોયે એક રોટલા ટુકડા પૂરતો તમને ખુદા પર ભરોસો નથી?"

બિચારો જુવાન ફકીર તપસ્વી શાહસુજાની આવી ધર્મપરાયણ પુત્રીનાં વચન સાંભળી ખૂબ શરમાઈ ગયો. તેને પોતાની કચાશનું ભાન થયું. તે નત મસ્તક રાખી બોલ્યો: "ખરેખર, મને મારી નબળાઈ જાણી ખૂબ શરમ આવે છે! હું તમારે લાયક જરાયે

નથી. પણ તમે મારા જીવનને સન્માર્ગે દોરો એવાં છો. શું તમે અહીં રહો એવો એકેય રસ્તો મારે માટે નથી!'

શાહસુજાની સદ્ગુણી પુત્રી બોલી: "આજ પછી આવી રીતે રોટલાનો ટુકડો અહીં ન હોય કે હું નહીં હોઉં."

તરત જ પેલા યુવાને એ રોટલાના ટુકડાને બહાર ફેંકી દીધો.

---

ગુપ્ત પ્રગટ હૈ, એકે દૂધા,
કા કો કહીએ, બ્રાહ્મણ શૂદ્રા.

* * *

ઓર કે છિએ લેન હૈ છિંયા,
તુમ સોં કરહુ, કોન હૈ નીચા? —(કબીર સાહેબ)

જીવ માત્રમાં મૂળ સ્વરૂપે જોઇએ તો આત્મા એક છે. બાહ્ય દૃષ્ટિએ જોઇએ તો ઇશ્વરે સરજેલા માણસ માત્ર એક છે આમાં કોને બ્રાહ્મણ કહેવો અને કોને શૂદ્ર કહેવો?

જે બીજાને અડવાથી અભડાય છે અને પોતાના ભાઈ સમાન માનવીને નીચો ગણે છે, તેનાથી વધુ નીચ બીજું કોણ?

— રા૦ ના૦ પાઠક

---

ભક્તરાજ ...... ...[ અનુસંધાન પ૦ થી ચાલુ]

ધર્મદૂતે આંગળી વડે બતાવતા કહ્યું: "ત્યા દૂર દૂર દરવાજો દેખાય છે કે!"

ભક્તરાજ—ના. મને તો કશું દેખાતુ નથી!

ધર્મદૂત—ત્યાં દૂર દૂર પ્રકાશ જેવું દેખાય છે?

ભક્તરાજ—હા; એવું કંઇક દેખાય છે ખરું.

એટલે ધર્મદૂતે કહ્યુ: "તે પ્રકાશને ધ્યાનમાં રાખજે અને ત્યાં જવા પ્રયત્ન કર આગળ જતાં તને દરવાજો દેખાશે ત્યાં જઇને દરવાજો ઠોકજે. એ પછી તારે શું કરવાનું છે એ વિષે તને ત્યા સૂચના આપવામાં આવશે." એમ કહીને ધર્મદૂત ચાલ્યો ગયો.

ભક્તરાજ તો વધુ વિચાર કરવા થોભવાને બદલે એ પ્રકાશ તરફ દોડવા લાગ્યો. એને આમ નાસી જતો જોઇને એની પત્નીએ અને બાળકોએ તેને પાછો ઘેર આવવા બૂમો પાડી પણ ભક્તરાજે તો કાનમાં આંગળી નાખી દોડતા દોડતા કહ્યું: "જીવન! જીવન! સનાતન જીવન!" તેણે પાછા ફરીને પણ જોયું નહિ. અને ખુલ્લા ખેતરોને વટાવતો તે આગળ ને આગળ દોડતો રહ્યો.

આસપાસના પાડોસીઓ પણ તેને દોડતો નાસી જતો જોઇને ઘરની બહાર ધસી આવ્યા. કેટલાક તેની મશ્કરી કરવા લાગ્યા તો કેટલાક હસવા લાગ્યા, કેટલાક એને ગભરાવવા લાગ્યા તો કેટલાક એને પાછો ફરવા કહેવા લાગ્યા. એ બધામાં બે એવા નીકળ્યા જેઓ તેને બળજોરી કરીને પણ પાછો ઘેર લઈ આવવા તૈયાર થયા! તેમાંના એકનું નામ હતું હઠદાસ અને બીજાનુ નામ હતું પોચકીદાસ (ચાલુ)



# ત્રિવેણી સંગમ



સંકલનકર્તા મુ૦ ક૦

[ '૩૨ની સાલમા પૂજ્ય બાપુજી યરવડા જેલમા હતા ત્યારે એમની સાથે સરદારશ્રી વલ્લભભાઈ પટેલ અને શ્રી મહાદેવભાઈ દેસાઈ પણ હતા. આ ત્રણ મહાનુભાવોનો યરવડા મંદિરમા થયેલો સંગમ ત્રિવેણીસંગમ જેવો પાવનકારી છે ત્યા એમની વચ્ચે જે સ્નેહભીની પ્રસન્નતાની સૃષ્ટિ સર્જાઈ હતી એનુ સુરેખ આલેખન 'મહાદેવભાઈની ડાયરી'મા થયેલુ છે એવા વિનોદભર્યા પ્રસંગોનુ એ ડાયરીને આધારે કરેલુ આ સંકલન સૌને બાપુના આ વહાલા પરિવારનુ મધુરુ સ્મરણ કરાવશે.]

(૧)

બાપુજીને '૩૨ની સાલમા યરવડા જેલમા રાખ્યા હતા ત્યારે વલ્લભભાઈ એમના સાથે હતા પછી મહાદેવભાઈને પણ બાપુજી પાસે રાખવામા આવ્યા મહાદેવભાઈએ સવારે ચા પીવાની હા કહી હતી તેમણે વલ્લભભાઈને પૂછ્યુ : "કેમ, તમે ચા પીવાની બંધ કરી છે ?"

વલ્લભભાઈ કહે "અહી બાપુની સાથે આવીને હવે શુ ચા પીવી ? આપણે તો એ જે ખાય તે ખાવુ એમ ઠરાવી દીધુ ચોખા છોડયા, શાક બાફવાનુ ઠરાવ્યુ, અને એ વખત દૂધ રોટી ઠરાવી બાપુ પણ રોટી ખાય છે '

ચા વિના ન ચલાવનારા વલ્લભભાઈના આ નિશ્ચયથી મહાદેવભાઈને પ્રોત્સાહન મળ્યુ તેમણેય ચા પીવાનુ બંધ કર્યું અને રોજના ક્રમમા તે ભળી ગયા

જેલમા બાપુને માટે સોડા બનાવવો, ખજૂર સાફ કરવુ, દાતણ બનાવવું એ બધુ વલ્લભભાઈએ પોતે જ માથે લઈ લીધુ હતુ

વલ્લભભાઈ મહાદેવભાઈને હસતા હસતા કહે " મને ક્યા ખબર હતી કે અહી સાથે રાખવાના છે ખબર હોત તો કાકાને પૂછી લેત કે બાપુનુ શુ શુ કામ કરવાનુ હોય છે? આ તો બાપુ કશુ કહે નહી એટલે ખબર ન પડે કપડા ધોવાનુ તો બાપુએ રાખ્યુ જ નથી અંદરથી ધોઈને જ નીકળે પછી કરવુ શુ ?"

(૨)

એક દિવસે વલ્લભભાઈએ બાપુને પૂછ્યુ -

"કેટલા ખજૂર ધોઉ ?"

બાપુ કહે "પંદર."

એટલે વલ્લભભાઈ કહે : "પંદરમા અને વીશમા ફેર શુ ?"

બાપુ કહે "ત્યારે દશ. કારણ કે દશમા અને પંદરમા ફેર શુ ?"

(૩)

જમી રહ્યા પછી વલ્લભભાઈ હંમેશની જેમ દાતણ કૂટીને તૈયાર કરવા બેઠા વલ્લભભાઈ કહે "ગણ્યાગાંઠ્યા દાંત રહ્યા છે તોપણ બાપુ ઘસ ઘસ કરે છે પોલુ હોય તો ઠીક પણ સાજેલુ વગાડ વગાડ કરે છે"

મહાદેવભાઈએ વિનોદમા કહ્યું " '૩૦મા આપણું સાજેલુ સાજેલુ પણ વગડ્યુ સરસ "

બાપુએ તકરારથી રિમાર્ક કર્યું. વલ્લભભાઈ કહે: "આ વખતે પણ એમ જ છે. પણ શું કરીએ, Caravan passes! (કારવાં – સંઘ આગળ ચાલ્યો જાય છે!)"

(૪)

બાપુ બધી વસ્તુમાં 'સોડા' નાખવાનું કહેતા એટલે વલ્લભભાઈને એ એક મોટો મજાકનો વિષય થઈ પડ્યો. કંઈક અટપટું આવે એટલે વલ્લભભાઈ કહે "સોડા નાખોની!"

(૫)

એક દિવસ સવારે પોણાચારે ઊઠવાને બદલે બાપુ ત્રણ વાગ્યે ઊઠી પડ્યા. મહાદેવભાઈએ કહ્યું: "બાપુ, ટકોરા તો ત્રણ જ સંભળાયા છે." બાપુને ઘડિયાળ જોતા માલૂમ પડ્યું કે ત્રણ જ વાગ્યા છે, એટલે બાપુ બોલ્યા —

"ઊઠ્યા છીએ ત્યારે પ્રાર્થના કરી લઈએ એ જ ઠીક છે"

દાતણપાણી અને પ્રાર્થના કરી રહ્યા પછી ચાર થયા. લીંબુનું પાણી અને મધ પીધા. દરરોજ ચાર સાડાચારથી સાડાપાંચ વાગ્યા સુધી બાપુ અને વલ્લભભાઈ ચાલવાનું રાખતા. બાપુએ તે દિવસે સરદારને ચિઠ્ઠી ઉપર લખ્યું "તમે બાકીની ઊંઘ પૂરી કરો"

વલ્લભભાઈ કહે "નહી, આપણે તો તમારી પાછળ પાછળ જ ચાલવાના!" (ક્રમશ)

## બાપુનું ઋણ

જ્યા જોઈએ ત્યા કોઈ સાચું કાર્ય એવુ નથી જોવામા આવતું જેમાં બાપુનો હાથ ન હોય. કોઈ કાર્ય શરૂ કરતી વખતે એમની સલાહ અને એમના આશીર્વાદ લીધા વગર કોઈને સંતોષ નહોતો થતો તેમ આત્મવિશ્વાસ નહોતો આવતો એ કાળરાત્રિએ પંડિત જવાહરલાલે કહેલું કે મને દરેક કામમા બાપુની સલાહ લેવાની એવી આદત ગઈ હતી કે જ્યારે હુ એમને સ્મશાનમા ઈ જવાની યોજના વિચારવા લાગ્યો ત્યારે, ચાલો બાપુની સલાહ લઈએ, એમ કરીને ઊભો થઈ ગયો; પણ તરત ભાન આવ્યું કે હવે બાપુ ક્યાં છે?

અર્જુને ભગવાનને પૂછ્યું હતું, "તમારું નિત્ય ચિંતન કરતો કરતો તમને હું કઇ રીતે ઓળખી શકું?" ભગવાને કહ્યું હતું, "મારી વિભૂતિઓનો અંત નથી, જે કંઈ પણ વિભૂતિમાન, લક્ષ્મીવાન અથવા પ્રભાવશાળી છે તે મારા તેજના અંશથી થયેલું જાણ"

બાપુને વિશે પણ બરાબર એવું કહી શકાય. એમની વિભૂતિઓની, એમના કાર્યોની, એમની સેવાઓની, એમના ત્યાગ અને તપસ્યાની ગણતરી નથી તેઓ ન રોત તો કોણ જાણે આપણે કેટલા વરસો સુધી ગુલામીની જ જીરોમા જકડાયેલા રહેત આપણી સ્વતંત્રતાના દાતા અને આરાધ્ય દેવ બાપુ નહી તો બીજા કોણ છે? જે કંઈ વિભૂતિમાન, લક્ષ્મીવાન અથવા પ્રભાવશાળી છે, એ બધું એમની જ ભેટ છે, એમની જ તપસ્યાનું પરિણામ છે એમના એક અંશ *સ્તર પર આ આખો હિન્દસ્તાન ઊભો છે* આજે અહીં જેટલા આગેવાન અને કાર્યકર્તા છે તે બધા એમના તેજથી પ્રકાશે છે તેઓ સાચા અર્થમા આપણા રાષ્ટ્રનિર્માતા ને રાષ્ટ્રપિતા હતા —બ્રજકૃષ્ણ ચાંદીવાલા

પ્યારાબાપુ




# મણકો ૩ જો—અહિંસા

સંકલન કર્તા ચંદુલાલ બ. પટેલ

આજ ઉપવાસ રાખીને તેમ જ પ્રાર્થના કરીને પોતાને પવિત્ર બનાવવાની આપણને ઘણી જ જરૂર છે. ૧૯૧૯ના એપ્રિલની ૬ઠ્ઠી તારીખે પૂરેપૂરી ખુશી માનવાનું કારણ હતું; કેમકે તે વખતે સારાયે દેશમાં જાગૃતિ ફેલાઈ ગઈ હતી અને ત્યારે હિંદુ મુસલમાન કે એવો કોઈ ભેદભાવ રહ્યો નહોતો અને સૌ કોઈ અંદરોઅંદર પ્રેમભાવથી હળીમળીને રહ્યા હતા. છતાં તે વખતે પણ મેં લોકોને પ્રાર્થના કરવાની ને ઉપવાસ રાખીને ચરખા ચલાવીને ઉત્સવ માનવાની સલાહ દીધી હતી. આજે તો આપણે આપણા ભગવાન આગળ શીર નમાવીને પ્રાર્થના કરવાનાં તેથીયે વધુ સબળ કારણો મોજુદ છે, કેમકે આજે ભાઈ ભાઈઓ એકબીજા અંદરોઅંદર લડી રહ્યા છે, અન્ન અને વસ્ત્રની પણ ભયંકર તંગી છે દેશના નેતાઓ ઉપર જુમ્મેદારીનો એટલો બધો બોજો આવી પડ્યો છે કે ભગવાનની કૃપા વિના મજબૂતમાં મજબૂત આદમીની કમ્મર પણ તૂટી પડે એમ છે

હિંદુસ્તાન કરોડો લોકોનો રાષ્ટ્ર છે. એનો અવાજ કોઈએ સાંભળ્યો નથી. અંતગ ધર્મોને માનવાવાળા લોકોનો આ દેશ એક અખંડ રાષ્ટ્ર બન્યો છે એ સર્વ લોકોને હિંદુસ્તાનના નાગરિક બનવાનો દાવાનો એક સરખો હક્ક છે બહુમતવાળી જાતિનો લઘુમતીવાળી બીજી જાતિને દબાવવાનો કોઈ હક્ક નથી. સંખ્યાબળ કે તલવારની તાકાત સાચો હક્ક નહિ મનાય ન્યાયથી મળેલ હક્ક એ જ સાચી તાકાત ગણાય, પશુબળ કે બળજબરી એ તાકાત નથી જ.

એક હૈદરાબાદી ભાઈ ત્રિરંગા રાષ્ટ્રીય ઝંડાના સંબંધમાં લખે છે કે: "ત્રિરંગી ઝંડો અમારા આંદોલનોનું એક પ્રતીક હતો. તેમાંથી ચરખો કાઢી નાખીને સહુથી મોટો અપરાધ કર્યો છે નવા ચક્રનો કે પુરાણા અશોકના ચક્રનો ગાંધીજીના ચરખા સાથે કોઈ સંબંધ નથી; પરંતુ એ બન્ને પરસ્પર વિરોધી છે ગાંધીજીનો ચરખો ધર્મથી, મજહબથી પર છે, જ્યારે નવું ચક્ર હિંદુધર્મનું પ્રતીક છે ગાંધીજીનો ચરખો 'અહિંસક પરિશ્રમ'નું પ્રતીક છે, જ્યારે નવું ચક્ર 'સુદર્શન ચક્ર'નું પ્રતીક છે. સુદર્શન ચક્ર 'હિંસાનું' પ્રતીક છે આ રીતે નવા ઝંડાથી

હિંદુધર્મના નામે રાષ્ટ્રની હિંસાવૃત્તિને ઉત્તેજન મળશે." મુનશીજીએ ઝંડાનો જે અર્થ કર્યો છે તે અર્થ હોય તો રાષ્ટ્રીય ઝંડો ખતમ થયો ગણાય, પણ અશોકનુ ચક્ર કોઈ પણ હાલતમા હિંસાનુ પ્રતીક નથી બની શકતુ મહારાજ અશોક બૌદ્ધ હતા, અહિંસાના પૂજારી હતા સુદર્શન ચક્રનો તો ઝંડાના ચક્ર સાથે કોઈ મેળ ખાતો નથી સુદર્શન ચક્ર મારી દૃષ્ટિથી અહિંસાની નિશાની છે, પણ એ તો મારી માન્યતા છે સાધારણ રૂપથી સુદર્શન ચક્ર હિંસાનુ સાધન મનાય છે એમા શક નથી કે નવા ઝંડાથી અથવા તે ઉપર જે ચર્ચા થઈ છે તે ઉપરથી એમ તો કહી શકાય કે ચરખાનુ મૂલ્ય ઓછુ થઈ ગયુ નથી, પણ તે જરૂર ઓછુ તો થયુ છે અશોકનુ ચક્ર અને સૂતર કાતવાનો ચરખો એ બેય એક છે કે નહિ તે તો આખરે લોકોના આચરણ ઉપરથી નક્કી થશે

# સૌ....કોઇ....વાંચે....

'રૂપાયતન' સસ્થા ધીમે ધીમે પોતાના કાર્યનો વિસ્તાર કરતી જાય છે અને થોડા વખતથી 'બાલમંદિર' શરૂ કર્યું છે અમારા કાર્યનો વિસ્તાર થતા અમારી સાથે કામ કરવા માટે અમને મિત્રોની જરૂર રહે છે તેથી બાલમંદિરના કામમા રસ હોય અને 'રૂપાયતન'ની ઇતર પ્રવુત્તિઓમા ભળવાનો ઉત્સાહ ધરાવતા હોય એવા ભાઈઓ પોતાની આર્થિક જરૂરિયાત દર્શાવી અમારી સાથે પત્રવ્યવહાર કરે એવી અમારી વિનતી છે પત્રવ્યવહાર 'પ્યારાબાપુ'ને સરનામે કરશો

★ વધુ ગ્રાહક બનાવી 'બાપુસ્મરણ' મેળવો ★

## અનુક્રમણિકા

૨૮ ફેબ્રુઆરી ૧૯૫૨


| | | પૃ૦ | | | પૃ૦ |
|---|---|---|---|---|---|
| ૧ બાનો ઘાટામાં મોટો ગુણ | ગાધીજી | ૧ | ૧૩ શાતિનું સ્થાન | ઉજ્જવલ કુવરજી | ૧૫ |
| ૨ પથ તારો કાપે જા | સતબાલજી | ૨ | ૧૪ ગીતા | બબલભાઈ મહેતા | ૧૬ |
| ૩ કેટલાક સત્રો | દે૦ વા૦ | ૨ | ૧૫ ક્ષમાયાચના | પદ્મનાભ શ્રી જૈની | ૧૭ |
| ૪ પૂજ્ય બાની કર્મનિષ્ઠા | પ્રભુદાસ ગાંધી | ૩ | ૧૬ બળ અને તાકાતનો ઉપયોગ | શ્રી રાજેન્દ્રપ્રસાદ | ૨૦ |
| ૫ ભક્તરાજ | મુકુલભાઈ | ૫ | ૧૭ બાળકોના બાપુ | મુકુલભાઈ | ૨૧ |
| ૬ સર્વોદયની દૃષ્ટિ | વિનોબાજી | ૭ | ૧૮ સોનીનો પ્રતાપ | કાકાસાહેબ | ૨૩ |
| ૭ વિનોબાની રીત | કિ૦ ઘ૦ મ૦ | ૮ | ૧૯ ઈશ્વરનિષ્ઠા | મુકુલભાઈ | ૨૩ |
| ૮ વિદ્યાર્થીનો ધર્મ | રવિશંકર મહારાજ | ૯ | ૨૦ ઊંચ-નીચ ભાવ | રા૦ ના૦ પાઠક | ૨૪ |
| ૯ રવિશંકર દાદા | નાનાભાઈ ભટ્ટ | ૧૦ | ૨૧ ત્રિવેણી સગમ | મુ૦ ક૦ | ૨૫ |
| ૧૦ દુ ખનું ઓસડ | ગુરુદયાલ મલ્લિક | ૧૧ | ૨૨ બાપુનું ઋણ | બ્રજકૃષ્ણ ચાંદીવાલા | ૨૬ |
| ૧૧ આપણું કર્તવ્ય | કેદારનાથજી | ૧૨ | ૨૩ ગાધી માળા | ચંદુલાલ બ પટેલ | ૨૭ |
| ૧૨ બાપુના પત્રો | | ૧૩ | ૨૪ ગ્રથ વહેચન | મુ૦ ક૦ | |

**ગ્રંથાવલોકન** [અનુસંધાન કવર પેજ બીજાથી ચાલુ] ઉપરથી આ પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે ખરી રીતે આવા પુરુષ વિદ્વાન અને કેળવણીકાર પાસેથી આ વિષય પર દળદાર પુસ્તકની આશા સૌરાષ્ટ્ર સરકારે સેવવી જોઇએ

(૫) સૌરાષ્ટ્રની જળસંપત્તિ લે૦ શ્રી. ઉપેન્દ્ર ભટ્ટ; પૃ૦ ૧૧.

કુદરતની અખૂટ સંપત્તિઓમાં જળસંપત્તિ અગત્યને સ્થાને છે તેથી એ સંપત્તિનું નિયમન કરી તેનો યોગ્ય ઉપયોગ કરવામા આવે તો મનુષ્યોને ખૂબ રાહત મળે એમ છે આ નાનકડી પુસ્તિકામા સૌરાષ્ટ્ર સરકાર જળસંપત્તિનો શી રીતે સદુપયોગ કરવા ઇચ્છે છે એની આછી રૂપરેખા આપવામા આવી છે

(૬) સૌરાષ્ટ્રમાં જમીન સુધારણા યોજનાઓ: લે૦ શ્રી. બળવન્તરાય મહેતા; પૃ૦ ૧૨.

સૌરાષ્ટ્રના એકમ પછી ખેડૂતોની સ્થિતિ સુધારવા સૌરાષ્ટ્ર સરકારે જે સુધારાઓ કર્યાં એનો આંકડા સહિત સંક્ષેપમા આ નાનકડી પુસ્તિકામા શ્રી. બળવંતરાયભાઇએ જરૂરી ખ્યાલ આપ્યો છે

(૭) સૌરાષ્ટ્રમાં વીજળીકરણ લે૦ શ્રી. ચીકમલાલ શાહ; પૃ૦ ૧૧

વીજળી એ સુધરેલી સંસ્કૃતિનુ પ્રતીક છે વીજળી આજે દુનિયામાં ઘેર ઘેર પહોંચતી જાય છે. સૌરાષ્ટ્રમા પણ એ દિશામા કેવા પ્રયત્નો થઇ રહ્યા છે એની ટૂંકમા માહિતી આપવામા આવી છે

(૮) સૌરાષ્ટ્રમાં કામદારોની ઉન્નતિ. પૃ૦ ૩૪.

આ પુસ્તિકામા એકમ રચના પછી સૌરાષ્ટ્રમા કામદારોની ઉન્નતિ અંગે શી શી પ્રવૃત્તિઓ ચાલી રહી છે એનુ અવલોકન કરવામાં આવ્યું છે.

(૯) સૌરાષ્ટ્રના કામદારો: લે૦ શ્રી. ઘનશ્યામભાઈ ઓઝા; પૃ૦ ૯.

આ પુસ્તિકામા સૌરાષ્ટ્રમાં કામદારોની એકમ પછી શી સ્થિતિ છે અને તેમાં જરૂરી સુધારાઓ દાખલ કરવા શા શા પ્રયત્નો થઇ રહ્યા છે તેની માહિતી આપવામા આવી છે.

(૧૦) સૌરાષ્ટ્રનો ઉદ્યોગ વિકાસ: લે૦ શાન્તિલાલ મંગળદાસ શેઠ; પૃ૦ ૨૧

સૌરાષ્ટ્રમા ઔદ્યોગિક વિકાસનો પ્રશ્ન અગત્યનો બન્યો છે એકમ પહેલાની અને એકમ પછીની પરિસ્થિતિમા ખૂબ જ ફેર છે પરિસ્થિતિ બદલાતા અને નવા સંજોગો ઊભા થતા આ પ્રશ્ને સૌરાષ્ટ્ર સરકારનું ધ્યાન કઇ કઇ બાબતોમા અને કયા કયા ઉદ્યોગોમા કેંદ્રિત કર્યું છે, એ આ પુસ્તિકામા દર્શાવવા લેખકે પ્રયત્ન કર્યો છે.

(૧૧) સૌરાષ્ટ્રની ખનીજ સંપત્તિ લે૦ શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ; પૃ૦ ૧૨

કુદરતની માનવોને અમૂલ્ય બક્ષિસોમા ખનીજ સંપત્તિ એક મહત્ત્વની બક્ષિસ છે સૌરાષ્ટ્રની સરકાર એ સંપત્તિનો પણ સારામા સારો અને પૂરેપૂરો ઉપયોગ શી રીતે કરવો તે વિચારી રહી છે અને એ પ્રમાણે સૌરાષ્ટ્ર ભવિષ્યમા ઉત્તરોઉત્તર સમૃધ્ધ થતો જશે એવી આશા રાખીએ

(૧૨) સૌરાષ્ટ્રમાં કેળવણીનો વિકાસ લે૦ શ્રી હરભાઈ ત્રિવેદી; પૃ૦ ૧૦.

એકમ પહેલા થોડા અપવાદો સિવાય સૌરાષ્ટ્ર કેળવણીની બાબતમા અંધકારયુગમા હતો એમ કહી શકાય. હવે કેળવણીની દિશામાં ઝડપી વિકાસ થઈ રહ્યો છે. વળી સૌરાષ્ટ્રમાં કેળવણીનાં ક્ષેત્રોમા ઉત્સાહ પણ ખૂબ જ દેખાય છે. થોડા વખતમાં સૌરાષ્ટ્ર કેળવણીનો વિકાસ સાધવામા ખૂબ પ્રગતિ કરશે [illegible] શકાય.

— મુ૦ કો૦

# સાભાર સ્વીકાર

સ્મરણ યાત્રા (સચિત્ર) લે૰ કાકાસાહેબ કાલેલકર, સંક્ષિપ્તકાર મગનભાઈ પરેખ, પ્ર૰ વોરા એન્ડ કંપની, મુંબઈ ૨, કિ૰ રૂા ૧-૭-૦ પૃ૰ ૮૬

તપસ્વી બાપુ (કાવ્યસંગ્રહ) લે૰ માણેકચંદ બોના પ્ર૰ માણેકચંદ બોના, નવીવા (કચ્છ) કિ૰ આઠ આના પૃ૰ ૭૬

મર્જતા હૈયા (વિશ્વવાત્સલ્યનું પાંચમું ભેટ પુસ્તક) લે૰ નવલભાઈ શાહ, પ્ર૰ મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર અમદાવાદ કિ૰ અઢી રૂપિયા પૃ૰ ૨૧૮

પ્રેમાવતાર ઈશુ (ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારકમાળા પુ૰ ૮) લે૰ દેસાઈભાઈ પટેલ પ્ર૰ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ કિ૰ દોઢ રૂપિયો, પૃ૰ ૧૭૭

ઉંચાનું ઓછા પણ' લે૰ ચુનીલાલ મડિયા પ્ર૰ એન એમ ત્રિપાઠી લિ મુંબઈ ૨ કિં ૫-૮-૦ પૃ૰ ૪૮૮

વ્યાજનો વારસ લે૰ ચુનીલાલ મડિયા પ્ર૰ એન એમ ત્રિપાઠી લિ મુંબઈ ૨, કિ૰ રૂા ૪-૪-૦ પૃ૰ ૩૮૮

ગુરુવાદ (શ્રી કેદારનાથજી સાથેના કેટલાક વાર્તાલાપો) સંપા૰ નરહરિ ઈશ્વરદાસ મશરૂવાળા, પ્ર૰ રમણીકલાલ મગનલાલ મોદી શાંતિનગર નં ૧૭ આશ્રમ રોડ અમદાવાદ કિ૰ પાંચ આના પૃ૰ ૪૮

## "પ્યારા બાપુ"

વાર્ષિક લવાજમ રૂા ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે તે કાર્યાલયને સરનામે મ.ઑ.થી મોકલવું
પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે
લવાજમ મ ઑ થી મોકલતા મ ઑ ની કુપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું
એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે
આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે

પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું ગ્રાહકોએ પત્ર વ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે

'પ્યારાબાપુ' કાર્યાલય, જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, ગિરિવિહાર, કૉલેજ રોડ, જૂનાગઢ

# ગ્રંથાવલોકન

સર્જાતા હૈયા : લે૦ નવલભાઈ શાહ; પ્ર૦ મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, હઠીભાઈની વાડી, અમદાવાદ, કિ૦ અઢી રૂપિયા, પૃ૦ ૧૦+૨૧૮

'વિશ્વવાત્સલ્ય'નુ આ પાચમુ ભેટપુસ્તક સોઈ મુનિશ્રીની વિચારસરણી પ્રત્યે પ્રીતિ ધરાવનાર સૌ કોઈને એ વાચવાનુ મન અવશ્ય થાય મુનિશ્રીના સાન્નિધ્યમા રહી નવલભાઈ પણ પોતાનો વિકાસ સાધી રહ્યા છે આ પુસ્તકમા એમના ઘડાતા –સર્જાતા– વિચારોનો પણ સહેજે પરિચય થાય એમ છે

આ વાર્તાકાર 'નવલકથા' નામથી ભડકતા તો નથી ને ? વિશ્વસાહિત્યના અભ્યાસીને સાહિત્યમા નવલકથા કેવુ અપ્રતિમ સ્થાન પામી શકે છે એનો ખ્યાલ હશે જ 'નવલકથા' એ સાધ્ય નથી, પણ સાધન છે જો સર્જકમા પોતાની અદર ઊંડાણ હોય, પોતાને કઈક વ્યક્ત કરવાની અદમ્ય વૃત્તિ હોય તો જરૂર એને હાથે ઉત્તમ નવલકથાનુ સર્જન થઈ શકે છે ટૉલ્સ્ટૉય, દૉસ્ટોયેવ્સ્કી, વિક્ટર હ્યુગો, આનાતોલ ફ્રાંસ વગેરે સાહિત્ય સ્વામીની કૃતિઓ આ વાતનુ સમર્થન કરે એવી અવશ્ય છે

આ કૃતિ વિશે શ્રી કાકાસાહેબ 'યુગ પરિવર્તન'મા કહે છે "'સર્જાતા હૈયા' ગુજરાતી નવલસાહિત્યમા નવી જ ભાત પાડે છે" પરતુ એ કથન સાથે સાહિત્યક્ષેત્રના વિવેચક વિદ્વાનો કેટલા સમત થાય છે એ એ વિચારવુ રહ્યું એક દ્રષ્ટિએ જોતા આ પુસ્તક નવલકથા તરીકે કથાશાભર્યુ છે કાકાસાહેબનુ આ કથન પણ વિચાર માગી લે છે "જેટલુ વાચ્યુ તેટલા પરથી હુ જોઈ શકયો છુ કે નવલકથાકારની સ્વભાવચિત્રણ, સવાદ અને ઘટનાવર્ણન બધી શક્તિઓ તમે સરસ ખીલવી છે" વળી મુનિશ્રી સતબાલ 'પ્રાસગિક'મા કહે છે "ભાઈ નવલભાઈએ જે કસોટી બતાવવા પ્રયત્ન કર્યો છે, તેનુ મૂલ્ય નવલકથાના સિદ્ધહસ્ત લેખકો કેટલુ આકશે, તે મારે મન બહુ અગત્યનો પ્રશ્ન નથી, પરતુ સામાન્ય વાચકવર્ગ એમાથી શી પ્રેરણા ઝીલશે, એ મારે મન ઘણી મહત્ત્વની વસ્તુ છે" મુનિશ્રીનુ આ વિધાન પણ વિચારણા માગી લે છે

'સર્જાતા હૈયા'ના શરૂઆતના પ્રસગો મુગ્ધ કરે એવા અવશ્ય છે ચદુભાઈ ચૌધરીઆ –દાદાની–ની દાન આપવાની ઉદાત્ત રીત બાઈબલના વચન–તારો જમણો હાથ શુ આપે છે તેની જાણ તારા ડાબો હાથને થવા ન દે–ની સ્મૃતિ તાજી કરે છે દાદા વાર્તાના નાયક શભુના જીવન પર ઊંડી અસર પાડે છે પરતુ વાર્તાનો પ્રવાહ આગળ જતા દાદાનુ એકદમ વિસ્મરણ થય છે શભુ લગ્નની વાત પોતાના મોટાભાઈ સાથે કરવા રામપુર આવે છે પરતુ આવા ગભીર પ્રસગ વખતે પોતે ગુરુ તરીકે જેને માનતો હતો એવા દાદાની સલાહ લેવાનુ એને સૂઝતુ જ નથી ! અરે, એ જેમની સાથે કામ કરે છે એ 'ભાઈ'ની પણ સલાહ લેવાનુ રહી જાય છે ! આમ આમાના ઘણા પ્રસગોનો વિચાર કરતા 'દાદા'નો ખપ પૂરતો જ ઉપયોગ વાર્તાકારે કર્યો છે (વાર્તાકારમા આ ત્રુટી પ્રાધાન્યપણે જણાઈ આવે છે શભુના ભા રામપુર જાય છે ત્યાર પછી એનુ શુ ? બહેન વિધવા થઇ ત્યાર પછી જાણે કે એને બહેન હોય જ નહિ એવુ વર્તન શભુનુ દેખાય છે વચ્ચે કુરસન પગીને મુખે બહેનનો થોડો ઉલ્લેખ આવે છે ત્યારે [ અનુ૦ પૃ૦ ૫૫ ગે ]



"બાપુ પ્રત્યેની વફાદારીમા ખાન સાહેબને ચડે એવો હુ તો કોઇને
જાણુતો નથી." — સરદાર પટેલ




ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

વર્ષ ૫ ] ૩૦ માર્ચ–૧૯૫૨ [ અંક ૨


# મહાત્માજીકી ખિદમતમેં

આપકી ખિદમતમેં મેરી યહ અરજ હૈ કિ આપ મેરે બારેમેં કોઈ ફિકર ન કરે. મૈં ખુદાકા એક નાચીઝ બંદા હૂં. અગર ઉસને મેરી વજહસે અપની મખલૂકકી (= ખુદાએ પેદા કરેલી સૃષ્ટિની) કુછ ખિદમત લેની હૈ તો ઉસકે લિયે મુઝે તંદુરસ્ત રખેગા. મહાત્માજી, હકીકત યહ હૈ કિ મુઝમેં બહુતસી કમજોરિયાં, જિસકો બાહર મૈં મહસૂસ કરતા થા લેકિન ઉસકી બરદાશ્ત મજબૂરીસે કરતા થા, અબ મૈં દેખ રહા હૂં કિ યહાં જેલમેં આહિસ્તા આહિસ્તા બરદાશ્ત હો રહી હૈં. મેરા બદન કમજોર હો રહા હૈ લેકિન મેરી રૂહાની તાકત બઢ રહી હૈ.

મૈં કભી કભી આપકો ખ્વાબમેં દેખા કરતા હૂં. એક દફા મૈંને દેખા કિ આપ ઔર મૈં અકેલે જા રહે હૈં. આપકે પાસ બકરીકા બચ્ચા હૈ. આગે એક બહુત ગહરા પાનીકા નાલા આતા હૈ. મૈંને આપકો કહા કિ આપ થક ગયે હૈં, અબ બચ્ચા મુઝે દે. આપને દે દિયા. જબ નાલા પાર કરકે ઊપર ચઢે તો સામને એક શહર નજર આયા. દોનો ઉસમેં દાખલ હુએ. મૈંને આપસે નમાઝકી ઇજાજત લી, ઔર જબ નમાઝસે ફારેગ હોકર આપકે પાસ વાપસ આતા થા તો આંખે ખુલ ગઈ.

મહાત્માજી, મુઝે અપની દુઆમેં યાદ રખેં કિ ખુદાવંદ તાલા મુઝે સબર (= ધીરજ) ઔર ઇસ્તકલાલ (= દૃઢતા) દે ઔર ઇસ લાયક બના દે કિ ઉસકી મખલૂકકી ખિદમત કર સકૂં.

અપની બંદગીમેં મુઝે યાદ રખે, ઔર દિલસે દુઆ દે કિ મેરી દુન્યવી ખ્વાહિશે સબ દબ જાય, ઇસ નાચીઝ બંદેકે લિયે મુઝે કોઈ પરવા ન રહે, ઔર મેરી રૂહાની તાકત હમેશા બઢતી રહે.

અબ્દુલ ગફારખાન



# કૈસા નાતા રે

મન ફૂલા ફૂલા ફિરે જગતમેં કૈસા નાતા રે॥
માતા કહૈ યહ પુત્ર હમારા, બહન કહૈ બિર મેરા।
ભાઈ કહૈ ભુજા યહ મેરી, નારિ કહૈ નર મેરા॥
પેટ પકરિ કે માતા રોવૈ, બાંહ પકરિ કે ભાઈ।
લપટ ઝપટિ કે તિરિયા રોવૈ હંસ અકેલા જાઈ॥
જબ લગિ જીવે માતા રોવૈ બહિન રોવૈ દસ માસા।
તેરહ દિન તક તિરિયા રોવૈ ફેરી કરૈ ઘર બાસા॥
ચાર ગજી ચરગજી મંગાયા ચઢા કાઠકી ઘોરી।
ચારોં કોને અગિનિ લગાઇ ફૂક દિયો જસ હોરી॥
હાડ જરૈ જસ લાકડી કો કેસ જરૈ જસ ઘાસા॥
સોના ઐસી કાયા જર ગઈ કોઈન આયો પાસા॥
ઘરકી તિરિયા ઢૂંઢન લાગી ઢૂંઢ ફિરિ ચહું પાસા।
કહૈ કબીર સુનો ભાઇ સાધો છોડો જગ કી આશા॥

આ સંસારનો સંબંધ આપણા જીવતર લગીનો જ હોય છે. આપણે જીવતા હોઈએ ત્યાં સુધી જ 'આ મારાં બહેન,' 'આ મારા ભાઈ,' 'આ મારાં માતાપિતા' વગેરે સંસારી સંબંધોથી આપણે એકબીજા સાથે જોડાયેલાં હોઈએ છીએ. પરંતુ જ્યારે આપણે મૃત્યુ પામીએ છીએ ત્યારે એ બધા સંબંધો—આ બધો સંસાર—છોડીને એકલા જવું પડે છે. આ સંસારના સબંધીઓ થોડો વખત રોકકળ કરે છે પછી સૌને પોતપોતાના જીવન અનુસાર ગોઠવઈ જવું પડે છે.

કબીર સાહેબે આ ભજનમાં સ્વજનના મૃત્યુને વખતે કેવી રોકકળ થાય છે અને પછી બધાં કેવા પોતપોતાના વ્યવસાયમાં ગોઠવાઇ જાય છે એનું આલેખન કર્યું છે. ભજનનું તાત્પર્ય એ છે કે, આ સંસારના સંબંધો એ તો આ જગત પૂરતા મર્યાદિત છે માટે એ સૌ સંબંધીઓ સાથે નિર્મોહી સ્થિતિમાં રહી આત્મના વિકાસ પ્રત્યે જ મનુષ્યે પોતાના જીવનનો સદુપયોગ કરવાની વૃત્તિ કેળવવી જોઈએ.

પ્યારાબાપુ

# સરહદના ગાધીનુ એક ઉજ્જવળ સસ્મરણ—

ગુરુદયાલ મલ્લિક

સરહદની અદાલતમા ન્યાયાધીશ સાહેબ પોતાની સત્તાના આસન પર બેઠા છે એમની પાછળ એક પઠાણ પટાવાળો ઊભો છે ન્યાયાધીશ સાહેબની ખુરશી પાસે એક તરફ સરકારી વકીલ ઊભા છે અને બીજી તરફ અદાલતનો એક કારકુન સામેની બાજુએ લોઢાના પિંજરામા એક કદાવર પઠાણ નાળિયેરના ઝાડની જેમ સીધા ટટ્ટાર ઊભેલા દેખાય છે પિંજરાની ચારે કોર થોડા સિપાઈઓ ગોળી ભરેલી બન્દૂકોથી સજ્જિત થઈ ગોઠવાયેલા છે

ટીન... ટીન ટીન .. ઘટડી વાગે છે ન્યાયાધીશની પાછળ ઊભેલો પટાવાળો મોટેથી બૂમ પાડીને કહે છે "ખામોશ!"

પછી ન્યાયાધીશ સાહેબ હુકમ કરે છે "અદાલતકા કામ શુરૂ કરો"

ન્યાયાધીશનો એ હુકમ સાભળી સરકારી વકીલ પોલીસ ઈન્સ્પેકટરને કહે છે "સરકારી ગવાહ પેશ કરો! (સરકારી સાક્ષીને હાજર કરો.)"

ત્યાર બાદ એક પછી એક સરકારી સાક્ષીઓ આવી, ન્યાયાધીશ સાહેબને સલામ ભરી, પિંજરામા ઊભેલા પઠાણની વિરુદ્ધમા સાક્ષી આપે છે

એ બધા લોકોની આવી અસત્યથી ભરેલી જૂઠી સાક્ષી સાભળીને તેનુ મો લાલચોળ થઈ જાય છે જે વાતો એને સ્વપ્નેય મનમા ઊઠી ન હોય અને જે કામ એણે કદી કર્યું પણ ન હોય એ બધુ પોતાને વિષે સાભળીને એનો સત્યશીલ આત્મા આગની જેમ ભડભડ પ્રજ્વળી ઊઠ્યો અત્યાર સુધી તે પથ્થરના પૂતળાની માફક મૌનમા, ખારાખાધુ આંખો બધ કરીને—કોણ જાણે તે મૌનમા પોતાના માલિકને યાદ કરી રહ્યો હોય—ઊભો હતો પણ હવે તો અસત્યોની કારમા તીર સમાન વર્ષાથી તે અશાત બની ગયો તેનાથી આ બધુ હડહડતુ જુઠાણું સહેવાતુ ન હતુ તેથી તે ઊચોનીચો થવા લાગ્યો

એને આમ અસ્વસ્થ જોઈને અગ્રેજ પોલીસ સારજટ ગુસ્સે થઈ બોલી ઊઠ્યો "સીધા ખડા રહો!'

આ સાભળી તે પઠાણ પાછો ટટ્ટાર ઊભો રહ્યો, પણ તેના મોમાથી શબ્દો નીકળી પડે છે "અગર વહ ભગવાને (પ્રભુના પ્યારાએ) હમકો નહિ રોકા હોતા તો... .."

એવામા પેલો સારજટ રોષમા બોલ્યો 'તો તુમ ક્યા કરતા?'

"ક્યા કરતા?" પઠાણે સામો પ્રશ્ન કર્યો પછી તેણે પોતાના હાથના બળથી લોઢાના પિંજરાના બે સળિયા વાકા કરી દીધા!

આ જોઈને સારજટ હેબતાઈ જ ગયો તે ધીમેથી બોલ્યો "ઈતની તાકત! ઔર ઉસ પર ઈતના કાબુ!!"

ન્યાયાધીશ સાહેબ પણ એ દશ્ય જોઈ જ રહ્યા તેમને લાગ્યુ કે પઠાણના આવા વર્તાવથી કચેરીના ગભીર કાર્યક્રમમા ભગ પડી રહ્યો છે તેથી તેમણે પોતાની પાછળ ઊભેલા પટાવાળાને ઈશારો કર્યો પટાવાળો સમજી ગયો અને જોરથી બોલી ઊઠ્યો "ખામોશ!"

અદાલતમા પાછી શાતિ પ્રસરી ગઈ પણ ન્યાયાધીશ આગળ કામ ચલાવી શક્યા નહિ. એમના મનમા જાત જાતના વિચારો આવવા લાગ્યા. તેથી તેમણે હુકમ કર્યો

"અદાલત કા કામ આજ કે લીએ બંદ રખા જાતા હૈ।"

પછી ન્યાયાધીશ સાહેબ ખુરશી પરથી ઊઠ્યા અને પોતાના ઓરડામાં ચાલ્યા ગયા કચેરીનુ કામ તે દિવસે બંધ રહ્યુ

પિંજરામાં ઊભેલો સત્યપ્રિય પઠાણ કોણ હતો?

તે હતા આપણા સરહદના ગાંધી — ખાનસાહેબ અબદુલ ગફારખાન!

અને તે 'મલગ' કોણ હતો જેણે એમને એમની સિંહ જેવી શારીરિક તાકાતને અંકુશમા રાખવાનુ શીખવ્યુ હતુ? ૮

તે હતા આપણા પરમ પૂજ્ય ગાંધીજી આપણા યુગના અહિંસાના અવતાર!

---

# દિલની ઉદારતા

એક દિવસ ઇમામ હસન સાહેબ મદી નાની બહાર ફરવા ગયા રસ્તામા એક ખજૂરનો બગીચો આવ્યો એ બગીચામા હસન સાહેબે એક સીદી ગુલામને નીચે બેસી રોટલો ખાતો જોયો એની પાસે એક કૂતરો ઊભો હતો ગુલામ પોતે રોટલો ખાતો જાય અને બીજો કકડો કૂતરાને આપતો જાય

ઈમામ સાહેબ આ જોઇને નવાઈ પામ્યા તેમણે પેલા સીદી પાસે જઇને પૂછ્યુ, 'અરે, ભલા માણસ, તારી પાસે તારુ માડ માડ પેટ ભરાય એટલો રોટલો છે એમાથી તુ આ કૂતરાને શા માટે અરધોઅરધ ભાગ આપી દે છે?"

પેલા ગુલામે કહ્યુ "સાહેબ, હુ મારુ એકલાનુ પેટ ભરતો રહુ અને અહીં આવેલુ આ મૂક પ્રાણી ઊભુ ઊભુ મારુ મો જોયા કરે, એથી તો હુ લાજી મરુ. ભલે મરુ પેટ ન ભરાય, પણ આ બાપડા કૂતરાની આંતરડી સતોષ અનુભવે એ મારે માટે કઈ જેવી તેવી વાત નથી"

આ સાભળીને ઈમામ સાહેબ વિચારમા પડી ગયા કે, આટલો નેક માણસ આવી ગુલામ સ્થિતિમા સબડે છે એ ખરેખર બહુ અયોગ્ય કહેવાય તેમણે ગુલામને પૂછ્યુ, "ભાઈ, તારા માલિકનુ નામ શુ છે?'

ગુલામે પોતાના માલિકનુ નામ કહ્યુ

ઈમામ સાહેબ તરત જ એના માલિક પાસે ગયા અને બોલ્યા, "તમને મારી એક વિનતી છે એ તમે કબૂલ કરશો?"

માલિક બોલ્યો "હે ઈમામ સાહેબ, આપ શુ બોલો છો? આપ જે ફરમાવશો તે મારે કબૂલ છે'

ઈમામ સાહેબે કહ્યુ, 'તમારો પેલો ખજૂરનો બાગ અને એમા રહેતો ગુલામ એ બન્ને મને વેચાતા આપો એની જે કિંમત તમે કહેશો તે હુ આપવા તૈયાર છુ'

માલિકે તો ઈમામ સાહેબ પાસેથી એક પાઈ સુદ્ધા લેવાની ના પાડી પણ ઈમામ સાહેબ એ શી રીતે કબૂલ કરે? છેવટે માલિકે યોગ્ય કિંમત લઈ બાગ અને ગુલામ એમને સોપ્યા

પછી ઈમામ સાહેબ પેલા સીદી ગુલામ પાસે આવીને બોલ્યા, "ભાઈ તારા દિલની ઉદારતા જોઇને હુ તારા પર ખુશ થયો છુ તારા માલિક પાસેથી તને અને આ બાગને મે ખરીદી લીધા છે હુ તને આ બાગ બક્ષિસ આપુ છુ અને તને તારી ગુલામીમાથી છૂટો કરુ છુ અલ્લા તારા જેવા નેકદિલ માણસ પર હમેશા રહેમ રાખજો'




[ જોન બનિયન કૃત ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ ]

મુકુન્દભાઈ

ભક્તરાજ તો કેટલાય ખેતરોને વટાવતો આગળ ને આગળ ઝડપથી જવા લાગ્યો. આ તરફ હઠદાસ અને પોચકીદાસ બને જણ દોડીને ભક્તરાજની સાથે થવા પ્રયત્ન કરવા લાગ્યા. થોડી વારમા તેઓ ભક્તરાજ પાસે પહોચી ગયા. ભક્તરાજે તેઓને પોતાની પાછળ આવેલા જોઈને પૂછ્યુ 'મિત્રો, તમે આ તરફ ક્યાથી આવ્યા?"

તેઓએ કહ્યુ "તમને પાછા ઘેર લઈ જવા સમજાવવા આવ્યા છીએ"

ભક્તરાજ—એ કોઇ રીતે બની શકે એમ નથી. આપણે બધા વિનાશની નગરીમા રહીએ છીએ. મોગ વહેલો એ નગરીનો નાશ થવાનો છે. આખી નગરી આગ અને ઉલ્કાપાતથી બળીને ખાખ થઈ જશે. એની સાથે સાથે આપણો પણ નાશ થઈ જશે અને આપણે અધોગતિને પામીશુ. માટે મારા મિત્રો, તમે સમજુ છો અને મારુ માનો. મારી સાથે ચાલો.

ધ્યાનમા પુ

હઠદાસ—શુ કહ્યુ? અમે તમારી સાથે આવીએ? અને બધા મિત્રોને, સ્વજનોને તેમ જ સુખ-સગવડને તજી દઇએ?

ભક્તરાજ—હા કારણ કે મને જે કઈ હવે પછી મળવાનુ છે એની તુલનામા એ બધી વસ્તુ સાવ તુચ્છ છે. અને જો તમે મારી સાથે આવશો અને એ નિશ્ચયમા અડગ રહેશો તો તમને પણ મારી માફક લાભ થશે. હુ જ્યા જઈ રહ્યો છુ ત્યાની સમૃધ્ધિ અખૂટ અને અમાપ છે. માટે મારી સાથે ચાલો અને મારા વચનમા વિશ્વાસ રાખો.

હઠદાસ—તમે તો આખો સસાર તજીને જઈ રહ્યા છો. તો પછી તમે એવી તે કઈ વસ્તુ મેળવવા મથો છો?

ભક્તરાજ—હુ એવા જીવનને માટે મથુ છુ જે પવિત્ર છે. મોહરહિત છે, અમૃતમય છે. એ સ્વર્ગમા પામી શકાય અને ત્યા જ એ સુરક્ષિત છે અને જે મનુષ્ય સાચા દિલથી એ મેળવવા પ્રયત્ન કરે છે તેને અમુક નિશ્ચિત સમયે એ પ્રાપ્ત થાય છે. મારા ધર્મ-પુસ્તકમા એ પ્રમાણે લખ્યુ છે. તમારે વાચવુ હોય તો એમાથી વાચો.

હઠદાસ—ઊહ! એ થોથાને બાજુએ મૂકો! તમારે અમારી સાથે પાછા ઘેર આવવું છે કે નહિ?

ભક્તરાજ—ના, ના, મારે નથી આવવુ કારણ કે હવે હુ મારે ખરે માર્ગે જઈ રહ્યો છુ, હવે મારાથી પાછા ન ફરાય.

ભક્તરાજની આ વાત સાભળીને હઠદાસ પોચકીદાસને કહેવા લાગ્યો. "ચાલો પોચકીદાસ, આપણે અહીથી પાછા ફરીએ અને એમના વિના ઘેર જઇએ. આ દુનિયામા

એવા ભેજાગેબ માણસો પડેલા છે જે એક વાર કોઈ વાતનું પૂછડું પકડે તે કદી છોડે જ નહિ અને પોતાને બીજાના કરતાં ડાહ્યા ગણે. આપણે કેટલુંયે કહીએ તોયે એ લોકોના ભેજામાં ઊતરતું નથી!"

એટલે પોચકીદાસ બોલ્યો: "આમ એમને ઠપકો ન આપ. જો ભક્તરાજ કહે છે એ વાત સાચી હોય, તો એ જે વસ્તુઓ મેળવવા માગે છે તે આપણી દુન્યવી વસ્તુઓ કરતાં ઘણી સારી છે. મને તો એમની સાથે જવાનું મન થાય છે."

હઠદાસ—શું કહ્યું? તું પણ એમની સાથે મૂર્ખ બનતો જાય છે? હવે મારું માન અને પાછો ફર. આવો ધૂની માણસ તને ક્યાં ભટકાવી મારશે એ કોને ખબર છે? ચાલ હવે પાછો. ડાહ્યો થઈને મારું માની જા અને પાછો ફર.

ભક્તરાજ—ના, ના, તમે પણ પોચકીદાસની સાથે આવો તો સારું. મેં તમને જે વસ્તુઓની વાત કરી તે ત્યાં છે, અને એ ઉપરાંત બીજી કેટલીય સમૃધ્ધિ છે. જો તમને વિશ્વાસ ન આવતો હોય તો આ ગ્રંથમાં જરા વાંચી જુઓ. અને એમાં જે વાત કહેલી છે એ સત્ય જ છે, કારણ કે ભગવાને જ એ દર્શાવેલી છે.

પોચકીદાસ—ઠીક ત્યારે, હઠદાસ, હું તો એવા નિશ્ચય પર આવ્યો છું કે મારે પણ ભક્તરાજ સાથે જવું. નસીબમાં જે થવાનું હશે તે થશે. પણ હે ભલા ભક્તરાજ, તમે જે જગ્યાએ જવા માગો છો એની તમને બરોબર જાણ છે ને?

ભક્તરાજ—મને ધર્મદૂત નામના એક સજ્જને એ માર્ગે જવા સૂચવ્યું છે. આપણી સામે જે દરવાજો દેખાય છે ત્યાં સત્વર પહોંચવા કહ્યું છે અને ત્યાં આપણને કયે માર્ગે જવું તેની માહિતી આપવામાં આવશે.

પોચકીદાસ—ત્યારે ભક્તરાજ, ચાલો આપણે એ માર્ગે જઈએ.

ભક્તરાજ અને પોચકીદાસ જવા ઊપડયા, એટલે હઠદાસ બોલ્યો: "હું તો પાછો મારે ઘેર એકલો જઈશ. ખોટે રસ્તે દોરાઈ જતા આવા ધૂની માણસનો મારે સાથ નથી કરવો." એમ કહી તે ત્યાંથી ઘર તરફ જવા પાછો ફર્યો. ભક્તરાજ અને પોચકીદાસ બે સ્વર્ગીય ભૂમિની વાતો કરતા આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં ભક્તરાજે કહ્યું: "ચાલો, ભાઈ પોચકીદાસ. તમને મારી સાથે આવવું ગમે છે કે નહિ? તમે મારી સાથે આવવા તૈયાર થયા એટલે હું ઘણો ખુશી થયો છું. જો હઠદાસ આપણી માફક જે અગમ્ય છે તેની અનંત શક્તિ અને પ્રભુત્વને સમજ્યો હોત તો આ રીતે આપણને છોડીને પાછો ફર્યો ન હોત."

પોચકીદાસ—ભાઈ ભક્તરાજ, અહીં આપણા સિવાય બીજું કોઈ નથી. હવે મને ત્યાં કઈ કઈ વસ્તુઓ છે, તેનો કેવી રીતે ઉપયોગ કરવો, અને આપણે ક્યાં જઈ રહ્યા છીએ એ સૌ વિષે આગળ સમજાવો.

ભક્તરાજ—હું એ સૌ જાણતો ને મનથી બરાબર સમજું છું, પણ તેને શબ્દોમાં મૂકી શકતો નથી. તોયે તમે એ વિશે જાણવા ઉત્સુક છો, માટે મારા આ ધર્મ-ગ્રંથમાંથી તમને વાંચી સંભળાવું.

પોચકીદાસ—અને તમે માનો છો કે આ ગ્રંથમાં જે કંઈ લખ્યું છે એ સાચું જ છે?

ભક્તરાજ—અવશ્ય. કારણ કે ભગવાને જ એ બધું વ્યક્ત કર્યું છે અને ભગવાન તો સત્ય-સ્વરૂપ છે. [અનુસંધાન પૃ૦ ૫૩ પે]

# અધ્યાત્મ વિષે યોગ્ય સમજ

કેદારનાથજી

આધ્યાત્મિક હેતુ માટે શ્રેયાર્થીએ મુખ્યતઃ કઈ બાબતોમા નિઃશંક થવું જોઈએ, અર્થાત્ એ દૃષ્ટિએ કઈ બાબતો મહત્ત્વની છે એ તમને જણાવું છું. તે પર તમે વિચાર કરશો તો કોઈ પણ સાધકને તમે ઉપયોગી થઇ શકશો. આ વિષયમા સાધકના મનમા આપણી પરંપરાગત વિચારસરણીને લીધે કેવા કેવા પ્રશ્નો ઊઠે છે તે થોડા જણાવું છુ. દા. ત. પ્રવૃત્તિ શ્રેષ્ઠ કે નિવૃત્તિ? ઈશ્વરપ્રાપ્તિ માટે ચાલુ સાંસારિક કર્મો છોડવામાં કોઈ દોષ છે શું? ઈશ્વરપ્રાપ્તિ કે આત્મપ્રાપ્તિ માટે રોજ કેટલો સમય અભ્યાસ કરવો જરૂરી છે? કેવળ સામાજિક કે કૌટુંબિક કાર્યો કરતા રહેવામાં કાળાંતરે મનની સ્થિતિ યંત્રવત થઈ જાય છે ત્યારે તે સ્થિતિમાં આનંદ જણાતો નથી. તે વખતે શુ કરવું? ત્યારે બધું છોડીને ઈશ્વરપ્રાપ્તિ માટે સમય ગાળવામા આવે તો તેમા કોઈ દોષ છે શું? 'આપણે જ આત્મા છીએ' એ ભાવનામા હમેશા સ્થિર રહેવાનો અભ્યાસ કરીએ તો તેથી આત્મસિદ્ધિ થશે કે નહી? શાંતિ સ્વયંભૂ જ છે એમ કેટલાક કહે છે. તેથી કશો વિચાર ન કરતા તે જ શાંતિ રાખવાનો પ્રયત્ન રાખીએ તો? શાંતિની અભિલાષા કરવાને લીધે તેનો ભંગ થાય છે તો તે વિષે કોઈ પ્રયત્ન કરવામાં જ તેનો ભંગ થતો નહીં હોય ને? પોતાને વેદાંત વિચારસરણી પ્રમાણે માનીને મસ્તી ઉત્પન્ન કરવાથી અને તેને વધારતા રહેવાથી આત્મસ્થિતિ પ્રાપ્ત થશે કે ઈશ્વરનો સાક્ષાત્કાર કેવી રીતે થઈ શકે છે? આ પ્રશ્નોના યથાર્થ ઉત્તર ન મળવાથી જીવનના કાર્યમાં સાધકને સંતોષ જણાતો નથી.

અનેક પ્રકારના ઊલટાસૂલટા સંસ્કારો, અનેક પ્રકારની ખરી ખોટી સમજણ, કલ્પના અને શ્રદ્ધા—એ બધાને લીધે આ વિષય ઘણો ગોટાળાવાળો થયેલો છે. વિવેકી મનુષ્ય સાથે જિજ્ઞાસાપૂર્વક કેટલોક સમય સોબત રાખવાથી આમાથી માર્ગ નીકળવો કઠણ નથી, કારણ કે આ વિષય બીજા વિષયની જેમ સરળ હોઇ અભ્યાસ અને અનુભવથી સમજવા જેવો છે આમા અંતર્મુખવૃત્તિ, વિવેક, સંયમ, દૃઢતા, ચિત્તશુદ્ધિ, આત્મપરીક્ષણ, ધૈર્ય, ચીવટ, સદ્ગુણો વિષે સ્વાભાવિક રુચિ, પ્રયત્નશીલતા વગેરે બાબતોની ખાસ જરૂર છે એ એની વિશેષતા છે

માનવી-જીવનનો ખરો હેતુ શો છે? તે હેતુની સત્યતાની પરીક્ષા કયા આધારે અને કઈ રીતે કરવાની? આ વાત શ્રેયાર્થીએ સમજવી જોઇએ જીવનનો હેતુ કેવળ કાલ્પનિક માની લીધેલો ન હોવો જોઈએ પ્રત્યક્ષ પ્રમાણથી તેની સત્યતા સ્વીકારેલી હોવી જોઈએ ઈશ્વર પરમેશ્વર, આત્મા-પરમાત્મા, બ્રહ્મ પરબ્રહ્મ, પ્રકૃતિ માયા, ત્રિગુણ, પ્રવૃત્તિ નિવૃત્તિ વગેરેની યથાર્થ સમજ તેને થયેલી હોવી જોઇએ. તે જ પ્રમાણે તે વિષેના જ્ઞાન અજ્ઞાનનો માનવી સુખદુઃખ, આશાતૃષ્ણા, વાસના, બંધન. શાંતિ અશાંતિ, ઉન્નતિ-અવનતિ વગેરે સાથે પરસ્પર સંબંધ શો છે? ખરેખર કોઈ સંબંધ છે કે છે એવું આપણે ભૂલભરેલી સમજણથી માનતા આવ્યા છીએ તેનો નિર્ણય થવો જોઇએ. વ્યક્તિ અને સમાજનો શો સંબંધ છે? સાધકને તેમ જ વ્યક્તિ અને સમાજ—બધાને તે કેવા પ્રકારનો હોવો કલ્યાણપ્રદ અને શ્રેયસ્કર છે? બંધ અને મોક્ષનું સ્વરૂપ શું છે?

આ પ્રશ્નોની યથાર્થ સમજ કેવળ ગ્રંથ પરથી નહી પણ કોઈ અનુભવી અને વિવેકી પુરુષ પાસેથી થેયાર્થીએ કરી લેવી જોઇએ તેમ થાય તો આ માર્ગના ઘણા ગોટાળા અને પરસ્પર વિસંગતિ સ્હેજે છૂટી જશે અને તેનો રસ્તો સરળ થશે અનુભવી પુરુષ પાસેથી સાધારણ બુદ્ધિમાન માણસ આ વિષય થોડા જ દિવસોમા સારી રીતે સમજી શકે છે સમજ થયા પછી તેને યોગ્ય સાધનમાર્ગની જરૂર છે તે મળે તો તેનુ જીવન ઉત્તરોત્તર સ્હેજે ઉન્નત થતુ જશે

આવી રીતે જે પોતાનો માર્ગ કાઢે અને ચલાવે તેને તે સરલ થશે એમા શંકા નથી પછી તેના ધ્યેયમા, વિચારમા અને આચારમા ક્યાયે વિસંગતતા નહી રહે. તેને કયારેયે ગોટાળામા પડવાનુ કારણ નહી રહે મુખ્ય બાબત એ છે કે સાધકનુ ધ્યેય કાલ્પનિક ન હોઈ સત્ય અને સ્પષ્ટ હોવુ જોઈએ તેમ જ તેનુ સાધન સરળ અને પવિત્ર હોવુ જોઈએ જીવનનો હેતુ સિદ્ધ કરતા તેમા સંકુચિતતા અને એકાગીપણુ ન આવવા જોઈએ સાધકનુ જીવન ઉત્તરોત્તર વ્યાપક, પવિત્ર અને ઉદાત્ત થતુ જવુ જોઈએ અને તે સાથે તેનો જેમની જેમની સાથે વિશેષ સંસર્ગ આવે તેમના પર પણ તે વ્યાપકતાનુ, પવિત્રતાનુ અને ઉદાત્તતાનુ પરિણામ સહેજે થતુ રહેવુ જોઈએ તેની પોતાની શાંતિ અને પ્રસન્નતા વધતી રહેવી જોઈએ

મનુષ્યને પૂર્ણતા સુધી લઈ જવાનુ સામર્થ્ય કર્મયોગમા જ છે તે સિવાય બાકીના બધા યોગો કે માર્ગો તેને સહાયરૂપ અને તેની પૂર્તિ કરનાર છે મનુષ્યનો ખરો વિકાસ અને તેની પરીક્ષા કર્મયોગમા જ થાય છે આ યોગ દ્વારા જીવનસિદ્ધિ સાધવા માટે કોઈવાર તેને એકાતમાયે અભ્યાસ કરવો પડે તો તે અભ્યાસ કેવળ સાધન છે, સાધ્ય નથી કર્મયોગીનુ જીવન 'કર્તવ્યથી ભરેલુ હશે તત્ત્વજ્ઞાન, વિચાર, ભક્તિનો કોઈ પણ પ્રકાર, અનુસધાન, ધ્યાન, સમાધિ એ પૈકી કોઈ પણ બાબત સાધન થઈ શકે છે કર્મયોગમા મસ્તીની આવશ્યકતા નથી તેમા તેને સ્થાન નથી તે સાધ્ય નથી કે સાધન પણ નથી કર્મયોગ અને વિવેકની દૃષ્ટિએ જોતા કલ્પનની મદદથી પોતામા એક પ્રકારનો તેગ્લા વખત પૂરતો નશો લાવવાનો તે પ્રયત્ન છે

કર્મયોગમા પ્રવૃત્તિ છોડવાની જરૂર નથી પણ તેને શુદ્ધ કરવાની જરૂર છે કર્તવ્ય છોડવાની જરૂર નથી પણ તેને જ્ઞાનપૂર્વક, દૃઢપણે સુચિત્તપણે કરતા રહેવાની જરૂર છે ઉદાત્તપણે, કુશળતાથી અને નિર્દોષપણે તે કરતા આવડે તે માટે જરૂરી એવા શારીરિક, બૌદ્ધિક અને માનસિક ગુણોના વિકાસની તેમા જરૂર છે જે બાબતો કર્તવ્ય કરી શકતી નથી અને જે અવનતિ તરફ લઈ જનારી છે તે કેવળ પરંપરા કે ખોટી સમજ અને શ્રદ્ધાને લઇને આપણામા ગમે તેટલી દૃઢ થઈ ગઇ હોય તોપણ તે છોડી દેવા માટે જોઈતા ધૈર્યની અને ઉન્નતિ માટેની વ્યાકુળતાની આમા જરૂર છે

---

## જીવન

ચાલવુ એટલે પગ ઊંચો કરવો ને નીચો કરવો
તેવી રીતે જીવન એટલે જન્મ અને મૃત્યુ! — ગુરુદેવ



# રવીન્દ્ર મનન

કાકા કાલેલકર



ગણિતની એકાદ અઘરી સમસ્યાનો તોડ લાવવાનો હોય તો કેટલાક વિદ્યાર્થીઓ એમ વિચારે છે કે, 'આપણાથી એ ઉકેલી શકાશે નહી' અને તરત જ પ્રયત્ન કરવાનુ પડતુ મૂકે છે તેઓ ગુરુજીની પાસે જઇને કહે છે 'ગુરુજી, આ સમસ્યા અમને આવડતી નથી, તમે જ એ સમસ્યા સમજાવો' આવી રીતે કરવાથી તેઓને કદી ગણિત આવડતુ નથી અને ગણિતમા પડતો આનદ પણ મળતો નથી

જે લોકોનુ ગણિત તરફ વલણ છે તેઓ અઘરા દાખલાઓને જોઇને હિમત હારતા નથી દાખલાનો ઉકેલ લાવવા માટે તેઓ પૂરેપૂરી કોશિશ કરે છે એવી કોશિશોની બાદ પણ જો સમસ્યાનો ઉકેલ ન આવે, તોયે તેઓને ગણિતનુ સ્વરૂપ પૂરેપૂરુ સમજાય છે ખરુ એમા મુશ્કેલી કયા છે એ પણ તેઓની જાણમા આવે છે અને એવા વિચાર પર આવે છે કે થોડીક સહાયતા મળી જાય તો આખી સમસ્યાનો ઉકેલ પોતે જ શોધી શકશે ગણિતની સમસ્યાનો ઉકેલ શોધતા પહેલા તેને સમજી લેવી જરૂરી છે એમ પણ કહી શકીએ કે ગણિતનો ઉકેલ લાવવા કરતા તેને સમજવુ વિશેષ મહત્વનુ અને ઉપયોગી છે સ્વપ્રયત્નથી જો ગણિત સમજાય તો જ ગણિતના ઉકેલનો સાચો આનદ આપણે અનુભવી શકીએ. તેથી વિચારશીલ ગણિતોપાસક પહેલા પોતે શકય હોય એટલો પ્રયત્ન કરે છે ધ્યાનમા પુ

પૂરી કોશિશ કર્યા પછી જ, જ્યારે તેને અનુભવ થાય છે કે એનો ઉકેલ તે શોધી શકે એમ નથી, ત્યારે તે ગુરુજીની પાસે જઇને તેમની સહાયતા માગે છે પરતુ તે જડ બનીને એમ નહી જ કહે કે, 'ગુરુજી, તમે જ આ સમસ્યાનો ઉકેલ કરો' પરતુ તે કહે છે 'કોશિશ કરતા કરતા આ સમસ્યાની ખૂબી કયા છે, તેની મને સમજ પડી છે હવે આ એક વાનમા તમે થોડીક સહાયતા આપો બાકીનુ હુ જોઈ લઇશ'

માની લો કે ગુરુજીએ એટલી સહાયત કરી, પરતુ તે પૂરતી ન થઇ તો વિદ્યાર્થી ફરીથી ગુરુજીની પાસે જઇને કહેશે, 'તમારી સૂચનાની મદદથી હુ અહી સુધી આવી પહોચ્યો છુ હવે અહી જરા આટલુ સમજાવી દો. આગળનુ હુ મારી મેળે કરી લઇશ'

શુ એમ કહેવાની જરૂર છે કે ગુરુજીને આવા જ વિદ્યાર્થીઓ ગમે છે? આવા વિદ્યાર્થીઓ ગણિતને ટાળવા નથી માગતા, પરતુ ગણિતના આનદનો પૂરેપૂરો અનુભવ લેવા ઇચ્છે છે વિશેષ તો એ છે કે એવા વિદ્યાર્થી જ ગુરુની અલ્પસ્વરૂપ સહાયતાની પણ કદર કરી શકે છે અને ગુરુને અથવા એમની ગણિતશક્તિને બરોબર સમજીને તેમના સાચા ભક્ત બને છે જેણે પોતે કોશિશ નથી કરી, તે ગણિત પણ સમજી શકતો નથી, અને ગુરુની શક્તિનો પણ તેને ખ્યાલ આવતો નથી

જે ગણિતથી કંટાળી ગયો છે, જે ગણિતની સમસ્યાને ટાળવા માગે છે, તેને ગણિતનો સાક્ષાત્કાર કદી થતો નથી.

જે વાત ગણિતની છે, તે જીવનની પણ છે જે માણસ જીવનને ટાળવા માગે છે, વિરક્તિ યા નિવૃત્તિને નામે જીવન-વિમુખ થવા માગે છે અને અનન્યશરણાગતિનો દાવો કરીને આળસને પોષે છે, તેની ગુરુભક્તિ યા ઈશ્વરનિષ્ઠા તેને માટે પોષક બનતી નથી ઈશ્વર પાસે ભલે તે માગતો રહે, પરંતુ જરૂરી હોય એટલું જ માગે

દ્રૌપદીના ચારિત્ર્યની ઉજ્જ્વળતા જોઈને ખુશ થઈ એના સસરાએ એને વર માગવા કહ્યું, ત્યારે તેણે વધારેમાં વધારે માગવાનો લોભ ન કરતાં ઓછામાં ઓછી અને અત્યંત જરૂરી એવી જ ચીજ માગી લીધી દ્રૌપદીએ કહ્યુ, 'જુગારમાં હારીને મારા પતિ દાસ બની ગયા છે, તેઓને મુક્તિ આપો. બાકીનું અમને જે જોઈએ છે તે અમે અમારા પરાક્રમથી મેળવીશું ' જ્યારે તેને વધારે માગવાનો આગ્રહ કરવામાં આવ્યો, ત્યારે તેણે આત્માભિમાન સાથે જવાબ આપ્યો, "હું કઈ લોભી પામર નથી હું ક્ષત્રિય કન્યા છુ, ક્ષત્રિય-પત્ની છુ માગવાથી જે મળે છે તે આપણું પોતાનું નથી બની શકતું, અને સત્ત્વનું હરણ થાય છે તેથી હુ વધારે કશું માગતી નથી"

ભલે ઈશ્વરની પાસે હોય, પરંતુ જેટલું આવશ્યક છે તેટલું જ માગવું જોઈએ જો બધું મફતમાં મળી ગયું તો જીવન-રસ બાકી શો રહ્યો? જીવન એક નિત્ય નવા નવા રૂપે પ્રગટ થનારી સમસ્યા છે આવશ્યક હોય એટલી જ મદદ ભગવાન પાસે માગવી શોભાસ્પદ છે, કારણ કે એટલાથી ન તો જીવનાનંદ સુકાઈ જાય છે, ન તો પુરુષાર્થનો અસ્ત થાય છે

વિપદે મોરે રક્ષા કરો,
એ નહે મોર પ્રાર્થના,
વિપદે આમિ ના જેન કરિ ભય ।

દુઃખ તાપે વ્યથિત ચિત્તે
નાઇ બા દિલે સાન્ત્વના
દુઃખે જેન করিતে পারি জয় ।

সহায় মোর না জদি জুটে
নিজের বল না জેন টুটে,
সংসারেতে ঘটিলে ক্ষতি
লভিলে শুধু বঞ্চনা
নিজের মনে না জেন মানি ক্ষয় ।

আমারে তুমি করিবে ত্রাণ
এ নহে মোর প্রার্থনা
তরিতে পারি শকতি জেন রয় ।

আমার ভার লাঘব করি
নাই বা দিলে সান্ত্বনা
বহিতে পারি এমনি জેন হয় ।

নম্র শিরে সুখের দিনে
তোমারি মুখ লইব চিনে,
দুখের রাতে নিখিল ধরা
জে দিন করে বঞ্চনা
তোমারে জেন না করি সংশয় ॥

કવિ કહે છે "સંકટના સમયે મારી રક્ષા કરો, એવી મારી પ્રાર્થના નથી પરંતુ સંકટને જોઈને ભય ન પામું, એ જ હું ચાહું છું હું એ પણ નથી ચાહતો કે દુઃખ-તાપથી જો મારું ચિત્ત વ્યથિત થઈ જાય તો તું મને સાંત્વના આપ પરંતુ હું ખો પર હું જય મેળવી શકું એટલી શક્તિ મને આપ, એટલું જ હું ચાહું છું જરૂરી મદદ મને ન મળે તો હું હિંમત ન હારું, મારું બળ ક્ષીણ ન થઈ જાય, એટલું જ હું ચાહું છુ વ્યવહારમાં મને નુકસાન થાય અને લોકો મને લૂટી લે તોયે મને પરવા નથી પરંતુ હિંમત હારીને 'હવે શું [અનુ૰ પૃ૰ ૫૪ પે]

પ્યારા બાપુ

# બાપુની પ્રતિમા

મુકુલભાઈ

કેટલોક વખત પહેલાં ગુજરાતના એક ગામડામાંથી પસાર થતી વખતે અમે ગામને પાદરે દૂરથી એક પૂતળાને જોયુ. અમને એ પૂતળું જોવાનુ કુતૂહલ થયુ. પાસે જઇને જોએ તો બાપુજીની કુરૂપ કરી મૂકેલી પ્રતિમા!! કોઇએ એ પ્રતિમાના નાક, કાન, મોં એ બધુ પથરા મારી મારીને છૂંદી નાખ્યુ હતું ! એ જોતા હૃદય દ્રવી ઊઠયુ. બાપુની પ્રતિમાના આવા હાલ કોણે કર્યા હશે? બાપુજીના બલિદાન પછી પણ એમના પ્રત્યેની કેટલાક લોકોની ઉશ્કેરાયેલી લાગણી શું હજીય તૃપ્ત ન થઈ કે એમની આ નિર્જીવ પ્રતિમાને પાદરે સ્થાપીને એની આવી અપમાનસૂચક દુર્ગતિ કરી? એવા કેટલાય વિચારો અમને આવ્યા અમે ગામના મુખીને ઘેર ગયા. મુખી ભલો માણસ લાગ્યો. તેણે કહ્યું: 'ભાઇઓ, ગામના છોકરાઓ ખૂબ તોફાની છે એ ભામટાઓએ નિશાન મારવાની રમત રમતા એ પૂતળાને નિશાન તરીકે લઈ પથરા માર્યા અને એના આવા હાલ કરી દીધા છે!"

અમે પૂછયુ: "એ વાતને કેટલા દિવસ થયા?"

મુખી કહે: "બહુ દિવસ નથી થયા એકાદ વાર એ મૂર્તિને પાછી સુધારી પણ હતી પણ એ પ્લાસ્ટર પણ ટકયું નહિ અને ખરી પડયું."

અમે કહ્યું: "ત્યારે મુખી, તમે એમ કરો: એ મૂર્તિ પર કપડું વીંટાળી દો અથવા એને ખસેડી લો. આ તો ગામને લજવાવે એવું કહેવાય."

મુખીની વાત ભલે સાચી હોય કે ખોટી, પરતુ ખરેખર અમને એટલુ મનમાં થઈ આવ્યું કે, કોઈ પણ મહાન પુરૂષ તરફ આપણને માન કે પ્રેમ હોય તેની આવી રીતે જાહેરમા પ્રતિમા ખડી કરી લાગણી બતાવવાની ઘેલછાને આપણે રોકવી જોઇએ કારણ કે જાહેર જનતા એ તો ગાડરિયા પ્રવાહ જેવું પણ વર્તન કોઈ વાર કરી બેસે છે અને ઉશ્કેરાઈ જઈ કઇનુ કંઈ કરવા તૈયાર થઈ જાય છે વચ્ચે એક વાર મુંબઈમા એવી વાતો પ્રચાર પામી હતી કે ત્યા મુખ્ય રસ્તાઓ ઉપર અંગ્રેજ અધિકારીઓના પૂતળા છે તેઓને ખસેડી લઈ આપણા નેતાઓના પૂતળા ગોઠવી દેવા! પણ એ વસ્તુ અમલમા ન આવી એ સારી વાત છે ધર્મસ્થાનોમા એ પ્રમાણે થયેલા ફેરફારો જોઈને એકબીજા ધર્મીઓને તે કેવા દુઃખરૂપ થઈ પડે છે એ સૌ સમજુ માણસ જાણે છે 'One man's meat is another man's poison'—ઊંદરનો જીવ જાય અને બિલાડીનો ખેલ થાય—એના જેવી એ વાત છે. માટે કોઈ પણ આદરપાત્ર વ્યક્તિની પ્રતિમા જાહેરમા સ્થાપતી વખતે જનતાને માથે એક મોટી જવાબદારી આવી પડે છે આજકાલ પૂજ્ય બાપુજી, વલ્લભભાઈ પટેલ વગેરે લોકપ્રિય વ્યક્તિઓની પ્રતિમાઓ જાહેરમાં મુકાતી જાય છે. પણ આવી ઘેલછા–લાગણીની ઉદ્રેકતા–ને વ્યાપક બનતી અટકાવવી જોઇએ

ખરી રીતે જે લોકોને એવી વ્યક્તિઓ પ્રત્યે માન છે, પ્રેમ છે તેઓ વ્યક્તિગત રીતે જ તે મહાપુરૂષોની પ્રતિમાને ઘરમાં

કચાણીને પોતાની એવી લાગણી વ્યક્ત કરવા માગતા જ હોય તો ભલે એમ કરે. એમાં એવા મહાપુરૂષોનું માન પણ જળવાય અને ભક્તોના મનનું પણ સમાધાન થાય. એક ભાઈ યુરોપની મુસાફરીએ ગયા હતા. તેમણે વર્ણવેલો પ્રસંગ આ વાતનું સમર્થન કરે એવો છે. તે ભાઈ ઓસ્ટ્રીઆમાં હતા ત્યારે ત્યાં એક વાર એમના મિત્ર સાથે તે કાચનાં વાસણ અને જૂનીપુરાણી ચીજો વેચતી એક દુકાનમાં ગયા. ત્યાં તરેહતરેહના બીજા પૂતળાની વચ્ચે બેઠેલી બાપુજીની કાચની મૂર્તિ તરફ એમનું ધ્યાન ખેંચાયું એ જોઇને તેમના આનંદ તેમ જ આશ્ચર્યનો પાર ન રહ્યો.

તેમને એ પ્રતિમા ધારી ધારીને નીરખતા જોઇને દુકાનના વ્યવસ્થાપક ભાઈ એમની પાસે આવ્યા ને ગંભીર, પ્રસન્ન મુખે બોલ્યા: "આ દુકાનમાં એ એક જ વસ્તુ વેચવા માટેની નથી.'

એ સાંભળીને પેલા ભાઈને ભારે નવાઈ લાગી. એટલે એમનું કૌતુક શમાવવા ભાઈએ જ સામેથી ખુલાસો કર્યો: "આ દુકાનના માલિક ભાઇનું ઘર તેમ જ દુકાન લડાઈ દરમિયાન બોંબમારાથી નાશ પામ્યા હતા લડાઈ પછી જર્મની ગયાં. ત્યાં ગાંધીની આ પ્રતિમા તેમણે ક્યાંક જોઈ અને તરત એ મેળવી લીધી. એ જોઇને એમને સાંત્વન અને શ્રદ્ધા સાંપડ્યાં, એવું એ પોતે કહે છે. અહીં આવીને આ દુકાન એમણે નવેસર બાંધી, અને પહેલા જ દિવસથી એ પ્રતિમાને આ માનભર્યે સ્થાને રાખી મૂકી છે. અમારે મન ગાંધી એ પ્રેમ—શાંતિના પ્રતીક છે જ્યાં સુધી આ દુકાન અહીં ઊભી છે ત્યાં સુધી ગાંધીની એ મૂર્તિ પણ અહીં જ રહેશે"

આ સત્ય ઘટના ઉપરથી બાપુજીના દેશમાં વસતા આપણે સૌ બોધપાઠ લઇએ તો મૂર્તિપૂજા પ્રત્યે ઢળતી આપણી સંસ્કૃતિને ધર્માંધતા કે પ્રેમઘેલછાની કળણમાં અટવાઈ જતી અવશ્ય બચાવી શકીએ.

## સરદારશ્રીની વાણી

સત્યને માર્ગે જવું હોય તો બૂરાઈનો ત્યાગ કરવો જોઈએ, ચારિત્ર્ય સુધારવું જોઈએ

× * ×

ભગવાં પહેરનારા તે જ સાધુ નહીં, જેઓ પ્રજાની સાચી સેવા કરે તે સાધુ

× * ×

ખોટા પુરાવાથી સરકારી અદાલતમાં અન્યાયનો ન્યાય થતો હશે, પણ સત્યની અદાલતમાં તો ખોટા પુરાવાથી અન્યાય એ બેવડો અન્યાય જ બને છે

× * ×

આપણે પોતે જ અન્યાયી થઈએ તો બીજા પાસે આપણાથી ન્યાય ન મંગાય.

× * ×

જેમનામાં નબળાઈ છે, તેઓ આપણી ભલમનસાઈથી સુધરશે એમને સારા કરવા હોય તો આપણે વધારે સારા થવું જોઈએ

× * ×

આપણું બળ વિના કારણે ગુમાવવું ન જોઈએ

× * ×

પ્રથમ અંધારું થાય, વાવાઝોડું થાય, કડાકા થાય ત્યારે છેવટે વૃષ્ટિ આવે. દુઃખ સહન કર્યાં વિના નિકાલ આવે જ નહિ

× * ×

જે સત્યને ખાતર ખુવાર થવા બેઠા છે તે જ આખરે જીતવાના છે (ચાલુ)

× * ×

પ્યારાબાપુ

ચિ૰ કુસુમ,

તારો કાગળ ઘણે દહાડે મારી ટોળી પછી મળ્યો છે. 'તેને કહ્યુ' નહિ પણ 'તેણે' જોઈએ તેને બીજી વિભક્તિ છે, કર્મ છે હિંદીમાં 'ઉસકો' સંસ્કૃતમાં 'તમ્'. તેણે કર્તા, બીજી વિભક્તિ છે હિંદી 'ઉસને' સંસ્કૃત 'ત'. આ ભેદ સમજી કે ? તમારી બધાની પાસેથી હું શુદ્ધ વ્યાકરણની અને જોડણીની આશા રાખું છુ. એમા મારા કરતા બધા ચઢી જવા જોઈએ મારુ જ્ઞાન હું અધુરૂં માનુ છું

૭–૮–૩૨ પ. મ. બાપુના આશીર્વાદ

બાપુજીની પ્રવૃત્તિ સર્વાંગીણ હતી જીવનવ્યવહારના એકેએક અંગમા તેઓ પોતાના લક્ષને કેંદ્રિત કરતા હતા સાથે સાથે બાપુજી પોતાની મર્યાદા પણ બરોબર સમજતા હતા પોતાનામા શી કચાશ છે, એ કચાશ કોઈમા ન આવે એ માટે નાનપણથી દરેકને કેવું માર્ગદર્શન મળતુ રહેવુ જોઈએ એવી ઝીણી ઝીણી બાબતમા તેઓ પોતાનું મન પરોવી શકતા હતા વ્યાકરણ જેવા શુષ્ક લેખાતા વિષય પ્રત્યે પણ બાપુજી પોતાની મર્યાદામા રહીને કેવી પ્રેમળતાથી અન્યનું ધ્યાન ખેચતા એનું ઉદાહરણ આ વખતનો પત્ર પૂરુ પાડે છે

વળી બાપુજી ભાષાઓના તુલનાત્મક અભ્યાસમા પણ કેવો રસ લેતા હતા એનો ખ્યાલ પણ આ પત્ર પરથી સહેજે આવે છે 'મહાદેવભાઈની ડાયરી'માથી પણ એવા ઘણા ઉદાહરણો મળી શકે એમ છે, એમાંથી એક અહીં આપીએ છીએ :

મીરાબેનને કાગળ લખતાં લખતા પૂછ્યુ · "Inexhaustibleની જોડણી શી ? એમા h' છે કે નહીં ? મે' 'h' લખ્યો છે" મનેયે શંકા ગઈ. ડિક્શનેરી જોઈ, અંદર 'h નીકળ્યો પછી બાપુ કહે "એનો ધાતુ જુઓ એટલે સમજાશે" ધાતુ જ 'h' થી શરૂ થતો હતો : haus to draw પછી બાપુ કહે : "પણ એવા બીજા કેટલાક શબ્દો છે જેમા 'h' નથી આવતો. એ કયા ?" મે' કહ્યુ "exonerate" બાપુ કહે · "ના, ના, એમા તો 'h' છે જ" મે કહ્યુ : "નથી જ. એમા મૂળ onus છે" બાપુ કહે · "ના ના, એમા honour મૂળ હોવુ જોઈએ"

મે' કહ્યુ : "આમા તો આપણે શરત કરીએ એમ છીએ અને હું જીતવાનો છુ." ડિક્શનેરી કાઢી અને હુ જીત્યો પછી બીજો શબ્દ inexorable નીકળ્યો એટલે રાજી થઈ કહે "એમ લેટિન ધાતુઓ જાણવામા બહુ અર્થ રહેલો છે કોઈ પણ ધાતુ જાણો કે અનેક અપરિચિત શબ્દોના અર્થની ખબર પડે" આજે સવારે 'ધન્ય' શબ્દનો ધાતુ પૂછતા હતા જેમ 'મન્ય,' 'ગણ્ય' એ 'મન્' અને 'ગણ્' ધાતુમાથી છે તેમ જ 'ધન્ય' 'ધન્' ધાતુમાથી હશે ? તો 'ધન્'નો અર્થ શો ?

---

અંગ્રેજી ભાષાના' શબ્દોની જોડણી ખોટી કરતા આપણને શરમ લાગે છે તેના કરતા માતૃભાષાની જોડણીનો વધ કરતા આપણને વધારે શરમ લાગવી જોઈએ

—ગાંધીજી



# મૃત્યુ-દૂત

ગુરુદયાલ મલ્લિક

મૃત્યુ એક ભૂત નથી જેનાથી માણસે બીવુ જોઈએ તે પણ ભગવાનનુ એક સ્વરૂપ જ છે તેથી મૃત્યુ જ્યારે આવે છે—અને મૃત્યુ કોને નથી આવતુ ! ત્યારે માણસે એનુ આતિથ્ય કરવુ જોઈએ

આપણે મહેમાન સામે જે કઈ સારી વસ્તુ આપણા ઘરમા હોય તે ધરીએ છીએ અથવા જે એને ગમી જાય એવી હોય તે એને આપીએ છીએ કારણ કે આપણે એ રીતે એને આપણી એક ઓળખાણ આપવા ઇચ્છીએ છીએ તેવી રીતે જ્યારે મૃત્યુ—જે ઇશ્વરનો એક દૂત છે— આપણે આગણે આવે છે ત્યારે જે એને સારુ લાગે છે અને જે એને જોઈએ છે તે એને આપીએ

એવુ કરવામા આપણને દુ ખ તો અતિશય થશે, પણ જે કઈ આપવાથી આપણને દુ ખ થાય છે તે પ્રભુને એક ભેટ તરીકે એના દૂત દ્વારા—મૃત્યુ દ્વારા—મોકલીએ છીએ જ્યારે એવો વિચાર આપણે કરીશુ ત્યારે તરત જ આપણુ એ દુ ખ દાન કરવાથી અથવા આપણા પ્રિય જનને ભેટ આપવાથી આનદ ઉદ્ભવે છે એમા બદલાઈ જશે જેમ એક મહેમાનને આપણા ઘરમા જે સૌથી સારી વસ્તુ છે તે આપતા આપણને પહેલા દુ ખ થાય છે પણ જ્યારે આપણે જોઈએ છીએ કે તેને એ વસ્તુ બહુ જ ગમી ગઈ છે, ત્યારે આપણુ દુ ખ કોણ જાણે ક્યાય ગુમ થઈ જાય છે

ઇશ્વરનો આ દૂત—મૃત્યુ—દરેકનુ આતિથ્ય માગે છે એને કોઈ પર દબાણ કરવાનુ રુચતુ નથી તેથી જો આપણે સ્વેચ્છાથી અને શ્રદ્ધાપૂર્વક એનુ આતિથ્ય કરીશુ તો એને આપણા ઉપર કઈ દબાણ કરવુ નહિ પડે અને આપણને પણ કઈ દુ ખ સહન ન કરવુ પડે

મૃત્યુ એ પ્રભુનો એક બુરખો—Mask છે, જેમ માણસ તેનો એક બુરખો—Persona-mask—છે તેથી માણસ અને મૃત્યુ બન્ને સહોદર છે, એમ આપણે કહી શકીએ તો પછી ભાઈ જ્યારે ભાઈને મળવા આવે ત્યારે

આનંદોત્સવ ઉજવાવો જોઈએ, નહિ કે ભાઈને પોતાના ભાઈ સાથે મળતાં સંકોચ શરૂ થઈ જવો જોઈએ

'ગીતાંજલિ' કાવ્ય–૮૬

મૃત્યુ.તને આજે તે તો મોકલિયો મુજ દ્વારે,
નવ આવાહન લઈને આવ્યો પાર થઈ આ પારે
આજે રજની તિમિર ભરેલી ભયભારાતુર હૈયું,
તો યે દીપ લઈ હું વધાવું ખોલી નાખું દ્વારે
મૃત્યુદતને આજે તે તો મોકલિયો મુજ દ્વારે
પૂજીશ તેને જોડી બે કર વ્યાકુળ નયનજળે હું
પૂજીશ તેને સોંપી ચરણે, મેં મુ પ્રાણધન !
પ્રકન કરી આદેશ જરી તે પ્રભાત મુજ અંધારી
શૂન્ય ભવનમાં મેળી અર્પીશ મુજને ચરણે તારે
મૃત્યુદતને આજે તે તો મોકલિયો મુજ દ્વારે
[અનુ૰ નગીનદાસ પારેખ]

## ઈશ્વરનું દર્શન

કોઈ વાર રાત્રે કડાકાભડાકા સાથે વરસાદ તૂટી પડે છે, ત્યારે આપણે બહાર સૂતા હોઇએ તો ઊઠીને દોડાદોડ કરવા મંડી પડીએ છીએ પણ અનેક ગરીબોનાં છાપરાં ઊડી ગયાં હોય છે તેની આપણને ખબર પડતી નથી આવા પ્રસંગે આપણે કેટલા ક્ષુદ્ર–નાના–છીએ તેનો ખ્યાલ આવે છે રાજ કારણના મોટા દાવો ખેલનાર, મોટા પ્રલય કારી યુદ્ધોમાં વિજય મેળવનાર કે ગર્વથી મૂછો આમળનાર આવા પ્રસંગે મગતરા જેવા લાગે છે વીજળી પડે અને ઘરો બાળી નાખે, ધરતીકંપો થાય, જળરેલથી પ્રલય થાય એવા પ્રસંગે તેના નિવારણનો ઇલાજ જડતો નથી જેવી કુદરતની મરજી એમ કહી આપણે સંતોષ અનુભવીએ છીએ

ઈશ્વર એ કેવી મહાન શક્તિ છે એનું ભાન માલુમ નસ૫ણે ધ્યાન આપે તો ક્ષણે ક્ષણે થાય છે આ લીમડાના પાંદડાં તરફ જુઓ કેવી સુંદર કુમળી એની કુંપળો છે! આપણા શરીરનો વિચાર કરીએ તો એની અદ્ભુત રચનાનું રહસ્ય મોટા મંત્રવિદોને પણ સમજાતું નથી જેવી ચમત્કારી રચના આપણા દેહમાં છે એવી એકેએક પશુ પક્ષી વૃક્ષમાં રચના પડેલી છે ઈશ્વરની આવી યોજના કડાકાભડાકા વેળા રુદ્ર સ્વરૂપે દેખાય છે ઈશ્વર એવા મહાન છે એની આપણને આવી પળે પ્રતીતિ થાય છે પણ એની મહત્તા જો માનવી જાગ્રત હોય તો ક્ષણે ક્ષણે દેખાયા કરે છે માનવીનો અહંકાર માનવીને ઈશ્વરની આ મહત્તાના દર્શન કરવામાં આડો આવે છે તેથી તે એમ માને છે કે "હું કરું છું," 'આ મેં કર્યું' આવા પ્રસંગો માનવ જાત માટે ઉપકારક છે જાગૃત માનવીને તે વધુ બળ આપે છે આફત તેને ઉપકારક લાગે છે

ગાંધીજી જ્યારે કુદરતને નિહાળતા ત્યારે બે ઘડી એમનું દિલ નાચી ઊઠતું એમના રસો જુદા હતા આપણા રસો સ્વાદિષ્ટ ખાવામાં, સારાં કપડાં પહેરવામાં, મોજમઝા તરફ વળેલા છે ગાંધીજીના રસો ઈશ્વરી કાર્યો કરવામાં હતા રસનો નાશ થતો નથી એવું ગીતાજી કહે છે એ તો "પરમ નો સાક્ષાત્કાર થાય પછી જ નાશ પામે તેથી રસોનું ઊર્ધ્વીકરણ થવું જોઈએ ગાંધીજીને કોઈ કહે ચાલો હિમાલય જોવા તો તે કહેશે કે મારો હિમાલય અહીં જ છે હિમાલયના દર્શન ગાંધીજી એમાં કરતા અહીં જ ઈશ્વર છે એવું તેમને ભાન હતું એ દ્વારા જનજન સેવા દ્વારા જ–ઈશ્વરપ્રાપ્તિ થાય એવું તે માનતા આવા દૃશ્યો તે જોતા ત્યારે ઈશ્વરના ભિન્ન સ્વરૂપને જોતા આકાશ–દર્શન પણ તે આવા ભાવોથી જ કરતા એ ભાવો આપણામાં પણ આવો —બબલભાઈ મહેતા

# મધ્યમ માર્ગ

પદ્મનાભ શ્રી. જૈની



એક વખતે ભગવાન બુદ્ધ રાજગૃહના ગૃધ્રકૂટ પર્વત પર વિહાર કરતા હતા. તે સમયે મગધરાજ શ્રેણિક બિમ્બિસાર એંસી હજાર ગામો પર રાજ્ય કરતો હતો. ચંપાનગરીમાં કોટિકર્ણ સોણ નામનો એક સુકુમાર શ્રેષ્ઠીપુત્ર રહેતો હતો. તે એટલો સુકુમાર હતો કે તેના પગના તળિયાં પર પણ રોમાવલિ હતી.

એક દિવસે રાજ્યના મુખ્ય લોકો પાસેથી શ્રેણિક રાજાએ સોણ વિષે સાંભળીને તેને રાજસભામાં નિમંત્રણ આપ્યું. સોણના પિતાએ સોણને રાજસભામાં મોકલતી વખતે કહ્યું 'તાત સોણ ! તું રાજાના તરફ પગ ફેલાવીને બેસતો નહિ; રાજાની સામે પલાંઠી વાળીને બેસજે જેથી રાજા તારા પગના તળિયાં જોઈ શકે.'

રાજાએ જ્યારે સોણના પગના તળિયાં પર રોમાવલિ જોઈ, ત્યારે તે નવાઈ પામ્યો. પછી રાજાએ એંસી હજાર ગામોના મુખીઓને કહ્યું "હવે તમે સૌ ભગવાનની સેવામાં પધારો. ભગવાન તમને જન્મજન્માન્તરના હિતનો ઉપદેશ આપશે."

એટલે બધા મુખીઓ ગૃધ્રકૂટ પર્વત પર ગયા. તે વખતે આયુષ્માન સ્વાગત ભગવાનનો નિરંતર સેવક હતો. દર્શનાર્થી લોકોએ આયુષ્માન સ્વાગત પાસે જઈને પ્રાર્થના કરી: "ભન્તે ! અમે એંસી હજાર ગામોના પ્રતિનિધિઓ અહીં ભગવાનના દર્શન માટે આવ્યા છીએ, ભગવાનના દર્શનના ઉત્સુક છીએ."

"તો આયુષ્માનો ! તમે ઘડીભર અહીં જ થોભો. ભગવાન પાસે વિનતી કરી આવું' એમ કહી આયુષ્માન સ્વાગત ભગવાન પાસે ગયો. ભગવાને કહ્યું 'સ્વાગત ! વિહારની છાયામાં આસન કર.' પછી ભગવાન વિહારમાંથી નીકળી આંગણામાં આવીને બેઠા. સામે બેઠેલા એંસી હજાર ગામોના પ્રતિનિધિઓનું મન જાણી લઈ એમની સામે ભગવાને દાનની, શીલ અને સંયમની કથા કરી કામભોગોના દુષ્પરિણામ વિશે, હૃદયની મલિનતા વિશે કથા કહીને કામભોગથી રહિત થવાનો કલ્યાણમય માર્ગ બતાવ્યો અને જ્યારે ભગવાને જોયું કે તેઓનાં ચિત્ત હવે મૃદુ થયાં છે, ખુલ્લાં થયાં છે, આહ્લાદક થયાં છે, પ્રસન્ન અને ભવ્ય થયાં છે, ત્યારે જન્મ-જન્માન્તર માટે કલ્યાણકારી એવા ચતુ સત્યનો ઉપદેશ તેઓને આપ્યો. દુઃખ એટલે શું ? દુઃખનાં કારણો કયાં ? એનો નાશ કેમ થાય ? અને દુઃખના નાશનો માર્ગ કયો ? એ સઘળું વિસ્તારથી સમજાવ્યું. જેવી રીતે સફેદ સ્વચ્છ વસ્ત્ર રંગને જલદી પકડી લે છે, તેવી રીતે તે એંસી હજાર મુમુક્ષુઓને ત્યાં જ ધર્મચક્ષુ પ્રાપ્ત થયાં. તેઓને જ્ઞાન થયું કે, 'જે કાંઈ

રમારાબાપુ

ઉત્પન્ન થયુ છે એ નાશ પામશે.' એ રીતે ધર્મ જાણીને સંદેહ વિરહિત, વાદવિવાદ વિરહિત થઈ અત્યત નિષ્ઠાથી તેઓએ ભગવાનને કહ્યું "આશ્ચર્ય! ભન્તે, આશ્ચર્ય! જેમ કોઇ અવગાને સવળું કરે, ઢાંકેલાને ઉઘાડે, ભૂલી ગયેલાને માર્ગ દેખાડે અધારામા દીપક રાખે જેથી આખવાળો માણસ જોઈ શકે, એવી જ રીતે ભગવાને અનેક પ્રકારે ધર્મનુ દર્શન કરાવ્યુ ભન્તે! અમે આજથી ભગવાનનુ શરણ લઈએ છીએ, ધર્મનુ શરણ લઇએ છીએ, સઘનુ શરણ લઇએ છીએ આજથી ભગવાન અમને અજલિબધ્ધ શરણાગત ઉપાસક તરીકે સ્વીકારે"

આ બધુ જોઇને સોણને થયુ 'જેમ જેમ હુ ભગવાનના ઉપદેશને સમજતો જાઉં છુ તેમ તેમ મને થાય છે કે સર્વથા પરિશુધ્ધ, શખ સમાન ધવળ અને ઉજ્જ્વળ પવિત્ર જીવનની સાધના ઘરમા કરવી શક્ય નથી જો હુ કેશમુણ્ડન કરી કાષાય વસ્ત્ર પહેરી ભગવાનના સઘમા જોડાઈ જાઉં તો કેવુ સારુ!'

જ્યારે એ એંશી હજાર મુખીઓ ભગવાનને પ્રણામ કરી વિદાય થયા ત્યારે એકાતમા શ્રેષ્ઠીપુત્ર સોણે ભગવાન પાસે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી ભગવાને એનો ખુશીથી સગ્રહ કર્યો

ભિક્ષુ થયા પછી આયુષ્માન સોણ સીતવનમા વિહાર કરતો હતો એ બહુ જ ઉદ્યોગ-પરાયણ, સતત પરિશ્રમી રહેવા લાગ્યો જરાયે આરામ કર્યા વિના સદા ધ્યાન, ચિન્તન અને તપશ્ચર્યામા વખત ગાળતો એની સતત ઉદ્યોગ પરાયણતાને લીધે તેના સુકોમળ પગ ફાટી ગયા અને તેમાથી લોહીની ધારા વહેવા લાગી એક દિવસે તે દુ:ખ અનુભવતો એકાતમા બેઠો હતો ત્યારે અચાનક તેને વિચાર આવ્યો 'ભગવાને જેટલા ઉદ્યોગ-પરાયણ ભિક્ષુઓ કહ્યા છે તેટલો હું પણ છુ, છતા મારુ મન કેમ નિર્મળ બનતુ નથી? મારા ઘરમા કરોડો રૂપિયાનો વૈભવ છે ત્યા રહીને હું ભોગ પણ ભોગવી શકુ અને પુણ્ય પણ કરી શકુ. તો પછી હુ પાછો ઘેર જાઉં તો શુ ખોટુ?'

ભગવાને સોણના મનની વાત જાણી એટલે જ્યા સોણ ચિંતામગ્ન થઈ બેઠો હતો ત્યાં ભગવાન ગયા અને બોલ્યા –

"કેમ સોણ, એકાતમા બેઠા બેઠા તારા મનમા ઉદ્વેગ પેદા થયો? ઘેર પાછા ફરવા જેટલી ગ્લાનિ તારા મનમા આવી ગઇ?"

'હા ભન્તે!'

તો શુ સોણ! તુ જ્યારે ગૃહસ્થ હતે, ત્યારે કોઈ વખતે તુ વીણાવાદન કરતો હતો?'

"હા, ભન્તે!'

"તો સોણ! જ્યારે તારા વીણાના તાર વધારે ખેંચેલા રહેતા ત્યારે તારી વીણામાથી મધુર સૂર નીકળતા હતા? શુ તે વખતે વીણા વગાડવા લાયક હતી?' –

'ના, ભન્તે! તાર વધુ ખેંચેલા હોવાથી તાર તૂટવાનો ખૂબ જ ભય રહેતો!'

'અને સોણ! જ્યારે તારી વીણાના તાર અત્યત ઢીના, શિથિલ રહેતા, ત્યારે શુ તારી વીણામાથી મીઠા સ્વર નીકળતા હતા? એ વગાડવા લાયક બનતી હતી ખરી?'

'ના ભન્તે!'

"તો તને શું લાગે છે સોણ! જ્યારે તારા વીણાના તાર વધારે ખેંચેલા પણ નહોતા રહેતા અને વધારે ઢીલા પણ નહોતા રહેતા, ત્યારે તારી વીણા મીઠા સ્વર કાઢતી હતી કે?'

"હા, ભન્તે!"

"એ જ રીતે સોણ! વધારે પડતી ઉદ્યોગ પારાયણતા ઉદ્ધતાઈને ઉત્પન્ન કરે છે,

અત્યંત શિથિલતા શારીરિક આળસને ઉત્પન્ન કરે છે એટલા માટે હે સોણ ! તું ઉદ્યોગ કરવામાં સમતાને ગ્રહણ કર, ઇંદ્રિયો પાસે કામ લેવામાં સમતા કેળવ અને હર વખતે આમ કરવાનું કારણ ધ્યાનમાં રાખ, જેથી તારામાં સર્વદા સમતા રહે."

"સારું ભન્તે !" એમ કહી સોણે ભગવાનને પ્રણામ કરી એમનો ઉપદેશ ગ્રહણ કર્યો પછી તે દિવસથી સોણ પોતાના નિત્ય ઉદ્યોગમાં સમચિત્ત થયો, સમ ઉત્સાહી થયો અને અનુદ્વિગ્ન મનથી રહેવા લાગ્યો અને એ રીતે ઉપાસના કરી એકાંતમાં પ્રમાદરહિત, ઉદ્યોગપરાયણ અને આત્મનિગ્રહી બનવાથી એને મહાન ક્ષણનો સાક્ષાત્કાર થયો જેને માટે કુલપુત્રો ઘરબાર તજીને ભિક્ષુ બની પવિત્ર જીવનની સાધનામાં વિહાર કરે છે આ જ જન્મમાં તેને સત્ય જ્ઞાન થયું, પુનર્જન્મનો ક્ષય થયો, બ્રહ્મચર્યવાસની પૂર્ણતા થઇ, જે પામવાનું હતું તે પામ્યો, જે તજવાનું હતું તે તજી દીધું અહો શાંતિ ! અહો સુખ !

'અચ્ચારદ્ધવિરિયં ઉદ્ધચ્ચાય સંવત્તતિ ।
અતિલીનવિરિયં કોસજ્જાય સંવત્તતિ ॥
વિરિયસમથ અનુયુઞ્જ,
ખિપ્પં હોહિસિ અનાસવો ॥

(અત્યારબ્ધ વીર્યથી [વધારે પડતા પુરુષાર્થથી] ઉદ્ધતતા પ્રાપ્ત થાય છે, અતિલીન વીર્યથી આળસ પેદા થાય છે ઉપાસનામાં સમતા કેળવજે, જેથી જલદીથી ચિત્ત નિર્મળ થશે)

## દૃષ્ટિ

દેશાઈજી પરમાનંદ

દૃષ્ટિ ન હોય ને કહીએ કે દર્શન કરો એ કેમ બને ? આ તો સ્થૂળ દૃષ્ટિની વાત થઈ સ્થૂળ દૃષ્ટિ હોય પણ સૂક્ષ્મ દૃષ્ટિ ન હોય તો ? સૂક્ષ્મ દૃષ્ટિ એટલે મનશ્ચક્ષુ ગીતાજીમાં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે ને કે 'દિવ્યં દદામિ તે ચક્ષુ' ? હું એ દિવ્ય ચક્ષુની વાત કરું છું એ ન હોય તો સૂક્ષ્મ તત્ત્વનું દર્શન થઈ ન શકે દૃશ્ય ભલે આપણી સામે હોય પણ તેનું દર્શન કરવાની દૃષ્ટિ જોઈએ આંધળો દોડવા જાય તો તે કાં તો અથડાય, કાં તો પડી જાય વધારે વિશાળ અર્થમાં સમજીએ તો પેલી અંગ્રેજી કહેવત છે તેમ 'Where there is no vision the people perish.' અને આ દૃષ્ટિ વિના એક નહીં પણ એકથી વધારે પ્રજાઓ નાશ પામી છે અને હજુયે નાશ પામશે

પાંચ કર્મેન્દ્રિયો પૈકી આંખ એક કર્મેન્દ્રિય છે દરેક કર્મેન્દ્રિય સાધન તરીકે છે જોવાને વસ્તુયે હોય, પણ પ્રકાશ જ ન હોય તો ? પ્રકાશ વગર આંખ શી રીતે જોઈ શકવાની છે ? આંખ સુંદરતા જુએ અને અસુંદરતા પણ જુએ. વસ્તુતઃ અસુન્દર કહીએ એવું કંઈ નથી સુંદર અને અસુંદરનો સઘળો આધાર મન અને હૃદય ઉપર છે મનની વૃત્તિઓ અને મનની લાગણીઓ સુંદર તો બધું સુંદર એ અસુંદર તો બધું અસુંદર Inner is the cause of the outer સૂક્ષ્મ જ સ્થૂળનું બી છે સ્થૂળ એ સૂક્ષ્મનું આવિષ્કરણ છે



# બાપુજીની મીઠી વાતો - ૧

સાને ગુરુજી

નાના બાળકો એટલે આનંદ નાના બાળકો એટલે જગતની આશા બાળકો એટલે નિર્મળતા, બાળકો એટલે ઉત્સાહ મહાન પુરુષોમા એક પ્રકારની બાળકોના જેવી વૃત્તિ હોય છે મહાત્માજી બાળકો પ્રમાણે નિષ્પાપ હતા તેથી તેમની વાતોનો બાળકોની જ વાત કહીને હું આરંભ કરું છુ

મહાત્માજીને બાળકો ખૂબ ગમતા દુનિયાના બધાય ધર્માત્માને જુઓ તેઓનો બાળકો ઉપર ખૂબ જ પ્રેમ હોય છે મહંમદ પેગંબર સાહેબને રસ્તા પર બાળકોનો ભેટો થતો તેઓ તેમને બાજુએ ખેંચી જતા અને કહેતા 'કિસ્સો કહો' કિસ્સો એટલે વાર્તા ઈશુ ખ્રિસ્ત પણ બાળકોના મોટા પ્રેમી અને આપણા ભગવાન ગોપાળ કૃષ્ણ, તે તો ગોવાળોનાં છોકરાઓ સાથે જ રમતા મહાત્માજી પણ બાળકોને જોઈ ઘેલા થઈ જતા ફરવા જતી વખતે તેઓ બાળકોને સાથે લેતા જ જુહુના દરિયા કિનારા પર બાળકની લાકડી પકડીને મહાત્માજી હસતા જઈ રહ્યા છે એવુ ચિત્ર તમે જોયુ જ હશે પરંતુ હુ જે વાત કહેવાનો છુ તે સાબરમતી આશ્રમની છે

નિયમ મુજબ આશ્રમમાથી બાપુજી ફરવા નીકળ્યા આશ્રમના બાળકો પણ એમની સાથે ફરવા નીકળ્યા હસતા રમતા ફરવાનુ શરૂ થયુ ફરતા ફરતા મહાત્માજી સાથે પ્રશ્નોત્તર તો ચાલુ જ હોય

'બાપુ, તમને એક વાત પૂછુ?' એક છોકરાએ પ્રશ્ન કર્યો

"હા બેટા '

"અહિંસા એટલે બીજાને દુ ખ ન દેવું એવો અર્થ થાય ને?

"બરોબર '

"તમે હસતા હસતા અમારા ગાલ આમળો છો તે હિંસા કે અહિંસા?'

"અરે લુચ્ચા!' એમ કહીને મોટેથી હસીને બાપુએ તેના જોરથી ગાલ આમળ્યા તાળી પાડીને 'બાપુ ચિડાયા, બાપુ ચિડાયા!' એમ કહીને બાળકો હસવા લાગ્યા મહાપુરુષ પણ તે હાસ્યરસમા રંગાઈ ગયા

પ્યારાબાપુ

# સમાજની સંસ્કારિતા ........ ૪

દાદા ધર્માધિકારી

કોઈ પણ સમાજની સંસ્કારિતાની અચૂક કસોટી એ છે કે, તેમાં સ્ત્રીઓ નિર્ભયતાપૂર્વક અને પોતાની ઇચ્છા અનુસાર વર્તી શકે જો તેઓ આપણા જાહેર જીવનમાં નિર્ભય થઈને ભાગ નહીં લઈ શકે તો એમ જ માનવું પડે કે, હજી પણ પુરુષવર્ગ અસભ્યતા અને જંગલીપણાની સ્થિતિમાંથી આગળ નથી વધ્યો અને જેમ દિવસે દિવસે સભ્ય સ્ત્રીઓ માટે ઘરમાંથી બહાર નીકળવાનું અશક્ય થઈ જાય છે તે જ પ્રમાણે તેમને હમેશને માટે ઘરમાંથી બહાર નીકળવાનું અશક્ય થઈ જશે

પહેલાં તો સ્ત્રીઓને ગુંડા ને લોફર માણસોનો જ ડર હતો, પણ હવે એ પ્રવૃત્તિ ભણેલા ગણેલા યુવાનો અને વિદ્યાર્થીઓમાં પણ વધતી જાય છે એમાં ફેર એટલો જ છે કે, ગુંડાઓમાં જે શારીરિક હિંમત અને નીડરતા હોય છે તે આ લોકોમાં નથી હોતી આથી એમની દુષ્ટતામાં ચોરીછૂપી ને છળ કપટ, હલકટપણું ને હીનતા વધારે હોય છે સમાજમાં નવા સુસંસ્કારો દાખલ કરવાની જેમની વિશેષ જવાબદારી છે તેઓ જ જો સમાજકંટક અને સમાજશત્રુ બનવા માંડે, તો પછી સામાજિક નીતિના વિકાસની આશા જ છોડી દેવી પડશે

૧૯૨૧ની અસહકારની ચળવળના દિવસોમાં મુંબઈમાં હુલ્લડ થયું તે વખતે હિન્દુ મુસ્લિમ એકતા હતી, એટલે હિન્દુ સ્ત્રીઓને કશો ભય નહોતો. પણ એ હુલ્લડમાં પારસી સ્ત્રીઓને એવી સતાવવામાં આવી કે આખરે ગાંધીજીને કહેવું પડ્યું કે, 'આ સ્વરાજ્યની દુર્ગંધ મારા નાકમાં ભરાઈ છે' જ્યારે જ્યારે હિન્દુ મુસ્લિમ રમખાણો થયાં છે ત્યારે ત્યારે સ્ત્રીઓની આબરૂ જોખમમાં આવી પડી છે પાકિસ્તાન થયા પછી તો એનું અત્યંત રાક્ષસી રૂપ આપણે જોયું બે રાષ્ટ્રો વચ્ચે યુદ્ધ થાય છે ત્યારે સ્ત્રીઓની આબરૂ હમેશાં જોખમમાં આવી પડે છે

જ્યાં સુધી પુરુષોમાં સ્ત્રીને અભિલાષા અને આક્રમણનો વિષય માનવાની આદત રહેશે, ત્યાં સુધી સ્ત્રીને માટે સ્વતંત્રતા અને નાગરિકતા જીવનની સગવડો થવાને બદલે મહાન આફતો નીવડશે સ્ત્રીને ભોગનો વિષય માનનારા પુરુષોની વચ્ચે સ્ત્રીઓને મુક્તપણે હરવ ફરવાના હક આપવાનું પરિણામ વરુઓના ટોળામાં ઘેટાને છૂટથી ફરવાનો અધિકાર આપવાથી આવે તે જ આવશે. આપણે એક બાજુએ સ્ત્રીઓને મતાધિકાર તો આપ્યો છે, પણ બીજી બાજુએ તેમને સમાજમાં નિર્ભયતાથી વર્તવાની પરિસ્થિતિ નિર્માણ નથી કરી, એટલે તેઓ પોતાના મતાધિકારનો ઉપયોગ નહિ કરી શકે

સ્વતંત્રતાનો જન્મ સંયમની કૂખે થાય છે સમાજમાં જ્યાં સુધી સ્ત્રીઓની પવિત્રતા સહેજે સુરક્ષિત નહીં રહે, અનાયાસે સુરક્ષિત નહીં રહે, ત્યાં સુધી કોઇ પણ પ્રકારની વસ્તવિક નીતિમત્તાનો વિકાસ થવો અસંભવિત છે આ બાબતમાં, સ્ત્રીઓના માન અને આબરૂ સાચવવા માટે કુલીન અને ચારિત્ર્યવાન યુવાનોનાં દળ ઠેકઠેકાણે સ્થપાય અને તેઓ જાતિ, સંપ્રદાય કે વર્ગનો વિચાર કર્યા વગર તમામ સ્ત્રીઓની પ્રતિષ્ઠા સાચવવા હમેશાં જાગ્રત અને તત્પર રહે એ આવશ્યક છે આ યુવાનો સમાજમાં શીલ અને શ્રીમાન પ્રત્યે આદરનો ભાવ કાયમ રાખવા માટે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ પણ શરૂ કરે અને એ રીતે સમાજમાં સ્ત્રીઓના નાગરિકત્વનો નક્કર પાયો નાખે

# વેરનો બદલો

ઘેર અંધારી રાત હતી બધે શૂનકાર વ્યાપી ગયો હતો દૂર દૂરના વેરાન પ્રદેશમાંથી જંગલી પશુઓનો ભયંકર અવાજ વારે વારે શાંતિને ખળભળાવી જતો હતો.

યુસુફ દીવો બુઝાવી પોતાના તંબૂમાં સૂવાની તૈયારી કરતો હતો ત્યાં તો એક અજાણ્યો માણસ તંબૂના દ્વાર આગળ આવીને ઊભો અને દીન વાણીમાં આજીજી કરતો બોલ્યો "યુસુફ, યુસુફ, રહેમ કરો હું એક તજાયેલો મુસાફર છું! આપ તો ઉમદા અને ખાનદાન કુટુંબના નબીરા છો મારી પાછળ દુશ્મનો પડ્યા છે મને કોઈ આશરો આપે એમ નથી હું ભૂખ્યો–તરસ્યો જીવ બચાવવા દોડતો અહીં આવ્યો છું મારું રક્ષણ કરો ખુદા તમારું ભલું કરશે"

યુસુફ નત મસ્તકે શાંત ઊભો હતો તે બોલ્યો "ભાઈ ખુદા સૌનું ભલું કરો. આ તંબૂ મારો છે, પરંતુ મારા કરતા અલ્લાહનો તે વધારે છે એ જ એનો સાચો માલિક છે અંદર આવ અને શાંત થા. હું જેમ અહીં રહું છું તેમ તું પણ ખુશીથી અહીં રહે, આરામ કર અને ખુદાનો અહેસાન માન ખુદાએ આપણને સૌને પેદા કર્યા છે એ જ મારનાર અને તારનાર છે આપણે એની આગળ કોણ માત્ર? આ તંબૂમાં તને આવતાં રોકનારો હું કોણ? આવ અને સુખેથી રહે."

પછી યુસુફે એ ભૂખ્યા–તરસ્યા મહેમાનનું સ્વાગત કર્યું, પેટ ભરીને જમાડ્યું અને હૂંફાળી પથારી કરી આપી યુસુફ ખુદાનું નામ લઈ સૂઈ ગયો.

રાતનો છેલ્લો પહોર હતો ત્યારે તે ઊઠ્યો પેલા અજાણ્યા માનવીને પણ જગાડ્યો પછી યુસુફ બોલ્યો "ભાઈ, આ સોનું લે. વળી મારો આ તેજી ઘોડો પણ તૈયાર જ છે સૂરજ ઊગે એ પહેલાં અહીંથી નાસી જા દુશ્મનો તને નહિ દેખે"

એવામાં તો પેલા અજાણ્યા માણસે ધ્રૂસકિયે ચડી પોતાનું માથું યુસુફના ખોળામાં મૂકી રડતાં રડતાં કહેવા માંડ્યું "અરે ભલા યુસુફ! મને માફ કરો તમને તમારા આ ભલા કામનું ફળ આપીને જ હું હવે જઈશ યુસુફ, યુસુફ, ધ્યાન દઈને સાંભળ જેણે તમારા પ્યારા પુત્રને હણી નાખ્યો હતો અને જેને મારવા માટે તમે તલપી રહ્યા હતા તે જ ઇબ્રાહીમ હું છું"

યુસુફ તો આ સાંભળીને સ્તબ્ધ ઊભો રહ્યો તેણે મક્કમ અવાજે કહ્યું: "ઇબ્રાહીમ, આ ત્રણ ગણું સોનું લે અને હમણાં ને હમણાં અહીંથી નાસી જા ફરી કદી આ તરફ આવતો નહિ. મારામાં રહેલા સેતાનને પાછો જગાડતો નહિ મેં મારા દુષ્ટ વિચારોને કાઢી નાખ્યા છે જા, ઇબ્રાહીમ, જલદી ચાલ્યો જા ખુદા તારું ભલું કરે!"

ઇબ્રાહીમ તરત જ મારતે ઘોડે ત્યાંથી અંધારામાં વિલીન થઈ ગયો યુસુફ એકીટશે એ દિશામાં જોઈ રહ્યો થોડી વાર પછી ધીમે ધીમે તે પોતાના પ્યારા પુત્રની કબર પાસે ગયો અને બોલ્યો –

"મારા પ્યારા બેટા! હું તારા ખૂનીને જાનથી મારીને તારા ખૂનનો બદલો લેવા તલસતો હતો પણ બેટા, ખુદાનો ઇન્સાફ ન્યારો છે બેટા, આજે મેં તારા ખૂનનું વેર લીધું– ખૂનીને મારીને નહિ, પણ જ્યારે તે સંકટમાં હતો ત્યારે તેને મદદ કરીને! બેટા, ખુદાનું એ જ ફરમાન હતું હવે તું શાંતિથી પોઢી જજે"

પ્યારાબાપુ



# ત્રિવેણી સંગમ

સંકલનકર્તા મુ૦ ક૦



(૬)

તે વખતે બા બારડોલી તાલુકામા ગયા હતા. મહાદેવભાઈએ એ ખબર બાપુને આપતા કહ્યુ "આ વખતે બ ને છ મહિના મળશે"

બાપુ કહે " 'સી' કલાસ મળે અને મજૂરી મળે તો નવાઈ નહી બાને 'સી' કલાસ મળે એ સરસ કહેવાય"

ત્યા તો સાજે છાપામા એવા જ ખબર આવ્યા! એ ખબર સાભળીને બાપુના આનદનો પાર ન રહ્યો ખડખડાટ હસ્યા, પછી માત્ર એટલુ બોલ્યા "સાઠ વર્ષની ડોસીને સખત મજૂરી આપતા એને શરમ નહી આવી હોય!" પછી વલ્લભભાઈને હસતા હસતા કહે 'તમને 'સી' મળવો જોઈતો હતો"

એ સાભળી વલ્લભભાઇ બોલ્યા "મને કૅમ્પ જેલમા મોકલે તો બહુ રાજી થાઉ"

(૭)

શ્રીમતી સરોજિની નાયડુને જેલમા 'સી' કલાસ મળે તો શુ થાય? એની વાત થતી હતી, એટલે બાપુ કહે "એને વિશે એમ ન કરે એટલા ઝેરીલા એ લોકો ન થાય"

વલ્લભભાઇ કહે "જુઓને જેમણે બાને 'સી' કલાસ આપ્યો તેને વિષે પણ તમે કહો છો કે એટલા ઝેરીલા ન થાય તમે તો 'ન્યાયદર્શી' રહ્યા ને!"

(૮)

એક દિવસ અનેક ચોપાનિયા આવ્યા. તેમાથી ખૂબ હસવાનુ મળ્યુ 'જ્ઞાન કિરણો' નામની અનેક પત્રિકાઓ એક મોટા તાવ ઉપર છાપેલી હતી તેને કાપી સીવીને વલ્લભભાઇએ એક ચોપડી બનાવી, ને બાપુને કહે "વાચવા જેવી છે, પણ જ્ઞાન વધી જશે તો!"

પછી બાપુએ તે વાચવા લીધી અને એક એક લીટી વાચીને ખડખડ હસે ખાસ કરીને 'દીવો ન બાળો' એ પત્રિકા વાચીને

વલ્લભભાઈ કહે "એ પત્રિકા લૅમ્પને દીવે બેસીને લખી હશે!"

બીજા હસાવનારા તો અનેક ભાગો હતા બાપુ કહે "બિચારા સૌ પોતાની મતિ પ્રમાણે જેટલુ થાય તેટલુ કરી રહ્યા છે"

(૯)

બાપુને તે દિવસોમા કોણી ઉપરના હાડકામા અને જમણા હાથના અગૂઠામા બહુ દરદ રહેતુ બાપુ કહે "એ ઘડપણના ચિહ્ન છે એ દુ ખનો વિચાર જ છોડી દેવો જોઈએ એ અનિવાર્ય સમજીને એની આળપપાળ છોડવી જોઈએ"

વલ્લભભાઈ કહે "પેલા હઠયોગીની જેમ!"

(૧૦)

દર અઠવાડિયે આશ્રમની ટપાલ જે જાડા પાકીટમા આવતી, તેની ઉપર અહી પારસલો વગેરે ઉપર આવેલા બ્રાઉન પેપર ચોઢીને નવા પાકીટ કરવામા આવતા. મહાદેવભાઈ કહેતા હતા કે, "આ પાકીટ આપણને બ્રાઉન પેપરની કિંમતે પડી રહે છે"

બાપુ કહે 'હા, પણ પેલી કુદરતી બાંગ્લી જુએ છે પ્રથમ તો લાહી કરીને પછી તેમા કંઈક મિશ્રણ નાખવાનુ શોધવાનો વિચાર કર્યો, પણ પછી એમાથી ચિત્ત ખેંચી લીધુ, અને મધ્યમ માર્ગ પસદ કર્યો"

એ સાભળી મહાભાઈ કહે "મધ્યમ માર્ગવાળા તો લખનરમા જઈને બેઠા છે"

(૧૧)

રોજ સવારે ચાર વાગ્યે પ્રાર્થના પછી લીબુ અને મધનુ પાણી પીવાનુ રાખ્યુ હતુ ઊકળતુ પાણી આવે તે મધ અને લીબુના રસની ઉપર રેડવામા આવે, પછી પાણી પીવા જેવું થાય ત્યા સુધી વાટ જોતા કેટલીક મિનિટ બધા બેસી રહેતા, અથવા બેઠા બેઠા વાચતા

બાપુએ પોતાના પાણી ઉપર કપડાનો કટકો ઢાકવા માડયો બાપુએ મહાદેવભાઈને પૂછ્યુ "મહાદેવ, આ કટકો કેમ ઢાકુ છુ ખબર છે? નાના નાના જતુઓ હવામા હોય છે કે તે પાણીની વરાળને લીધે અદર પડવાનો સભવ છે, એમાથી બચી જવાય છે"

વલ્લભભાઈ હમેશની રીતે બોલ્યા 'એટલી હદ સુધી આપણાથી અહિસા ન પળાય"

બાપુએ હસીને કહ્યુ "અહિસા ન પળાય, પણ સ્વચ્છતા પળાય ના!" [ક્રમશ]

## ★ નિર્લોભવૃત્તિ ★

પશ્ચિમના દેશનો બાદશાહ પાયરસ એક વાર યુધ્ધ કરવા જઇ રહ્યો હતો, ત્યારે તેને એક ફિલસૂફે પૂછ્યુ "મહારાજ, આપ ક્યા જઈ રહ્યા છો?"

બાદશાહે જવાબ આપ્યો 'હુ ઈટાલી જીતવા જઈ રહ્યો છુ"

ફિલસૂફે ફરી પૂછ્યુ 'ઈટાલી જીતીને શુ કરશો?'

"પછી આફ્રિકા જીતીશ'

'અને પછી?'

બાદશાહે કહ્યુ 'પછી આરામ કરીશ

તત્ત્વવેત્તાએ એ સાભળી કહ્યુ 'તો પછી તમો અત્યારથી જ આરામ કેમ નથી કરતા? યુદ્ધ કર્યા બાદ તમો આરામ કરી શકશો ખરા?"

આજે પણ મનુષ્યની આવી જ સ્થિતિ માલૂમ પડે છે મનુષ્ય પણ આજે પૈસા મેળવવાની ધમાલમા પડી ગયો છે અને તે મેળવ્યા બાદ આરામ કરવાની વાત કરે છે પરતુ વિચારવાનુ એ છે કે તે વડે આરામ મેળવી શકાશે ખરો? આરામની વાત તો બાજુએ રહી, પરતુ તે પૈસાની ચિંતામા જ ડૂબી જાય છે જ્યા જુઓ ત્યા ઉતાવળ અને ધમાલ જોવામા આવે છે, આરામનુ તો ક્યાય નામ નથી

મનુષ્ય પૈસામા સુખ અને આરામ સમજે છે પરતુ ખરુ જોઇએ તો પૈસો આરામ અને સુખને લૂટી લે છે આરામ મેળવવા માટે તો નિર્લોભવૃત્તિ અપનાવવી જોઈએ સોનુ હીરા વગેરે ધૂળ જ છે લોકો ભલે તેને સોનુ અને હીરા સમજે પરતુ ખરુ જોતા તો તે ધૂળ જ છે આજે સારી દુનિયા આ ચમકતી ધૂળની પાછળ પોતાની અમૂલ્ય જિદગી બરબાદ કરી રહેલ છે, આ કેટલી બધી અજ્ઞાનતા છે? જરૂરી પ્રમાણમા સગ્રહ કરવાની વૃત્તિ મનુષ્યમા ભલે હોય પરતુ આખી જિદગી તેની પાછળ જ વ્યતીત કરવી તેમા જરા પણ ડહાપણ નથી તેથી મનુષ્યે નિર્લોભ વૃત્તિ અવશ્ય અપનાવવી જોઈએ અને જીવનમા શાતિ સ્થાપીને અમરતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ — ઉજ્જ્વળ કુવરજી

ભક્તરાજ. . [અનુસંધાન પૃ॰ ૩૪થી ચાલુ]

પોચકીદાસ—ઠીક ત્યારે. એ કઈ વસ્તુઓ છે?

ભક્તરાજ—ત્યાંનું રાજ્ય અનંત છે અને સનાતન જીવનની આપણને ત્યાં પ્રાપ્તિ થશે, જેથી આપણે એ સુરાજ્યમાં હંમેશને માટે નિવાસ કરી શકીશું

પોચકીદાસ—તમે બહુ જ સારી વાત કહી! બીજું ત્યાં શું શું છે?

ભક્તરાજ—ત્યાં આપણને કીર્તિનો મુગટ પહેરાવવામાં આવશે અને એવાં વસ્ત્રો આપણને આપવામાં આવશે, જેથી આકાશમાં સૂર્ય જેમ પ્રકાશે છે તેમ આપણે પણ પ્રકાશવા લાગીશું

પોચકીદાસ—તો તો ખૂબ જ મજા પડે અને એ સિવાય બીજું ત્યાં નવું શું છે?

ભક્તરાજ—વળી ત્યાં રડવાનું ન હોય, દુઃખ ન હોય કારણ કે પ્રભુ આપણી આંખોમાંથી આંસુ લૂછી નાખશે

પોચકીદાસ—અને ત્યાં આપણને કોણ સાથ આપશે?

ભક્તરાજ—ત્યાંનો વૈભવ, પશુપક્ષી એ સૌ તમારી આંખને આંજી દે એવાં છે વળી આપણા કરતાં પહેલાં ગયેલાં અગણિત લોકોનો આપણને ત્યાં ભેટો થશે. ત્યાં કોઈ પણ આપણને હાનિકર બનશે નહિ, બધા જ પ્રેમાળ અને પવિત્ર છે પ્રત્યેક જણ ઈશ્વરને નજર સામે રાખીને વર્તે છે અને ઈશ્વરનું અસ્તિત્વ ખરે સર્વદા રહે છે એમ માનતા હોય છે ત્યાં વળી એવા માણસો પણ રહે છે જેઓ ઈશ્વરના આદેશને અનુસરતા હોવાથી તેઓનો આ દુનિયામાં વધ કરવામાં આવ્યો છે, તેઓને જીવતાં બાળી મૂકવામાં આવ્યા છે, તેઓ પશુઓનો ભોગ બન્યા છે, તેઓને સમુદ્રમાં ડુબાડી દેવામાં આવ્યા છે પણ એ સૌ ભક્તજનો અહીં ક્ષેમકુશળ છે અને અમૃતમય જીવન જીવે છે.

પોચકીદાસ—આટલું વર્ણન સાંભળીને કોઈનેય ત્યાં જવાનું મન થઈ જાય! પરંતુ શું ખરેખર આ બધી વસ્તુઓનો આનંદ આપણે માણી શકીશું ખરા? આ વસ્તુઓના સહભાગી આપણે શી રીતે થઈ શકીએ?

ભક્તરાજ—ભગવાને આ ધર્મ-ગ્રંથમાં કહ્યું છે કે, જે કોઈ આ સ્થિતિ માટે સાચા દિલથી ઝંખે છે તેને એ વસ્તુ અવશ્ય પ્રાપ્ત થાય છે

પોચકીદાસ—ભક્તરાજ, મને આ બધું સાંભળીને ખૂબ આનંદ થાય છે ચાલો, આપણે જલદી જલદી રસ્તો કાપીએ

ભક્તરાજ—ભાઈ, હું તમારી માફક ઝડપથી ચાલી શકું એમ નથી કારણ કે મારા ખભા પર ભારે બોજો છે!

તેઓ આમ વાતો કરતા આગળ જતા હતા તેવામાં તેઓ 'નિરાશાની કળણભૂમિ' નામે ઓળખાતા પ્રદેશ પાસે આવી પહોંચ્યા. એ પ્રદેશમાં ચારેકોર કાદવ ફેલાયેલો હતો. જરા ગફલતમાં રહીએ તો ઊંડા કળણમાં પડી ખૂંપી જવાય એવું હતું. ભક્તરાજ અને પોચકીદાસને એની જાણ ન હોવાથી બન્ને જણ કાદવમાં પડ્યા અને ઊંડે ઊંડે ખૂંપવા લાગ્યા! તેઓ બહાર નીકળવા પ્રયત્ન કરવા લાગ્યા. પણ કાદવમાં તેઓ વધારે ને વધારે ફસાઈ જવા લાગ્યા ભક્તરાજને ખભે મોટો બોજો હોવાથી એ તો કળણમાં વધારે ઊંડે ખૂંપવા લાગ્યો. પોચકીદાસનો જીવ તાળવે ચડી ગયો. એ તો હાંફળો ફાંફળો થઈ જઈને ભક્તરાજને કહેવા લાગ્યો. "અરે, ભક્તરાજ, આપણે ક્યાં છીએ?"

ભક્તરાજ—ભાઈ, ખરું પૂછો તો મને એની જરાયે ખબર નથી!

પોચકીદાસ આ સાંભળી ગુસ્સે થઈને ભક્તરાજને ઠપકો આપતાં કહેવા લાગ્યો:

"અરે ભલા માણસ, આખે રસ્તે તેં જેની મોટી મોટી વાતો કર્યા કરી તે આ જ સુખ છે? હું તારી સાથે અહીં ક્યાં ફસાઈ પડ્યો! શરૂઆતમાં જ આવી મુશ્કેલી વેઠવી પડતી હોય તો પછી આગળ જતા આપણા માર્ગ વચ્ચે કોણ જાણે કેવીય ભયાનક મુશ્કેલીઓ આવશે! મને એક વાર આ કાદવમાંથી બહાર તો નીકળવા દે, પછી તું ભલે આ સુખના રાજ્યનો એકલો માલિક થજે" એમ કહી પોચકીદાસે ખૂબ જોરથી બહાર નીકળવા પ્રયત્ન કર્યો અને ઘર ભણી જતા રસ્તા તરફની બાજુએ તે મહામહેનતે કાદવમાંથી બહાર નીકળી શક્યો પોચકીદાસે તો જરાયે ઢીલ કર્યા વિના જીવ લઈને પોતાના ઘર તરફ દોટ મૂકી કાળુ ભારેલી કર્દમ ભૂમિમા ઊંડે ઊંડે ખૂપતો જતો બાહ્રરાજ એને જોઈ રહ્યો અને થોડી વારમા તો પોચકીદાસ દૂર દૂર અદૃશ્ય થઈ ગયો (ચાલુ)

## 'બાપુ-સ્મરણ' અંગે

કોઈ ગ્રાહક-બંધુ નવા ગ્રાહકો બનાવી આપી 'પ્યારાબાપુ'ને આર્થિક મુશ્કેલીમાથી તેમ જ લવાજમ વધારવાની પરિસ્થિતિમાથી મુક્ત કરે તો અમે 'બાપુ-સ્મરણ' આપવાનુ જાહેર કર્યું છે એ અંગે કેટલાક મિત્રોના કાગળ આવે છે કેટલાક એમ માને છે કે એ પુસ્તક હશે, કેટલાક એમ માને છે કે આલબમ હશે આ રીતે ગેરસમજૂતી ઊભી થવાનો સભવ રહે છે તેથી અમે ગ્રાહક-બંધુઓને જણાવીએ છીએ કે, બાપુજીના એક ફોટા સહિત બાપુજીના હસ્તાક્ષરમા લખાયેલા સુવચનોને પુસ્તિકારૂપે મુદ્રિત કરી એ નાનકડી પુસ્તિકાને 'બાપુ-સ્મરણ' નામે પ્રસિદ્ધ કરવા વિચાર્યું છે

ગ્રાહકોએ મોકલાવેલા નવા ગ્રાહકોના નામ જ્યારે નવા ચાલુ વર્ષમા નોધાઇ જાય અને તેઓ ગ્રાહક બનવા સંમત થાય ત્યાર પછી સૌને એક સાથે 'બાપુ-સ્મરણ' મોકલીએ તો અમને પોસ્ટ કરતા સરળતા પડે માટે અમે ગ્રાહકોને વિનતી કરીએ છીએ કે, તેઓ થોડો વખત થોભી જાય, નવા મોકલાવેલા ગ્રાહકોના નામ નોધાઈ જાય પછી તરત જ અમે 'બાપુ-સ્મરણ' અમારી યોજના અનુસાર મોકલીશુ

---

રવીન્દ્ર મનન : [અનુ॰ પૃ॰ ૪૮ થી ચાલુ] કરુ ? મારુ સર્વસ્વ ગયુ' એમ કહી રડવા ન બેસું એટલું જ હું ચાહુ છુ

વિનાશના પ્રવાહમા હું ઘસડાઈ જાઉ તો 'તુ મારી રક્ષા કર, મને બચાવી લે' એવી પ્રાર્થના હુ નહિ કરુ પરતુ એ પ્રવાહમા તરવાનુ મારુ બાહુબળ કાયમ રહે એટલુ જ હુ તારી પાસે માગીશ મારા પર જે બોજો છે તે હલકો થાય, એવી મદદ હું નહિ ચાહું, પરંતુ જેટલો બોજો મારા પર આવશે એને ઉઠાવવાની શક્તિ મને આપ, એ જ હું ચાહીશ સુખના સમયે ગર્વિષ્ઠ ન બનીને નમ્રતાથી હું તને ઓળખી શકુ અને જ્યારે દુઃખની રાત્રિ આવશે, બધે અંધારુ છવાઈ જશે અને જ્યારે પગ તળેની ધરતી પણ વચના કરશે, એવા સમયે પણ તારી બાબતમા, તારી હસ્તીની બાબતમા અને તારી કૃપાની બાબતમા મનમા લેશમાત્ર પણ સદેહ ન થાય, એટલુ જ હું ચાહું છું

# સરોજિની નાયડુ ........ ...



ગિરિશૃંગો અને વન-પ્રદેશના હે ગાયિકા! ઉચ્ચ સ્થાને ઊભા રહીને તમે રાગીનોના આહ્‌લાદક ગુંજનથી તારકાઓના અન્તરમાથી કયા રહસ્યો તમે ચૂંટી લો છો! ખીણોમાથી પસાર થતા થતા તમે તમારી આકર્ષક બંસરી વડે માનવતાનુ -આર્ત અને માધુર્યપૂર્ણ- કયુ સંગીત વહેતુ મૂકો છો!



તમારા સ્વર્ગીય સ્થાનમાથી, કુમુદ-વનના પ્રદેશમાથી તમને કયો કીમિયાગર નીચે લઇ આવી વસુન્ધરાના વહાલા દવલા સમા દબાયેલા માનવસમુદાય સાથે જોડવી દે છે!

હે સદ્‌ભાગી ગાયિકા! અહિંસક સંગ્રામમા તમારી બંસરીના સ્વરો કાયરમા શૌર્યનુ, અભાગાઓમા ઓજસનુ, યુવાનોમા ઉચ્ચતમ પુરુષાર્થનુ, તેમ જ વૃદ્ધજનોમા સ્વદેશના ભાવિ વિષેના તેઓના સ્વપ્નાને કુસુમિત કરવાની આકાંક્ષાનુ સિંચન કરતા હતા, જેથી લોકપૂર્ણ મહાલયો અને દુઃખદાયક જેલોની, તેમ જ ગર્વિષ્ઠ ન્યાયાલયો અને નિર્દય સભાગૃહોની દીવાલો ધ્રૂજી ઊઠી અને ધૂળમા રગદોળાઈ ગઈ, અને સૂર્યકિરણોને તેમ જ પ્રેમ અને આશા દીના સુખદ તરંગોને વહેતા મૂકયા, પોતાની જન્મભૂમિ પ્રત્યેનો પ્રેમ અને સમાનતાના સ્વર્ગે લઈ જનારી મનોમન્થના જગાડનારી આશાદીને સર્વ જનોના અન્તરમા સ્પંદિત કરી

---

ગ્રંથાવલોકન [૪૨ પેજથી આગળ ચાલુ] શંભુભાઈ તે 'સ્થિતપ્રજ્ઞ' જેવા જ રહે છે! એ જ પ્રમાણે 'ભાઈ'નુ પણ વિસ્મરણ કરવામા આવે છે!) જ્યારે દાદા મૃત્યુની ઘડી ગણતા હોય છે ત્યારે દાદા જ એને ચિઠ્ઠી લખીને બોલાવે છે અહીંના પ્રસંગે દાદાનુ પાત્ર ઝાંખુ પડતુ જણાય છે દાન વિશે આટલા સભાન દાદા કયાથી થઈ ગયા? આવી આસક્તિ શા માટે? પહેલાનુ દાદાનુ રેખાચિત્ર ઝાંખુ પડે છે!

પાના ભાડુ

વળી લેખક પર સામ્યવાદની પણ જરા અસર છે, (કે પછી એમને માનેલા સર્વોદયની?) એ વાર્તામા બેત્રણ ઠેકાણે જણાઈ આવે છે દાદાને મુખે દાન વિશે કહેવડાવે છે: "દાન એ બીજુ કાંઈ નથી, પણ મૂડીવાદી અર્થવ્યવસ્થાનો એકમાત્ર બચાવ છે_ _" શંભુ પોતે પણ ઉશ્કેરાયેલી દશામા (જુઓ પાનુ ૧૮૧) બોલવા મંડે છે "જો સાચી વસ્તુ તમારી સામે મૂકવાથી હું સામ્યવાદી બની

જતો હોઉં, તો મને એવા સામ્યવાદી કહેવડાવવામાં ડર નથી સામ્યવાદ કોઈ ખોટી વસ્તુ તો નથી ને? એક માણસ બીજા માણસને ચૂસે એ ક્યાં સુધી ચલાવી લેવું? .. ”

‘રમતારામ’નું પાત્ર પણ એવું ક્યાંક આવ્યું છે લેખકે એની નબળાઈ બતાવવામાં હદ કરી છે! એક તરફથી આપણે બીજા નવલકથાકારો પ્રણય વાવવામાંની કે કામો-તેજક વસ્તુની વાતો કરે છે ત્યારે આવું કુરૂપ વસ્તુ જનતા આગળ મૂકવા બદલ આપણે તે લોકો સામે ઊહાપોહ કાઢીએ છીએ, જ્યારે આપણે સુધારાને કે સેવને કે પછી આપણી મનસ્વી ભાવનાને નામે જુગુપ્સા કારક નબળાઈ વાર્તામાં નાદિત વ્યક્તિમાં દર્શાવી શાનો બચાવ કરીએ છીએ? જો આપણે કહીએ કે ‘એવું તો દુનિયામાં જોવા મળે છે જે છે એ દર્શાવવામાં શો વાંધો?’ તો પછી વિકારોત્તેજક વસ્તુ આલેખતા લેખકો પણ એ દલીલ પોતાના કથનના સમર્થનમાં કાં ન મૂકે? માણસ નબળાઈ લઈને જ જન્મ્યો છે પણ તેમાંથી બહાર નીકળવામાં જ માણસનો પુરુષાર્થ છે કેટલીક નબળાઈઓ ભલે વાસ્તવિક રીતે અસ્તિત્વ ધરાવતી હોય તેથે સાહિત્યમાં તેઓને સ્થાન નજ દેવું ઉચિત છે ઉચ્ચ સાહિત્ય એટલી મર્યાદા માગી જ લે છે એક તરફથી ‘રમતારામને’ મુખે મોટી ફિલ સૂફી વ્યક્ત કરવી છે અને પછી તેમાં નબળાઈ બતાવી તરત તેને ત્યાજ્ય ન ગણતાં તેને લાંબા વખત સુધી ચૂંથ્યા કરવી એ ખરેખર જુગુપ્સાકારક લાગે છે ‘ગાડીના ડબ્બામાં’ નામક પ્રકરણમાં લેખક સ્વપ્ન દ્વારા કેવું વિચિત્ર અને નિરંકુશ આલેખન કરે છે! અરે, લગ્ન જીવનના પ્રથમ મિલન પછી પણ રમતારામ’નું કેવું Grotesque —વિલક્ષણ સ્મરણ લેખક આલેખે છે! (આ વાર્તા શી રીતે મર્જાઈ તેનું આલેખન લેખકે ‘બે બોલ’માં કર્યું છે તેમના પત્ની હૉસ્પિટલમાં હતા તે વખતે કાંઈક વાંચવું અને.. બપોરે લખેલું રોજ તેમને વાંચી સંભળાવવું– ‘માંદગીમાં પણ આ લખાણે તેમને આનંદ



## અનુક્રમણિકા

૨૭ માર્ચ ૧૯૫૫


| | | પૃ૦ | | | પૃ૦ |
|---|---|---|---|---|---|
| ૧ મહ માળુકી ખિદમતમે | અબ્દુલ ગફાર | ૨૯ | ૧૧ મ્યુ-દ્દત | ગુરુદયાલ મલ્લિક | ૪૩ |
| ૨ કૈસા નાતા રે | ફકીર સાહેબ | ૩૦ | ૧૨ ઈશ્વરનું દર્શન | બબલભાઈ મહેતા | ૪૪ |
| ૩ સરહદના ગાંધી | ગુરુદયાલ મલ્લિક | ૩૧ | ૧૩ મધ્યમ માર્ગ | પદ્મનાભ શ્રી જૈની | ૪૫ |
| ૪ દિલની ઉદારતા | | ૩૨ | ૧૪ ષ્ટિ | દેશળજી પરમાર | ૪૭ |
| ૫ ભક્તરાજ | મુકુલભાઈ | ૩૩ | ૧૫ બાપુજીની મીઠી વાતો | સાને ગુરુજી | ૪૮ |
| ૬ અધ્યાત્મ વિષે ગેરસમજ | કેદારનાથજી | ૩૫ | ૧૬ સમાજની સંસ્કારિતા | દાદા ધર્માધિકારી | ૪૯ |
| ૭ રવીંદ્ર મનન | કાકા સાહેબ | ૩૭ | ૧૭ વેરનો બદલો | | ૫૦ |
| ૮ બાપુની પ્રતિમા | મુકુલભાઈ | ૩૯ | ૧૮ ત્રિવેણી સંગમ | મુ૦ કે૦ | ૫૧ |
| ૯ સરદારશ્રીની વાણી | મુ૦ કે૦ | ૪૦ | ૧૯ નિર્વૃત્તિ | ઉજ્જ્વળ કુંવરજી | ૫૨ |
| ૧૦ બાપુના પત્રો | | ૪૧ | ૨૦ સરોજિનીની નાયડુ | ગુ૦ મ૦ | ૫૪ |

આપ્યો ' પરન્તુ રમતારામનુ ચિત્રણ શુ ખરેખર આનંદ આપે એવુ છે ખરુ ? ઊલટુ એનાથી માનસિક ત્રાસ જ ઉત્પન્ન થાય એમ છે સુજ્ઞ લેખક ફરીથી આ લખાણને નિરાતે —In tranquility—વાચી જાય તો સારુ ) 'રમતારામ'ની નબળાઇ શંભુ આગળ પ્રગટ થતા તે શરમાઇને ભાગે છે પણ જાણે તેના પર માનવજાત ભારે અન્યાય કર્યો હોય એવા વચનો તેના મુખમા મૂકવામા આવે છે નર્મદાતટે વનસ્પતિસૃષ્ટિમા એકાન્ત ગુફામા 'રમતારામ'ને કેટલાય વર્ષો વીતી ગયા તોયે એવા જ ડખીવાર બતાવ્યા છે તે કહે છે "તે રાતે મે ખૂબ મથન અનુભવ્યુ, અને સાથે સાથે મારા દિલમા ઝેર પણ રેડાયુ મને થયુ માનવજાત મોટાઇની પ્રેમની, સેવાની ગમે તેટલી વાતો કરે છતા તે સ્વાર્થી જ છે અને તે જ દિવસે મે માણસજાત સાથે વેર લેવાનો સંકલ્પ કર્યો

જ્યારે તુ પહેલવારકો મારા આશ્રમે આવ્યા, ત્યારે તને ધક્કો મારી બહાર કાઢી મૂકવાનુ મન થયુ ... " ખરી રીતે જોઇએ તો આવા દુખદ અને લજ્જાસ્પદ પ્રસંગ પછી 'નૈવ કુર્યામ્ પુનરિતિ' —હવે તો આવુ ન જ થાય—એવો સંકલ્પ કરી શુદ્ધિને માર્ગે વળવુ જોઇએ અને એમા માનવજાત પ્રત્યે ઘૃણાની વાત જ શી છે ? વળી એક તરફથી 'પ્રેમ'ની ફિલસૂફીની વાત રમતારામ કરે છે અને જે વ્યક્તિએ પોતાનુ શરમભર્યું વર્તન જોયુ હતુ તે આવતા પેલા પ્રસંગનુ સ્મરણ તાજુ થતા શરમાવુ જોઇએ કે તેને ધક્કા મારવાની વૃત્તિ જાગવી જોઇએ ? આમ 'રમતારામ'ના પાત્રસર્જનમા લેખક એક રાગના જાળવી શકતા નથી અને વિરોધાભાસ ઉત્પન્ન કરે એવા વિધાનો એમના મુખમા મૂકે છે વળી 'રમતારામ' મહારાજના વેશમા નર્મદાતટે હોય છે ત્યારે શંભુ એની સાથે બે વર્ષ ઉપરાંત રહે છે તોયે એને ઓળખી શકતા નથી એ આશ્ચર્ય પમાડે એવુ છે વળી જ્યારે મહારાજ પોતાની ઓળખાણ છેવટના પ્રકરણમા આપે છે અને પોતે જ 'રમતારામ છે એમ કહે છે ત્યા શંભુ તેને પગે પડી કહે છે "મને ક્ષમા કરો ! ' એમા ક્ષમા માગવાની શી જરૂર એ કઈ બરોબર સમજાતુ નથી ટૂકમ કહીએ તો લેખક સ્વભાવચિત્રણમા ક્યાક બતાવે છે પાત્રોનો વિકાસ બરોબર દર્શાવી શકતા નથી શાન્તા પણ પિયેરથી પાછી આવે છે એટલે એકદમ બોલકી થઈ જાય છે અને એક રીતે શંભુ અને શાન્તા પછી વાત વાતમા લેક્ચરબાજી' કરવા લાગી જાય છે શંભુ શાન્તા સાથે વાતો કરતા જે ભાષા વાપરે છે એવી જ સાક્ષરી ભાષા ગ્રામ વાસીઓ સાથે બોલતા પણ વાપરે છે ! અને સંવાદમા એકધારાપણુ આવે છે

અહીં આટલુ દર્શાવી બીજે પણ કહી શકાય કે શ્રી નવલભાઇ પાસે કહેવા જેવુ ઘણુ છે માત્ર એ વસ્તુ કેમ મૂકવી એની હથોટી હજી એમનામા આવી નથી જો આ જ નવલકથાને ફરી વાર બરોબર તપાસી જઈ ફરીને લખવામા આવે તો આ જ વસ્તુમાથી સારુ સર્જન થઈ શકે એમ છે

એકદરે આ વાર્તા વાચવી ગમી જાય એવી છે અને આપણી પાસે વિવેકબુદ્ધિ હોય તો એમાની સ્થારાને ગાળીને એનુ વસ્તુ સમજવા પ્રયત્ન કરીએ તો જરૂર એ નવયુગના એક પાસાનુ સુંદર દર્શન કરાવે એવી છે શ્રી નવલભાઇ થોડી વધુ મહેનત લઇને સાહિત્યના ઉચ્ચ તત્ત્વોનો અભ્યાસ કરે તો જરૂર એમને હાથે ગુજરાતને ઘણુ મળી શકે એમ છે — સુ૦ ક૦

# ગ્રંથાવલોકન

નિત્ય મનન લે૦ ગાંધીજી, નવજીવન કાર્યાલય, અમદાવાદ કિ૦ એક રૂપિયો પૃ૦ ૧૧૮ — પૂજ્ય બાપુજીનું જીવન આપણને અવશ્ય પ્રેરણાદાયી થઈ રહે છે એમના વ્યાપક જીવનકાર્યોમાંથી એમને જે જીવનદર્શનની અનુભૂતિ થઇ હતી તે આપણા જીવનને પણ પ્રકાશ આપે એવી છે તેથી જેઓ પોતાનો ઉત્કર્ષ સાધવા ઇચ્છે છે તેઓએ બાપુના મનનીય વિચારોનું અનુશીલન કરવું જોઇએ અને એમાંથી પોતાના જીવનને અનુરૂપ માર્ગદર્શન મેળવવા પ્રયત્ન કરવો જોઇએ

રોજ મનન કરવા યોગ્ય સુવિચારો તા ૨૦ ૧૧ '૪૪ થી બાપુ રોજ એક એક લખતા હતા તેમણે લગભગ બે વર્ષ સુધી એ મુજબ જારી રાખ્યું હતું આ પુસ્તિકામાં તા ૨૦ ૧૧-'૪૪ થી ૧૮ ૪-૪૫ સુધીના વિચારો મૂળ હિંદી સાથે ગુજરાતીમાં અનુવાદ કરીને પ્રસિદ્ધ કર્યા છે બાપુજી પ્રત્યે પ્રેમ અને આદર રાખનાર સૌએ આ પુસ્તિકાને પોતાની પાસે રાખવી જોઇએ એમાંથી તેઓને જીવન પાથેય અવશ્ય મળી રહેશે

અસહકારનો વિચાર લે૦ મથુરાદાસ ત્રિકમજી, પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ કિ૦ એક આનો પૃ૦ ૮૬

પૂજ્ય બાપુજી સદેહે આપણી વચ્ચે રહી આપણા યુગને પોતાની દેશોન્નતિકર યુગ પ્રવર્તક વિચારસરણી તેમ જ પોતાના ઉત્સાહપ્રેરક, આદર્શપાત્ર જીવનકાર્યો દ્વારા ઘડી રહ્યા હતા પરંતુ હવે બાપુજીનો કાળ ભૂતકાળ તરફ પ્રયાણ કરી રહ્યો છે બાપુજીના નિકટ સાન્નિધ્યમાં રહી પોતાના જીવનને ઘડનારા મુરબ્બીજનો પણ હવે જાણે પોતાનું જીવનકાર્ય પૂરું થતું જતું હોય એમ આપણને છોડીને ચાલ્યા જવા લાગ્યા છે ! એવા મુરબ્બીજનો આપણને બાપુજીનો તેમ જ એમના કાર્યોનો, આદર્શોનો અનુભવગમ્ય ખ્યાલ આપી શકવા જેટલા સમર્થ છે એટલું ભાવિ પેઢી સામર્થ્ય દાખવી ન શકે ત્યાર બાદ તો એ આદર્શો જે મૂર્ત સ્વરૂપે એની પાસે હશે તે પર જ ધ્યાન ધરવું રહ્યું એ કારણે બાપુજી સાથે એમના કાર્યોમાં શીશ સમર્પણની તૈયારી કરીને કટીબદ્ધ થયેલા મરજીવા સમા એ સૌ મુરબ્બીઓનો બાપુજીના જીવનકાર્યો ઇત્યાદિનો ઇતિહાસ આપણને વારસામાં આપી જાય એ ખરેખર આશીર્વાદરૂપ થઈ પડે

શ્રી મથુરાદાસભાઇની આ નાનકડી પુસ્તિકા એ દૃષ્ટિએ બહુ અગત્યની કહી શકાય બાપુજીના અંતરમાં અસહકારનો વિચાર શી રીતે સ્ફૂર્યો, તે બીજને પોષનાર, વિકસાવનાર કેવા કેવા સંજોગો ઉપસ્થિત થયા અને એમાંથી અસહકારનું પરિપક્વ સ્વરૂપ શી રીતે ફલિત થયું એનો સુરેખ ખ્યાલ આપણને આ પુસ્તિકા આપે છે અને બાપુની અસહકારની વિશ્વવ્યાપી ભાવનાને સમજવા અતીવ ઉપયોગી નીવડે છે

આ પુસ્તિકાનું બીજું મહત્ત્વ એ છે કે, એમાં સદ્ગત શ્રી મથુરદાસભાઇએ બાપુજીના અસહકારના વિચારો દર્શાવવાની સાથોસાથ બાપુનું પાવનકારી વ્યક્તિત્વનું રેખાચિત્ર પણ જાણે આલેખતા હોય એમ સૂત્રાત્મક વાક્યો દ્વારા બાપુની મનનીય ગુણપ્રશસ્તિ નિરૂપી છે

શ્યામના સ્મોપા લે૦ સાને ગુરુજી, અનુ૦ જયન્ત પરમાર, પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ, કિ૦ ચાર રૂપિયા પૃ૦ ૨૧૬

શ્રી જયન્ત પરમાર સાને ગુરુજીના એક પછી એક અનુવાદ ગુજરાતને ચરણે ધરતા જાય છે સાને ગુરુજી મહારાષ્ટ્રના સંત સ્વભાવના જાણીતા સર્જક છે, સુધારક છે ગુરુજીના સર્જનો એટલા ભાવભરી રીતે સૌ કોઈ વાંચવા પ્રેરાય છે "શ્યામચી આઈ" તો ખરેખર મનનીય ગ્રંથ છે [અનુ૦ કવરપેજ ૩]



મને પૂજવો હોય તો મારાં કાર્યોને પૂજો

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

વર્ષ ૫ ] ૨૭ એપ્રિલ – ૧૯૫૨ [ અંક ૩

## સાચી પૂજા

લાખો લોકો મારી પૂજા કરે છે ત્યારે હું ગૂંગળાઈ મરું છું. એ પૂજામાં મને આનંદ થયો હોય અથવા પૂજાને લઈને હું પૂજાને યોગ્ય છું એમ મને લાગ્યું હોય એવું કદીય બન્યું નથી પણ માત્ર મારી અયોગ્યતાનું મને ભાન રહ્યું છે. માનની ભૂખ મને કદી લાગી હોય એવું મને યાદ નથી પણ કામ કરવાની ભૂખ માત્ર મને છે ખરી માન આપનારા પાસેથી કામ લેવા માટે હું હંમેશ ઇંતેજાર રહ્યો છું. અને જેણે કંઈ કામ આપ્યું નથી તેના માનથી હું હંમેશ દૂર ભાગ્યો છું

મને પૂજવો હોય તો મારા કાર્યોને પૂજો, મારા કાર્યોને આચરો કોઈ પણ માણસના કાર્યની બહાર તેને વિષે મોહ રાખવો એ આપણો મોહ છે મારી કૃતિને વિષે અશ્રદ્ધા હોય તો મારે વિષે અશ્રદ્ધા આવવી જ જોઈએ માણસની કિંમત માણસની કૃતિની બહાર આપણે નથી આંકી શકતા

જો હું મુરબ્બી હોઉં તો મારા કહેણ સ્મરણમાં રાખીને સદ્વર્તન રાખવું અત્યારે છૂટ લઈને તમે ગમે તેમ વર્તન કરો. પણ હું ગયો ત્યારે તો તેમ થાય જ નહી

ગાંધીજી





## ભાવ નિદ્રા

· મુનિશ્રી નાનચંદ્રજી

(રાગ – બિલાવલ અથવા આશાવરી)

સોવત સોવત રૈન ગંવાઈ, નરભવ કી કછુ શુદ્ધિ ન પાઈ. ટેક
સ્વપન સમાન સભી વ્યવહારોં, ઉસ ઝગડે બિચ ઝૂક મચાઈ. સો૦
પીયા જહરી મોહ મદિરા, ઝૂઠકો સાંચ દિયા સમુઝાઈ. સો૦
સમઝ બિના સુખ કે સબ સાધન, અતિ દારુણ ભયે દુખદાઈ. સો૦
પાયે સમયકો નહિં પહિચાના, ગાફિલ નિશદિન ગોદ બિછાઈ. સો૦
ધાસ-ધોસ વિષ ઘટમેં ડાલત, અમૃત કો દેતે છટકાઈ. સો૦
'સંતશિષ્ય' જાગો જન તબ લગિ, જબ લગ દીપ ન જાત બુઝાઈ. સો૦

આ પદમાં જાગ્રત થયેલ સાધકે, જુદી જુદી દશામા પોતાના જીવનની આલોચના કરી છે: જ્યાં સુધી આત્મા નિજભાનમાં આવ્યો નથી હોતો ત્યા સુધી જીવનમાં ઘોર અંધકાર જ હોય છે અને એ અંધકાર એટલે જીવનની રાત્રિ. મોઘામા મોઘો માનવજન્મ (નરભવ) મળવા છતા, જીવનનો ઉદ્દેશ–ધ્યેય સમજાય નહિ એટલે જે વ્યવહારો કોડીની કિંમતના હોય–સ્વપ્ન જેવા હોય તેને મહત્ત્વના અને કીમતી ગણી તેની ખાતર આત્મા જીવનભર ઝગડ્યા કરે છે. એ જ દશામા મોહરૂપી મદિરાનો કેફ તેને જૂઠમાં સાચનું અને સાચમાં જૂઠનું દર્શન કરાવે છે.. અને પછી જ્યારે ભાનમા આવે છે ત્યારે ખરેખર શોચ કરતાં આત્માને એમ લાગે છે કે માત્ર સાચી સમજના અભાવે મેં કેવી દારુણ દુઃખની પરંપરા ઊભી કરી! સુવર્ણ જેવો કીમતી સમય મેં કેવો એશઆરામમાં ગુમાવી દીધો! અમૃત જેવાં સદ્ અનુષ્ઠાનોને છોડી, ઝેર જેવા સંસારના રગડા ઘૂંટી ઘૂંટીને મેં કેવા ઘટમાં ભર્યા! ખરેખર હવે તો જ્યાં સુધી જીવનદીપ બુઝાઈ ન જાય ત્યાં સુધી 'સંત'નું શરણ સ્વીકારી મારે મારી જીવન–જ્યોતને વધુને વધુ ચેતનાવંત રાખવી ઘટે.

# સરળ અને સ્પષ્ટ તત્ત્વજ્ઞાન

કેદારનાથજી

['પ્યારાબાપુ'ના વાચકોને જણાવતા અમને આનંદ થાય છે કે, મુ શ્રી. રમણીકભાઈ મોદી તરફથી પૂજ્યશ્રી કેદારનાથજીના અપ્રગટ પત્રો ક્રમે ક્રમે 'પ્યારાબાપુ'મા પ્રસિદ્ધ કરવા માટે ગયા અમને મળતા રહે છે. જીવનનો વિકાસ સાધવા ઇચ્છતા સૌ જિજ્ઞાસુને ખૂબ સહાયરૂપ થઈ પડશે.]

આત્મસંતોષ, શાંતિ, આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, મોક્ષ વગેરે બાબતોમા હુ કઇ દ્રષ્ટિએ વિચાર કરુ છું તે તમે જાણો છો સાત્ત્વિકતાની–સદ્‌ગુણોની વૃદ્ધિ થતી રહેવી એમા જ માનવના છે એમ લાગે છે માણસ–માણસમા મૈત્રી, બંધુભાવ, વાત્સલ્ય અને સમભાવની વૃદ્ધિ થતી રહે તેમા જ મનુષ્યમાત્રનુ કલ્યાણ છે માનવીજીવનની સિદ્ધિ આમા જ છે તે સિદ્ધ કરવા માટે જ વાચન, મનન, તેમ જ સંયમ, ભક્તિ, ત્યાગ, યોગ, જ્ઞાન, વગેરે સાધનોની જરૂર છે આ વાત જો મનુષ્યની બુદ્ધિને સ્વીકાર્ય થાય તો કેટલીયે ભ્રામક કલ્પનાઓ, નિષ્કારણ આડંબર અને ત્રાસ નાશ પામે અને તેથી થતો આયુષ્ય, દ્રવ્ય અને શક્તિનો વ્યય એ બધામાથી મનુષ્ય છૂટી જાય

તમારો કાગળ મે ફરીને વાચી જોયો તે પરથી કઈંક લખવુ જરૂરી લાગે છે. જૂના ગ્રંથોમાથી પોતાને સંમત થાય એવા અર્થો કાઢવાની બાબતમા મારો મત તમે જાણો છો તત્ત્વજ્ઞાનની બાબતમા સરળ અને જીવનોપયોગી વિચારો આપણને સૂઝતા નથી. એક વેળાએ તાત્ત્વિક અને ધાર્મિક માનેલી વિચારસરણીને જ ઉવટાવી સુલગાવીને અથવા તેને રસમય અને રંજનાસ્પદ કરીને કે તેને જુદું રૂપ આપીને પોતાનું અને બીજાઓનુ સમાધાન કરી લેવાનો આપણો પ્રયત્ન હોય છે આપણા વિચાર, આચાર, માનવજીવન વિષેનો અંતિમ સિદ્ધાંત અને માનવજાતિનું કલ્યાણ–આ બધા વિષેના વિચારોમા આપણને કાંઈ સુસંગતતા લાવતા આવડે કે ? એ જ આપણી સમક્ષ આ વિષેનો મુખ્ય પ્રશ્ન છે. તે માટે માનવીજીવનનો હેતુ નિશ્ચિતપણે આપણા લક્ષમાં આવવો જોઇએ અને તે જ હેતુ મુખ્ય અને સત્ય કેમ માનવો તે વ્યવસ્થિત, સ્પષ્ટ અને સુસંગત વિચારસરણીથી આપણે સમજવુ જોઇએ અને બીજાઓને સમજાવતા આવડવુ જોઇએ તે હેતુ લક્ષમા આવે તે માટે જીવનનો સર્વ બાજુએથી સૂક્ષ્મ વિચાર કરતા આપણને આવડવુ જોઇએ મને લાગે છે કે આ બધી વાતોનો સમાવેશ તત્ત્વજ્ઞાનમા થઈ શકે. તત્ત્વજ્ઞાનમા અધિક ગૂઢતા ન જોઈએ કેવળ તર્ક અને અનુમાનની સૂક્ષ્મતા, કલ્પનાનુ ઉડ્ડયન અથવા કલ્પનાનો મનોરમ વિહાર–એના ઉપર તત્ત્વજ્ઞાન રચાવુ ન જોઇએ આપણી વિચારસરણી સરળ જોઇએ, સ્પષ્ટ જોઇએ સમજવામાં સુલભ હોય તે અનુભવજન્મ જોઇએ સદાચારયુક્ત જીવનમાથી આપણા અંતિમ હેતુ અને સિદ્ધાન્તોના દર્શન અને ઓળખ આપણને સદૈવ થતાં રહે–તેની સત્યતા દરરોજના જીવનમા આપણને થતી રહે એટલો આપણો આચારધર્મ અને જીવનનું અંતિમ સાધ્ય એ બેમાં મેળ જોઇએ સદ્‌ભાવનાયુક્ત કર્માચરણ અને તેને લઇને માનવીજીવનનો મૂળ હેતુ કેમ સાધી શકાય છે એ બતાવનારું તત્ત્વજ્ઞાન એ બંને આપણી વિચારસરણીમાથી નિર્માણ થવા જોઇએ.

તમે મળ્યા હતા ત્યારે મેં કહ્યું હતુ કે

સર્વસાધારણ લોકોનો તત્વજ્ઞાન સાથે સંબંધ આવતો નથી જે વિચારશીલ હોય છે તેમનામાં કંઈક જિજ્ઞાસા હોય છે તેમને જ તેમની જરૂર લાગે છે સર્વસાધારણ લોકોને મારાવાનું મહત્વ ગમે તેટલું ઓછું પણ લાગે છે પરંતુ ઉપર કહ્યું છે તે પ્રમાણે ધર્મ અને તત્વજ્ઞાનનો વિચાર કરવામાં આવે તો તેવા પ્રકારનું તત્વજ્ઞાન સર્વ સાધારણ લોકો સુદ્ધાં સમજી શકશે આપણા તત્વજ્ઞાનમાં વિશેષ વૃષ્ટિ કેમ થઈ તે વિષેનો વિચાર કોઈ આત્મા અને બ્રહ્મનું નિરૂપણ કરેલું જણાઈ આવે છે તે નિરૂપણકર્તાઓ માનવી સુખદુઃખ સાથે આ નિરૂપણનો સંબંધ માને છે તેટલો છે એમ મને લાગતું નથી કોઈ 'તું કોણ' એ જાણવા પર ભાર આપે છે તો કોઈ આત્મનિષ્ઠા, કોઈ બ્રહ્મનિષ્ઠા કોઈ ભક્તિ, કોઈ જ્ઞાન, કોઈ મોક્ષ એ પૈકી ગમે તે પર ભાર મૂકે છે પરંતુ મને આમાંની એકેયે વાત સંપૂર્ણ લાગતી નથી મને લાગે છે કે શરીર, બુદ્ધિ અને મનનો યોગ્ય વિકાસ, સદ્‌ભાવના અને સદ્‌ગુણોનો ઉત્કર્ષ, વ્યવસ્થિત અને સર્વ બાજુએ ઉપયોગી એવી કાર્ય-ક્ષમતા એટલે કર્તૃત્વ, ચિત્તશુદ્ધિ અને વિવેકશીલતા વગેરે બધી બાબતો આપણા જીવનમાં આવે—જ્ઞાન, સદ્‌ભાવના અને ઉચિત કર્મ એ બધાનો સુમેળ આપણને સાધતા આવડે તો જ માનવજીવન સફળ થઈ શકશે તેમાં જ જીવનની પૂર્ણતા છે તે માટે સુસંગત અને સ્પષ્ટ વિચારસરણીની જરૂર છે તેમાં માનવજાતિના કલ્યાણનો વ્યાપક દૃષ્ટિએ વિચાર કરેલો હોવો જોઈએ. તેમાંનો વિચાર જીવનના અનુભવમાંથી નીકળેલો હોવો જોઈએ હું આ પ્રકારની ઇચ્છા રાખી રહ્યો છું

---

એક વાર કૉન્ફ્યુશિયસને તેમના એક શિષ્ય ઝયકુંગે નમન કરીને પૂછ્યું "ગુરુજી, હું હવે ખૂબ થાકી ગયો છું! મારે શાંતિ જોઈએ છે"

કૉન્ફ્યુશિયસ બોલ્યા "આ જીવનમાં તો શાંતિ જેવી વસ્તુની આશા રાખતો મા"

શિષ્યે પૂછ્યું 'તો શું મને કોઈ દહાડો શાંતિ મળશે જ નહીં!"

એટલે સ્મશાન તરફ આંગળી ચીંધીને કૉન્ફ્યુશિયસ બોલ્યા "તને શાંતિ જરૂર મળશે પેલી કબર દેખાય છે ને? એ તું જો તો ખરો! આવી એક કબરમાં શાંતિ જરૂર મળશે"

એ સાંભળી શિષ્ય બોલ્યો 'ઓહો! મરણમાં કેવું અદ્‌ભુત રહસ્ય રહેલું છે! એ જ કારણે જ્ઞાની શાંતિ પામે છે, સંસારી ડૂબે છે!"

કૉન્ફ્યુશિયસે કહ્યું "ઠીક! તું મારું કહેલું સમજ્યો છે ખરો ઘણા લોકો જીવનને કુદરતની એક મહાન બક્ષીસ માને છે પરંતુ તેઓ સમજતા નથી કે જીવન એ તો એક મોટું બંધન છે ઘડપણને તેઓ દુર્બળતા માને છે, પણ તેઓ સમજતા નથી કે ઘડપણ એ શાંતિનો કાળ છે મરણને તેઓ મોટી આફત માને છે, પણ તેઓ સમજતા નથી કે મરણ એ જ પરમ શાંતિ છે"

શિષ્ય એ સાંભળી બોલ્યો "મરણ વિષેની આપણા પૂર્વજોની કેવી ભવ્ય કલ્પના! તેથી જ પુણ્યવાન તરે અને પાપી ડૂબે મરણ પછી દરેક જણ જ્યાંથી આવ્યો હોય ત્યાં જાય છે તેથી જ આપણા વડવાઓએ મરણને ગૃહગમનની સાથે સરખાવ્યું છે, જીવનને ગૃહવિયોગ સાથે સરખાવ્યું છે અને જે લોકો પોતાના પ્યારા ઘરને ભૂલી જાય છે તે અટવાઈ મરે છે અને જીવનમાં પણ તે હડધૂત થાય છે"



પ્યારાબ




[ જોન બનિયન કૃત ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ ]

મુકુલભાઈ

ભક્તરાજ બિચારો એકલો કાદવમા અટવાવા લાગ્યો પણ તેણે તો પોતાના ઘરથી દૂર તરફની બાજુએ અને વાડ પાસેના દરવાજા ભણી જ નીકળવાનો પ્રયત્ન જારી રાખ્યો પરતુ તેના ખભા પરના ભારે બોજાને લીધે તે કઈ ફાવ્યા નહીં અને વધારે ને વધારે કાદવમા ફસાતો ગયો તેવામા મદદગાર નામે એક મણસ ત્યા આવ્યો અને તેને પૂછવા લાગ્યો "અરે, તમે અહીં શું કરો છો?"

ભક્તરાજ—ભાઈ મને ધર્મદૂત નામના એક ભલા માણસે પેલી દૂર દેખાતી વાડના દરવાજા ભણી જવા સલાહ આપી છે, જેથી મારા પર જે સકટ આવવાનુ છે એમાથી હુ બચી શકુ તે તરફ જતા હુ અહીં કાદવમા ફસાઈ પડ્યો છુ!

મદદગાર—પણ અરે ભલા માણસ, તમે પગથિયા જોયા નહિ?

ભક્તરાજ—હુ ભયથી એવો તો ઘેરાયેલો હતો કે આ તરફ દોડતા અહીં અટવાઈ પડ્યો!

મદદગાર—ઠીક ત્યારે તમારો હાથ મને આપો.

ભક્તરાજે પોતાનો હાથ આગળ કર્યો એટલે મદદગારે તેને કાદવમાથી બહાર ખેચી કાઢ્યો અને રસ્તા ઉપર લઈ જઈ વાડ ભણીના રસ્તે જવા કહ્યુ પણ ભક્તરાજે તેને પૂછ્યુ "આ રસ્તો 'વિનાશની નગરી'થી તે વાડ પાસેના પેલા દરવાજા સુધી જાય છે તો પછી આ કળણવાળી જમીનને સમારવામા શા માટે નથી આવતી?'

મદદગાર બોલ્યો 'આ કળણભૂમિને સુધારી શકાય એમ નથી! જગતમા જે પાપ દરરોજ થઈ રહ્યા છે તેને લીધે અહીં બધી ગદકી કાદવ વગેરે ભેગુ થતુ જાય છે એટલે જ તો આ ભૂમિને 'નિરાશાની કળણભૂમિ' કહેવામા આવે છે ને? કારણ કે પાપીને તેની સાચી સ્થિતિનુ ભાન કરાવવામા આવે છે ત્યારે તેના અતરમા ભય કુશકા, નિરાશા ઉત્પન્ન થાય છે એ બધુ અહીં ભેગુ થતુ જાય છે, એ કારણે આ ભૂમિ આવી ખરાબ થઈ ગઈ છે આ ભૂમિના સ્વામીને ગમતુ તો નથી કે આ પ્રદેશ આવો ખરાબ રહે તેણે પોતાના સર્વસત્તાધીશ પ્રભુના બાધકામ ખાતાના માણસોની સહાય લઈ કેટનાય વર્ષોથી એને સુધારવાનુ જારી રાખ્યુ છે, સારામા સારી જાતની માટી વગેરે હજારો ગાડા ભરીને અહીં નાખીને પૂરણી કરી છે પરતુ હજી એ ભૂમિ એવી ને એવી જ રહી છે અને કોણ જાણે કેટલોય વખત સુધી એવી જ રહેશે

'પણ એટલુ તો સાચુ છે કે અહીંના નિયામકની સૂચના અનુસાર અહીં મજબૂત પગથિયા રાખ્યા છે પણ આ પ્રદેશ કાદવથી

એવો તો ભરપૂર છે કે એવા નિરાશા અને ભયના સમયે એ પગથિયાં કોઈને દેખાતા નથી! પરંતુ એક વાર આ પ્રદેશમાંથી બહાર નીકળ્યા પછી તો વાડ સુધીનો રસ્તો સારો આવે છે "

હવે બીજી તરફ એટલા વખતમાં પોચકીદાસ ઘેર પહોંચી ગયો. આસપાસના પડોશીઓ તેને મળવા આવ્યા કેટલાક તે પાછો ઘેર આવ્યો એ ડહાપણભર્યું કર્યું એમ કહેવા લાગ્યા, જ્યારે કેટલાક ભક્તરાજને આ રીતે મુશ્કેલીમાં એકલો છોડીને આવ્યો આવ્યો માટે તેને મૂર્ખ કહેવા લાગ્યા, વળી કેટલાક તો એની કાયરતાની મશ્કરી કરતા બોલ્યા "એક વાર જવાનું નક્કી કર્યા પછી આવી રીતે થોડીક મુશ્કેલી માર્ગ વચ્ચે આવે એટલે હું તો પાછો ફરી ભાગી ન જ આવું." એથી પોચકીદાસ બિચારો એ સૌની વચ્ચે શોકાતુર પડીને હેઠે બેસી ગયો. આમ બધા પોચકીદાસની ઠેકડી કરવા લાગ્યા

ભક્તરાજ પાસેથી મદદગાર ચાલ્યો ગયો એટલે તે પોતાને રસ્તે એકલો જવા લાગ્યો એટલામાં સામેના ખેતર પાસેથી કોઈ ગડ પથી એની તરફ આવતું દેખાયું અને બે રસ્તા ભેગા થાય ત્યાં પેલો અજાણ્યો માણસ તેને સામો મળ્યો તે માણસનું નામ દોઢડાહ્યો હતું તે 'વિષયનગર'માં રહેતો હતો ત્યાં તેને ભક્તરાજ વિષે થોડી બાતમી મળી હતી. એટલે તે દોડતો એની પાસે આવીને કહેવા લાગ્યો· "અરે ભલા માણસ, આમ આટલો ભારે બોજો ઉપાડીને હાંફતો, નિસાસા નાખતો ક્યાં જઈ રહ્યો છે?"

ભક્તરાજ—ભાઈ, સાચે જ હું ઢોરની માફક ભારે બોજો વહન કરતો જઈ રહ્યો તો છું જ! અને હું ક્યાં જાઉં છું, એમ તમે પૂછો છો! હું તો પેલી વાડ પાસે જે દરવાજો દેખાય છે ત્યાં જાઉં છું. કારણ કે મને એમ કહેવામાં આવ્યું છે કે, ત્યાં મને એવે માર્ગે દોરવામાં આવશે જેથી આ ભારે બોજાને હું દૂર કરી શકીશ.

દોઢડાહ્યો—તારે બૈરાંછોકરાં છે કે?

ભક્તરાજ—હા; પણ હું આ બોજાથી એવો તો અકળાઈ ગયો છું કે મને પહેલાં એ લોકોમાં જેવો આનંદ પડતો હતો એવો હવે રહ્યો નથી હવે તો હું એમ જ માનું છું કે મારે કોઈ જ નથી

દોઢડાહ્યો—જો હું તને સાચી સલાહ આપું તો મારું માનશે ખરો?

ભક્તરાજ—જો એ ખરેખર હશે, તો શા માટે ન માનું? મારે તો સાચી સલાહની જ ઘણી જરૂર છે

દોઢડાહ્યો—તો હું તને જરૂર સલાહ આપીશ, જેથી તું થોડા જ વખતમાં આ બોજામાંથી મુક્ત થઈ શકશે ત્યાં સુધી તને શાંતિ મળવાની નથી, અને પ્રભુએ જે આપણા ઉપર મહેરબાની કરી છે તેની મજા પણ તું ચાખી ન શકે

ભક્તરાજ—મારે પણ એ જ જોઈએ છે કોઈ પણ હિસાબે આ બોજના ભારમાંથી મુક્ત થાઉં તો બસ પણ એમાંથી શી રીતે મુક્ત થવું એ મને સમજાતું નથી! વળી મારા દેશમાં એવો કોઈ માણસ પણ નથી જે મને એ બાબતમાં મદદ કરી શકે. તેથી તો હું આ બાજુ જઈ રહ્યો છું.

દોઢડાહ્યો—તને આ તરફ જવાનું કોણે કહ્યું છે?

ભક્તરાજ—ભલો અને ઉમદા દેખાતો એક સજ્જન માણસ મને મળ્યો. એ ભલા માણસે મને એ રસ્તો બતાવ્યો [અનુ૦ પૃ૦ ૮૧]



પ્યારા યાત્રી



## જીવન-ક્રીડા

ગુરુદયાલ મલ્લિકજી

જીવન એક અજબ શેતરજ(chess)ની રમત છે એમા પ્રભુ અને માણસ નિરતર ભાગ લે છે પણ આ રમતમા જીત હમેશા પ્રભુની જ થાય છે માણસ કેટલીય ચતુરાઈ કે કુશાવના વાપરે તોપણ કોઇ દિવસ પ્રભુને પરાજય આપી શકશે નહિ કવિશ્રી નરસિંહરાવ ભાઇએ કહ્યુ છે ને –

'હાવ રમીએ નવનવા,
મોગરા જ બચાવવા,
ગૂઢ શક્તિ સમર્થ એ,
ના કઈ દે ફાવવા!'

પરતુ માણસને પ્રભુને હાથે પરાજિત થવામાં એક પ્રકારનો સ્વર્ગીય આનદ થાય છે કારણ કે કબીર સાહેબે એક ભજનમા કહ્યુ છે·

'પ્રભુ જીતે તો મૈં પ્રભુકી,
પ્રભુ હારે તો પ્રીતમ મેરે'

આધ્યાત્મિક જીવનનુ આ એક મુખ્ય સત્ય છે, જો કે માણસ તે વારવાર ભૂલી જાય છે.

એક બીજી દૃષ્ટિએ પણ પ્રભુને હાથે હાર મેળવવામા જ માણસનુ કલ્યાણ રહેલુ છે તેને ધીમે ધીમે એવુ ભાન થાય છે કે, પ્રભુ જ 'સકલ કર્મ કરતારા' છે, એ પોતે, અર્થાત માણસ, પ્રભુના હાથનુ એક ઓજાર છે તેથી જીવનમા જેટલી 'હારો' (defeats) એને મળી હોય એ બધી 'હારો'ને એક હારમા પરોવીને પ્રભુના ગળામા પહેરાવવામા આવે છે એવી ભેટથી પ્રભુ અતિશય પ્રસન્ન થાય છે કારણ કે ત્યારે પ્રભુને એમ લગે છે કે, "જીવનમા જે કઈ મારા દીકરાને મળ્યુ છે તે મને હવે સમર્પણ કરે છે આટલા દિવસ સુધી તે પોતાને મારાથી દૂર રાખતો હતો, અલગ રાખતો હતો, એમ જાણીને કે હુ એના પર અપ્રસન્ન છુ, નાખુશ છુ, કેમકે તેણે જીવનમા કોઇ જીત નથી મેળવી પણ તે ભૂલી ગયો હતો કે તેને વારવાર પરાજિત કરવામા મારી એક યુક્તિ હતી, જે યુક્તિથી હું તેને મારી પાસે લાવવા ઇચ્છતો હતો આજે મારી એ ઇચ્છા પૂર્ણ થઈ છે"

સત્ય તો એ છે કે જીવનમા હાર જેવુ કાંઈ છે જ નહિ કારણ કે આખો વખત રામજી રમે છે અને આપણે તેની રમત જોઈએ છીએ અને કોઈ કોઈ વાર એ રમતમા આપણે પણ તેના ભાગીદાર બનીએ છીએ

(અંગ્રેજી 'ગીતાંજલિ' કાવ્ય ૯૮)

આરોપીશ તુજ કંઠે મારી હાર તણો આ હાર,
દૂર ક્યાં સુધી રહીશ મારા બલ ઉપરે આધાર?
જાણું હું જાણું અભિમાને જાણે,
નિબિડ વ્યથાથી પ્રાણો હારી જારી,
શૂન્ય હૃદય-ભરી જય ગીતો ગાઈ,
પાષાણો પણ જશે પીગળી નયનજલે ચોધાર
થોડે થોડે શતદલ-દલ ખૂલી જાશે
એના મધુકોષે ખુલ્લા થાશે
ગગનતલે કો નયન એક ઊઘાડશે
ઘરની બહાર ચયો' મુજને મૂલવશે,
કશુય તે દિન કશુ ન મારા રહેશે
પરમ મરણ હું પામીશ તારા ચરણતલે તે વાર

[અનુ૦ નગીનદાસ પારેખ]

## સર્જનનું પ્રેરક તત્ત્વ

ગુરુદેવ

કલાવાન ગુણીજનો પણ જ્યા સાચા ગુણી હોય છે, ત્યા તેઓ તપસ્વી છે, ત્યા સ્વેચ્છાચાર નભી શકે નહીં, ત્યા તો ચિત્તની સાધના અને સયમ જ હોય એવા સપૂર્ણ રીતે શક્તિશાળી મનુષ્યો ઘણા જ થોડા હોય છે, જેઓ પોતાના ધર્મબોધને સોળે આના આચરણમા ઉતારી શકે કાંઈ ને કાંઈ ઊણપ। આવી જ પડે છે કારણ કે આપણે બધા હીનતામાથી પૂર્ણતા તરફ પ્રસ્થાન કરી રહ્યા છીએ, હજુ ચરમ અવસ્થાએ આવી પહોચ્યા નથી પરતુ જીવનમા જે કાંઈ મહાન વસ્તુ સ્થાયી સ્વરૂપે આપણે ઘડી શકીએ છીએ, તે આપણા અતરની ધર્મબુદ્ધિની સહાયતા વડે જ, નહિ કે ભ્રષ્ટતાની સહાયતાથી જ્યા જ્યા ગુણીજનોએ પોતાની કલારચના સ્થાપિત કરી છે, ત્યા ત્યા તેમનુ ચરિત્ર જ વ્યક્ત થયુ છે, જ્યા જ્યા જીવનને નષ્ટ કર્યું છે, ત્યા ત્યા ચરિત્રનો અભાવ જ વ્યક્ત થયો છે આમ નષ્ટ થતી વખતે તેમના મનમા ધર્મનો જે એક સુંદર આદર્શ હોય છે, તે અદરના રિપુઓના આકર્ષણથી ભુલાઈ જવાય છે અને પરિણામે પોતે પીડિત થાય છે કાંઈ પણ ઊભુ કરવામા સયમની જરૂર છે, તેને નષ્ટ કરવામા અસયમ રહેલો હોય છે ધારણ કરવામા સયમ જોઈએ, માત્ર મિથ્યા સમજણમા અસયમ રહેલો હોય છે

આપણા ધર્મશાસ્ત્રો પણ જણાવે છે કે કેવળ ધર્મને માટે નહિ, સુખને માટે પણ સયત થવુ જોઈએ સુખાર્થી સયતો ભવેત્. અર્થાત જો ઇચ્છાની ચરિતાર્થતા ચાહતા હો, તો ઇચ્છાને વશમા રાખો, જો સૌન્દર્યભોગ ચાહતા હો તો ભોગલાલસાનુ દમન કરીને પવિત્ર થાઓ, શાત થાઓ

---

ઉત્તમમા ઉત્તમ માણસ પણ સયમ નથી સમજતા,
શરીરની સગવડનો જરાયે ભોગ નથી આપી શકતા!
આપણી અવદશા છે —ગાંધીજી



## બાપુજીની મીઠી વાતો - ૨

સાને ગુરુજી

દોસ્તો, મહાત્માજીના જીવનરામાયણમાંની એક બીજી વાત આજે હું તમને કહીશ. મને વધારે વખત મળતો નથી. તેથી હું તો તમને નાની નાની વાતો જ કહીશ. મોટી વાતો તમે મોટાં થશો ત્યારે વાંચજો, ખરું ને?

બેળગામમાં ૧૯૨૪ની સાલમાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન હતું. શ્રી ગંગાધરરાવ દેશપાંડે અને બીજા કાર્યકર્તાઓએ કેટલી વ્યવસ્થા કરી હતી, કેટલું સુશોભન કર્યું હતું! બધાં લોકો ખુશી થયાં, આનંદ પામ્યા. મહાત્માજી તો કાર્યમગ્ન હતા. તેઓ જ ત્યાંની કૉંગ્રેસના પ્રમુખ હતા. કૉંગ્રેસની બેઠક પૂરી થઈ. બધા ઘેર જવા ઊપડ્યાં. કેટલાક તો આજુબાજુનાં કુદરતી સૌન્દર્ય-ધામો જોવા નીકળી પડ્યા. એક કાર્યકર્તા ગાંધીજી પાસે જઈને કહેવા લાગ્યા:

“ગાંધીજી, ગેરસપ્પાનો ધોધ તમે જોવા આવશો? હિંદુસ્તાનમાં જ નહિ પણ આખી દુનિયામાં એ સૌથી ઊંચામાં ઊંચો ધોધ છે. આઠસો ફૂટની ઊંચાઈથી તે પડે છે એ દૃશ્ય બહુ ભવ્ય હોય છે. આવશો ને? મહાદેવભાઈ, કાકાસાહેબ એ લોકોને પણ આવવાની ઇચ્છા છે. તમે આવશો તો તેઓ આવશે. ના ન પાડશો.”

“હું શી રીતે આવી શકું? મારાથી હવે આમ સ્થળો જોતાં ઓછું ફરાય એમ છે? કેટલું કામ પડ્યું છે! મહાદેવ પણ ન આવી શકે. કાકાને ભલે લઈ જાઓ.”

“ગાંધીજી, આટલી ઊંચાઈ પરથી પડતો આ ધોધ ખરેખર જોવાલાયક છે. કેવા ફીણ ઊડે છે, કેવાં ઇંદ્રધનુષો થાય છે! કેટલી ઊંચાઈ પરથી પાણી પડે છે! જાણે આપણે ગંભીર નિસર્ગની, મૂર્તિમંત અનંતતાની એકદમ નજીક હોઈએ એમ લાગે. તમે એવો એકેય ધોધ જોયો છે ખરો? ઊંચેથી પડનારો?”

“હા; કેટલીય વાર જોયો છે.”

“ગેરસપ્પા જેટલો ઊંચો?”

“અરે, એનાથીયે ઊંચો.”

“ગેરસપ્પાના ધોધ કરતાં ઊંચો ધોધ આખી દુનિયામાં નથી. અમે ભૂગોળમાં વાંચ્યું નથી.”

"ભૂગોળમા નહીં હોય, પણ મે તો મારી આખે કેટલીયે વાર જોયો છે અને તમેય જોયો તો છે જ કેટલે ઊચેથી એ પાણી પડે છે!"

"એ નદી કઈ? એ પાણી કયુ? અમે તો કદીય જોયુ નથી"

"વરસાદનુ પાણી! પર્જન્યધારા કેટલે ઊચેથી પડે છે! એ પાણી ગેરસપ્પાના ધોધ કરતા શુ ઊચેથી પડતુ નથી? મે' સાચુ કહ્યુ કે નહીં?"

બધાં હસ્યાં મહાત્માજી પણ હસ્યા કાકાસાહેબ અને બીજા સાથીઓ ધોધ જોવા ગયા મહાત્માજીએ તેઓને જવા કહ્યુ. પરતુ પોતે તો પોતાના કાર્યમા મગ્ન રહ્યા

મહાદેવભાઈ ઘણા દિવસો પછી એક વાર કામ અગે મૈસૂર ગયા હતા ત્યારે તેમને ધોધ જોઈ આવવા બાપુજીએ કહ્યુ હતુ અને તે અગે વ્યવસ્થા પણ કરી હતી

## વહાલાં પંખીડાં

જવાહરલાલ નેહરુ

બાળકો, આજે દુનિયામા ઝઘડા થાય છે તેનુ કારણ શુ? કારણ કે બચપણમા વાચેલી કથાઓ બધા ભૂલી જાય છે નહિ તો ઝઘડા શાના થાય? તમે ભગવાન બુદ્ધની કથા શીખશો, અશોકની કથા શીખશો, મહાત્મા ગાધીજીની કથા શીખશો મહાત્માજી પણ એક વખત બાળક જ હતા ને! તેઓ એ વખતે શુ કરતા હતા, કેમ રહેતા હતા અને મોટા થયા પછી એમણે શુ શુ કર્યું એ બધાનો દાખલો લો એમનો આદેશ શાતિનો હતો

બાળકો, તમે એ કથા ભૂલી ન જતા અને ઝઘડાઓમા પડી ન જતા આજે તો લોકો મોટા થતા જાય છે તેમ મૂરખ થતા જાય છે બચપણમા સાભળેલી કથાઓ ભૂલી જાય છે સાભળેલી કથાઓના મહાપુરુષોની જેમ વર્તતા શીખે તો બધાય મહાન થઈ શકે

વળી બાળકો, મોટા થયા પછી તમે ફક્ત ધન કમાવામા ન પડી જતા ધન કમાવુ એ કઈ જીવન નથી તમે ધનિક થશો તો જીવનની કળા અને જીવનની સાર્થકતાથી વચિત જ રહેશો તમે ઇતિહાસમા વીર પુરુષોની કથાઓ વાચો છો, પણ ક્યાય ધનિકની કથા છે ખરી? ધનિકની કથા તો ક્યારની ભૂલાઈ જશે



# શ્રદ્ધા

મહાસતી ઉજ્જવળકુવરજી

બુદ્ધદેવે સાત પ્રકારના ધન બતાવેલ છે તેમા સૌથી પ્રથમ કહી છે 'શ્રદ્ધા' આપણી પાસે આ ધન છે કે નહિ તે જોઈએ આજની શ્રદ્ધા આપણી સાચી શ્રદ્ધા નથી શ્રદ્ધા એટલે દૃઢ વિશ્વાસ 'અગ્નિમા હાથ નાખવાથી હાથ બળી જાય છે, સર્પ કરડવાથી મનુષ્ય મરી જાય છે' – આ કથનમા આપણને જેટલી શ્રદ્ધા છે તેટલી જ શ્રદ્ધા 'રાગ અને દ્વેષ વિષય અને કષાય મનુષ્યને મારી નાખે છે, – એ કથનમા હોવી જોઈએ પરન્તુ આજના જીવન પરથી સાબિત થાય છે કે મનુષ્યને તે કથન પર વિશ્વાસ નથી જો મનુષ્યને શ્રદ્ધા હોત તો દાઝી જવાની કે મરી જવાની બીકે તે અગ્નિ અને સર્પથી દૂર રહે છે તેવી જ રીતે રાગ અને દ્વેષથી, વિષય અને કષાયથી દૂર રહેવા પ્રયત્ન કરત

શ્રદ્ધા માનવ જીવનમા જરૂરી છે શ્રદ્ધા વિના મનુષ્ય ગમે તેટલો બુદ્ધિશાળી હોય, તોપણ તેનુ જીવન વિપરીત દિશામા દોરવાઈ જાય છે

•

યુરોપમા માઈકેલ એન્જિલો નામનો એક ચિત્રકાર હતો તેની ચિત્રકલા બહુ પ્રખ્યાત હતી તેની લોકપ્રિયતાની એક બીજા ચિત્રકારને અદેખાઈ આવી તેને થયુ, 'હુ પણ ચિત્રકાર છુ, છતા લોકો મારા વખાણ કેમ કરતા નથી? એક વાર હુ એવું ચિત્ર બનાવું કે લોકો માઈકેલ એન્જિલોને ભૂલી જાય અને હુ જ લોકોની જીભે ચડી જાઉ' એમ વિચારીને તેણે એક સ્ત્રીનુ ચિત્ર બનાવવુ શરૂ કર્યુ દેશ વિદેશમા ફરીને સુદર સ્ત્રીઓનુ નિરીક્ષણ કર્યુ અને વિવિધ અવયવોની સુદરતાનો સમન્વય કરીને એક પ્યારાબાગ સુદર ચિત્ર દોરવા માડયુ જ્યારે ચિત્ર પૂરુ થઈ ગયુ ત્યારે દૂર જઈને તે એનુ નિરીક્ષણ કરવા લાગ્યો ચિત્રમા તેને કઈક ખામી દેખાવા લાગી પરન્તુ ખામી કયા હતી? તે તેને સમજાયુ નહી

એક દિવસે માઈકેલ તે રસ્તેથી જઈ રહ્યો હતો જ્યારે તેની નજર એ ચિત્ર પર પડી, ત્યારે તેને એ ચિત્ર બહુ સુદર લાગ્યુ પરન્તુ તેમા જે ખામી રહી ગઈ હતી તે તેની નજરે પડી આથી તે પેલા ચિત્રકારના ઘરમા ગયો અને કહેવા લાગ્યો 'ભાઈ તમારુ ચિત્ર છે તો બહુ સુદર, પરન્તુ તેમા એક ખામી રહી ગઈ છે"

ચિત્રકારે કહ્યુ ખામી છે એમ તો મને પણ લાગે છે પરન્તુ કઈ ખામી છે તે જ ખબર પડતી નથી'

માઈકેલે કહ્યુ, તારી પીંછી જરા મને દે હુ તે ઠીક કરી દઉ

ચિત્રકારે કહ્યુ, નહી ભાઈ તુ મારુ ચિત્ર બગાડી દે તો મારી બધી મહેનત પાણીમા જાય '

માઈકેલે કહ્યુ "તમે તમારી પીંછી આપો તો ખરા હુ ચિત્ર ખરાબ નહી કરુ"

ચિત્રકાર ચિત્રમા આખોની કીકી કાળી કરવાનુ જ ભૂલી ગયો હતો! માઈકેલે બન્ને આખોમા બે ટપકાં લગાવી દીધા પછી તો તે ચિત્ર જાણે જીવત કેમ ન હોય તેવુ લાગવા માડયુ!

ચિત્રકારે આભારની લાગણી અનુભવતા કહ્યુ, 'ભાઈ તમારુ નામ શુ? માઈકેલે પોતાનુ નામ કહ્યુ ત્યારે ચિત્રકારે તેની ક્ષમા માગતા કહ્યુ, 'ભાઈ તમે જ ખરા ચિત્રકાર

છો. મેં તમારી ઇર્ષા કરી તે બહુ ખોટું કર્યું છે."

આપણા જીવનમાં પણ શ્રદ્ધાનું સ્થાન આંખની કીકી સમાન છે. આંખો હોય પરન્તુ કીકી ન હોય તો આંખ હોવા છતાં પણ કંઈ દેખાતું નથી; તેવી જ રીતે શ્રદ્ધા વિનાનું જીવન પણ સૂનું બની જાય છે. શ્રદ્ધા વિના કોઈ કામ થઈ શકતું નથી. આજે તમે ટપાલ પેટીમાં પત્ર નાખો તે ત્રણ દિવસે અમુક સ્થાને પહોંચી જશે—એ વાતમાં તમને શ્રદ્ધા છે; બેંકમાં જમા પડેલ પૈસા જોઈશે ત્યારે મળશે—એ વાતમાં તમને શ્રદ્ધા છે; તે મુજબ અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય વગેરેનું પાલન કરવાથી તેનું ફળ પણ અવશ્ય મળશે એવી આપણને શ્રદ્ધા હોવી જોઈએ. પરન્તુ આજે મનુષ્યના મોટા ભાગને તેમાં શ્રદ્ધા રહી નથી. તેથી જ લોકો પૈસા ખાતર અમૂલ્ય સત્ય વેચી નાખે છે. માનવનું આ લક્ષણ જોઈને જ શાસ્ત્રકારોએ કહ્યું છે:'શ્રદ્ધા પરમ દુલ્લહા' અર્થાત્ શ્રદ્ધા પણ બહુ દુર્લભ છે, શ્રદ્ધા એ જ સાચું ધન છે.

## સરદારશ્રીની વાણી

મોક્ષનો માર્ગ તો આપણા જ હાથમાં છે. કંઈક સંયમો શીખવાના છે, કંઈક પાપો ધોવાનાં છે, કંઈક મિથ્યાભિમાન હોય તે છોડવાનાં છે.

× * ×

આપણી પોતાની જ મૂર્ખાઈથી આપણે બહુ જ દુ:ખી થઈએ છીએ; આપણે પોતે જ આપણાં દુખો માટે જવાબદાર છીએ, તો તે સામે શું આપણે ન લડીએ? તે સારુ તો રાતદિવસ જંગ માંડવો જોઈએ.

× * ×

કેળવણી બે પ્રકારની છે: એક કેળવણી માણસની માણસાઈ હરી લે છે, બીજી માણસને માણસાઈનું ભાન કરાવે છે; એક માણસને મદમાં ચકચૂર કરે છે, બીજી માણસને—પુરુષ અને સ્ત્રીને—તેના ધર્મ પ્રત્યે જાગ્રત કરે છે. આ બીજી તે જ સાચી કેળવણી.

× * ×

કર્તવ્યનિષ્ઠ પુરુષ કોઈ દિવસ નિરાશ થતો નથી.

× * ×

દુનિયામાં આપણે સૌ ઓછેવત્તે અંશે ગુનેગાર છીએ; પણ જે માણસ પરસેવો પાડી ખેતરમાં કામ કરે છે, અને જગતને માટે અન્ન અને વસ્ત્રની સામગ્રી પકવે છે તે માણસ દુનિયામાં ઓછામાં ઓછો ગુનેગાર છે.

× * ×

બધી ઉન્નતિની કૂંચી જ સ્ત્રીની ઉન્નતિમાં છે.

× * ×

ખેડૂતોની સેવા કરવી હોય, દરિદ્ર-નારાયણના દર્શન કરવાં હોય તો ખેડૂતોનાં ઝૂંપડાંમાં જાઓ.

× * ×

બહુ બોલવાથી લાભ નહીં, પણ હાનિ થાય છે.

× * ×

કુરબાનીના ક્ષણિક આવેશમાં પોતાની જાતને રાજીખુશીથી હોમી દેવી એમાં બહાદુરી ભલે હોય; પણ કોઇ પણ જાતની પક્ષાપક્ષીમાં પડયા વિના કેવળ અજ્ઞાત રહી અખંડ શ્રમ અને શિસ્તવાળું સેવામય જીવન ગાળવું એમા વધારે બહાદુરી છે. ક્ષણિક આવેશમા આવીને કરેલાં બલિદાનો આપણને નથી જોઈતાં; પણ સતત કષ્ટ વેઠીને, ત્યાગ કરીને કરેલાં કામોની આપણને જરૂર છે. [ક્રમશ:]

[illegible]

[illegible]

બાપુના આશીર્વાદ

૨૨ [illegible]

[વડીલજનતુલ્ય પૂજ્ય બાપુજીની સલાહ જીવનને સુપથે દોરવા ખૂબ જ સહાયરૂપ નીવડતી. સ્ત્રી અને પુરુષ એકબીજાને વિકાસમાં સહાયક બને એમ હળતાંમળતાં થાય એ માનવજીવનને ઉન્નત કરનારું બને. એ રીતે સ્ત્રી કે પુરુષ એકબીજાને નાનાં કે મોટાં ન માને: સ્ત્રી પોતાને પુરુષ કરતાં ઊતરતી ન માને અને પુરુષ પોતાને સ્ત્રી કરતાં ચઢિયાતો ન માને. જરૂર પડે તો સ્ત્રી પણ પુરુષને શીખવી શકે, પુરુષનો ગુરુ થઈ શકે. યુવાન સ્ત્રીપુરુષ આમ મર્યાદા તેમ જ વિવેક જાળવીને એકબીજાને મદદરૂપ થાય એમાં જરાયે અજુગતું કશું નથી. અવશ્ય કોઈ વાર આપણા જૂના વિચારોના વડીલોને આ ન ગમે તો આપણે આપણા વિવેકભર્યાં, મર્યાદાશીલ, શિસ્ત વર્તનથી વડીલોને નિર્ભય કરવા પ્રયત્ન કરવો જોઈએ, ઉદ્ધતાઈ બતાવી તેઓની અવગણના ન જ કરવી જોઈએ. વળી જીવનની પવિત્રતા જાળવવા માટે માત્ર બાહ્ય બંધન કે દાબ આવકાર્ય નથી એમાં પવિત્રતાની સાચી કસોટી પણ નથી થતી. પરંતુ આપણાં સંતાનોમાં ઉચ્ચ સંસ્કારનું સિંચન કરી તેઓ સૌ વચ્ચે રહીને પ્રતિકૂળ વાતાવરણમાં પણ વિવેક અને પવિત્રતા જાળવી શકે એટલી નિર્ભયતા તેમ જ જીવનવ્યવહારની સ્વાભાવિકતા તેઓમાં આવે એ જ માનવવિકાસની સાચી પારાશીશી છે. પૂજ્ય બાપુજી આ જીવનદર્શન સૂત્રાત્મક વાક્યોમાં કેવી પ્રેમાળતાથી દર્શાવી શકતા હતા એનું ઉદાહરણ આ વખતનો પત્ર પૂરું પાડે છે. તદુપરાંત આ પત્રમાં સ્નેહાળ વડીલજનની સતત જાગરૂકતા પણ નજરે પડે છે.]

ચિ. કુસુમ,

મને ધારતી છે કે તું ગજા ઉપરવટ કામ કરી રહી છો.

મચ્છરને સારુ મચ્છરદાની રાખવી જોઇએ. એમા કંઇ ખર્ચ નથી અને શરીર બચે છે. બહાર સૂવાનુ મળે તો બહુ સારુ. નવ-યુવકોને શીખવે તેમા માણેકલાલને સંકોચ થાય એ સમજું છુ પણ અનુભવે એ સંકોચ તુ દૂર કરજે. પુરુષો સ્રીને શીખવે તો સ્રી પુરુષને કા ન શીખવે? તુ બેધડક થઇને શીખવજે ને વડીલોને નિર્ભય કરજે. મને જરા પણ સંકોચ નથી. તને પીંજરામા પૂરીને પવિત્ર રાખવાનો લોભ નથી. તુ સ્વતંત્રપણે તારી પવિત્રતા નિભાવે તો જ પાસ થઇ ગઇ.

તને મારી પાસે નથી રાખવી અથવા તને નથી દોરવી એવુ મને છે જ નહીં. તુ ગમે ત્યાં હોય છતા મારી આખ તારી ઉપર ફર્યા જ કરે છે મારી સાથે ફેરવતાં મને ભય માત્ર તારા શરીરનો છે તારા ને મારા નસીબમા હશે તો મારી સાથે તારું રહેવાનુ પણ થશે પણ તેમ ન થઇ શકે તોય તને દોરવાનો લોભ તો મને રહેશે જ.

મારુ ઠીક ચાલે છે. મને નિયમસર લખજે

૨૧-૧-૩૪ બાપુના આશીર્વાદ

## પત્રપ્રસાદ

દે. વા.

(૧)

ચિ. માધો,

તારો પત્ર મળ્યો. તુ રોજ ફરવા જાય છે કે? તારા જેવા બાળકોને મારું મેં રંગીન કાપલીઓ સંઘરી છે તને કયો રંગ ગમે?

૧૯-૨-૩૩ બાપુના આશીર્વાદ

[આના ઉપર જેલરના રાતી સીસાપેનના આદિઅક્ષર છે દે. વા.]

(૨)

...... ....તારે અક્ષર ચીતરવા જોઇએ સીધી લીટી, ત્રિકોણ અને કુંડાળા આટલુ તુ ચીતરી શકે પછી જ અક્ષર ચીતરાય; કેમ કે અક્ષર ચીતરવા પેલા ત્રણ ચિત્ર ચીતરવા કરતા કઠણ છે આ વાત તારે ગળે કઇ રીતે ઉતારાય?

૨૧-૩-૩૩ બાપુના આશીર્વાદ

(૩)

.... .....વિલાયતી કે બીજા દેશોના રમકડા ન જ લઇયે. આપણા દેશના મળે તેથી સંતોષ માનીયે

૨૯-૯-૩૪ બાપુના આશીર્વાદ

(૪)

તા ૧૯-૧૦-૪૭

ન. દિલ્હી

ચિ વિક્રમ,

- તારુ પત્ત મળ્યું તારે અક્ષર મોટા લખવા જોઇયે લીટી દોરે છે તો સરખી દોરવી, અંતર એક જ રાખવુ મોટા અક્ષર કઢાય એટલુ અંતર રાખવું અક્ષર મોતીના દાણા જેવા કાઢવા તુ કયા ભૂલાય એવો છો?

બાપુના આશીર્વાદ

# જીવનની સાચી સંપત્તિ

વસંતબહેન મહેતા

ઈશ્વરે સૃષ્ટિ રચી, એમા માનવનુ મહત્ત્વ પ્રસ્થાપિત કર્યુ. એ પ્રાણીને પોતપોતાનુ કર્તવ્ય મનુષ્ય હોય છે જીવનમા દરેકને કઈ ને કઈ કાર્ય કરવુ જ રહ્યુ ઉચ્ચ ભાવનાઓ સેવવી અને આશાના મહેલ રચવા એ અત્યત સહેલુ છે પરતુ ભાવના કરતા કર્તવ્ય અનેકગણુ ઉચ્ચ છે આપણા જીવનનુ સાચુ મૂલ્ય કર્તવ્યથી જ અકાય છે

પશુના જેવુ જીવન જીવવુ એ માનવધર્મ નથી પશુજીવનની સપત્તિ એટલે ખાવુ, પીવુ, સતતિ વધારવી, મોજમજા કરવી પરતુ માનવજીવનમા એનાથી કઈક ઉચ્ચ સપત્તિ હોય છે

સપત્તિના અનેક અર્થ થાય છે સ્થૂળ અને સૂક્ષ્મ વ્યાવહારિક દૃષ્ટિવાળો, વ્યાપારી માનસવાળો માનવી સપત્તિનો અર્થ માત્ર પૈસો જ કરશે ધન ભેગુ કરવુ એ જ એને મન સાચી સંપત્તિ છે તે જીવનનુ સર્વસ્વ સપત્તિને માટે હોડમા મૂકવા તત્પર થશે એક રીતે તે પૈસાનો દાસ બની જાય છે તે તો ' પૈસો મારો પરમેશ્વર અને હુ તેનો દાસ' એમ કહેવામા ગૌરવ લેશે વળી એ ધનલોલુપ લોકો એમ માનતા હોય છે કે, જે ધનવાન હોય તેના બધા દુર્ગુણો ઢંકાઈ જાય છે

પરતુ સપત્તિનો ગૂઢ–સૂક્ષ્મ–અર્થ જુદો જ થાય છે ઉચ્ચ સસ્કાર, ભાવના અને તદનુસાર કર્તવ્ય એ જ માનવજીવનની સાચી સપત્તિ છે એ કારણે બાળપણથી જ બાળકોમા ઉચ્ચ સસ્કાર રોપવા જરૂરી છે ધ્રુવ, પ્રહ્‍લાદ જેવા અનેક ભક્તોના ઉદાહરણ એ દૃષ્ટિએ આપી શકાય

માનવીએ જીવનુ શિવ સાથે મિલન કરવાનુ છે. એ અર્થે પ્રાર્થના, સ્તવન, રામ નામ ખૂબ સહાયરૂપ થાય છે. પ્રભુ–સ્મરણ એ આત્માનો ખોરાક છે 'જેમ ખાવુ, પીવુ જેટલુ જરૂરનુ છે તેટલુ જ જરૂરનુ આત્માને ખોરાક આપવાનુ છે' બાપુજીએ આપણને એ પાઠ શીખવ્યો જ છે

સાથે સાથે જીવનને સત્યશીલ કરવું અત્યાવશ્યક છે સત્ય એ જ પરમેશ્વર છે, એનુ રહસ્ય જીવનમા બાળપણથી જ સ્થાપવું જોઈએ બાપુજી પર સત્યવાદી હરિશ્ચંદ્રની કેટલી ઊંડી અસર પડી હતી એ સુવિદિત છે વળી આપણામા માનવધર્મ સેવા રૂપે–પ્રાણી માત્રની સેવા રૂપે મૂર્ત થવો જોઈએ માબાપની સેવા, પડોશીની સેવા, દેશબાધવોની સેવા, જગતના સવ માનવીની સેવા, પશુપખીની સેવા એમ સેવાને જેટલી વ્યાપક કરીએ તેટલી જીવનની સાર્થકતા આપણે પામી શકીએ

એ જ પ્રમાણે આપણે ઐહિક ઉપભોગ પર, ઇંદ્રિયોના સુખ પર પણ સયમ કેળવવો જોઈએ મન એ જ મનુષ્યનો મિત્ર બની શકે છે અને શત્રુ પણ બની શકે છે માટે મનને સુપથે દોરવા માટે, પ્રેયસ્ કરતા શ્રેયસ્ પ્રત્યે અભિમુખ કરવા માટે, જીવનુ શિવ સાથે મગલમય મિલન કરવા માટે, ઇંદ્રિયનિગ્રહ, મનનો સયમ મુખ્ય સ્થાને આવી શકે

આ રીતે ઉત્તરોત્તર શુદ્ધ થઈ, વિકાસ સાધી માનવીએ ઉચ્ચતમ સમૃદ્ધિ પ્રાપ્ત કરતા જવું જોઈએ આપણને થવુ જોઈએ કે,

'એષા અસ્માકમ્ પરમા સપત્ !'

આ જ અમારી પરમ સપત્તિ છે, માનવ જીવનની સાચી સપત્તિ છે

પ્યારાબાપુ

# સેવાધર્મ

પદ્મનાભ શ્રી જૈની

એક વખતે એક ભિક્ષુને કંઈ રોગ થયો હતો તે અત્યંત અશક્ત થઈ જઈ મળમૂત્રથી ખરડાયેલો બાપડો એક ખૂણામાં પડ્યો હતો! એવામાં ભગવાન બુદ્ધ એમના શિષ્ય આનન્દને લઈ ફરતા ફરતા ત્યાં જઈ પહોંચ્યા. એ વિહારમાં આ રીતે ભિક્ષુને એક બાજુએ આવી દુર્દશામાં પડેલો જોઈ ભગવાન એની પાસે ગયા અને બોલ્યા



"ભિક્ષુ! તને શાની બીમારી છે?"

"પેટમાં વિકાર છે, ભગવન્!"

"ભિક્ષુ! તારી સેવા કરવા માટે કોઈ પરિચારક તારી સાથે નથી?"

'ના ભગવન્!'

'કેમ? શા માટે કોઈ ભિક્ષુ તારી પરિચર્યા કરતો નથી?"

'ભન્તે! હું કોઈનું કશું કામ કરતો ન હતો એટલે કોઈ મારી સેવા કરતા નથી!"

એ સાંભળીને ભગવાને આનન્દને કહ્યું

જા આનન્દ! પાણી લઈ આવ આ ભિક્ષુને આપણે સ્નાન કરાવીશું"

"સારું ભન્તે!" એમ કહી આનન્દ થોડી વારમાં પાણી લઈ આવ્યો. ભગવાને ભિક્ષુના દિલ પર પાણી રેડ્યું; આનન્દે એને ધોઈ સાફ કર્યું પછી ભગવાને અને આનન્દે મળીને તેને ઉપાડીને પથારી પર સુવાડ્યો

પછી ભગવાને એ વિહારના ભિક્ષુઓને ભેગા કરી પૂછ્યું 'ભિક્ષુઓ! આ વિહારમાં કોઈ ભિક્ષુ બીમાર છે?"

'હા, ભન્તે!"

"ભિક્ષુઓ! એ ક્યા રોગથી પીડાય છે?"

'ભગવન્! તેને પેટનો વિકાર છે"

"ભિક્ષુઓ! એની પાસે કોઈ રહે છે કે?'

'ના, ભન્તે!"

'અને તમારામાંથી કોઈ પણ ભિક્ષુ એની પરિચર્યા નથી કરતા? શા માટે તમે એને સહાય કરતા નથી?"

'ભન્તે! એ ભિક્ષુ અમારું કશું કામ કરતો નહોતો એટલે અમે શા માટે એની સેવા કરીએ!"

'ભિક્ષુઓ! અહીં તમારી નથી માતા કે નથી પિતા, જે તમારી સેવા કરી શકે' જો તમે પોતે જ એકબીજાની સેવા ન કરશો તો તમારી સેવા બીજું કોણ કરશે? અને ભિક્ષુઓ! જે મારી સેવા કરવા ઇચ્છે છે તે આવા રોગીની સેવા કરે જો ઉપાધ્યાય મારો હોય તો ઉપાધ્યાયની, જો આચાર્ય મારો હોય તો આચાર્યની, જો આચાર્યનો શિષ્ય મારો હોય તો શિષ્યની, જ્યાં સુધી તે સારો ન થાય ત્યાં સુધી સેવા કરવી જોઇએ. ભિક્ષુઓ' આટલું ધ્યાનમાં રાખજો જે મારી સેવા કરવા ઉત્સુક હોય તે રોગીની સેવા કરે"

# જીવનની સ્વાભાવિકતા...

બબલભાઈ મહેતા

આસપાસની પરિસ્થિતિનુ અવલોકન કરતા એક એવુ અનુમાન તારવવાનુ મળે છે કે જે ભાઈઓ સેવાકાર્યમા પડેલા છે તેઓના બાળકો મોટે ભાગે રાષ્ટ્રસેવાથી વિમુખ, પ્રત્યાઘાતી, ઉદ્ધત, નબળા પેદા થતા હોય છે એમા અપવાદો હોય છે પણ મુખ્યત આવુ જોવાનુ મળે છે એના કારણો વિચારુ છુ ત્યારે લાગે છે કે તેઓ વિચારપૂર્વક જીવતા નથી કેટલાક આવેગને લીધે રાષ્ટ્રસેવામા ખેચાઈ આવેલા હોય છે પણ સમગ્ર જીવન કેમ જીવવુ તેવી તેમની પાસે કલ્પના નથી કોઈ દર્શન પણ નથી એમા તેમનો દોષ કાઢીએ છીએ એવુ નથી તેઓ અસાધારણ સજોગોમાથી પસાર થયેલા હોય છે

દરેક રાષ્ટ્રને આવા અસાધારણ સજોગોમાથી પસાર થવુ પડે છે કઈ કઈ આસમાની સુલતાની જેવી પડે છે હુ વિદ્યાર્થીઓને કહેતો કે દેશ ગુલામ છે ત્યા ભણવાનુ શુ? ભણતર છોડો આમ કહેવાથી કેટલાકે છોડી પણ દીધુ કોઈક પસ્તાતા પણ હશે! પણ એ એક એવો કાળ હતો કે ખૂબ શાતિથી વિચારવાનો સમય ન હતો એમ કરવા બેસીએ તો સ્વરાજ માટેનુ આદોલન ન ચલાવી શકીએ પણ એવા સજોગો હમેશા નથી આવતા આમા કોઈ કાર્યકર્તાનો દોષ કાઢવા કરતા પરિસ્થિતિનો દોષ કાઢીએ હવે એ પરિસ્થિતિ રહી નથી હવે રાષ્ટ્રસેવાના કામમા પડેનાઓએ પોતાના બાળકની કેળવણીનો વિચાર કરવો જોઈએ તેના ચારિત્ર-ઘડતરનો પણ વિચાર કરવો જોઈએ એ ન કરીએ તો સ્વદેશી ધર્મ ભૂલ્યા ગણાય

અસાધારણ સજોગોમા લોકો ભલે અસાધારણ જીવન જીવે પણ હવે આપણે સ્વાભાવિક જીવન જીવતા થવુ જોઈએ કાલે ધરપકડ થશે ૨૦ વરસની સજા થશે તોયે આજે સ્વસ્થ ચિત્તે જે પોતાના કાર્યો કર્યે જાય છે તે સ્વાભાવિક જીવન જીવે છે ગાધીજી એવુ જીવન જીવતા હુ નાનો હતો ત્યારે એવી ઝખના થતી કે સાધુ થઈ જાઉ સાધુના સમાગમમા આવતો સાધુઓએ મને ખેચવાનો પ્રયત્ન કરેલો પણ એ બધા અનેક જાતના સાધુઓને માપવાનો ગજ કયો? મે એક ગજ નક્કી કર્યો જેનામા જેટલી અસ્વાભાવિકતા વધારે તેટલો તે નાલાયક જે જાદુ ટોણા ધમાલ કરે તેટલુ તેના જીવનમા ઢીલુ પોલુ છે

સ્વાભાવિકતા માણસના વિકાસનુ લક્ષણ છે અસ્વાભાવિકતા હોય ત્યા સામાન્ય જનોનુ આકર્ષણ વધી જાય છે એ કેટલીક વાર જીવનમા જોશ પૂરનારી હોય છે, ભલે તે થોડા કાળ માટે આવે પણ હમેશ માટે તો સ્વાભાવિકતા જ જોઈએ મને પોતાને હુ ધૂની છુ એવુ લાગે છે ગાધીજીને સત્યશોધનની ધૂન હતી ધૂન એટલે તાલાવેલી એમ છતા તાલાવેલી પર જઈને સ્વાભાવિકતા જળવાઈ રહેવી જોઈએ ગાધીજીનુ જીવન વ્રતો પર બધાયેલુ હતુ જે ગાધીજીને પોતાનો આદર્શ નેતા કલ્પે તેના જીવનમા વ્રતો આવે જ વ્રતો વિકાસમા મદદ કરે છે એનાથી આત્મવિશ્વાસ વધે છે પણ એ ધીમેધીમે સમજાય છે એથી મે એવુ તારવ્યુ કે માણસની સ્વાભાવિકતા જળવાઈ રહે અને વ્રતો દ્વારા વિકાસ થાય એ સારુ છે

પ્યારા બાપુ



# રવીન્દ્ર મનન

કાકા કાલેલકર



સાધક અને સિદ્ધની 'રહેણી-કરણી અને વિચારસરણી'માં જમીન-આસમાનનું અંતર હોય છે. જે મોટા વૃક્ષની સાથે આપણે મોટા મોટા હાથીઓ બાંધીએ છીએ, જ્યારે તે નાનો છોડ હોય છે ત્યારે ઘેટાંબકરાંથી તેનું રક્ષણ કરવા માટે તેની આસપાસ વાડ કરવી પડે છે અને બધી રીતે તેની સંભાળ રાખવી પડે છે

પવનનો થોડો ઝપાટો લાગતાં દીવો તરત જ બુઝાઈ જાય છે. તેથી તેને ખૂબ સાવધાનીથી શાંત જગ્યાએ રાખવો પડે છે. પરંતુ એ જ જ્યોતિ જ્યારે જંગલના ઘાસને કે સૂકાં પાંદડાંને કે લાકડાંને લાગે છે, ત્યારે પવનની બાધા તેને નથી રહેતી, ઊલટું પવનના જોરથી તે આખા જંગલમાં ફેલાઈ જાય છે અને પવન એને નવાં નવાં ખાદ્ય લાવીને આપે છે આ ઉપરથી એમ કહી શકાય કે જ્યારે સામર્થ્ય હોય છે ત્યારે જે વસ્તુ પોષક ગણાતી હોય, તે જ વસ્તુ સામર્થ્યના અભાવને લીધે બાધિન સાબિત થાય છે

વનાનિ દહતો વહ્નેઃ સખા ભવતિ મારુતઃ।
સ એવ દીપ-નાશાય—

માણસ જ્યારે તરતાં શીખે છે, ત્યારે તેને જે નિયમોનું પાલન કરવું પડે છે, તે નિયમો બરોબર તરતાં શીખી ગયા પછી છોડી શકે છે. સાધકની દશામાં બીમારની માફક અનેક પથ્ય પાળવા પડે છે સિદ્ધ થયા પછી તેઓની બાધા રહેતી નથી.

દૂધ પાણીથી ખૂબ ડરે છે દૂધમાં પાણી ભળવાથી તે બેસ્વાદ થઈ જાય છે. પરંતુ એ જ દૂધનું જ્યારે માખણ બને છે, ત્યારે તે પાણીમાં સારી રીતે તરે છે; એટલું જ નહિ, પાણીમાં રહેવાથી જ તે સારું રહી શકે છે સિદ્ધાવસ્થા આવ્યા પછી અપથ્ય એ કંઈ અપથ્ય રહી શકતું નથી.

તેથી માણસે નબળા સમય વખતે પોતાની ખૂબ સંભાળ રાખવી જોઈએ શક્તિનો સંચાર થયા પછી, સામર્થ્યને જોરે જે કંઈ પણ કરે તે પોષક અને ઉપકારક જ થાય છે.

બચપણમાં માણસ પરતંત્ર હોય છે શું ખાવું જોઈએ, ક્યારે ખાવું જોઈએ; ખાવું જોઈએ કે નહિ, એની બાળકને સમજ હોતી નથી માબાપ જે પ્રમાણે રાખે તેમ રહેવું અને દુનિયાની દયા પર જીવવું એ જ છે બાળકોનો નિયમ એ જ બાળકો જ્યારે મોટાં થાય છે ત્યારે તેઓનું પરતંત્રપણું ધીમે ધીમે ઓછું થતું જાય છે. તેઓને થોડો થોડો વિદ્રોહ કરવાનું પણ મન થાય છે ધીમે ધીમે બધા ઉપદ્રવો તે હજમ કરી શકે છે અને છેવટે જે માબાપે તેઓને જન્મ આપ્યો, પાળીપોષીને મોટાં કર્યાં, તેઓને એ લોકો પોતાની મુઠ્ઠીમાં [illegible] લાગે છે હવે તેઓ પોતે પિતા બને છે, અને ભગવાન તેઓને બિલકુલ [illegible] બાળકો આપી દે છે જ્યારે એ [illegible]નો પણ વખત આવે છે, ત્યારે આ [illegible] પણ મોટા થઈ તેઓના આ [illegible] [illegible] ભવા લાગે છે

દુનિયાનું વ્યવહાર-ચક્ર જ એવું છે. સામર્થ્ય હોય છે ત્યારે જે વસ્તુ પોષક બને છે, તે જ સામર્થ્યના અભાવને લીધે બાધક થાય છે.

જત કાલ તુઇ શિશુર મતો
રહિબિ બલહીન
અન્તરેરિ અન્ત પુરે
થાક રે તતદિન ।
અલ્પ ઘાયે પડબિ ઘુરે,
અલ્પ દાહે મરબિ પુડે,
અલ્પ ગાયે લાગબે ધુલા
કરબે જે મલિન —
અન્તરેરિ અન્ત પુરે
થાક રે તતદિન ।
જખન તોમાર શક્તિ હબે
ઉઠબે ભ'રે પ્રાણ,
આગુન ભરા સુધા તાહાર
કરબિ જખન પાન,
બાહિરે તખન જાસ રે છુટે,
થાકબિ શુચિ ધુલાય લુટે,
સકલ બાંધન અંગે નિયે
બેડાબિ સ્વાધિન —
અન્તરેરિ અન્ત પુરે
થાક રે તતદિન ॥

'જ્યાં સુધી તું નાના બાળકની પેઠે બળહીન રહીશ, ત્યાં સુધી (અંતર્મુખ થઈને) પોતાના હૃદયના અંત:પુરમાં પડી રહેજે; એ જ તારે માટે યોગ્ય છે, જ્યાં સુધી થોડાક ઘાથી તું પડી જતો હોય, થોડાક દાહથી તું બળી મરતો હોય, તારા શરીરને થોડીક ધૂળ લાગવાથી તું મલિન થઈ જતો હોય, ત્યાં સુધી અન્ત:કરણના-હૃદયના અન્ત:પુરમાં સુરક્ષિત પડી રહેવું એ તારે માટે સારું છે

પરંતુ જ્યારે તારામાં શક્તિ આવશે, અંગ-પ્રત્યંગમાં પ્રાણ ભરાશે; જ્યારે અગ્નિના જેવી સળગતી સુધા હળાહળની પેઠે પી જવાની શક્તિ તારામાં આવશે, ત્યારે નિર્ભય થઈને અંત:પુરની બહાર આવજે અને સ્વતંત્રતાથી ઘૂમવા લાગજે. કારણ કે ત્યારે ધૂળમાં આળોટવા છતાંયે તું શુદ્ધ રહી શકશે. સર્વ પ્રકારના બંધનો પોતાના પર વહન કરીને પણ તું સ્વાધીનતાથી બધે ઠેકાણે ફરી શકશે

આવી શક્તિ તારામાં નથી, ત્યાં સુધી તો અન્ત:કરણના અંત:પુરમાં પડી રહેવું તારે માટે સારું છે'

## શ્રમ અને આરામ

કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

પરિશ્રમ — યંત્રવત્ અથવા બુદ્ધિયુક્ત બંને — અને અહિંસા સગાં ભાઈબહેન છે પરિશ્રમનો અણગમો કેળવીએ તો સાથે સાથે અસમાનતા અને તેને નભાવનારી હિંસાની મનોવૃત્તિ કેળવ્યા વિના નહીં ચાલે બેશક, માણસને આરામની જરૂર રહે છે, પણ આરામનું સ્થાન જેવું હૃદયની ક્રિયામાં હોય છે તેવું હોવું જોઇએ. હૃદય દરેક વખતે ફૂલે છે અને સંકોચાય છે તેની વચ્ચે તેને કેટલોક વખત આરામ લેવો પડે છે. પણ વિચાર કરો કે કોઈ હૃદય પોતાની આરામની ક્ષણોનો જ આદર કરે અને ફૂલવા-સંકોચાવાની ક્રિયાનો તિરસ્કાર કરતું થઈ જાય તો તેના માલિકની શી દશા થાય? એ જ પ્રમાણે જે સમાજ આરામને જીવનનું ધ્યેય બનાવી દે અને પરિશ્રમ તરફ કંટાળાની જ નજરે જુએ તેને આખરે મરવું જ રહેશે

# ગુરુદેવની ચિતા

મુકુલભાઈ



ઘણા વર્ષો આ વાતને વીતી ગયા છે બાપુજી દિલ્હીમા હરિજનવાસમા ઊતર્યા હતા એ જ દિવસોમા ગુરુદેવ પણ 'વિશ્વભારતી' માટે ફંડ એકઠુ કરવા નીકળ્યા હતા તેઓ પણ દિલ્હી આવી પહોચ્યા ગુરુદેવનો કાર્યક્રમ એ હતો કે તેઓ સ્થળે સ્થળે પોતાની નાટ્યકળા લોકોને દાખવે અને પછી લોકો પાસેથી 'વિશ્વભારતી' માટે ફાળો ઉઘરાવે

આ વાતની બાપુજીને જાણ થઈ ત્યારે એમનુ હૃદય દ્રવી ઊઠ્યુ ! ગુરુદેવ જેવી વદનીય મહાન વિભૂતિ વૃદ્ધાવસ્થામા ફાળો એકઠો કરવા ફરે — અને તે પણ માત્ર સાઠ હજાર રૂપિયા માટે — અને પોતાની નાટ્યકલા અને નૃત્યકલાનુ પ્રદર્શન કરે એ વાત બાપુને અસહ્ય થઇ પડી જ્યારે એમની એ વેદના અદમ્ય થઈ ગઈ ત્યારે તેમણે મહાદેવભાઈ પાસે પોતાનુ હૃદય ઠાલવ્યુ મહાદેવભાઈ પણ બાપુની દર્દભરી અતરવેદના સાભળી વ્યાકુળ થઈ ગયા

રાતનો એક પહોર વીત્યો હતો. શ્રી ઘનશ્યામદાસ બિરલા પથારીમા પડ્યા પડ્યા નિદ્રાવશ થવાની તૈયારીમા હતા ત્યા તેઓ અચાનક કોઈના પગરવથી જાગી ઊઠ્યા અને તેમણે પૂછ્યુ 'કોણ છે ?"

મહાદેવભાઈએ કહ્યુ "એ તો હુ છુ '

મહાદેવભાઈ ચુપચાપ બિરલાજીના પલગ પાસે જઇને બેઠા. બિરલાજીએ પૂછ્યુ "મહાદેવભાઈ, તમે ? રાત્રે કેમ ! છે તો બધુ કુશળને ?

'હા, બધુ કુશળ મગળ છે થોડી વાતચીત કરવી છે '

પછી મહાદેવભાઈએ બાપુજીની મર્મવેદના ભાવવાહી શબ્દોમા કહી સભળાવી ગુરુદેવને વૃદ્ધાવસ્થામા નાની રકમ માટે આમ ઠેર ઠેર પોતાની કલાનુ પ્રદર્શન કરતા ફરવુ પડે એ કેટલી દુર્ભાગ્યની વાત કહેવાય ? છેવટે તેમણે ઊમેર્યુ 'બાપુએ કહ્યુ છે કે, ઘનશ્યામદાસને કહો કે તેઓ પોતાના શ્રીમત મિત્રોને લખે અને છ જણ મળીને દસ દસ હજારની રકમ ગુરુદેવને આપી હિંદુસ્તાનને આ શરમમાથી બચાવી લે અને ગુરુદેવને નિશ્ચિત કરીને શાતિનિકેતન પાછા મોકલી આપે '

ગુરુદેવની પાવનકારી જીવનસાધનાના પ્રતીકસમી 'વિશ્વભારતી' માટે ગુરુદેવે પોતાનુ સર્વસ્વ સમર્પણ કરી દીધુ હતુ કવિહૃદય રવીન્દ્રનાથને કાવ્યક્ષમ કલ્પનાની આનન્દમયી આહ્‌લાદક સૃષ્ટિ છોડીને 'વિશ્વભારતી' માટે ભેખ લેવો પડ્યો હતો 'વિશ્વભારતી' એ જાણે ગુરુદેવનુ જીવનસર્વસ્વ બની ગઈ હતી 'વિશ્વભારતી' સસ્થા હમેશા વિકાસ સાધતી રહે અને ગુરુદેવના ગયા પછી પણ તેની પ્રગતિ અટકે નહિ, એ જ એક મહેચ્છા

પ્યારાભાઈ

ગુરુદેવને સર્વદા રહેતી. મૃત્યુનું સુમધુર ગાન કરનાર મહાકવિ રવીન્દ્રનાથ ઠાકુર 'વિશ્વભારતી'ના ગુરુદેવ તરીકે જુદા જ તરી આવે છે પ્રેમાળ ગુરુજનને પોતાના ઘરની જેવી ચિંતા થાય છે, બરોબર એવી જ ચિંતા ગુરુદેવને 'વિશ્વભારતી' માટે હતી

ગુરુદેવ જ્યારે છેલ્લી માંદગીમાંથી પસાર થતા હતા ત્યારે તેઓ તેમના એક સ્વજન મૈત્રેયીદેવીને ત્યાં મંગપુ નામના ગિરિપ્રદેશમાં થોડો વખત આરામ લેવા ગયા હતા ગુરુદેવની તબિયત દિવસે દિવસે લથડતી જતી હતી ત્યાં એક વાર ગુરુદેવને ઊંડા વિચારમાં ડૂબેલા જોઈને મૈત્રેયીદેવીએ તેમને એનું કારણ પૂછયું એટલે ગુરુદેવે પોતાના હૃદયની મહેચ્છા વ્યક્ત કરતાં કહ્યું —

"જીવન માટે મને વધુ ચિંતા નથી, પરવા નથી ઇચ્છા ફક્ત એક જ મનમાં રહ્યા કરે છે, અને તે શું એ તું જાણે છે? આ જે 'વિશ્વભારતી'ને આટલો પરિશ્રમ કરીને આ સ્થિતિએ પહોંચાડી છે, તેનું મારી ગેરહાજરીમાં શું કંઇ જ મૂલ્ય નહિ રહે? એની પાછળ મેં કેવો પરિશ્રમ કર્યો છે તેની તને ક્યાંથી ખબર હોય! કેવા દુઃખમાં એ દિવસો વિતાવ્યા છે, જ્યારે નાની વહુના (ગુરુદેવના ધર્મપત્ની) ઘરેણાં સુદ્ધાં મારે લઈ લેવા પડ્યા હતા! કરજ ચારે બાજુથી વધ્યે જતું હતું વિદ્યાર્થીઓને પદરનું ખવરાવી —પહેરાવીને રાખવા પડતા, કારણ આમ તો કોઈ પોતાનાં બાળકોને મોકલે જ નહિ, ઊલટાનાં પડનું ગાડીભાડું ખરચી બીજાઓને ના પાડી આવે. આવી જાતની મદદ મને મારા દેશવાસીઓ તરફથી મળી છે, અને બીજી બાજુથી ત્યારે જ એક પછી એક મૃત્યુશોકના પ્રસંગો આવ્યા કરતા; એ દુઃખનો ઇતિહાસ પૂરેપૂરો લુપ્ત થઇ ગયો છે લોકો જાણતા કે, હું—અમે શોખીન શ્રીમંત છીએ હકીકતમાં હું પૂરેપૂરો નિરાધાર બન્યો હતો. મારા સંસારમાં—ઘરમાં જરાયે શ્રીમંતાઈ ન હતી નાની વહુને ઘણો ભાર વહેવો પડતો. જો કે એ વિષે તે કદીયે કંઈ મનમાં પણ ન લાવતી. પરંતુ જો આટલા વિઘ્નો દેશવાસીઓ તરફથી ઊભા ન કરાત, તો માત્ર અર્થાભાવે આટલું સહેવું ન પડત સહાય ન મળતી એ તો સામાન્ય વાત હતી, પરંતુ શું વિરોધ—વિઘ્નો!

"ખેર, જવા દો એ વાતને! થવાનું હતું તે થઈ ગયું. પણ હવે આટઆટલી મહેનતે જે 'વિશ્વભારતી' ઊભી કરી છે, એનું મારી ગેરહાજરીમાં જો કંઈ જ મૂલ્ય ન રહે, તો આટલા દિવસનો આ બધો પરિશ્રમ નકામો જશે, અને રથી (ગુરુદેવના પુત્ર) વગેરે જીવશે, પણ શું લઇને? એમની ચારે બાજુ જે એક વિશાળ કર્મક્ષેત્ર તૈયાર થઈ ગયું છે, તે ભાંગી પડતાં એ અસહાય થઈ પડશે! મૃત્યુ વિશે વિચારતાં આ એક જ વાત મને મૂંઝવે છે અને તે મારી 'વિશ્વભારતી' સંસ્થાની — બીજી કોઇ જ નહિ"

ગુરુદેવની જીવનતપસ્યાના મૂર્ત સ્વરૂપ સમી 'વિશ્વભારતી' માટે એમને કેવી ઊંડી ચિંતા હતી એનું દર્શન ગુરુદેવના આ ઉદ્‌ગારોમાં આપણને થાય છે એ શબ્દોનું સ્મરણ થાય છે ત્યારે 'વિશ્વભારતી' દૃષ્ટિ સમીપ આવીને ખડી થાય છે ગુરુદેવનો આત્મા હજીય એ સંસ્થાના વિકાસને ઝંખતો ત્યાં તો ન ફરી રહ્યો હોય? જો ગુરુદેવ પ્રત્યે આપણને પ્રેમ અને આદર હોય તો 'વિશ્વ-ભારતી'ને ગુરુદેવના વિચાર અનુસાર વિકસાવવી જોઇએ ત્યારે જ ગુરુદેવના આત્માને શાંતિ મળશે પ્રભુ આપણને એટલી સન્મતિ આપે એવી અભ્યર્થના

માણાબાપુ



# ત્રિવેણી સંગમ



સંકલનકર્તા મુ૦ ૦

(૧૨)

'ક્રોનિકલ'મા અનેક પ્રકારની હરીફાઈ આવતી એક દિવસ કેટલાક ચિત્રોથી સૂચવાતા ધંધાના નામોની હરીફાઈ હતી બાપુ કહે "ચાલો વલ્લભભાઈ, નામો સૂચવવા લાગો ઇનામ લેવુ છે ના?

અને સાથે જ કાગળો લખાવતા હતા ત કામ મૂકીને બાપુ આ વિનોદમા પડયા બધા નામો લખ્યા, અને પછી મહાદેવભાઈને બાપુએ કહ્યુ "મહાદેવ, તમે 'એકમ બાન ઝેડ'ને નામે એ મોકલો" સાંજે મહાદેવ ભાઇએ બાપુને પૂછ્યુ 'બાપુ સાચે જ તમે ઇચ્છો છો કે આ મોકલવુ?"

બાપુ કહે "એમા શુ? એમા થોડો બુદ્ધિનો ઉપયોગ છે અને નિર્દોષ ગમ્મત રહેલી છે"

(૧૩)

એક વાર એક સરકારી પેન્શનરનો કાગળ હતો '૭૦ વર્ષની ઉમર થઈ છે પણ દમનો ઉપદ્રવ બહુ પીડે છે તમે અનેક પ્રયોગો કરેલા છે, અને કુદરતી ઉપાયે દર્દો સારા કર્યા છે તો મને કાંઈ ન સૂચવો?

બાપુને મહાદેવભાઈએ કહ્યુ 'આવા કાગળના ક્યા જવાબ આપતા ફરશો?'

બાપુ કહે "ભલે' એમ કહીને કાગળ ફાડયા એટલે સરદાર કહે "અરે, લખોની કે ઉપવાસ કર ભાજી ખા, કોળુ ખા, સોડા પી"

બાપુ ખડખડાટ હસી પડયા અને છેવટે પોતાની રીત મુજબ પત્ર લખાવ્યો.

પ્યારેલાલ

(૧૪)

એક દિવસ એવલીન રેન્ચ તરફથી Firs clas gera (ફૉર્સ્ટ ક્લેસિજેરા)ના પુસ્તકો આવ્યા બાપુ એ ચાર પુસ્તકો જોવામા ગરકાવ થયા એની પાછળની વિષયસૂચિથી આશ્ચર્ય ચકિત થયા અને એ જોવામા અર્ધોક કલાક ગયો

વિષયસૂચિ જોતા જોતા બાપુ કહે –

બ્રિટિશ બાઈબલ એ શુ હશે?

એ સાંભળીને વલ્લભભાઇએ પૂછ્યુ 'બ્રિટિશ બાઈબલ એટલે?

બાપુ કહે એટલે બ્રિટિશ લોકાનુ બાઈબલ એ શુ?"

એટલે તરત જ વલ્લભભાઈએ જવાબ આપ્યો 'પાઉંડ શિલિંગ અને પેન્સ"

પુસ્તકમા ખરેખર પાઉંડ શિલિંગ અને પેન્સ એ બ્રિટિશ બાઈબલ એમ જ લખેલુ હતુ'

વલ્લભભાઈ કહે 'જુઓ, આવુ બધુ મને આવડે છે ના!

(૧૫)

જેલમા બાપુ આગળ છાપુ વાચવાનો વલ્લભભાઈનો ઇજારો વાચતા એમના ઘણા ઉચ્ચારોમા ભૂલો હોય તેની એમને જરાય પરવા નહીં ખાસ કરીને મદ્રાસ તરફના નામોના ઉચ્ચાર તો એમને કેમે કરી મોઢે ચઢે જ નહીં આરોગ્ય સ્વામી મુદલિયારને અંગ્રેજીમા Arokra swami લખેલુ વલ્લભભાઈ 'આરોકિયા' બોલે અને મહાદેવભાઇને હસવુ આવે એટલે પછી વલ્લભભાઈ તેમને ‸

કહે - "તને હસવુ આવે છે, પણ આમા તો જે લખાણ તે મચાણ"

બાપુ કહે 'પણ વલભભાઈ, તામિલમા 'ક' અને 'ગ'ની વચ્ચે ફેર નથી"

એટલે વલ્લભભાઈ કહે "પણ અંગ્રેજીમા તો 'જી' છે ના? તે શા માટુ નથી લખતા?"

(૧૯)

કલકત્તાના Royalists (નયવિસ્ટ્સ)ને માટે તૈયાર કરેલો બેન્થીલનો ખાનગી અહે વાલ છાપામા આવ્યો તેની ઉપર છાપાની ટીકા વચાતી હતી એમા Gandhi s construc tive vacuities (ગાંધીની રચનાત્મક ગફલતો) એવા શબ્દો આવતા હતા મહાદેવભાઈએ બાપુને પૂછ્યુ "બાપુ, રચનાત્મક ગફલત એ કેવી થતી હશે?"

એટલે વલભભાઈ કહે "આજે તારી દાળ બળી ગઈ હતી ને, તેવી"

બાપુ ખડખડાટ હસ્યા

નવો કુકર આવેલો વલ્લભભાઈ સારી દાળ વિના નવ મહિના થયા રહેલા અને તે દિવસે સારી દાળની આશા રાખતા હતા ત્યા પહેલે જ દિવસે પાણી ઓછુ હોવાને લીધે અને દેવતા વધારે હોવાને લીધે દાળ બળી ગઈ હતી!

## પ્રતિષ્ઠાનો આદર

આજની શિક્ષણ દુનિયામા વિદ્યાર્થીના જીવનઘડતરને માટે અનેક પ્રકારના પ્રયોગો થઈ રહ્યા છે એ બધા પ્રયત્નો દ્વારા વિવેક અને સયમ લાવવા મ ટે પણ શિક્ષક અને વડીલો આતુર હોય છ આ સાથે ભૂલી જઈએ છીએ કે, વિદ્યાર્થી પુસ્તકમાથી કે શિક્ષકના શિક્ષણમાથી જે શીખે છે તેના કરતા તો અનેકગણુ શિક્ષકના કે વડીલના સાક્ષાત જીવનમ થી અને પોતાની આસપાસના વાતાવરણમાથી શીખતા હોય છે વિદ્યાર્થી સમાજનુ એક વિવેકભર્યુ અગ બની રહે એમ આપણે ઇચ્છતા હોઈએ તો એ વસ્તુ શિક્ષકના જીવનમાથી પ્રતિબિબિત થવી જોઈએ અને વાતાવરણ એ તત્ત્વથી ભરપૂર બનેલુ હોવુ જોઈએ કોઈ પણ પ્રકારના અવિવેકી વર્તન માટે કે અનયમી વ્યવહાર માટે વિદ્યાર્થીને પોતાને જ મનમા ક્ષોભ થાય અને જે સમાજમા પોતે જીવી રહ્યો છે તે સમાજમા પોતાની અપ્રતિષ્ઠા થશે તેવુ તેને ભાન થાય તે પ્રકારનુ શિક્ષણસસ્થાનુ વાતાવરણ હોવુ જોઈએ

અપ્રતિષ્ઠાના ભયને બદલે પ્રતિષ્ઠા માટેનો આદર વિદ્યાર્થીના જીવનમા ઊભો કરી શકાય તો આખી પરિસ્થિતિ જ બદલાઈ જાય આદરમાથી ભય જન્મતો જ નથી અપ્રતિષ્ઠાનો હમેશા ભય સેવવાને બદલે વિદ્યાર્થી પ્રતિષ્ઠા માટેનો આદર સેવતો થઈ જાય તો વાતાવરણમા એક પ્રકારની નવીન શુદ્ધિ આવે આમ કરવા માટે આખુ વાતાવરણ નવેસરથી રચાવુ જોઈશે શિક્ષકે પણ પોતાના જીવનમા ધરમૂળથી ફેરફાર કરી નાખવો જોઈશે પોતે અપ્રતિષ્ઠાનો ભય ન સેવે, ન વિદ્યાર્થીઓ પાસે સેવરાવે પોતે પ્રતિષ્ઠાનો આદર કેળવે અને વિદ્યાર્થીઓ પાસે કેળવાવે

આમ કરીશુ ત્યારે ભય પણ જશે, પ્રતિષ્ઠાવાળા સામાજિક જીવનનુ વાતાવ ણ પણ પેદા થશે અને એ રીતે આપણે ઇચ્છીએ છીએ તેવો શિક્ષણમા ફેરફાર સહેલાઈથી કરી શકાશે

—હરભાઈ ત્રિવેદી

ભક્તરાજ [અનુસંધાન પૃ૦ ૬૨ થી ચાલુ]
એ માણસનું નામ છે ધર્મદૂત.

દોઢડાહ્યો—હું તો એવા માણસની સલાહ કદી ન લઉં તને જે રસ્તે જવા તેણે કહ્યું છે એના કરતા વધારે ભયાનક અને મુશ્કેલીભર્યો બીજો એકેય રસ્તો આ દુનિયામા નથી. તું એનું માનીને આગળ તો જા, પછી તને જાતે એ વાતનો અનુભવ થશે. તને થોડીક મુશ્કેલી રસ્તામા પડી હોવી જોઈએ, તારા કપડા ગંદા થયેલા છે એ ઉપરથી દેખાઈ આવે છે પરંતુ એ કળણવાળી ભૂમિ તો હજી દુઃખોની શરૂઆત જ કહી શકાય જરા મારું બરોબર સાંભળ; હું તારા કરતા મોટો છુ તને હવે પછી રસ્તામા થાક, પીડા, ભૂખ, આપત્તિ, ટાઢ, તાપ, સિંહ, સાપ, ઘોર અંધકાર અને એક જ શબ્દમા કહુ તો મોત સામે આવીને મળશે; અને બીજી પારાવાર મુશ્કેલીઓની તો વાત જ શી કરવી! તને કદાચ મારી વાતમા વિશ્વાસ ન આવતો હોય. પણ મારી પાસે એના જોઈએ એટલા પુરાવા મોજૂદ છે. અને માણસ આમ શા માટે બેફામ બની જઈ અધારામા ભૂસકો મારતો હશે અને આવા રખડના માણસનું માનતા હશે!

ભક્તરાજ—પણ ભાઈ, તમે જે બધી ભયકર મુશ્કેલીઓ બતાવી તેના કરતા પણ મારા ખભા પરનો બોજો મને વધારે ભયંકર અને ત્રાસદાયક લાગે છે! રસ્તામા શી અડચણો આવશે તેની મને જરાયે પડી નથી. ભલેને મારુ મોત આવે તોયે મને એની પરવા નથી પણ આ બોજો મને અસહ્ય થઈ પડે છે!

દોઢડાહ્યો—પણ અલ્યા, તારે માથે આ બોજો શી રીતે આવી પડ્યો?

ભક્તરાજ—આ ધર્મ-ગ્રંથ વાચતાં મને એનું ભાન થયું.

દોઢડાહ્યો—મને પણ એ જ વિચાર આવ્યા હતો. તારી માફક જ કાચા મનના બીજા માણસો પોતાને વિશે વધારે પડતુ માની બેસે છે અને પછી આમ બીજાના ચડાવવાથી અવળે પાટે ચઢી જાય છે! પણ એ રીતે તેઓ પોતાની માણસાઈ જ ગુમાવી બેસતા નથી પરંતુ ભયાનક સાહસો કરવા અંધારામાં ભૂસકો મારવા તૈયાર થઈ જાય છે. એ મૂર્ખ લોકોને પોતાને જ ભાન હોતું નથી કે તેઓ શા માટે આમ કરી રહ્યા છે!

ભક્તરાજ—મને શુ મળવાનુ છે એ હું બરોબર જાણુ છું, આ બોજો હલકો કરવા માટે જ આ માર્ગ મે લીધો છે

દોઢડાહ્યો—પણ તારા માર્ગ વચ્ચે આટલી બધી મુશ્કેલીઓ આવવાની છે એ જાણવા છતા તું શી રીતે બોજાને હલકો કરી શકશે? જો મારુ સાંભળવાની ધીરજ હોય તો તુ જેની ઇચ્છા રાખે છે તે મેળવવા માટે માર્ગ-સૂચન કરુ જો તુ મારુ માનશે તો તને આ રસ્તે જે મુશ્કેલીઓ આવવાની છે તેમાથી તું મુક્ત થઈ શકશે એનો ઉપાય તારા હાથમાં જ છે. વધુમા તને જણાવુ છું કે હું જે માર્ગ બતાવું છું એ માર્ગે મુશ્કેલીઓ ન આવશે એટલુ જ નહિ પણ ત્યા તને આશરો મળશે, મિત્રો મળશે અને તને સંતોષ પણ પૂરતો મળશે.

ભક્તરાજ—ભાઈ, મહેરબાની કરી મને એ માર્ગ બતાવો!

દોઢડાહ્યો—અરે, એમાં શી મોટી વાત! બાજુના જ ગામમાં ન્યાયશાસ્ત્રી નામે મોટો કાયદાબાજ માણસ રહે છે તે બહુ જ અકલવાન માણસ છે. તારા જેવા ખભા પર ભારે બોજો વહન કરતા માણસોને એ બોજામાથી મુક્ત કરવાની કુશળતા એમનામા છે. મને જેટલી ખબર છે તે પરથી હું કહી શકું કે

ધ્યારાબાપુ

[ક્ર

તેમણે ઘણા માણસોને એ રીતે મદદ કરી છે તુ એમની પાસે જા, એ જરૂર તને મદદ કરશે જો તે ઘેર ન હોય તો એમનો છોકરો પણ તને મદદ કરી શકશે હુ તો તને ત્યા જ જવાની સલાહ આપુ છુ ત્યા તારો બોજો જરૂર ઠર થશે વળી જો તારી ઇચ્છા પાછા તારે ઘેર જવાની ન હોય તો —હુ તો જાણે તને પાછા ઘેર જવાની સલાહ ન જ આપુ —તારા બૈરીછોકરાને આ ગામમા બોલાવી શકે છે એ ગામમા ઘણા મકાન ખાલી જ પડ્યા છે બહુ જ ઓછી કિંમતે એમાનુ એક તુ ખરીદી લેજે વળી અહીં અનાજ વગેરે પણ ખૂબ સસ્તા અને સારા મળે છે પણ તને તારુ જીવન વધારે સુખમય ત્યારે લાગશે, જ્યારે તુ જોશે કે ત્યા તારા બધા પાડોસીઓ પ્રામાણિક ભલા અને સસ્કારી છે

ભક્તરાજ દોઢડાહ્યાની વાત સાભળીને વિચારમા પડી ગયો પછી તેણે વિચાર કર્યો કે, 'જો આ ભલા માણસે જે કઈ કહ્યુ છે એ ખરુ જ હોય તો એમની સલાહ માનવામા જ ડહાપણ રહેલુ છે' એમ વિચાર કરી તે બોલ્યો "ભાઇ, તમે જે માણસને ઘેર જવા કહો છો એમને ત્યા જવા માટે કયે રસ્તે જવુ જોઇએ?'

દોઢડાહ્યો—તને પેલી દૂર ઊચી ટેકરીઓ દેખાય છે કે?

ભક્તરાજ—હા, બરોબર દેખાય છે

દોઢડાહ્યો—એ ટેકરીઓ તરફ તુ જજે અને જે, પહેલુ મકાન આવે એ જ ઘેર પૂછજે

એટલે ભક્તરાજે ન્યાયશાસ્રીને ઘેર જવાનો માર્ગ પકડ્યો પણ જ્યારે તે ટેકરીઓ પાસે પહોચ્યો ત્યારે તેણે જોયુ કે ત્યાથી પસાર થતો રસ્તો ઘણો ઊચો અને મુશ્કેલ હતો અને વળી એક બાજુએ મોટી ભેખડ આગળ ધસી આવેલી હતી, તે ક્યારે તૂટી પડે એ કહેવાય એમ નહોતુ ત્યાથી પસાર થવુ ભયભરેલુ હતુ એટલે ભક્તરાજ તો ત્યા જ થભી ગયો! હવે શુ કરવુ, એની તેને સમજ પડી નહિ વળી તેનો બોજો જે થોડો હળવો થયો હતો તે હવે વધારે ભારે થતો જતો હતો! તદુપરાત, એ ટેકરીઓમાથી આગના ભડકા નીકળવા લાગ્યા, તેથી ભક્તરાજને બીક લાગી કે તે બળી તો નહિ મરે ને! દોઢડાહ્યાનુ માનીને તે આ રસ્તે આવ્યો એ સારુ તે હવે પસ્તાવા લાગ્યો તેના આખા શરીર પરસેવો છૂટવા લાગ્યો, શરીર ધ્રૂજવા લાગ્યુ અને તે ભયથી બેબાકળો બની ગયો હવે તેને માથે શી આફત આવી પડશે એ તેને સમજાયુ નહિ! (ચાલુ)

## કયે માર્ગે?

અન્નસકટ ક્યા નથી? સકટ તો એ છે કે બધા લોકો આળસુ બની ગયા છે અન્નસકટ કહે છે પણ જરા સરખુયે અન્ન પેદા કરતા નથી ખેડૂત તો બિચારો અનાજ પેદા કરે જ છે તેનુ અનાજ જરૂરિયાતને સ્થાને નથી પહોચતુ એ તેનો દોષ નથી એ બધાનો ઇલાજ તો એ જ છે કે જરૂરિયાતોની બાબતમા સ્વાવલબી બનવુ જોઇએ અને સૌએ કઈ ને કઈ પેદાશ વધારવાનુ મન લેવું જોઇએ ગાધીજીએ કહ્યુ, ઓછામા ઓછુ રેટિયો તો કાતો તો લોકો કહે છે કે સ્વરાજ્ય આવ્યા પછી હવે રેટિયો કાતવાની શી જરૂર છે? જે સાધનોથી સ્વરાજ્ય મળ્યુ છે તે છોડીને હવે જાણે સ્વરાજ્ય ગુમાવવાનો કાર્યક્રમ શરૂ કરવાનો હોય નહીં!

—વિનોબાજી




# મણકો ૩ જો – અહિંસા

સંકલનકર્તા    ચંદુલાલ ભ. પટેલ

અમેરિકન મિત્રો લખે છે કે "આપના દેશની દુર્દશાને કારણે આપને જે ભારે દુઃખ થઈ રહ્યુ છે તેનો દિલાસો આપતા આપને યાદ કરાવીએ છીએ કે આપના સુંદર અને પ્રેરણામય શબ્દો સારીયે દુનિયામા ખૂણે ખૂણે પ્રસરી રહ્યા છે એ તો સ્વાભાવિક વાત છે કે આ દુઃખભરી ઘટનાથી આપને નિરાશા થાય, પણ તેથી આપે નાહિમ્મત તો ન થવુ જોઈએ બીજ કદીયે એકદમ સુંદર અને ખુશબોદાર ફૂલનું રૂપ નથી લઈ શકતુ એને માટે તો પ્રથમ બીજે સડવુ પડે છે, પછી ઊગવુ પડે છે અને પછી તેનો ક્રમે ક્રમે વિકાસ થાય છે વિકાસ દરમ્યાન વચ્ચે કદી કઈ પણ અડચણ આવે છે તો માળીએ હાજર રહીને તે અડચણ દૂર કરવી પડે છે એ રીતે આપ દુઃખી ભાઈઓની સેવા કરીને તેઓના દુઃખો દૂર કરવામા સાથ આપી રહ્યા છો. અમે આપને પ્રાર્થના કરીએ છીએ કે આપ દુનિયાના બધા દેશોના જુદા જુદા વર્ગો, ધર્મો અને લોકોનો ખ્યાલ કરો તેઓ સર્વ પણ આજ આપની સાથે શાન્તિ અર્થે ભગવાનને પ્રાર્થના કરી રહ્યા છે. અમે સર્વ કે જેઓને આપની ખાનબાપુ શાન્તિમય અહિંસક પ્રવૃત્તિ અને તેના લોહી વિનાના વિજયથી બળ અને નવુ જોમ મળ્યુ છે તે સાથે મળીને પ્રાર્થના કરીએ છીએ કે ભગવાન આપને આશીર્વાદ દે અને આપના ગૌરવવતા કામની પરિપૂર્ણતા કરવા માટે દીર્ઘાયુ કરે!" હોઈ શકે છે કે આ મિત્રોનુ કહેવુ સાચુ ઠરે! આજ લગી હિંદુસ્તાનમા પાગલપણાથી જે રક્તપાત થઈ રહ્યો છે તે હવે શાંત પડતો જાય છે આ રક્તપાત ઇતિહાસમા અસાધારણ ન હો! જો કે આજ હિંદુસ્તાનમા જે ગુજરી રહ્યુ છે તેને હુ તો અસાધારણ માની રહ્યો છુ આપણે એમ માનીએ કે હિંદુસ્તાને જે આઝાદી મેળવી છે તે અહિંસાને આભારી છે તો મારે કહેવુ જોઈએ કે હિંદુસ્તાનની અહિંસક લડાઈ કેવળ નામની જ હતી, કેમકે વસ્તુત તે કમજોરોનો નિષ્ક્રિય પ્રતિરોધ હતો આ વાતની સત્યતા હિંદુસ્તાનની આજની ઘટનાઓમા પ્રત્યક્ષ દેખાઈ રહી છે

મેજર જનરલ કરિઅપ્પાએ અહિંસાના સંબંધમા લખ્યુ છે કે "આજની હાલતમા હિંદુસ્તાનને અહિંસાથી કઈ ફાયદો નહિ થાય" મને ડર છે કે અહિંસાના સંબંધમા

ઉપરની વાત કરીને બીજા કેટલાક વિષે લોકોની માફક જનરલ કરિઅપ્પા પોતાના ક્ષેત્રની બહાર ગયા છે, અને જાણ્યેઅજાણ્યે પણ એમણે અહિંસાની તાકાત આંકવામા ગંભીર ભૂલ કરી છે જીવનભર અહિંસાનો પ્રયોગ કરવાના કારણે અહિંસાનો નિષ્ણાત હોવાનો હુ દાવો કરુ છુ, છતા મારે કહેવુ જોઈએ કે હુ તેમા ઘણોજ અપૂર્ણ છુ સ્પષ્ટ અને નિશ્ચિત શબ્દોમા હુ એમ કહેવા ચાહુ છુ કે, જેમ જેમ વધારે ને વધારે અહિંસાનો અમલ કરતો જાઉ છુ તેમ તેમ મને વધારે ને વધારે સ્પષ્ટ જણાતુ જાય છે કે હું મારા જીવનમા અહિંસાને પૂરી રીતે ઓતપ્રોત કરવામા હજુ ઘણો પછાત છુ આ સત્ય ઘટના આત્મનિરીક્ષણથી જાણવી એ દુનિયાના સર્વ માનવીઓનો મુખ્ય ધર્મ છે, પણ એની પૂરી સમજ વિના જનરલ કરિઅપ્પાએ એમ કહ્યું છે જે આજના જમાનામા હિંસાની સામે અહિંસા કંઈ પણ કરી શકતી નથી પરતુ હું તો હિમ્મતથી એમ કહું છુ કે આ અણુબોમ્બના જમાનામા શુદ્ધ અહિંસા જ એક એવી તાકાત છે કે જે હિંસાની બધીયે ચાલબાજીને નિષ્ફળ કરી શકે છે

★ નવા ગ્રાહક બનાવી 'બાપુ-સ્મરણ' મેળવો ★

સુધારો

ગયા માસના પ્યારાબાપુ મા બાપુજીના હસ્તાક્ષરવાળા પત્રની ટાઈપ નકલમા (પાનુ ૪૨ પહેલી કૉલમ છઠ્ઠી લીટી) બીજી વિભક્તિ છપાયુ છે તે અમારી છાપભુલ છે બીજી વિભક્તિને બદલે ત્રીજી વિભક્તિ વાચવા વાચકોને વિનતિ છે

(ફિરોઝાબાદ હિંદી માસિક 'આરોગ્ય'ના સૌજન્યથી)

## અનુક્રમણિકા

૩૦ એપ્રિલ ૧૯૫૨


| | | | પૃ૦ |
|---|---|---|---|
| ૧ | સાચી પૂજા | ગાંધીજી | ૫૭ |
| ૨ | ભાવ નિના | મુનિશ્રી નનયદજી | ૫૮ |
| ૩ | સરળ અને સ્પષ્ટ તત્ત્વજ્ઞાન | કેદારનાથજી | ૫૯ |
| ૪ | ભક્તરાજ | મુકુલભાઈ | ૬૧ |
| ૫ | જીવન-ક્રીડા | ગુરુદયાલ મલ્લિકજી | ૬૨ |
| ૬ | સર્જનનું પ્રેરક તત્ત્વ | ગુરુદેવ | ૬૪ |
| ૭ | બાપુજીની મીઠી વાતો | સાને ગુરુજી | ૬૫ |
| ૮ | વહાલાં પંખીડાં | જવાહરલાલ નેહરુ | ૬૬ |
| ૯ | શ્રદ્ધા | ઉજ્જ્વળ કુંવરજી | ૬૭ |
| ૧૦ | સરદારશ્રીની વાણી | મુ૦ ક૦ | ૬૮ |
| ૧૧ | બાપુના પત્રો | | ૬૯ |
| ૧૨ | પત્રપ્રસંગ | કિ૦ ઘ૦ | ૭૧ |
| ૧૩ | જીવનની સંપત્તિ | વસંતબહેન મરચંટ | ૭૨ |
| ૧૪ | સેવા ધર્મ | પદ્મનાભ શ્રી જૈની | ૭૩ |
| ૧૫ | જીવનની સ્વાભાવિકતા | બબલભાઈ મહેતા | ૭૪ |
| ૧૬ | રવીંદ્ર મનન | કાકાસાહેબ | ૭૫ |
| ૧૭ | શ્રમ અને આરામ | કિ૦ ઘ૦ મ૦ | ૭૬ |
| ૧૮ | ગુરુદેવની ચિંતા | મુકુલભાઈ | ૭૭ |
| ૧૯ | ત્રિવેણી સંગમ | મુ૦ ક૦ | ૭૯ |
| ૨૦ | પ્રતિજ્ઞાનો અર્થ | હરભાઈ ત્રિવેદી | ૮૦ |
| ૨૧ | કયે માર્ગે? | વિનોબાજી | ૮૨ |
| ૨૨ | ગાંધી માળા | ચંદુલાલ બ. પટેલ | ૮૩ |

**ગ્રંથાવલોકન:** [અનુ૦ કવરપેજ બીજાથી ચાલુ]

આ પ્રસ્તુત પુસ્તક પણ સાને ગુરુજીનું હોઈ વાચવાનું મન સ્વાભાવિક રીતે થાય જ પણ આ નવલકથા વાચતા મન જરા વિમાસણમાં પડે છે! પૂજ્ય ગુરુજી આજે હયાત નથી એટલે એ મૂંઝવણ દૂર થવાનો કોઈ માર્ગ નથી નહિ તો સ્વાભાવિક રીતે પૂછવાનું મન થાય કે સંત તરીકે પૂજાપાત્ર ગુરુજી પણ બીજા નવલકથાકારોની પેઠે પ્રણયજીવનનું આવું અસંયમી આલેખન કરી શકે ખરા કે? અથવા શું આપણા સમાજમાં આટલી વિકૃતિ આવી ગઈ છે? જો વિકૃતિ આવી હોય તો શું આવું નિરૂપણ તેને દૂર કરવા સફળ બને ખરું? સંત તરીકે આદરપાત્ર સર્જક પાસે આવા આલેખનની આશા રાખી શકાય ખરી? અસ્તુ

આખી વાર્તા સામાન્ય કક્ષાની છે છેવટના ભાગમાં પ્રચારક પણ બની જાય છે સ્વભાવ ચિત્રણમાં પણ અસંગત ક્યાંક છે જેમ કે, ઉપરની ઓરડીમાં રહેનારો નવો વિદ્યાર્થી મધુ મરવા જાય છે ત્યાં આવે છે ત્યારે કેવી બેશરમ રીતે બોલે છે અને ઉદય જ્યારે ઘણા વખત પછી આવે છે ત્યારે લાગી ફિલસૂફી વ્યક્ત કરવા બેસી જાય છે અને એ જ ઉદયને નવા જીવનમાર્ગે દોરવા પ્રેરણારૂપ થાય છે આ જરા વિરોધાભાસ ઉપજાવે છે સાને ગુરુજી પ્રચારક, સમાજ સુધારક પણ છે તેથી ઘણી વાર વાતોને એ દિશાએ પણ ઘસડી જાય છે દૂધમાંથી માંડ માંડ બહાર આવેલી સરલા સનાતનીઓની સભામાં અસ્પૃશ્યતાનિવારણ પર લાંબું વ્યાખ્યાન આપે છે એ જરા વિચિત્ર લાગે છે

એકંદરે, સાને ગુરુજીના સર્જનના અભ્યાસીને આ પુસ્તક જરૂરી થઈ પડશે

માનવતાનું મીઠું જગત ભાગ ૧ તથા ૨ અને ભાગ ૩ પ્રવચનકાર નાનચંદ્રજી, સંપા૦ સંતબાલજી, પ્રાપ્તિસ્થાન પૂજ્ય શ્રી દેવચંદ્રજી સાર્વજનિક પુસ્તકાલય, ઠે૦ ચોગાપા, લીંબડી, (સૌરાષ્ટ્ર), કિં૦ અનુક્રમે અઢી રૂપિયા અને એક રૂપિયો પૃ૦ અનુક્રમે ૪૧૮ અને ૨૦૦

માનવ સમાજનું ઘડતર કરવામાં, તેને સુપથે દોરવામાં, અધોગતિની ઊંડી ફળણમાંથી ઉગારવામાં તેમ જ અજ્ઞાન-નિદ્રામાંથી જાગ્રત કરવામાં સાધુસંતોનો ફાળો નાનોસૂનો નથી આપણી સંસ્કૃતિ એક રીતે સંત સંસ્કૃતિ જ ગણાય છે પ્રેયસ્ કરતાં શ્રેયસ્‌ને સ્વાર્થને બદલે પરમાર્થને, ઐહિક સુખભોગને બદલે જીવનને સતિકર મંગલમય શાશ્વત આનંદને જીવનમાં પ્રાધાન્ય આપતી એ સંત સંસ્કૃતિને જ માનવાત્મા સર્વદા ઝંખતો હોય છે એનું આકંઠ પાન માનવ સમાજને પ્રતિભાશીલ સાધુસંતો પ્રાચીન કાળથી કરાવતા આવ્યા છે

માનવતાનું મીઠું જગત'ના બન્ને ગ્રંથો એવા જ એક હિતચિંતક મુનિશ્રીની પ્રસાદી છે મુનિશ્રી નાનચંદ્રજી મહારાજની દૃષ્ટિ વ્યાપક છે જૈન, જૈનેતર ધર્મગ્રંથોનો અભ્યાસ અદ્યતન કાળ । સામાજિક, નૈતિક તેમ જ રાજકીય પરિબળોનું ઊંડું અનુશીલન અને એ સૌને આવરી લેતી વિશ્વકલ્યાણની સુવિશાળ ભાવના એ સર્વને લીધે આ ગ્રંથોની બોધ કિંમત બહુ જ મોટી ગણાય

મુનિશ્રી જીવનના ગૂઢ પ્રશ્નોને પણ સરળ શૈલીમાં રજૂ કરી શક્યા છે વચ્ચે વચ્ચે પોતાના વક્તવ્યને વધુ બોધગમ્ય કરે એવા મરમ દૃષ્ટાંતો પણ તેમણે આપ્યાં છે

મુનિશ્રી નાનચંદ્રજી મહારાજ જૈન મુનિ હોવા છતાં એમની સર્વધર્મદર્શી વિશાળ દૃષ્ટિને લીધે આ વ્યાખ્યાનો જૈન તેમ જ જૈનેતર સૌ ભાવિક જીવાત્માને પ્રેરણાદાયી થઈ પડશે

સુસંસ્કારી એકેએક કુટુંબમાં આ મૂલ્યવાન ગ્રંથોનું વાચન, મનન થતું રહે અને માનવતાનું મીઠું જગત આપણો સર્જવાને શક્તિશાળી થઈએ તો પૂજ્ય મુનિશ્રીનો મંગળ પ્ર... ફળ થયેલો ગણાય —મુ૦ ક૦

# આભાર સ્વીકાર

નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪

નિત્ય મનન સં૦ ગાંધીજી કિ૦ એક રૂપિયો, પૃ૦ ૨૫૮
આમાદુકારનો વિચાર લે૦ મથુરાદાસ ત્રિકમજી, કિ૦ આઠ આના, પૃ૦ ૮૦.

ભારતી સાહિત્ય સંઘ લિ૦. અમદાવાદ ૧

માનવતાના ઝરણાં' લે૦ ગણેશ વાસુદેવ માવળંકર, કિ૦ અઢી રૂપિયા, પૃ૦ ૨૦૮
આશાભેલ: લે૦ કરસનદાસ માણેક, કિ૦ બે રૂપિયા, પૃ૦ ૧૧૭.
મહારાજ અને મહાત્માજી લે૦ બિપિન ઝવેરી, કિ૦ સવા રૂપિયો, પૃ૦ ૯૮
નામના રખોપાં લે૦ સાને ગુરુજી, અનુ૦ જયન્ત પરમાર, કિ૦ ચાર રૂપિયા, પૃ૦ ૩૫૦.
કાશીનું કરવત: લે૦ ઈશ્વર પેટલીકર, કિ૦ સાડા ત્રણ રૂપિયા, પૃ૦ ૨૪૦
ચાતુરીની વાતો લે૦ નિરંજન વર્મા, જયમલ પરમાર, કિ૦ દોઢ રૂપિયો, પૃ૦ ૧૧૨
ગદલ અને બાદલ: લે૦ [illegible] ત્રિવેદી, કિ૦ દશ આના પૃ૦ ૫૧
કાશ્મીરની રાજકુમારી: લે૦ 'દોસ્ત' કિ૦ એક રૂપિયો, પૃ૦ ૭૮
મિયાં ફુસકી અને છનિયો લે૦ જીવરામ જોષી કિ૦ બાર આના, પૃ૦ ૭૦
'બે ચતુર' લે૦ જીવરામ જોષી, કિ૦ બાર આના પૃ૦ ૩૮
ચતુર બીરબલ: લે૦ જીવરામ જોષી, કિ૦ બાર આના, પૃ૦ ૬૮
નંદવાયેલાં હૈયાં લે૦ પુષ્કર ચંદરવાકર કિ૦ ત્રણ રૂપિયા, પૃ૦ ૨૮૦

પૂજ્ય શ્રી દેવચંદ્રજી સાર્વજનિક પુસ્તકાલય.
ઠે૦ ચોગાન, લીંબડી (સૌરાષ્ટ્ર)

માનવતાનું મીઠું જગત ભાગ ૧ તથા ૨ પ્રવચનકાર કવિવર્ય મહારાજ શ્રી નાનચંદ્રજી સ્વામી 'સંતશિષ્ય', સં૦ સંતબાલજી, કિ૦ અઢી રૂપિયા, પૃ૦ ૪૧૮.
માનવતાનું મીઠું જગત ભાગ ૩: કિ૦ એક રૂપિયો, પૃ૦ ૨૦૦,
ભજનપદપુષ્પિકા: લે૦ મુનિશ્રી નાનચંદ્રજી, મૂળ કિ૦ બાર આના, ઘટાડેલ કિ૦ છ આના, પૃ૦ ૨૧૬.
પ્રાર્થનામંદિર: સંયોજક-મુનિશ્રી નાનચંદ્રજી સંતશિષ્ય, વેચાણ કિ૦ ૭ આના, પૃ૦ ૧૯૬
આધ્યાત્મિક પ્રશ્નાવલી: લે૦ છોટાલાલ ચંદ્રજીવન સુનીલ સં૦ મુનિશ્રી નાનચંદ્રજી, કિ૦ રૂા ૧-૧૨-૦ પૃ૦ ૩૫૬+૧૬૮+૬૪.

ઇન્ડિયન નેશનલ થિયેટર પ્રકાશન

એકાંકી: (એકાંકી નાટકોનું સામયિક) તંત્રીઓ – ગુલાબદાસ બ્રોકર અને જયંતિ દલાલ, વ્યવસ્થાપકો – નિરંજન ભગત અને સુશીલ ઝવેરી, વાર્ષિક લવાજમ ૩



પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી, કૃપાયતન મુદ્રણાલય, ગિરિ વિહાર, કૉલેજ રોડ, જૂનાગઢ

# ગ્રંથાવલોકન

**માનવતાના ઝરણા.** લે૦ ગણેશ વાસુદેવ માવળંકર; પ્ર૦ ગુજરાતી સાહિત્ય સભા લિ૦, અમદાવાદ કિં૦ અઢી રૂપિયા, પૃ૦ ૧૩૮

'માનવતાના' આ 'ઝરણા'નુ આચમન કરતા ઘણો આનંદ થયો એ તીર્થના જળ લેઈ એનામા વિશેષ મહત્ત્વ અને પાવિત્ર્ય છે સ્વ મેઘાણીએ લખેલી ચોપડી 'માણસાઈના દીવા' વાચ્યા પછી જે સતોષ અનુભવ્યો હતો તે જ નવાર અને શુચિના આ ચોપડીએ આપ્યા ફરક એટલો કે ત્યા શ્રી રવિશંકર મહારાજના અનુભવને શ્રી મેઘાણીએ શબ્દરૂપ આપ્યુ હતુ, અહીં શ્રી દાદાસાહેબે મહારાજના જેવા જ, પોતાના અનુભવો પોતે લખી કાઢ્યા છે

ધાતુનુ વાસણ ગમે તેવુ મેલુ હોય તોય તેજાબ આગળ એ તરત મેલ છોડી ઊજળુ બને છે, મરણ પણ ઘણી વાર એ જ રીતે તેજાબનુ કામ કરે છે મરણનુ એ માહાત્મ્ય, આ ચોપડીમા જોવાને મળે છે

ઉપનિષદના ઋષિ કહે છે કે 'સત્યનુ મોઢુ સોનાના ઢાંકણથી ઢંકાયેલુ હોય છે ભગવાન સૂર્યનારાયણ જ એને ઉઘાડી શકે છે' આપણે અહીં જોઈ શકીએ છીએ કે સહાનુભૂતિ જ્યારે નિસ્વાર્થ સેવાનુ રૂપ લે છે, ત્યારે એનો તેજસ્વી પ્રકાશ સૂર્યનારાયણનુ કામ કરે છે અને દરેક હૃદયને 'સત્ય હૃદયથી જ ઓળખી શકાય છે' 'હૃદયેન હિ સત્યં જાનાતિ।'

શાસ્ત્રધર્મ, પ્રતિષ્ઠાધર્મ, કાયદાકાનૂન અને એની સજાઓ જે ન કરી શકે તે સહાનુભૂતિ કરી શકે છે

રવિશંકર મહારાજના અને દાદાસાહેબના અનુભવો વાચીને વાચકોનુ મન દ્રવિત અને અંતર્મુખ થાય છે પણ તેમ થાય એટલુ બસ નથી આપણે મનુષ્યજીવન અને એની વિવિધ પ્રેરણાઓનુ ફરી વાર અધ્યયન કરી, આપણા કાયદાકાનૂન, આપણુ ધર્મશાસ્ત્ર, આપણી રૂઢિઓ અને આખુ સમાજશાસ્ત્ર નવે પાયે રચવા જોઈએ આ દિશામા પણ આપણી લોકસભાના અધ્યક્ષે પહેલ કરવા જેવી છે આ કામમા અનન્ય સમાનધર્મી સેવકોનો સાથ ખાતરીથી મળશે

— કાકા કાલેલકર

**બાપુની ગોદમા.** લે૦ બ્રજકૃષ્ણ ચાંદીવાલા; અનુ૦ કરીમભાઈ વોરા, પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ કિં૦ બે રૂપિયા, પૃ૦ ૧૯૯

પૂજ્ય બાપુજીના પાવનકારી સાન્નિધ્યમા જીવનને સૌરભિત કરનારી ભાગ્યશાળી વ્યક્તિએ બાપુજી જતા એમના સંસ્મરણો દ્વારા પોતાની હૃદયવીણાના તારને સ્પંદિત કરી તેમાથી વહેતા ભક્તિભાવપૂર્ણ સંવેદનોને મૂર્ત સ્વરૂપ આપી રહ્યા છે એ ખરેખર આપણે માટે આશીર્વાદરૂપ છે વીસમી સદીના પ્રથમ ચાર દસકામા જન્મેલા ઘણા ખરા બાળકો પર બાપુજીના જીવનકાર્યોની એક યા બીજી રીતે અસર પડી જ હશે અરે, ૧૯૪૮ ની જાનેવારી માસની ૩૦ મી સુધી—બલ્કે કહીએ તો ફેબ્રુઆરી માસની ૧૨ મી સુધી—જન્મેલા ઘણા ખરા બાળકો પર પૂજ્ય બાપુજીની સૂક્ષ્મ અસર પડેલી છે મને ૧૯૪૮ ની ૩૦ મી જાનેવારીનો દિવસ યાદ આવે છે અમે બધા નિવાદમ દગામા બેઠા હતા સૌની આખમા આસુ હતા બાપુજીની વાતો ચાલતી હતી એક બા નાનકડી બેબીને ધવડાવતા હતા, પણ એમની આખમા આસુ હતા અને બાપુજીની વાતો કર્યે જતા હતા, વારે વાર પાલવ વડે આખો લૂછતા હતા નાનકડી પણ સમજુ બેબી ધાવવાનુ છોડી બાના મુખ સામે તાકીને જોઈ રહી હતી! એવા કેટલાયે બાળકોએ માના ધાવણ દ્વારા પણ બાપુજીની સ્મૃતિને પોતાના લોહી સાથે ભેળવી દીધી હશે

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

વર્ષ ૫ ] ૩૦ મે – ૧૯૫૨ [ અંક ૪

## ત્રીજો ચમત્કાર

ચમત્કારો ત્રણ પ્રકારના કહેવાય અને તે ત્રણે પ્રકારના ચમત્કારો હું બરાબર જાણું છું જેમ કે

૧ સિદ્ધિઓરૂપી ચમત્કાર,

૨ અન્યના મનની વાતો જાણી લેનારૂપી ચમત્કાર

આ બંને પ્રકારના ચમત્કારો કરવામાં હું દોષ જોઉં છું તેથી તે પ્રત્યે મને ઘૃણા લજ્જા અને તિરસ્કાર છે

પરંતુ ત્રીજો ચમત્કાર તે શિક્ષણનો ચમત્કાર છે તેના વડે માણસને બતાવી શકાય છે કે, આ કામ કરો, આ કામ ન કરો, આવો નિશ્ચય કરો આવો ન કરો આનો ત્યાગ કરો, આનો સ્વીકાર કરો એના વડે જ સામા માણસને દર્શાવી શકાય છે કે આદિ અંત અને મધ્યમાં કલ્યાણકારી એવું સત્ય આ છે તથા તેને અનુરૂપ આચાર આ છે

આ ચમત્કાર વડે પરમાર્થ સત્ય વિષે સમજ પ્રાપ્ત કરીને, પછી લોકો મન વાણી કાયાથી કુશળ કર્મો કરનાર બને છે શીલયુક્ત બને છે ઇંદ્રિયનિગ્રહી બને છે અને જાગ્રત બને છે

કોઈ ગુલામ પરાધીન દશા ભોગવતો હોય તેને મરજી મુજબ હરવા ફરવાની કે બોલવા ચાલવાની છૂટ ન હોય અમુક વખત બાદ તે ગુલામીમાંથી મુક્ત થાય, અને મરજી મુજબ હરવા ફરવાની યોગ્યતાવાળો થાય ત્યારે પહેલાની ગુલામ દશાની તુલનામાં પોતાની સ્વતંત્ર દશાથી તેને જેવી હાશ વળે છે—

તેમ જ્યાં સુધી આપણા ચિત્તના દોષો દૂર થતા નથી હોતા, ત્યાં સુધી આપણે જાણે દેવાના બોજા નીચે કચડાતા હોઈએ, બીમાર દશામાં હોઈએ, ગુલામીમાં હોઈએ કે માર્ગ ભૂલા પડ્યા હોઈએ તેવી દશા ભોગવીએ છીએ પણ જ્યારે આપણા ચિત્તના દોષો દૂર થઈ જાય છે, ત્યારે આપણે જાણે દેવામાંથી રોગમાંથી, ગુલામીમાંથી કે ભુલભુલામણીમાંથી મુક્ત થયા હોઈએ, તેવા બનીએ છીએ

શિક્ષણનો ચમત્કાર આવો છે!

ભગવાન બુદ્ધ



## પ્રેમ સગાઈ

સૂરદાસ

સબસે ઊંચી પ્રેમ સગાઈ ।
દુર્યોધન કો મેવા ત્યાગો સાગ વિદુર ઘર પાઈ ॥
જૂઠે ફલ સબરી કે ખાયે બહુવિધિ પ્રેમ લગાઈ ।
પ્રેમ કે બસ નૃપ-સેવા કીન્હીં આપ બને હરિ નાઈ ॥
રાજસૂયજ્ઞ યુધિષ્ઠિર કીનો તામેં જૂઠ ઉઠાઈ ।
પ્રેમ કે બસ અર્જુન-રથ હાંક્યો ભૂલ ગયે ઠકુરાઈ ॥
ઐસી પ્રીતિ બઢી વૃન્દાવન ગોપિન નાચ નચાઈ ।
સૂર કૂર ઇસ લાયક નાહીં કહં લગી કરૌં બડાઈ ॥

પ્રેમની સગાઈથી વધારે ચડિયાતું કે વધારે મજબૂત બંધન બીજું એકે નથી. સુદામાના પ્રેમને વશ થઈ ભગવાન શ્રીકૃષ્ણે તેની ચીંદરડીમાં બાંધેલા તાંદુલના બગેલા દાણાની ભેટ હોંસથી સ્વીકારી હતી, અને દુર્યોધનના ઘરના ભાતભાતના મેવા છોડી વિદુરના પ્રેમને વશ થઈ તેના ઘરની તાંદળજાની ભાજી આરોગી હતી. વળી અર્જુનની પ્રેમાળ ભક્તિથી રાજી થઈને તે પોતાનું રાજત્વ વીસરી ગયા અને તેમણે તેના સારથિ થઈ તેના રથના ઘોડા હાંક્યા, અને આપણને જણાવવામાં આવ્યું છે કે, અર્જુનના વિજયમાં તેના ધનુષની અસાધારણ શક્તિના કરતાં ભગવાન શ્રીકૃષ્ણની અશ્વવિદ્યાની કુશળતાનો ફાળો વધારે હતો. આ જગતમાં આપવા જેવી સેવામાં પ્રેમથી કરેલી સેવાથી ચડિયાતી બીજી નથી. પ્રેમની સેવામાં બદલાની કે વળતરની માગણી હોતી નથી. પ્રેમ બદલાની કે વળતરની માગણી કરે ત્યારે બહુ હલકી જાતનું સાટું બની જાય છે, ને ભ્રષ્ટ થાય છે. આપમેળે ખુશીથી કરેલી પ્રેમભરી સેવાથી માણસ ચોખ્ખો થાય છે ને ચડે છે.

ગાંધીજી

# અવૈર-વૃત્તિ

પદ્મનાભ શ્રી. જૈની

એક સમયે ભગવાન બુદ્ધ કપિલવસ્તુ નગરીમાં વિહાર કરતા હતા તે વખતે કપિલવસ્તુમાં શાક્ય લોકો રહેતા હતા અને એ નગરીની પાસે જ કોલિયનગરમાં કોલિય લોકો રહેતા હતા. કપિલવસ્તુ અને કોલિયનગરની વચ્ચે થઇને રોહિણી નામની નદી વહેતી હતી શાક્ય અને કોલિય એ બને જાતિના લોકો એ નદીમાથી પોતાના ખેતરો માટે પાણી લેતા



હતા પણ એક વાર બને લોકો રોહિણી નદીનો પ્રવાહ પોતાની જ નગરીને માટે ઉપયોગમા આવે એવો પ્રયત્ન કરવા તત્પર થયા તેથી તેઓ નદીના પ્રવાહને પોતાના નગર તરફ વાળવા મથવા લાગ્યા જ્યારે જેઠ મહિનો આવ્યો ત્યારે બને નગરીના કામદારો નદીને કિનારે ભેગા થયા શાક્ય લોકોને ઉદ્દેશીને કોલિય લોકોએ કહ્યુ "અરે શાક્ય લોકો, આ નદીનુ પાણી કંઈ તમારા એકલા માટે નથી કે તમે એનો પ્રવાહ તમારા નગર તરફ વાળવા તૈયાર થયા છો. અમે પણ નદીને તીરે રહીએ છીએ તો એનુ પાણી અમનેય શા માટે ન મળે!"

શાક્યોએ સામો પડકાર કરતા કહ્યુ "અરે કોલિય લોકો, તમે આ નદીના પ્રવાહને બંધ બાંધીને તમારા નગર પૂરતો પ્યારાબાપુ ઉપયોગમા લેવા તૈયાર થયા છો તો શું અમે અમારી તિજોરી ખાલી કરીને તમારે ત્યા અન્નની ભીખ માગવા આવીએ? શું અમને ખેતરો નથી, અમને પેટ નથી?"

એ રીતે બોલાચાલી કરતા કરતા મામલો બગડ્યો વાતવાતમા મારા મારી શરૂ થઇ ગઈ અને બને વચ્ચે મોટો કલહ ઉત્પન્ન થયો એકમેકને તેઓ ગાળો દેવા લાગ્યા ધીમે ધીમે એ લોકોનો વિખવાદ ઉગ્ર સ્વરૂપ પકડતો ગયો. છેવટે બને ગામના સૈનિકો અને લોકો નદીના કિનારે આવીને યુદ્ધ કરવા તૈયાર થયા

ભગવાન બુદ્ધને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓ અસ્વસ્થ થઈ ગયા તે દિવસે સવારે મંગળ પ્રભાતમા ભગવાન વિચારવા લાગ્યા કે, 'આજે જો હુ એ યુદ્ધક્ષેત્ર પર ન જાઉં તો આ બને જાતિઓ લડી મરશે, બનેનો વિનાશ થશે' તેથી ભગવાન એકલા જ રોહિણી નદીને તીરે જઈને બેઠા રોહિણી શાંત પ્રવાહમા વહે જતી હતી તેને જાણે ખબર જ ન હોય કે થોડા વખત પછી એમા લોહીની નદી ભળવાની છે!

થોડા વખત પછી બને પક્ષના શસ્ત્ર સજ્જ સૈનિકો રણક્ષેત્ર ભણી આવવા લાગ્યા પરંતુ ભગવાને ... ા જોઈને

તેઓની યુદ્ધ કરવાની મતિ ન ચાલી. પોતાનાં શસ્ત્રો એક બાજુએ મૂકી દઈ તે સૌ ભગવાનને પ્રણામ કરી ઊભા રહ્યા. ભગવાને રાજાને પૂછ્યું: "હે રાજા, આ કલહ શાનો? શા માટે તમે સૌ શસ્ત્રસજ્જ થઈને આવ્યા છો?"

રાજા યુદ્ધનું કારણ આપતા શરમાયો. તેણે સેનાપતિને આગળ કર્યો. પણ સેનાપતિને પણ શરમ આવી. એટલે તેણે એક સૈનિકને આગળ કર્યો. પરંતુ સૈનિક પણ શરમાઈને મૂંગો ઊભો રહ્યો. છેવટે એક ખેડૂતે આગળ આવીને ભગવાનને કહ્યું: "ભન્તે! રોહિણી નદીના પાણી માટે આ કલહ થયો છે."

"આ પાણીની કિંમત કેટલી હશે?"

"ભન્તે! પાણીની તે શી કિંમત હોય?"

"તમે અહીં બધા ભેગા થયા છો એ યોદ્ધાઓની શી કિંમત છે?"

"ભન્તે! માનવ-પ્રાણ તો અમૂલ્ય છે. પાણી સાથે માનવીની સરખામણી શી રીતે થાય?"

"તો પછી આવા તુચ્છ પાણી માટે અમૂલ્ય માનવજીવનનો ભોગ આપવો, આત્મ નાશ અને પરનાશ કરવા પ્રવૃત્ત થવું એ તમને શોભે ખરું? આ પગલું તમને યોગ્ય લાગે છે? આમ કરવામાં તમારું કલ્યાણ છે ખરું?"

ભગવાનનાં વચનો સાંભળી રાજા, સેનાપતિ, લોકો બધા જ સ્તબ્ધ થઈ ગયા, મૂક થઈ ગયા.

ભગવાન બોલ્યા: "પ્રામજનો! આજે હું ન હોત તો તમે રોહિણી નદીના પાણીને ખાતર લોહીની નદી વહાવી હોત, ખરું ને? તમે લોકો વેરથી કામ લેવા માગો છો, જ્યારે હું અવેરથી કામ લેવા કહું છું. ક્લેશથી ઉશ્કેરાઈને તમે વાત કરો છો, જ્યારે હું શાંત હૃદયથી વાત કરવા કહું છું. કેવળ પોતાના સ્વાર્થથી પ્રેરાઈને તમે કામ કરો છો, જ્યારે હું તમને બીજાનો ખ્યાલ પ્રથમ રાખવા કહું છું.

"જો તમે સૌ પણ એવી ઇચ્છા કરો કે અમે સૌ નિર્વૈર થઈ, ક્લેશરહિત થઈ, સહૃદય થઈ સૌ સુખેથી જીવીએ, તો કેટલું મંગળ થાય?"

ભગવાને યુદ્ધ અટકાવ્યું, ઝઘડો પતાવ્યો, દુશ્મનાવટ દૂર કરી. કોઈનો ન થયો જય કે ન થયો પરાજય. બધાનો જીવન-પ્રવાહ રોહિણી નદીની જેમ પ્રશાંતપણે આગળ વહેવા લાગ્યો.

"જયં વેરં પસવતિ ।
દુક્ખં સેતિ પરાજિતો ॥
ઉપસન્તો સુખં સેતિ ।
હિત્વા જયપરાજયં ॥"

(જય વેરને જન્મ આપે છે; પરાજય પામેલો માણસ દુઃખે સૂએ છે; જયપરાજયનો ત્યાગ કરીને શાન્ત થયેલો માણસ સુખે સૂએ છે.)

---

રસ્તો સાફ કરનાર એક હરિજનને સંબોધીને એક ફિલસૂફે કહ્યું: "મને તારી ખૂબ દયા આવે છે! તારું કામ સૌથી ગંદું અને સૌથી અઘરું છે."

હરિજને કહ્યું: "ધન્યવાદ; પરંતુ આપ કયું કામ કરો છો, એ જણાવશો?"

ફિલસૂફ બોલ્યો: "હું માણસનું મન, તેનાં કાર્યો અને તેની વાસનાઓનો અભ્યાસ કરું છું."

હરિજને રસ્તો સાફ કરવા માંડ્યો અને હસતાં હસતાં કહ્યું: "મને તારી દયા આવે છે!"

— ખલિલ જિબ્રાન

કાકા કાલેલકર

કોઈ દાનવીર રાજાએ જાહેર કર્યું હતું કે કોઈ મારી પાસે જે કાંઈ માગવામાં આવે તેની હું ના કહેવનો નથી! આવી પ્રતિજ્ઞા એક વાર કોઈ કરી હતી અને તેને પોતાના પ્રાણસમા ફૂંકડો આપવા પડ્યા હતા. શ્રી હરિશ્ચંદ્રે સ્વપ્નમાં એક બ્રાહ્મણને રાજપાટ આપી દેવાનું વચન આપ્યું, અને તે વચન જાગૃતિમાં પાળવા ખાતર તેણે કેટલી ભયાનક વિટંબણાઓ વહોરી લીધી તે આપણે જાણીએ છીએ. રાજા બલિએ પણ વામનને ત્રણ ડગલાં ભૂમિ આપવાનું વચન આપી સર્વસ્વનો નાશ કર્યો હતો. આપણા દાનવીર રાજાની તેથીયે વધારે આકરી કસોટી થઈ હતી. કોકે એની પાસેથી બે વસ્તુ માગી. રાજાએ વગરવિચારે તરત હા પાડી. પેલાએ કહ્યું, "મને તારું રાજત્વ (રાજલક્ષ્મી) અને તારું ચારિત્ર્ય આ બે વસ્તુ આપ." લોકકથામાં રાજાએ બંને વસ્તુ આપી અને પછી એનો બાહ્ય અને આંતરિક બંને રીતે નાશ થયો. એવું કંઈક હશે. ચારિત્ર્ય ગયું એટલે બધું જ ગયું. લોકવાર્તા મારે લખવી હોત—એટલે કે જો લોકવાર્તાનો રાજા હું હોત—તો હું જુદો જ જવાબ આપત:

"જો ચારિત્ર્ય જ જવાનું હોય તો અત્યારથી જ હું વચનભ્રષ્ટ કેમ ના થાઉં? અને વચન તોડીને પણ જે કંઈ ચારિત્ર્ય બચી જશે તે, અને મારું રાજત્વ હું કેમ ન બચાવું? ચારિત્ર્યભ્રષ્ટ થવા માટે ચારિત્ર્યપાલન, વચનપાલન કોઈ કરતું હશે?"

હરિશ્ચન્દ્ર પણ કહી શકત કે, 'રાજ મારું નથી પણ પ્રજાનું છે. મારી પત્ની અને મારા દીકરા મારી માલિકીની વસ્તુઓ નથી કે તેમને હું વેચી શકું. જે મારું નથી તેનું દાન હું ક્યાંથી આપું, કેમ જ કરી શકું?' અને સ્વપ્નમાં આપેલું વચન સ્વપ્નસૃષ્ટિમાં જ પળે. સ્વપ્નસૃષ્ટિમાં વિવેક શિથિલ થયેલો હોય છે અને વિકાર, આંધળી ભાવના અને મોહ પ્રબળ હોય છે. સ્વપ્નસૃષ્ટિનું રાજ જાગૃત સૃષ્ટિ ઉપર ન જ ચાલવું જોઈએ. બલિ કહી શકત કે વામનમૂર્તિને મેં ત્રિપાદ ભૂમિ આપી હતી, ત્રિવિક્રમને આપી ન હતી.

એક પુરાણી વાર્તા સાંભળી હતી. શ્રી રામચંદ્રને વનવાસની આજ્ઞા આપ્યા પછી દશરથે રામચંદ્રને બોલાવીને કહ્યું કે, 'વચનબદ્ધ થવાથી મેં એ આજ્ઞા આપી છે. રાજહિતનો વિચાર કરીને નથી આપી. હું વચનબદ્ધ છું. તું સ્વતંત્ર છે. મારી આજ્ઞા તોડીને તું રાજપાટનો કબજો લે. પ્રજાનું કલ્યાણ કર." રામચંદ્રે કહ્યું કે, "પહેલી આજ્ઞા આપે ધર્મવશ થઈને કરી હતી, બીજી આજ્ઞા આપ મોહવશ થઈને કરો છો. પહેલી આજ્ઞા ધર્મપરાયણ રાજાની છે, બીજી આજ્ઞા મોહવશ પિતાની છે. પ્રજાનું કલ્યાણ તો ભરત પણ મારા જેટલું જ સારી રીતે કરી શકશે. એટલે આપની પહેલી આજ્ઞાનું હું પાલન કરીશ. બીજી આજ્ઞાનું પાલન કરી શકતો નથી."

રામચંદ્રજીએ ધર્મબુદ્ધિ સાથે વિવેકબુદ્ધિ પણ જાગૃત રાખી હતી. યુધિષ્ઠિર-ધર્મરાજે દ્યૂત પહેલાં જો આવી જ વિવેકબુદ્ધિ જાગૃત રાખી હોત તો ભારતીય યુદ્ધ અને તેમાંથી નિપજેલો સર્વનાશ વખતે ટળ્યો હોત!

ધર્મ આપણું સર્વસ્વ છે, પણ ચારિત્ર્ય એ જ ધર્મનો પ્રાણ છે. ચારિત્ર્યને કોઈ કાળે ગૌણ સ્થાન ન અપાય. વિવેક અને ચારિત્ર એ જ વ્યક્તિગત તેમ જ સામાજિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રોમાં સર્વોપરિ હોવાં જોઈએ.

# આદર્શ અને જીવનસંગ્રામ

મુનિશ્રી સંતબાલજી

આપણો આદર્શ મહાન હોવો જોઈએ એક વખત કોઈએ મહાત્માજીને પૂછ્યું કે, બાપુ! જે આદર્શને પહોંચી ના શકાય એવા મોટા આદર્શને પકડી રાખવાથી શું ફાયદો? ત્યારે તેમણે જવાબ આપ્યો કે આવો વિચાર જ પુરુષાર્થહીનતા સૂચવે છે આદર્શ કદી ઢીલો ના હોવો જોઈએ. આપણું નિશાન સ્પષ્ટ હોવું જોઈએ નિશાન સામે હશે તો ખાડા ટેકરા વટાવીને પણ આપણે ધારેલા સ્થળે પહોંચી શકીશું જેમ આકાશનો અંત નથી તેમ આદર્શનો અંત ના હોય. આ વાત જેમ વ્યક્તિને લાગુ પડે છે તેમ સમાજને પણ લાગુ પડે છે. મોટા સમૂહો પણ જો સત્ય નીતિથી આગળ વધવા માગતા હોય તો તેમણે વિચારવું જોઈએ કે અમારા આદર્શો ભલે દૂરના હોય પણ અમે તેની સામે નજર રાખીને પગ માંડીશું

ઈશુએ કહ્યું હતું 'ઓ દરિદ્રીઓ! સ્વર્ગ તમારા માટે છે' આ કહેવા પાછળ એક ગૂઢ ભાવ ભરેલો હતો, તે એ કે દરિદ્રતામાં વૈભવ વિલાસ ઓછો હોય છે બહુ ઓછી જરૂરિયાતથી જીવવાનું હોય છે એટલે એને કોઈ પાપ કે કોઈનું શોષણ કરવું પડતું નથી

દરિદ્રતા એટલે માત્ર ખાવાનું કે ઓઢવાનું ના મળે તે નહીં, પણ વસ્તુઓ મળવા છતાં સંયમી રહે, ત્યાગ કરીને ભોગવતો હોય, જેનું હૃદય આર્દ્ર હોય તે સાચો અકિંચન છે

આપણા મનને તપશ્ચર્યા (વ્રતો-નિયમો)થી ઘસવામાં ના આવે તો મન ઢીલું થતું જાય છે પણ જો એને વારંવાર તાવવામાં આવે તો તેજસ્વી બને છે અને ધારેલું કામ આપી શકે છે રામચંદ્રજી રાજકારણમાં રહેતા છતાં એક સંત હતા એ તેમણે સિદ્ધ કરી બતાવ્યું છે. કૈકેયીમાતામાં જે દોષ હતા, ઈર્ષા, લોભ, વહેમ, પાખંડ પેસી ગયાં હતાં તેને કાઢવા માટે તેમણે જુદી જ રીત અજમાવી. એ માતાનું બહુ માન કર્યું; તેમની આજ્ઞા શિરોમાન્ય કરી

રામ પાસે કોઈ રિદ્ધિ સિદ્ધિ હતી માટે મહાન નહોતા પણ બીજાના દોષો પોતા પર ઓઢી લેતા એટલે મહાન ગણાયા માણસ ગમે તેવો દુષ્ટ લાગતો હોય, દોષો આવી ગયા હોય તો પણ ઈશ્વર બેઠેલો છે એ ભાવ બરાબર સમજાઈ જાય તો સમાજગત અને વ્યક્તિગત સંગ્રામમાં આપણે મનદુ:ખ સિવાય જીત મેળવી શકીએ અને પ્રેમ પણ જાળવી શકીએ. આજના યુગમાં ગાંધીજી આવો સંગ્રામ કરી ગયા. બ્રિટિશોને તેમણે વેરી ના ગણ્યા, મિત્રો ગણ્યા પરિણામે એનાં મીઠાં ફળ આજે પણ ચાખવા મળે છે

વિરાટદર્શનમાં પ્રભુએ બતાવ્યું કે અર્જુન અને દુર્યોધન, પાંડવો અને કૌરવો બધા જ ભેગા છે જીવન અને મરણ તે પણ એક જ સિક્કાની બે બાજુ બતાવી, પણ વૃત્તિઓ જુદી હોવાને કારણે સંગ્રામ અનિવાર્ય બને છે આપણું આખું જીવન પણ સંગ્રામથી ભરેલું છે ખોરાક પચાવવામાં પણ કેટલાંય તત્ત્વો સામે લડાઈ કરવી પડે છે નકામી વસ્તુઓને મળમૂત્ર રૂપે બહાર ફેંકે છે અને સારી વસ્તુ પચાવે છે. એવો જ સંગ્રામ આજે અંદર બહાર બધે જ ચાલી રહ્યો છે. એમાં જીત અને હારનારનો પ્રેમ બન્ને સાચવી રાખવાના છે આદર્શને વળગી રહેવાનું છે એ માટે કાળને વશ નહીં થતા આપણી વૃત્તિઓ ઉપર વિજય મેળવીશું તો જીવન સફળ બનાવી શકીશું એ નક્કી છે.

પ્યારા બાપુ




[ જોન બનિયન કૃત ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ ]

મુકુલભાઈ

ભક્તરાજ પસ્તાવો કરતો નિરાશ થઈને બેઠો હતો. એવામા તેણે ધર્મદૂતને તેની પાસે આવતો દીઠો. તેને જોઈને ભક્તરાજ પોતાની ગફલત માટે શરમાવા લાગ્યો.

ધર્મદૂત તેની પાસે આવીને કડક અને ઠપકાભરી રીતે તેની તરફ જોઈને પૂછવા લાગ્યો "કેમ ભક્તરાજ, તું અહીં ક્યાથી?"

ભક્તરાજને શો જવાબ આપવો એ સૂઝ્યુ નહિ તે એમની સામે અવાક્ ઊભો રહ્યો પછી ધર્મદૂતે પૂછ્યુ "'વિનાશની નગરી'ની બહાર રોકકળ કરતા માણસને મે જોયો હતો એ શુ તુ જ છે કે?"

ભક્તરાજ—હા જી, હું એ જ માણસ છુ!

ધર્મદૂત—મે તને વાડ તરફના દરવાજાભણી જવા નહોતુ કહ્યું?

ભક્તરાજ—જી, આપે કહ્યુ હતુ

ધર્મદૂત—તો પછી તુ આટલી જલદી કેમ બીજે રસ્તે ચડી ગયો? તુ હવે ખોટે રસ્તે જઈ રહ્યો છે

ભક્તરાજ—'નિરાશાની કળણભૂમિ'માથી બહાર નીકળ્યા પછી મને એક ભાઈ રસ્તે મળ્યા તેમણે મને સલાહ આપી કે બાજુના ગામમા એક માણસ રહે છે તે મારો બોજો દૂર કરવામા મને સહાય કરી શકશે

ધર્મદૂત—એ ભાઈ કોણ હતા?

ભક્તરાજ—તે બહુ ભલા માણસ જેવા દેખાતા હતા તેમણે મને એવી રીતે સમજાવ્યુ કે તેમનુ મારે માનવુ જ પડ્યુ! તેથી હુ આ તરફ આવ્યો છુ પણ જ્યારે મે આ ભેખડને મારા માથા પર ધસી આવતી જોઈ એટલે હુ અહીં થભી ગયો મને થયુ રખેને તે મારા માથા પર પડે!

ધર્મદૂત—એ માણસે તને શુ કહ્યુ હતુ?

એટલે ભક્તરાજે આખી ઘટના ધર્મદૂતને કહી સભળાવી અને કહ્યુ 'હે ધર્મદૂત, મારે હવે શુ કરવુ એ કઈ સૂઝતુ નથી!

એ સાભળી ધર્મદૂત બોલ્યો 'અહીં જ શાતિથી ઊભો રહે હુ તને પ્રભુનો આદેશ સમજાવુ છુ આ દુનિયામા આપણને કોઈ કઈ કહે તો રખેને તને ખોટુ લાગી જશે એમ માનીને આપણે તેને એકદમ ના પાડતા નથી જો એમ કરીએ તો તે માણસની નારાજી વહોરી લેવી પડે છે તો પછી પ્રભુએ આપણને જે આદેશ આપ્યો હોય તેની અવગણના કરીએ તો પ્રભુ નારાજ થાય કે નહિ? ભગવાને તો કહ્યુ છે કે, 'જે લોકો મારામા વિશ્વાસ રાખી જીવન જીવે છે તેઓને હુ સન્માર્ગે દોરુ છુ પરતુ જેઓ મારાથી વિમુખ માર્ગે જાય છે તેઓને દોરવાનુ મને મન થતુ નથી' એ પ્રમાણે તુ પણ હાથે કરીને આ આપત્તિમા આવી પડ્યો છે અને પ્રભુએ નિર્દેશેલા શાતિના માર્ગને છોડીને

ક્યા રાખ્યુ

મૃત્યુના મુખમા ધકેલી મૂકે એવા વિનાશને પથે જવા તે સાહસ કર્યું છે"

એ સાભળીને ભક્તરાજ ધર્મદૂતને પગે પડી રડતો રડતો કહેવા લાગ્યો "મને ધિક્કાર હજો! મોત વિના હવે મારો છુટકો નથી!"

એટલે ધર્મદૂતે તેને હાથ ઝાલી ઊભો કર્યો અને કહ્યુ "માણુસના કોઈ પણ જાતના પાપ કે કલકને પ્રભુ માફ કરે છે અશ્રદ્ધાળુ ન બનો, શકાશીલ ન બનો, પણ શ્રદ્ધાળુ બનો."

ધર્મદૂતના આ વાકયો સાભળીને ભક્તરાજને કઈક શાતા વળી અને તે પહેલી વારની જેમ કપતો ઊભો રહ્યો

પછી ધર્મદૂતે આગળ કહ્યુ "હુ તને જે કહુ તે બરાબર ધ્યાનમા રાખજે દોઢડાહ્યા જેવા માણુસોની આ દુનિયામા ખોટ નથી એ લોકો અસારી સુખમા રાચતા હોય છે અને પ્રભુએ નિર્દેશેલો ધર્મપરાયણ માર્ગ તેઓને રુચતો નથી એ લોકોને વિષયસુખ ગમતા હોવાથી, મે તને જે સુપથ બતાવ્યો છે એ માર્ગ સાચો હોવા છતાયે તેઓ એ માર્ગે જનારને અવળે રસ્તે દોરવા હમેશા તત્પર રહે છે આ માણુસની સલાહમા ત્રણ વસ્તુ રહેલી છે એક તો તને તારા માર્ગેથી ખોટે માર્ગે વાળવાની, બીજી પ્રભુ પ્રત્યે તારો જે ભાવ છે તે મોળો પાડવાની વૃત્તિ, અને ત્રીજી વાત એ કે તને એવે રસ્તે દોરવો જેથી તારો વિનાશ થાય!

"વળી તને બાજુમા આવેલા ગામમા રહેતા ગૃહસ્થની વાત કરી એ ગૃહસ્થ તેમ જ એનું આખુ કુટુબ જ સસારના બધનમા જકડાયેલુ છે, તો પછી એ તને શી રીતે આ બોજામાથી મુક્ત કરી શકવાનો હતો?

દોઢડાહ્યો અને તેના સાથીઓ બધા ઠગ લોકો છે એ લોકો મોટી મોટી ડફાસની વાતો કરીને અને ખોટી આશા આપીને તને ખોટે રસ્તે — અધોગતિને રસ્તે — દોરી જનારા છે માટે એવા લોકોનુ કદી સાભળતો નહિ"

ધર્મદૂતે આમ કહ્યું પછી તરત જ ભક્તરાજ જે ટેકરી પાસે ઊભો હતો ત્યાથી આગ ઝરવા લાગી અને ગડગડાટ થવા લાગ્યો

ભક્તરાજ તો જાણે મોત સામે આવીને ઊભુ હોય એવા ભયથી ધ્રૂજી ઊઠયો! તે દોઢડાહ્યાને શાપ દેવા મડ્યો આવા માણસની વાત માનવા માટે તે પોતાને મૂરખનો સરદાર કહેવા લાગ્યો દોઢડાહ્યા જેવો માણસ માત્ર ઉપરછલી વાતો કરીને સાચો માર્ગ છોડાવીને ખોટે માર્ગે દોરી જવા સફળ થઈ શકે એ ભક્તરાજને પોતાને ખરેખર શરમભરેલુ જણાયુ.

આથી તે ધર્મદૂતને પાછો વિનતી કરતો કહેવા લાગ્યો "હે ભલા ધર્મદૂત, તમે શુ ધારો છો? શુ મારે માટે હવે કશી આશા રહી નથી? શુ હુ અહીંથી પાછો ફરીને વાડ પાસેના દરવાજે જઈ શકીશ ખરો? આવા માણુસની સલાહ મે માન્ય રાખી એ માટે મને હવે ખૂબ પસ્તાવો થાય છે, પણ મારા આ દોષની મને માફી મળશે ખરી?"

ધર્મદૂત—તે બે ભારે દોષ કર્યા છે. એક તો તે સારા માર્ગનો ત્યાગ કર્યો અને બીજુ એ કે જે રસ્તે જવાની તને મનાઈ કરી હતી તે રસ્તો તે ગ્રહણ કર્યો તોયે દરવાજા પાસે રહેતો માણસ તારો સ્વીકાર કરશે, કારણ કે તે સૌનુ કલ્યાણ ચાહે છે પણ હવે એટલી ખબરદારી રાખજે કે ગમે તે કોઈનુ માનીને ખોટે માર્ગે ન જતો, નહિ તો તારો નાશ થયેલો સમજજે

આટલુ કહીને ધર્મદૂતે ભક્તરાજને આશી-ર્વાદ આપીને વિદાય કર્યો ભક્તરાજ ઝડપથી પાછો મૂળ રસ્તે જવા ઊપડ્યો [અનુ પૃ૦ ૧૦૯એ]



## ધીરજની મહત્તા

ગુરુદયાલ મલ્લિકજી

પ્રકૃતિના અંતરમાં શાંતિ છે; એનું કારણ શું છે? એનું એક જ કારણ છે કે, તે ધીરજ રાખવાનું સારી પેઠે જાણે છે તેના કામમાં એક જાતની નિયમબદ્ધતા છે, છંદ છે, જે સાચવીને તે પોતાના ધ્યેયમાં અર્થાત પ્રત્યેક કૃતિમાં પૂર્ણતા મેળવવા સફળ થાય છે. અને જે કોઈ પોતાના જીવનનું ધ્યેય અને તે ધ્યેયના વિકાસની પદ્ધતિ જાણે છે તે ધીરજ રાખી શકે છે; તે શાંત રહી શકે છે

પણ માણસની પ્રવૃત્તિઓમાં ઘણી વાર અચળતા, ઉતાવળ જેવા મળે છે. એનું કારણ છે તેની પોતાની અધીરાઈ તે ઇચ્છે છે અને એવી આશા પણ રાખે છે કે, તેનું દરેક કામ જેમ બને તેમ જલદી સફળ થાય. પરંતુ તે ભૂલી જાય છે કે જેમ એક બીજ પોતાની રીતે, પ્રકૃતિની રીતે, અમુક સમયમાં જ ફલીભૂત થાય છે તેમ માણસની દરેક પ્રવૃત્તિ પણ અમુક સમયમાં જ સફળ થશે. ધારણાપુ

જેમ પ્રકૃતિના રાજ્યમાં, તેમ જ આધ્યાત્મિક જીવનના ક્ષેત્રમાં પણ, જે વ્યક્તિ ધીરજ રાખવાનું જાણે છે તે જ સત્યને આખરે ઓળખી શકે છે એટલા માટે જ એક મહાપુરુષે કહ્યું છે કે, જેઓ ધીરજ રાખી શકે છે ફક્ત તેઓ જ સ્વર્ગમાં પ્રવેશ કરવાનો અધિકાર મેળવી શકે છે. તેથી જ ધર્મનું એક અગત્યનું અંગ છે—ધીરજ રાખવાની શક્તિ અને તે શક્તિ કેવી રીતે કેળવવી એની પદ્ધતિ.

માણસની એક ભૂલભરેલી માન્યતા છે કે ધીરજ રાખવામાં તેનો સમય નકામો બરબાદ થઈ જાય છે ખરી રીતે જેઓ ધીરજ રાખવાનું જાણે છે તેઓના જ સમયની વૃદ્ધિ થાય છે, એમ એક કહેવત છે ધીરજ રાખવાથી બાહ્ય દૃષ્ટિથી સમયનો જે નાશ થતો દેખાય છે, તે અંતરદૃષ્ટિથી પૂર્ણતા તરફ એક વધારે પગલું ભર્યા બરોબર છે.

જીવનનું સાચું ધ્યેય તેનો સર્વાંગી વિકાસ

છે. એ સર્વાંગીપણામાં જ તેની સંપૂર્ણતા છે. અને જે કંઈ સંપૂર્ણ છે તે છંદમય છે, અને જે છંદમય છે તેના વિભાગના વાતાવરણમાં અવકાશ છે. એ જ અવકાશનું એક અગત્યનું રૂપ છે ધીરજ ધરવી તે.

(અંગ્રેજી 'ગીતાંજલિ' કાવ્ય ૮૨)

હે રાજેંદ્ર, તારા હાથમાં કાલ અનંત છે. કોઈ ગણતું નથી. રાત્રિ અને દિવસ આવે છે અને જાય છે યુગયુગાંતરો પુષ્પની પેઠે ખીલે છે અને ખરે છે. નથી તને મોડું થઈ જતું. નથી તને કશી ઉતાવળ. રાહ જોતાં તને આવડે છે એક પુષ્પની કળીને ખીલવવા માટે તું સૈકાના સૈકા ધીરજપૂર્વક સાધના કર્યા કરે છે.

અમારી પાસે વખત નથી. એટલે અમે બધા ટાંપી વગા ટોસાટોસી કરીએ છીએ. વિલંબ કોઈથી સહેવાતો નથી.

આથી બીજા બધાની સેવા પહેલાં પતાવતાં પતાવતાં જ સમય વહી જાય છે, અને તારી પૂજાનો થાળ ખાલી જ પડી રહે છે.

આખરે મોડો મોડો, રખેને તારા મંદિરનાં દ્વાર વસાઈ ગયાં હોય, એ બીકે ફફડતો, દોડતો આવું છું. પણ આવીને જોઉં છું તો તારો વખત વહી ગયો નથી હોતો.

[અનુ૦ નગીનદાસ પારેખ]

# સરદારશ્રીની વાણી

તમે ગમે તેવી કેળવણી લો, પણ એવા ન બની જજો કે ગરીબ ખેડૂતોના બળદ જેમ મોટર જોઈને ભડકે છે તેમ ખેડૂતો તમને જોઈને ભડકે ને ભાગી જાય!

× * ×

વકીલ અને કોર્ટની પાસે જવું તેના કરતાં જમરાજાને ત્યાં જવું બહેતર છે. દુનિયામાં ભગવાનને નામે જેટલાં જૂઠાણાં અદાલતોમાં બોલાય છે તેટલાં બીજે ક્યાંય ન બોલાતાં હશે.

× * ×

જ્યાં જ્યાં અન્યાય લાગે ત્યાં ત્યાં સામે થાઓ.

× * ×

મને જુવાનોના ખેલ ખેલવાનું મન થાય છે, પણ વૃદ્ધોનો અનુભવ મને સંયમ પણ શીખવે છે.

× * ×

અસ્પૃશ્યની વ્યાખ્યા તમે જાણો છો? પ્રાણીના શરીરમાંથી જ્યારે પ્રાણ નીકળી જાય છે ત્યારે તે અસ્પૃશ્ય થાય છે. મનુષ્ય શું કે પશુ શું, જ્યારે પ્રાણ વિનાનું થઈને, લાશ થઈને પડે છે ત્યારે તેને કોઈ અડતું નથી અને તેને દફનાવવાની અથવા અગ્નિસંસ્કારની ક્રિયા થાય છે. પણ જ્યાં સુધી મનુષ્ય કે પ્રાણીમાત્રમાં પ્રાણ છે ત્યાં સુધી તે અસ્પૃશ્ય નથી. એ પ્રાણ તો પ્રભુનો અંશ છે, અને કોઈ પણ પ્રાણીને અસ્પૃશ્ય કહેવું એ પ્રભુના અંશનો, પ્રભુનો તિરસ્કાર કરવા બરોબર છે.

× * ×

જાતે ધન પેદા ન કરતાં બીજાનું ધન લેવાની બુદ્ધિ ચલાવે એને હું બુદ્ધિનો વ્યભિચાર કહું છું.

× * ×

સાચા ત્યાગ અને આત્મશુદ્ધિ વિના સ્વરાજ ન આવે એ ખચીત માનજો.

× * ×

અદાલતો અને શરાબખાનાં શેતાનનાં ઘરો છે.

× * ×

ખરું જોતાં સરદારીમાં નહીં પણ સિપાહીગીરીમાં જ સુખ રહેલું છે. (ક્રમશ:)

મહાસતી ઉજ્જવળકુંવરજી

વિવેકી પુરુષને ગમે તેટલા બાહ્ય પરિષહ આપવામા આવે તોપણુ તે જરાયે ક્રોધ કરતો નથી, પરન્તુ બધુ સમતાથી સહન કરે છે પાપ હિંસા, વગેરે અધર્મમા સાચુ બળ નથી, સાચુ બળ છે અહિંસા અને સત્યમા પાપ અથવા હિંસા તો ક્ષણિક છે, એક દિવસે તે નાશ પામનાર છે તેમ છતા પાપ અને હિંસાનો સામનો પણુ તેવા જ બળથી કરવામા આવે તો તે થોડો વખત ટકે છે દાખલા તરીકે એક માનવના હૃદયમા દ્વેષ ભાવના આવી અને સામા માણુસે પણુ તેનો સામનો દ્વેષ ભાવનાથી કર્યો, તો આ પરિસ્થિતિમા દ્વેષ થોડો સમય ટકી રહે છે દ્વેષનો પ્રતિકાર દ્વેષથી થાય તો ટેકો મળે છે, પ્રેમથી થાય તો દ્વેષ નાશ પામે છે આ સૌ કોઈના અનુભવની વાત છે

ક્રોધ કરનારની સામે જો ક્ષમા ધારણુ કરવામા આવે તો ક્રોધ નાશ પામવાનો જ, પરન્તુ ક્રોધનો પ્રતિકાર ક્રોધથી કે હિંસાનો પ્રતિકાર હિંસાથી કરવામા આવે તો ક્રોધ અને હિંસાને ટેકો મળે છે અને તેથી તે થોડો વખત ટકી રહે છે

ઉત્તરાધ્યયન સૂત્રના બીજા અધ્યાયની ટીકામા કહ્યુ છે એક વાર કૃષ્ણુ મહારાજ બળદેવ સત્યક અને દારુકની સાથે જગલમા ફરવા ગયા ફરતા ફરતા તે બહુ દૂર નીકળી ગયા ત્યા જ રાત પડી ગઈ, પાછા ફરી શકાય તેમ ન હતુ અને તેથી રાત જગલમા ઝાડ નીચે જ પસાર કરવાનો તેઓએ વિચાર કર્યો વારા ફરતી જાગવાનુ બધાએ નક્કી કર્યુ

સૌથી પહેલા દારુકનો જાગવાનો વારો હતો. એટલે તેમણે પહેરો રાખવા માડયો બાકીના બધા સૂઈ ગયા હતા દરમ્યાનમા એક રાક્ષસ તેમની સામે આવ્યો અને બોલ્યો, "મને બહુ જ ભૂખ લાગી છે માટે મને આ ત્રણુ માણુસોને ખાવા દે"

દારુકે કહ્યુ, "એ કેમ બને ? હુ તેમની રક્ષા માટે ઊભો છુ, એટલે મારા દેખતા તેમને તુ કેમ ખાઇ શકે ?"

દારુકે ના પાડી, એટલે રાક્ષસે પહેલા તેના ઉપર જ હુમલો કર્યો દારુકે તેનો સામનો કર્યો બન્ને વચ્ચે લડાઈ ખૂબ ચાલી પરન્તુ દારુક રાક્ષસને હરાવી શક્યો નહી તેટલામા દારુકનો સમય પૂરો થઈ ગયો અને સત્યકનો જાગવાનો વારો આવ્યો

સત્યક જાગ્યો, એટલે થાકેલો દારુક કઇ પણુ બોલ્યા વિના સૂઈ ગયો થોડા સમય બાદ રાક્ષસ ફરીથી આવ્યો અને સત્યકને પણુ તે જ વાત કહી સત્યકે કહ્યુ, "મારા દેખતા તુ કોઈને ખાઇ શકીશ નહી પહેલા મને હરાવ અને પછી તેમને ખા" સત્યક પણુ રાક્ષસ સાથે લડયો, પરન્તુ રાક્ષસને તે હરાવી શક્યો નહી તે પણુ દારુકની જેમ થાકી ગયો

ત્યાર બાદ બળદેવનો જાગવાનો વારો આવ્યો, ત્યારે તેની પણુ તે જ સ્થિતિ થઇ પરન્તુ રાક્ષસને હરાવવાનો તેમનો પ્રયત્ન પણુ નિષ્ફળ ગયો

ત્યાર બાદ કૃષ્ણુનો વારો આવ્યો, રાક્ષસે તેમને પણુ એ જ વાત કહી બન્નેનુ યુદ્ધ શરૂ થયુ કૃષ્ણુ તો શાંત ઊભા રહ્યા, પિશાચ તો વધુને વધુ ચીડાવા લાગ્યો તેમ તેમ કૃષ્ણુ શાન્તિથી તેને કહેવા લાગ્યા, "શાબાશ, વીર શાબાશ, ધન્ય છે તારી માતાને કે તારા જેવો

વીર પુરુષ પેદા કર્યો!' પિશાચે જેટલું જોર હતું તેટલું અજમાવી જોયું અને આખરે તે થાક્યો! જ્યારે તે થાક્યો ત્યારે કૃષ્ણે તેને પકડીને પોતાની ઝોળીમાં નાખી દીધો

આ એક રૂપક છે ક્રોધ એ પિશાચ છે, તેને સામું બળ મળે તો તે વધે છે, નહિ તો તે નિર્બળ બની જાય છે કૃષ્ણ પાસે રાક્ષસ નિર્બળ બની ગયો જ્યારે સવારમાં બાકીના ત્રણે ઊઠ્યા ત્યારે તેમના શરીર લોહીલુહાણ માલૂમ પડ્યા કૃષ્ણે પૂછ્યું, ત્યારે તેમણે વિગતવાર વાત કહી કૃષ્ણે કહ્યું, "ભાઈઓ, પિશાચ ભયંકર નથી, જો તેને બળ ન મળે તો તે ટકી શકતો નથી તેથી ઊલટું જો આપણે તેના પર ક્રોધ કરીએ તો તેને બળ મળે છે અને વધુ ભયંકર બને છે તમોએ તેના પર ક્રોધ કર્યો, એટલે તમો તેને વશ કરી શક્યા નહી, તે મારી પાસે તો નિર્બળ બની ગયો કે મે તેને મારી ઝોળીમા પૂરી દીધો હવે તો તે મારો દાસ બની ગયો છે"

કહેવાનું તાત્પર્ય એ છે કે ક્રોધીનો પ્રતિકાર ક્રોધથી ન કરવો જોઈએ, ક્ષમાથી તે વશ કરી શકાય છે ધૂળ ઊડતી હોય ત્યારે કોઈ પાણી નાખવાને બદલે તેના પર ધૂળ નાખે તો શું ધૂળને દાબી શકાશે? તેવી જ રીતે ક્રોધ પર સમતાનું પાણી નાખવામાં ન આવે તો તેને દાબી શકાશે નહી

## હૃદયપલટો

જૂના વખતની વાત છે યુરોપમા સ્પાર્ટા નામે પ્રદેશમા લાઈકરગસ નામે ઘણો જ વિચારવંત માણસ થઈ ગયો હમેશા લોકોનું ભલું થાય એવા કામો તે કર્યા કરતો તોયે કેટલાક અદેખા માણસો તેની કનડગત કર્યા કરતા

એક દિવસ એક માણસ લાઈકરગસ પાસે આવ્યો અને મન ફાવે તેવું બોલવા લાગ્યો લાઈકરગસે બધું શાંતિથી સાંભળ્યું અને પછી તેને સમજાવવા પ્રયત્ન કર્યો પણ પેલો માણસ સમજવા માગતો જ ન હતો તે તો વધારે ઉશ્કેરાઈને લાઈકરગસને ગાળો ભાંડવા લાગ્યો લાઈકરગસ પોતાને ઘેર જવા ઊપડ્યો પેલો માણસ પણ એની સાથે ચાલવા લાગ્યો અને ગાળો દેવા લાગ્યો એવામા લાઈકરગસનું ઘર આવ્યું. લાઈકરગસે પેલા માણસને કહ્યુ "ભાઈ, હવે તું મારે ઘેર જ રહી જા તારે મને ગાળો ભાંડવા ફરીને પાછો ધક્કો ખાવો ન પડે"

પેલો માણસ તો સાચેસાચ લાઈકરગસને ઘેર રહેવા તૈયાર થયો પણ ત્યા રહીને લાઈકરગસનું પવિત્ર અને ઉચ્ચ જીવન જોઈને ખૂબ જ શરમાઈ ગયો પછી તો તે ત્યા રહીને લાઈકરગસ સાથે કામ કરવા લાગ્યો એક દિવસે લાઈકરગસે પેલા માણસને કહ્યુ "કેમ ભાઈ, હવે તો તારે ઘેર જવું છે કે નહી?"

પેલો માણસ તો જવાબ આપ્યા વિના મૂંગો ઊભો રહ્યો. એટલે લાઈકરગસ બોલ્યો "હજી તારે કંઈ મને કહેવાનું બાકી છે? હોય તો કહી નાખ"

પેલો માણસ બોલ્યો "મને હવે તમે અહી જ રહેવાની રજા આપો"

લાઈકરગસે કહ્યુ "તને અહી રહેવા તો દઉં પણ તારે મારી એક શરત કબૂલ કરવી પડશે હું કંઈ પણ ખોટું કરું એમ તને જણાય, તો તારે મને ગાળો દેવી બોલ, કબૂલ છે ને?" આ સાંભળી પેલા માણસની આંખમા પ્રેમના આંસુ ઊભરાયાં!

[illegible]

બાપુના આશીર્વાદ

[આ પત્રમાં બાપુજીએ લગ્ન જીવનની ગૂઢ સમસ્યાની એક બાજુનું સરળ અને સમજવાલાયક નિરૂપણ કર્યું છે કુટુંબમાં આ પ્રશ્ન ઘણાને મૂંઝવતો હોય છે કોઇ કોઇ વાર એનું અનિચ્છનીય પરિણામ પણ આવે છે ખાસ કરીને છોકરીઓ ઉમરલાયક થાય અને તેની તબિયત જરા નરમગરમ રહેતી હોય તો ઘણાં ખરાં માબાપને એમ જ લાગે છે કે હવે છોકરીને ક્યાંક ઠેકાણે પાડી દઇએ તો એની તબિયત આપોઆપ સારી થઇ જશે આવી સમસ્યાને સહાયરૂપ થાય એવા વિચારો પૂજ્ય બાપુજીએ વડીલતુલ્ય સહાનભૂતિથી આ પત્રમાં દર્શાવ્યા છે ]

ચિ

તારો કાગળ મળ્યો મારા મતથી તારે ગભરાવાનુ નથી તારો ધર્મ પૂરતો આરામ લઈ તારુ શરીર બાંધવાનો છે આ વિષે વધુ શુ લખુ? છોકરીઓ માંદી પડે એટલે પરણાવી દેવાની વાત કહાડનાર અજ્ઞાની છે પરણેલી સ્ત્રીઓ જેટલી માંદી રહે છે તેટલી માંદી કુમારિકા ક્યાયે નથી રહેતી વળી છોકરાઓની સાથે સરખામણી કરી તે બરાબર છે છતા એ મહેણાનો આપણે સં અર્થ કરવો ને માંદા જ ન પડવું માંદા પડવાને સારુ મે લખ્યુ છે તેવા થોડા જ્ઞાન જરૂર તો છે જ. કુમારિકાના શરીર વજ્રસ હોવા જોઈએ; તેવા જ કુમારોના અત્ય

૯૮]

૫।૨।૪૫

# ચંડાળ કોણ?

ગોપાલદાસ ઝ૦ પટેલ

એક વખત ભગવાન બુદ્ધ શ્રાવસ્તી નગરીમા ગામ બહાર રહેતા હતા ભિક્ષાકાળે ભિક્ષા માગતા માગતા તે એક દિવસ ભારદ્વાજ બ્રાહ્મણના બારણા આગળ આવી પહોચ્યા. તે વખતે ભારદ્વાજ હોમ કરતો હતો. બુદ્ધને આવતા જોતા જ તે મોટી બૂમ પાડીને બો યો - 'અ ના મૂ ડિયા' ચંડાળ! ત્યા છેટો જ ઊભો રહે! પાસે ન આવતો!'

બુદ્ધે કહ્યું: 'હે બ્રાહ્મણ! ચંડાળ કોણ કહેવાય તે તું જાણે છે ખરો?'

બ્રાહ્મણ બોલ્યો: 'ના, મને ચડાળના ગુણોની શી ખબર? તું જ તે કહે!'

બુદ્ધ બોલ્યા: 'વારંવાર ગુસ્સે થનાર, વેરવૃત્તિ રાખનાર, અને પાપથી ખરડાયેલો અશ્રદ્ધાળુ મનુષ્ય ચડાળ કહેવાય.

'જે મનુષ્ય અન્ય પ્રાણીઓની હિંસા કરે છે, જેના અંતઃકરણમા દયા નથી. જે લૂંટફાટ અને ચોરી કરે છે, તે ચંડાળ કહેવાય

'જે મનુષ્ય બીજાનુ દેવું કરી, પૈસા પાછા માગે ત્યારે નાસી જાય છે કે આડુ બોલે છે, તે ચડાળ કહેવાય.

'જે પોતા માટે, પારકા માટે, કે પૈસા માટે ખોટી સાક્ષી પૂરે છે, તે ચંડાળ કહેવાય

'જે મનુષ્ય પોતાના વૃદ્ધ માતાપિતાની સેવાચાકરી કરતો નથી, માબાપ – ભાઈ – બહેન – સગાવહાલા સૌને ગાળો દે છે કે મારે છે, તે ચડાળ કહેવાય

'જે મનુષ્ય પોતે કરેલા પાપકર્મ છુપાવવાનો પ્રયત્ન કરે છે, તે ચડાળ કહેવાય

'હે બ્રાહ્મણ! મનુષ્ય જન્મથી જ ચડાળ કે બ્રાહ્મણ પાકતો નથી, પરંતુ પોતાના કર્મથી જ ચડાળ થાય છે કે બ્રાહ્મણ થાય છે માણસ ચડાળના કુળમા ઉત્પન્ન થયેલો હોય, પણ તે સદાચારી હોય, તો તે શ્રેષ્ઠ છે, પરંતુ બ્રાહ્મણના કુળમા ઉત્પન્ન થયેલો માણસ જો દુરાચારી હોય, તો તે ચડાળ જ છે'

બુદ્ધનો આ ઉપદેશ સાભળી ભારદ્વાજ શરમાઈ ગયો. તે બોલ્યો: "હે ભગવન્! આપનો ઉપદેશ ઘણો સરસ છે. જેમ કોઈ માણસ ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરીને બતાવે, અથવા દેખનારાને અધારામા મશાલ ધરીને બતાવે, તે જ પ્રમાણે આપે ધર્મને ઉત્તમ રીતે સ્પષ્ટ કરીને સમજાવ્યો છે."

---

બને ખરુ જેના માદા સાજાં રહે છે પણ બેઉ પરણ્યાને ઘણે ભાગે વધારે માંદા રહે છે. જો ઉમીયા, રૂખી હરિશ્ચંદ્ર. રૂખીને વિવાહ ફળ્યો એમ કંઈક લાગ્યું ખરુ; ત્યાં તો પાછી માંદી પડી જ છે. એટલે છોકરીઓએ એવો અર્થ પણ ન કરી નાખવો કે પરણે એ માંદા પડે જ. આટલું ખરું છે કે જે કુમારિકા વિકારથી બળે છે તેનો છુટકારો તો પરણ્યે જ થાય કેમ કે તેના વિકાર તેને ખાય છે. પણ એનો અર્થ તો એ થયો કે એ પરણ્યા વિના પરણેલી સ્ત્રીની જેમ વર્તે છે તેથી વ્યભિચારિણી છે મનથી પણ જે સ્ત્રી કે પુરુષ વિકારને પોષે છે તે વ્યભિચારી છે.

પ્યારા બાપુ

૧૮-૯-૩૨ ૫૦ મ૦

બાપુના આશીર્વાદ

# જિંદગીની મહત્તા

જવાહરલાલ નેહરુ

કોઈ કોઈ વાર દુનિયાનાં દુ:ખદર્દોથી, એમાં ચાલી રહેલી જંગલિયતથી આપણા શ્વાસ રુંધાઇ જાય છે. અને આપણને કોઈ રસ્તો, કોઈ ઉગાર દેખાતો નથી મેથ્યુ આર્નોલ્ડની જેમ આપણે પણ કહેવા માંડીએ છીએ કે, હવે આ દુનિયામાં કોઈ જ આશા નથી રહી; અને આપણે વધારેમાં વધારે એટલું જ કરી શકીએ કે એકબીજાની તરફ સચ્ચાઈ રાખીએ.

પણ જો આપણું વલણ આવું નિરાશાજનક બની જાય તો આપણે જીવનનો કે ઇતિહાસનો કોઈ પણ બોધપાઠ બરોબર શીખ્યા ન કહેવાઈએ. કારણ માનવીની જિંદગી ઉન્નત–નિ:શંક ઉન્નત બનવાની શક્યતા એ જ ઇતિહાસનો સૌથી મોટો બોધપાઠ છે.

જીવનમા અનન્ય સુંદરતાઓ અને નિરવધિ વિવિધતાઓ સભરપણે ભરેલી છે. કદાચ કોઈ ઠેકાણે ત્યાં કાદવ હશે, કીચડ હશે પણ ત્યા મહાસાગર અને ગિરિમાળાઓ પણ છે, હીમ અને હીમપર્વતો પણ છે, તારાભરી રાત છે. અને સ્વજનોનો સ્નેહ છે, દોસ્તોનાં દિલ છે. ને સગીત, સાહિત્ય અને કલાનાં નિરવધિ સ્થાનો પણ છે.

વિશ્વના સૌંદર્યનું ગાન કરવું અને કલ્પનાની – ભાવનાની સૃષ્ટિમાં જીવવું ઘણું સરળ છે, પરંતુ બીજાઓની યાતનાઓથી અળગા રહેવું અને તેમના ઉપર શું શું વીતી રહ્યુ છે, એની કંઈ જ પરવા ન કરવી એમાં કોઇ મર્દાનગી અથવા બંધુત્વની ભાવના રહી નથી કોઈ પણ કલ્પના જો એ યોગ્ય હોય તો એને વ્યવહારમાં મૂકવી જ જોઇએ. આપણા દોસ્ત રોમાં રોલાંએ કહ્યુ છે તેમ, 'વિચારોનું પરિણામ કાર્યમાં આવવું જ જોઈએ. જે વિચાર કોઈ પણ કાર્ય તરફ દોરતો નથી એ વિચાર એક પ્રકારનો દ્રોહ છે, દુર્વિપાક છે. જો આપણે વિચારોના દ્રષ્ટા છીએ તો કાર્યોના કર્તા થવું જ જોઇએ.

પરંતુ વિચારોના દ્રષ્ટા હોવા છતાયે સૌ કાર્ય કરવા તરફ ઉદાસીન જ રહેવાનું ઇચ્છે છે. કારણ કે એમાંથી જાગનારાં પરિણામોથી, કાર્યો કરવાને લીધે આવી પડતી આફતોથી એ સૌ ડરી રહ્યા હોય છે. કાર્યનો અર્થ જ જોખમ અને ચંકટ છે સંકટ દૂરથી જ ભય પમાડી રહે છે છતાં અનુભવથી એ એટલું ભયજનક નથી રહેતું. ખરેખર, આફત એ મજાનો દોસ્ત છે, એ જિંદગીની મોજને, આનંદને વધારે છે. હરહમેશની સામાન્ય જિંદગી ધીરે ધીરે બેસ્વાદ બની જાય છે ઘણીય વાતો આપણે એમ ને એમ જ જાણી લઈએ છીએ–માની લઈએ છીએ અને પછી એમાં આપણને કોઈ રસ, આનંદ રહેતાં નથી પણ કોઇક દિવસ જ્યારે એ નાનકડી વાતોથી પણ વંચિત રહીએ છીએ ત્યારે જ એની સાચી કિંમત આપણે જાણી શકીએ છીએ.

---

બનાવટી હીરો ગર્વથી કહેવા લાગ્યો: "અરે, જરા જુઓ તો ખરા! હું કેવો મોટો છું!"

એ સાંભળીને ખરીદનાર બોલ્યો: "એટલે જ મને શંકા પડે છે કે તું સાચો હીરો નથી!"

—ગુરુદેવ

# નિરાગ્રહનું કારણ ........ ૭

કેદારનાથજી

અનેક સંસ્કાર અને વિચારસરણી વિષે મેં પહેલાં પત્ર લખ્યો હતો. તે પરથી અને અહીં તમે આવ્યા હતા ત્યારે આપણી જે વાતચીત થઈ તે પરથી તમે ઘણો વિચાર કરો છો એમ જણાય છે

મારામા તમારા વિષે આગ્રહવૃત્તિ નથી તોપણ તમારા કલ્યાણની ઇચ્છા નથી એવુ નથી. તમારામા તીવ્ર જિજ્ઞાસા છે તે જ પ્રમાણે જીવનમા સર્વોચ્ચ ધ્યેય સિદ્ધ કરવાની તમારા હૃદયમાં વ્યાકુળતા છે એ હુ જાણું છુ મારામા આગ્રહ નથી એનું એ પણ એક કારણ હશે કે મારી વિચારસરણી કરતાં જુદી વિચારસરણીને હું ક્યારેય એકદમ અમાન્ય કરતો નથી. કોઈ પણ વિચારસરણી ન્યાય-પ્રધાન હોવી જોઈએ, સારાસાર વિચારને–વિવેકને તેમા મહત્ત્વ હોવું જોઈએ, જીવનમા ઉત્સાહ અને પ્રસન્નતા, કર્તૃત્વ અને સમાધાન, જ્ઞાન અને તેજસ્વિતા, કર્મકૌશલ્ય અને વિરાગ, ભાવના અને અલિપ્તતા વગેરે બધની વૃદ્ધિ કરનારી તે હોવી જોઈએ એટલો જ મારો આગ્રહ છે.

માણસ જ્યારે ઉદ્વિગ્ન થાય છે, ઉદાસીન–નિરાશ થાય છે ત્યારે વિચારમાં કે આચારમાં તે ક્યાયે ભૂલતો હોવો જોઈએ ખરો એવો મને તર્ક થાય છે તે ભૂલ-દોષ કાઢી નાખ્યા વગર કુંઠિત થયેલો તેનો માર્ગ મોકળો થાય એ શક્ય નથી. તે ભૂલ શોધી કાઢવા માટે તે વ્યક્તિનો થોડો સહવાસ અને તેના મનના શોધનની જરૂર છે. એવો યોગ આવ્યા વગર હુ તેની બાબતમા કશું કહી શકતો નથી એટલે જ ત્યા સુધી હુ નિરાગ્રહ-પણે વર્તું છુ હુ એકદમ કોઇ પણ બાબતમાં આગ્રહ બતાવતો નથી.

ભિન્ન સંસ્કાર અને વિચારસરણી વિષે મેં લખ્યુ છે તે પરથી તમે પોતાનુ નિરીક્ષણ કરીને, શોધીને જુઓ હુ મારા તરફથી પ્રયત્ન કરીશ જ તમારી બાબતમા હુ ઉદાસીન નથી. એકાદ વિષય એવો હોય છે કે જેમા મને કશો અનુભવ નથી હોતો. કેવળ તર્ક–કલ્પના અને બીજાઓની સ્થિતિ જોઈને અને સાભળીને કરેલા અનુમાન હોય છે તે પરથી વિચારોનો કાંઈક મેળ બેસાડવો પડે છે. તેને એકદમ પૂર્ણ સત્ય માની શકાય નહીં.

મારા લખવાથી કે બોલવાથી તમારું દુ:ખ ન વધો મારા અનુભવ અને બુદ્ધિનો પૂરો ઉપયોગ કરીને તમારી શાન્તિનો માર્ગ શોધવામાં તમને મદદ કરવી એ મારો હેતુ સદૈવ કાયમ છે (એક અપ્રગટ પત્ર)

તમને પૂછે તેને નમ્રતાથી જવાબ આપજો.
તમને ગાળો દે તેને મીઠાં વચન કહેજો.
તમને મારે તેનું ઈશ્વર ભલું કરે એમ કહેજો.

—કારણ કે પ્રભુના કામને માટે જેને નિંદા ખમવી પડે છે તેની પ્રભુના દરબારમાં વધારે કિંમત છે. કોઈ ઉપર તમે મહેરબાની કરો તે ભૂલી જજો. કોઈ તમારી ઉપર મહેરબાની કરે તે યાદ રાખજો

—સોક્રેટીસ

# મોટાઈનું માપ

અમલભાઈ મહેતા

જેવી રીતે જીવન અને ચારિત્ર્યના જુદા જુદા ગજો હોય છે તે છોડી નવા ગજો સ્થાપવા માગીએ છીએ તેવી જ રીતે મોટાઇના પણ બે ગજો છે આપણે માનીએ છીએ કે મોટા પૂજાય છે તેને માન મળે છે આજે મોટાના કામો જુના થઇ ગયા છે મોટા માણસોએ મોટા કાર્યો કરવા જોઇએ પણ મોટા એટલે દેખાવમા મોટા એવુ માનવામા આવે છે મોટાથી શરીર–કામ ન થાય મોટાની રહેણીકરણી, ખાનપાન જુદા, નાનાની રહેણીકરણી ખાનપાન જુદ, એમ મનાય છે

મોટા પ્રત્યેના પૂજ્યભાવની કલ્પના શુભમાથી પેદા થઈ પતિવ્રતા સ્ત્રી પતિને પ્રેમથી જુએ તે માટે પોતે સહન કરે, ઓછુ ખાય પતિને સર્વસ્વ અર્પણ કરે પણ પતિ એવુ માનતો થઈ ગયો કે આ બધાનો તે અધિકારી છે પત્નીએ તો સેવા જ કરવી જોઈએ એવી તેના મનમા ગાઠ બધાઈ ગઈ છે મોટા ગણાતા પુરુષોની બાબતમા આવુ જ બન્યુ મૂળ એ આદરમાથી આવેલો ખ્યાલ છે પણ હવે ચીલો પડી ગયો છે નાના બાળકને મોટા થવુ હોય તો તે આવુ કરે

આપણે મોટાઈની કલ્પના બદલવા માગીએ છીએ મોટા એ કે જે કષ્ટો વેઠે છે, સહન કરે છે, બીજા માટે ઘસાય છે, જે કોઈ ન સ્વીકારે તે મારુ એ ભાવથી કાર્ય કરે છે આમ તેની ગરૂત્તા જોઈ બધા તેને મોટા તરીકે માને એ જુદી વાત તેથી તેના પ્રત્યે આદર થાય પણ માણસ પ્રત્યે સૌને આદર હોવો જોઇએ એ ભાવથી તે વર્તે તો ખોટુ તેથી સહેજે દિલમા લાગણી થાય કે જે વિશેષ હક મળે તેનો ત્યાગ કરવો એમ છતા કોઇક જગ્યાએ વિવેક કરવો પડે છે બદલાઇ ગયેલા ત્રાજવાને આપણે સ્થિર કરવુ છે તેથી નાના મોટાના ભેદો કાઢવા પડશે

જેમ આપણા વહેવારોમા, જીવનના મૂલ્યાકનોમા ધન આગળ આવીને બેસી ગયુ તેમ આ મોટાઈ આવીને બેસી ગઇ તેથી આપણા વિદ્યાર્થીઓ, બાળકો, જનતામા આ નવી ભાવનાનો ફેલાવો કરવાની જરૂર છે એમ થશે તો જ આપણુ કામ સારુ થશે અને તેમા મીઠાશ આવશે આપણે જોઇએ છીએ કે મુખ્ય માણસ કામમા સાથે હોય તો કામમા ચમક આવે છે તે ન હોય તો કામમા ઠેકાણુ રહેતુ નથી બાપુજીએ આપણને આ માર્ગ બતાવ્યો છે પોતાને માથે આવે છે ત્યારે માણસ ખસી જાય તો વિષ્ણુભગવાનને યજ્ઞમા સોનુ માથુ જોઈતુ હતુ તે ન ધરતા નારદજી બીજાને શોધવા નીકળ્યા અને તેની જે દશા થઈ તેવી આપણી થાય આપણા બોલ પર, આપણા જીવન પર શ્રદ્ધા નહિ બેસે

વિનોબાજીએ ‘ગાદી ખાદીની લડાઇ’ પર લેખ લખ્યો છે ગાદીનો અર્થ બેઠા બેઠા ખાવુ ખાદીનો અર્થ શ્રમ કરીને ખાવુ આપણે ગાદીની ઇચ્છા નહિ રાખીએ આપણે શા માટે નીકળ્યા તેનુ સ્પષ્ટ દર્શન હોવુ જોઇએ મોટાઇનો આ નવો ખ્યાલ હશે તો સમાજમા પરિવર્તન કરી શકીશુ

---

તમે કેમ બેસો છો કેમ વાત કરો છો, કેવી રીતે કપડા પહેરો છો, ઇત્યાદિ તમારા વર્તનની નાનામા નાની વિગતમા પણ સસ્કારિતા તરી આવવી જોઇએ, જેથી કોઈ માણસ તમને જોનાવેત જાણી શકે કે તમે કેળવાયેલા છો.

—ગાધીજી

ખા રા ખા પુ



# ત્રિવેણી સંગમ

સંકલનકર્તા મુ૦ ક૦



(૧૭)

કૂકરમા દાળ બરાબર ન થઈ એટલે બાપુ કહે એના કારણો શોધો પાણી ઓછુ હતુ એ તો સ્પષ્ટ છે જ, પણ પછી બાપુએ એમના સ્વભાવ પ્રમાણે એની રચના વિષે સવાલો કર્યા

પછી કૂકરની રચના જોઇને બાપુએ મહાદેવભાઇને કહ્યુ "નીચેના દાળના વાસણમા દાળ મૂકવાને બદલે એકલુ પાણી જ મૂકો અને દાળ ઉપલા વાસણથી શરૂ કરો એટલે ત્રણ વાસણનો ઉપયોગ કરવાને બદલે ચારનો ઉપયોગ કરો, અને સૌથી નીચેનાની વરાળે બધુ પકાવો "

એ સાભળી વલ્લભભાઈ કહે "એટલે મને મારી દાળ મળતા ચારપાચ દિવસ તો આ અખતરાઓમા વીતી જશે "

(૧૮)

એક દિવસે સરસ્વતીચન્દ્રના લેખક ગોવર્ધનરામની વાતો નીકળી. બાપુ કહે "પહેલા ભાગમા એમણે પોતાની શક્તિ ઠાલવી નવલકથાનો રસ પહેલામા ભરેલો છે ચરિત્રચિત્રણ એના જેવુ કયાય નથી, બીજામા હિંદુ સસાર સરસ ચીતરાયો છે, ત્રીજામા એમની કળા ઊડી ગઈ, અને ચોથામા એમને થયુ કે હવે મારે જગતને જેટલુ આપવુ છે તે આ પુસ્તક દ્વારા જ આપી દઉં તો કેવુ સારુ "

મહાદેવભાઈ બોલ્યા ' એમનામા ટૂકી વાર્તા લખવાની કળા નહોતી. એમણે લખી નથી પણ લખવા ધારત તોય ન લખી શકત એ કળા અને સાથે જ નવલકથાની કળા ટાગોરે સાધી "

બાપુ કહે "ટાગોરની કયા વાત કરીએ? એણે શુ નથી સાધ્યુ? સાહિત્યનુ એકે ક્ષેત્ર એણે છોડ્યુ છે? અને બધાયમા સર્વોપરિતા —એવી અલૌકિક શક્તિનો માણસ આપણે ત્યા તો નથી જ પણ જગતમાયે હશે કે કેમ એ વિષે શકા છે '

પછી વલ્લભભાઈ કહે પણ એમનુ 'શાતિનિકેતન ચલશે? એ તો વૃદ્ધ થયા, અને એમની જગ્યા લેનાર કોઈ રહ્યુ નથી "

બાપુ કહે મુશ્કેલ વાત છે ખરી પણ એ તો કેમ કહેવાય! ભગવાને આટલી અસાધારણ પ્રતિભાવાળો માણસ પેદા કર્યો તેનુ કામ એમ ને એમ બધ થઈ જાય એમ તો ન જ ઇચ્છ્યુ હોય '

વલ્લભભાઈ—'એ તો ઠીક પણ એની જે બધી અસાધારણતાઓ છે એ કોણ કયા ક્ષેત્રમા આણી શકવાનુ હતુ?"

મહાદેવભાઈ—' નદલાલ બોઝ, અસિત હલધર જેવા ઉત્તમ ચિત્રકારો ત્યા પડ્યા છે વિધુશેખર શાસ્ત્રી છે "

વલ્લભભાઈ—' ચિત્રકળા તો ઠીક એમની શાળા તો કેટલી ચાલે? આપણી તો ખાદી ને રેંટયો. એને માટે બાપુ થોડા જ જોએ? એ તો બાપુ ન હોય તો કૃપાલાનીયે આવીને ચલાવ્યા કરે લોકો ઉપાડી લઈ શકે એવી કોઈ વસ્તુ એમણે નથી આપી જે અખડ ચાલ્યા જ કરે "

મહાદેવભાઈ—"એક મહાત્મા કહેતા હતા કે ગાંધીજીની બધી વાતો લોકો ભૂલશે ત્યારે પણ ખાદી અને દારૂનિષેધ એ શાશ્વત રહેવાના છે "

બાપુ—"એનું કારણ જ એ છે કે એ સામાન્ય લોકોને રુચે છે, અને એ સામાન્યમા સામાન્ય માણસ પણ ચલાવ્યા કરી શકે "

આ સાંભળી મહાદેવભાઈ મનમા વિચારવા લાગ્યા કે, 'આશ્રમના અતિશયાશક્તો થોડા અને ધડકી લઈને સંભાળનારા અને દિનરાત એને વિષે જાગ્રત રહેવાનું કહેનાર કોણ? અનેક પ્રકૃતિના, અનેક પ્રદેશના, અનેક રુચિ અને શક્તિના સ્ત્રીપુરુષો અને બાળકોનો આપણો માળો બાપુ પછી કોણ ચલાવશે? ઈશ્વર. અહિંસા અને સત્યમા શ્રદ્ધા રાખનારા અને એને માટે મરનારા અજ્ઞાત માણસો એટલા બધા પડ્યા છે કે આપણી પોતાની ન્યૂનતા છતાં અવિશ્વાસને સ્થાન નથી હોતું '

પછી મહાદેવભાઈએ કહ્યું "ટાગોરને વિષે એમ કહેવાય કે આજ સુધી એમને ત્યા અસાધારણ પ્રતિભાવાળા માણસો ન ખેચાયા હોય તે કદાચ હવે તેમનું કામ ચાલુ રાખવાને માટે જોડાય શાંતિનિકેતન એમના આદર્શ પ્રમાણે જ ચાલુ રાખવાને નવા માણસો કેમ ન જોડાય?"

બાપુ કહે· "બહેરાબર છે આજે એમની પ્રચંડ શક્તિથી ઘણા આકર્ષાતા ન હોય તો ભવિષ્યમા એમ બને જ આજે પણ શામાનદ ચેટરજી જેવા તો છે જ, અને ઈશ્વર કૃપા હોય તો બીજા પણ આવે અને એમનું શ્રીનિકેતનનું કામ છે તે તો ચાલુ રહેશે. એમહર્સ્ટ જેવો માણસ વિલાયત છોડીને એ ચલાવવા માટે ચાલ્યો આવે તો મને આશ્ચર્ય નહીં થાય "

વલ્લભભાઈ કહે· "પણ મને તો આપણું કામ ધકયા કરશે એમ સ્પષ્ટ વિશ્વાસ છે એમા તાજુ વિચારવાપણું અને સમજવાપણું ન મળેને!"

બાપુ 'દેવદાસે એક સચોટ વાક્ય કાનમા વિષે 'લીડર'મા લખેલુ તે મને યાદ આવે છે—It is too simple to command attention and belief રેંટિયાની વાત એટલી બધી સાદી છે કે લોકોનું ધ્યાન અને શ્રદ્ધા તે આકર્ષી શકે નહીં "

## કાચ અને દર્પણ

શાહુકારીનો ધંધો કરતો એક વૃદ્ધ યાહુદી ધનનો બહુ જ લાલચુ હતો એક વાર એ પોતાના ધર્મગુરુ પાસે ગયો ધર્મગુરુએ એનો હાથ પકડ્યો અને તેને ખડકી પાસે લઈ આવ્યો ધર્મગુરુએ કહ્યુ "બહાર જો, અને મને કહે, તને ત્યા શું શું દેખાય છે!" યાહુદીએ જવાબ આપ્યો "મને કેટલાક પુરુષો, સ્ત્રીઓ અને નાના નાનાં બાળકો દેખાય છે "

પછી ધર્મગુરુ એને અરીસા પાસે લઈ ગયા અને પૂછવા લાગ્યા "હવે તને શું દેખાય છે?" યાહુદી કહે, "હવે તો માત્ર હું મારી જાતને જ જોઈ શકું છું "

ધર્મગુરુ બોલ્યા "જો, ખડકીમા પણ આડો કાચ હતો અને આ દર્પણ પણ કાચનો જ બનેલો છે પરંતુ ફેર એટલો છે કે દર્પણના કાચ પર થોડીક ચાંદી લગાડેલી છે અને એ ચાંદીને કારણે જ તું બીજાઓને જોઈ શકતો નથી, ફક્ત તારી જાતને જ જોઈ શકે છે!"



## બાપુજીની મીઠી વાતો - ૩.

સાને ગુરુજી

આજે હું જરા ગંભીર વાત કરીશ. મહાત્માજીએ પોતાના જીવનમાંથી બધા પ્રકારનો ભય કાઢી નાખ્યો હતો. તેઓ નિર્ભય બન્યા હતા. નિર્ભયતા એટલે જ મોક્ષ. સંસ્કૃતમાં એક વચન છે:

'આનન્દં બ્રહ્મણો વિદ્વાન્ ન બિભેતિ કુતશ્ચન।'

એનો અર્થ એવો થાય છે કે, 'જેણે બ્રહ્મનો આનંદ જાણ્યો છે તેને ક્યાંય ભય લાગતો નથી.'

મહાત્માજી ચરાચરમાં પોતાના આત્માને જોતા. તો પછી જ્યાં પોતાનો જ આત્મા દેખાતો હોય, ત્યાં કોણ કોનાથી ગભરાય? સાચી વાત છે ને?

હું જે પ્રસંગ કહેવા માગું છું તે આ રહ્યો:

રૉલૅટ કાયદા વિરુદ્ધ મોટી ચળવળ ગાંધીજીએ આખા દેશમાં ઉપાડી. તેમાંથી જ જલિયાંવાલા બાગનો બનાવ બન્યો. તેમાંથી અસહકાર, કાયદાભંગ આગળ આવવાના હતા. સ્થળે સ્થળે પ્રવાસ કરીને થાકી ગયેલા મહાત્માજી આશ્રમમાં આરામ લેવા આવ્યા. પ્યારા બાપુ હતા. તે વખતે આશ્રમ નાનો હતો. એને સ્થાપનાને હજી ત્રણચાર વર્ષ જ થયાં હતાં. વિનોબાજી જેવા, અપ્પાસાહેબ પટવર્ધન જેવા તેજસ્વી ધ્યેયાર્થી સાધકો આશ્રમમાં આવીને રહ્યા હતા. અને ૧૯૧૯ની બીજી ઑક્ટોબરનો દિવસ આવ્યો. ગાંધીજીને પચાસ વર્ષ પૂરાં થતાં હતાં અને એકાવનમું વરસ શરૂ થવાનું હતું. આશ્રમવાસીઓએ નાનકડો આનંદ-સમારંભ ઊજવવાનું ઠરાવ્યું. માળા, હાર, તોરણો લગાડીને બધે શોભા કરવામાં આવી. સમારંભનો વખત થયો. ગાંધીજી આવીને બેઠા. સમારંભમાં સત્યાર્થીઓનો મેળો મળ્યો હતો. જાણે ચંદ્રની આસપાસ તારાઓ, સૂર્યની આસપાસ કિરણો, કમળની આસપાસ ભમરાઓ! ગાંધીજી બોલ્યા –

"મને આજે પચાસ વર્ષ પૂરાં થયાં. હવે થોડાં વર્ષો બાકી રહ્યાં. મને એકાવનમું વર્ષ બેઠું છે. પચાસ પૂરાં થયાં અને વનપ્રવેશ શરૂ થયો, એટલે તમે આનંદ દાખવો છો. મારું એકાવનમું વર્ષ શરૂ થયું માટે તમે

પૂર્ણ આનંદમાં આવી ગયા છો. પ્રભુને તમે ધન્યવાદ આપો છો. સારી વાત છે. અને આ માળા, આ હાર! એનો મને કંઈ મોહ નથી. પરંતુ તમે પ્રેમથી આ બધું કર્યું છે. તમારી ભાવના હું સમજી શકું છું ઠીક છે. પરંતુ મારે તમને એક વાત કહેવાની છે તે વીસરી જતા નહિ તમે મારો જન્મદિન જેટલા આનંદથી ઊજવો છો તેટલા જ આનંદથી મારા મૃત્યુનો દિવસ પણ ઊજવજો. આજે જે પ્રમાણે પ્રભુનો આભાર માનો છો તે જ પ્રમાણે પ્રભુએ મને પોતાની પાસે બોલાવી લીધો એ માટે પણ તેનો કૃતજ્ઞતાપૂર્વક આભાર માનજો. જીવન અને મરણ એ બન્ને તેની મંગળ ભેટ છે. નહિ તો મારા મરણ વખતે જો તમે રડતાં બેસશો તો આ વિનોબા અહીં હંમેશ ગીતા વાંચે છે તેનો શો ઉપયોગ!”

મહાત્માજીએ મરણભય પોતાના મનમાંથી આફ્રિકામાં હતા ત્યારથી સંપૂર્ણપણે કાઢી નાખ્યો હતો. તેઓ મુક્ત પુરુષ હતા.

## શિક્ષણ અને લલિતકળા

કિશોરલાલ ઘ. મશરૂવાળા

નાટક, નાચ, સંગીત, ચિત્રકળા આદિ લલિતકળાઓ બે રૂપે ખીલવી શકાય: એક સ્વસંતોષાર્થે, અને બીજી ધંધાર્થે. ધંધાર્થે ખીલવનારાઓના પદ્ધતિ અને ધોરણ આશ્રયદાતાઓની રુચિનો ખ્યાલ કરીને અને તેમની પોતાની કળા મોહક લાગે એ રીતે ગોઠવાય છે. એમાં ઉત્તેજક હાવભાવ, શૃંગાર, શોભા વગેરેની સાથે જ કળાને મેળવેલી હોય છે. ઘણી વાર કળા ગૌણ હોય છે અને કૃત્રિમ શોભા અને મદ ઉત્પન્ન કરનારી સામગ્રી અને ચેષ્ટાઓ જ વધારે હોય છે. આને પરિણામે બાપડા કળાકારોના જીવન ચારિત્ર્યમાં અત્યંત ઊતરી જાય છે. ઉદરપોષણાર્થે એમને લોકોની હીન રુચિઓને ઉત્તેજવી અને પોષવી પડે છે અને તેના ભોગ પોતાનેયે બનવું પડે છે.

શાળાઓમા ઊજવવાનાં નાટકો અને નૃત્યોનુ પ્રયોજન ધંધાર્થે તેનું શિક્ષણ આપવાનુ નથી. આથી સિનેમા, રંગભૂમિ, નૃત્યશાળા વગેરેના યોજકો શાળાના ગુરુજનો ન થવા જોઈએ. એટલે કે શાળાના નાટ્ય સમારંભોમાં એમનું અનુકરણ કરવાનો વિચાર જ ન હોવો જોઈએ, મોહ તો રખાય જ ક્યાંથી! ઊલટું, અને તો શાળાના કળાગુરુઓનો એ આદર્શ હોવો જોઈએ કે સાદામાં સાદાં સાધનોથી અને અત્યંત શિષ્ટ અને અને સંયમપૂર્ણ અભિનયથી પણ કળાને પૂર્ણપણે ખીલવી શકાય છે અને પૂરેપૂરો આનંદ અનુભવી શકાય છે એમ સિદ્ધ કરી બતાવવું, અને રાજસવૃત્તિના કળાકારો તથા પ્રેક્ષકોને શુદ્ધ રુચિનો સ્વાદ ચખાડવો.

નાટક, નાચ, સંગીત વગેરે સર્વે ભોગવૃત્તિ સાથે સંબંધ ધરાવનારી કળાઓની બાબતમાં આપણે આ કદી ન ભૂલવું જોઈએ કે રાષ્ટ્રનું ભાવિ સંયમી પ્રજાઓના હાથમાં છે. આથી, આપણી કળાની ખિલવણીની રીત સંયમવૃત્તિને પોષક જ હોવી જોઈએ. એક ભોગ બીજી ભોગવૃત્તિઓને ઉશ્કેરે છે આથી બાળકના નાટકના લેબાસમાં અને મંડનમાં એને ફાંકડા બનવું પડે એવું ન યોજવું જોઈએ.

# બદબો અને અસ્વચ્છતા

મુકુલભાઈ

બાહ્ય જીવનમા આપણે બદબો કે અસ્વચ્છતાને સહન કરી શકતા નથી જરાયે ખરાબ ગંધ આવે કે તરત જ આપણે નાક પર હાથ મૂકી દઈ એ જગ્યા એથી દૂર નાસીએ છીએ સ્વચ્છ વાતાવરણમા રહેવાની ટેવ હોય તો જરાપે અસ્વચ્છતા જણાય કે આપણે અકળાઈ ઊઠીએ છીએ

પણ આ તો થઈ બહારના જીવનની વાત આપણી એક આતરિક સૃષ્ટિ પણ રહેલી છે એની વ્યાખ્યા પણ જુદી જ હોય છે આતરિક સૃષ્ટિમા આત્માએ નક્કી કરેલા મૂલ્યો હોય છે માણસને બાહ્ય જગતમા જે સુખરૂપ જણાતુ હોય તે એના આતરિક જગતમા દુખનુ કારણ બને છે આતરિક જગતમા અસત્યને સ્થાન નથી, અશુદ્ધિને સ્થાન નથી, દાંભિક પ્રતિષ્ઠાને સ્થાન નથી એ મુજબ બદબો અને અસ્વચ્છતાની કલ્પના પણ આપણા આતરિક જગતમા જુદી જ હોય છે આ વિષે મને એક વાત યાદ આવે છે

એક ફકીર હતો અને એક સાધુ હતો બને જણ ગામેગામ સાથે જ ફરે, ભજન ગાય ખુદાનુ નામ લે અને બધાને સારો ઉપદેશ આપે આ બનેના ભક્તિપરાયણ જીવનની અસર બધા ગામલોકો પર પડતી *અને બધે એમના ગુણગાન થવા લાગતા

એક દિવસે એ બને જણ ફરતા ફરતા એક નાનકડા શહેરમા આવ્યા ત્યાના એક મોટા વેપારીને એમના આગમનની ખબર પડી તે દોડતો દોડતો એમની પાસે ગયો અને અરજ કરવા લાગ્યો

'ફકીર બાબા તમે મારે ઘેર ઉતારો કરો."

ફકીર કહે, "ના ભાઈ, તારે ત્યા તો બધે બદબો છે મારાથી ત્યા ન રહેવાય"

વેપારી વિચાર કરવા લાગ્યો કે હુ મારા ઘરને એટલુ ચોખ્ખુ રાખુ છુ કે ત્યા બદબો હોય જ ક્યાથી! પછી તેણે સાધુને અરજ કરી

સાધુ બોલ્યા, "ના ભાઈ, તારે ત્યા તો બધે અસ્વચ્છતા છે મારાથી ત્યા પગ ન મુકાય"

વેપારી તો હેબતાઈ જ ગયો! પણ તેણે તો જ્યા આ બને જણ જાય ત્યા જવાનો નિશ્ચય કર્યો

સાધુ અને ફકીર તો ચાલતા ચાલતા એક કસાઈની દુકાને આવીને ઊભા રહ્યા કસાઈ આ બે સતોને પોતાને બારણે આવેલા જોઈને ભક્તિવશ બની ગયો અને તેમના પગમા ઢળી પડ્યો પછી તેણે બહુ ભાવથી એમનુ સ્વાગત કર્યુ

વેપારી તો આસપાસ માસ પડેલુ જોઈ એની બદબોથી અકળાઈ ગયો અને નાકે રૂમાલ ધરવા લાગ્યો

થોડી વારમા તો પેલા કસાઈએ દુકાન બધ કરી પોતાને બારણે આવા સતપુરુષ આવ્યા હોય પછી એને કામ કરવાનુ ક્યાથી મન થાય? એ બનેને લઈ પોતાને ઘેર ગયો વેપારી પણ સાથે જ ગયો ત્યા પણ કાપેલા પશુના હાડકાચામડા પડેલા હતા અને બધુ અસ્વચ્છ દેખાતુ હતુ

વેપારી તો વિચારમા જ પડી ગયો!

ત્યા થોડી વાર બેઠા પછી સાધુ અને ફકીર એ ભાવિક કસાઈની રજા લઈ બીજે જવા ઊઠ્યા વેપારી તો વિચારમા ડૂબ્યો હતો સાધુ અને ફકીર શહેરનો દરવાજો ઓળગી બીજે ગામ જવા લાગ્યા વેપારી તરત જ એમને પગે પડ્યો અને કરગરીને બોલ્યો

*પ્યારા બાપુ

"સાધુજન, મને સમજાવો કે તમે મારે ત્યાં શા માટે ન આવ્યા?"

ફકીર બોલ્યો: "તારે ત્યાં બદબો આવે છે. તું અપ્રમાણિકપણે વેપાર કરે છે, ખોટી રીતે પૈસા ભેગા કરે છે. તેથી તારે ત્યાં પ્રભુના પ્રેમની સુવાસ નથી, શેતાનની બદબો છે. તેથી અમે તારે ત્યાં આવીએ તો, જેમ તેં કસાઈની દુકાને નાકે રૂમાલ ધર્યો હતો તેમ અમને નાક બંધ કરવું પડે. પેલો કસાઈ ભલે કેવો પણ ધંધો કરે છે તોયે તે પોતાના ધંધામાં પ્રામાણિક છે. તે ખુદાની બંદગી કરે છે. તેથી ત્યાં બધે ખુદાની સુવાસ ફેલાયેલી છે."

પછી સાધુ બોલ્યો: "તારે ત્યાં બધે અસ્વચ્છતા છે. કારણ કે તું કેટલાયે લોકોનું લોહી ચૂસીને ધન કમાયો છે. કેટલાયે ગરીબ લોકોનાં મોંમાંથી રોટલો ઝૂંટવી લઈને તું મોજ માણે છે. તેથી અમને તો ત્યાં બધે લોહી, ગરીબની હાય અને તેઓનાં દુખાં રુદન જ દેખાય. એ બધું તારા ઘરના વાતાવરણને મલિન કરી દે છે. પેલા કસાઈને ત્યાં ભલે જેવું તેવું પડ્યું હોય તોયે ત્યાં મહેનતની નિર્મળતા નજરે પડે છે. બધે પ્રભુનું ગીત સંભળાય છે. બધે આનંદ નજરે પડે છે. તેથી જો અમે તારે ત્યાં આવીએ તો જેમ તું કસાઈને ઘેર અકળાઈ ગયો હતો તેમ તારે ત્યાં અમે અકળાઈ મરીએ."

સાધુ અને ફકીરની વાત સાંભળીને પેલો વેપારી તો બાપડો અવાક બની ગયો!

પછી સાધુ અને ફકીર પ્રભુનું ભજન ગાતા ગાતા ત્યાંથી આગળ ચાલ્યા.

## 'દોનોં હાથ ઉલીચિયે'

વિનોબાજી

કેટલાક લોકો પાસે હજાર, બે હજાર, ચાર હજાર એકર જમીન પડી છે અને કેટલાક લોકો પાસે બિલકુલ જમીન નથી. આવો ભેદ કેવી રીતે ચાલશે? એથી હિંદુસ્તાન કેવી રીતે ટકી શકશે? તમે એ જરા વિચારો. જુઓ, પાણી શું કરે છે? કૂવાનું પાણી જુઓ. એમાંથી એક ડોલ ભરીને પાણી લઈ લઈએ તો તમે જોશો કે એ કૂવામાં એક ડોલ જેટલો ખાડો નથી પડતો. ચારે બાજુએથી પાણીનાં બિંદુઓ જોરથી આવી જશે અને જ્યાંથી પાણી લઈ લેવામાં આવ્યું હતું ત્યાં ખાડો પડવા નહીં દે. તો સમાજ પાણીના જેવો હોવો જોઈએ. જેમ પાણી પોતાનામાં ખાડો પડવા નથી દેતું તે જ રીતે સમાજમાં ખાડો ન પડવો જોઈએ. સમાજના લોકોને એની ફિકર રહેવી જોઈએ.

છેવટે હું તમને કબીરનું એક વચન સમજાવીશ. 'પાની બાઢો નાવમેં' હોડીમાં પાણી વધી ગયું, 'ઘરમેં બાઢો દામ' ઘરમાં પૈસા વધી ગયા. જેમ હોડીમાં પાણી ભરાય એ જોખમ છે તે જ રીતે ઘરમાં પૈસા વધી જાય એ જોખમ છે. પાણી જોઈએ પણ તે હોડીની અંદર નહીં, પણ હોડીની બહાર જોઈએ. પૈસા સમાજમાં જોઈએ, ઘરમાં નહીં. ઘરમાં જો પૈસા વધી જાય તો જોખમ સમજો. પછી શું કરશો? 'દોનોં હાથ ઉલીચિયે' બન્ને હાથો વડે પાણી બહાર ફેંકી દો. તો જેના ઘરમાં પૈસા ભરાઈ ગયા છે તેની હોડીમાં પાણી ભરાયું છે. પોતાની હોડી સમુદ્ર તરી જાય એમ જો તે ઇચ્છે તો તેણે પાણી હોડીમાંથી કાઢી નાખવું જોઈએ.

ભક્તરાજ [અનુસંધાન પૃ૦ ૬૨ થી ચાલુ]
રસ્તે મળનાર કોઈની સાથે પણ તે જરાયે બોલ્યો નહિ કોઈ એને રસ્તે સવાલ પૂછતુ, તોયે તેને જવાબ આપ્યા વિના બીજુ કાઈ એ પોતાને રસ્તે જવા લાગ્યો છેવટે જ્યા દોડડાહ્યો એને મળ્યો હતો એ જગ્યાએ તે આવી પહોચ્યો પછી ત્યા કઈક છુટકારાનો દમ લઈ તે દરવાજા ભણી ઉતાવળે ડગ ભરવા મડ્યો અને થોડા વખતમા તે નિર્દેશેલા દરવાજા પાસે આવી પહોચ્યો ત્યા દરવાજા ઉપર લખ્યુ હતુ 'બારણુ ઠોક અને તે તારા માટે ઊઘડશે.'

એટલે ભક્તરાજે બે ત્રણ વાર બારણુ ઠોક્યુ અને આખરે ગભીર મુખાકૃતિવાળા માણસે આવીને બારણું ખોલ્યુ તે માણસનુ નામ 'કલ્યાણ' હતુ તેણે ભક્તરાજને ત્યા આવવાનુ કારણ પૂછ્યુ

એટલે ભક્તરાજ બોલ્યો "હુ તો ભારથી લદાયેલો પાપી માણસ છુ અને હું 'વિનાશની નગરી'માથી આવુ છુ ત્યા ભવિષ્યમા થનારા ભયકર ઉલ્કાપાતમાથી બચવા માટે હુ આ તરફ આવ્યો છુ મને એમ જણાવવામા આવ્યુ છે કે એ આપત્તિમાથી બચવાનો રસ્તો મને અહીં બતાવવામા આવશે તેથી હુ અહીં આવ્યો છુ આપ મને અદર દાખલ કરશો કે?"

કલ્યાણે કહ્યુ "જરૂર, ખુશીથી તમે અદર આવી શકો છો." એમ કહી તેણે બારણું ઉઘાડ્યુ પરતુ જેવો ભક્તરાજ દાખલ થવા ગયો કે તરત જ એક માણસે તેને ઝડપથી અદર ખેચી લીધો આ જોઈને ભક્તરાજે પૂછ્યુ "તમે આમ શા માટે કર્યું?"

કલ્યાણે કહ્યું "અહીંથી થોડે દૂર એક મજબૂત ગઢ બાધીને અસુર લોકો રહે છે એ અસુર લોકો અહીં દાખલ થનારને મારી નાખવા ત્યાથી બાણ છોડે છે તેથી તને આમ ઝડપથી ખેચી લીધો"

ભક્તરાજને પછી કલ્યાણે પૂછ્યુ "તને અહીં આવવા કોણે સૂચવ્યુ હતુ?"

ભક્તરાજ—ધર્મદૂતે મને અહી આવવા અને બારણુ ઠોકવા સૂચવ્યુ હતુ તેમણે એમ પણ કહ્યુ હતુ કે, હવે પછી મારે શુ કરવુ એ વિશેની માહિતી પણ આપ આપશો

કલ્યાણ—આ બારણા તારે માટે હમેશા ખુલ્લા જ છે, અને કોઈ પણ એ બધ કરી શકશે નહીં

ભક્તરાજ—હમણા સુધી જે મુશ્કેલીઓ વેઠી, હવે તેનુ ફળ મને મળતુ લાગે છે

કલ્યાણ—પણ તુ એકલો જ શી રીતે આવ્યો? તારી સાથે કોઈ આવવા તૈયાર ન થયુ?

ભક્તરાજ—ના કારણ કે મારા પડોસીઓ ભવિષ્યમા જે આપત્તિ આવવાની છે તે મારી માફક જોઈ શક્યા નહિ

કલ્યાણ—તુ અહીં આવ્યો છે એ વાત કોઈ જાણે છે ખરુ?

ભક્તરાજ—હા જી મારી પત્નીએ તેમ જ છોકરાઓએ મને પહેલા અહીં આવતો જોયો અને તેઓ મને પાછો ફરવાનુ કહેવા લાગ્યા, વળી કેટલાક પડોસીઓ પણ સાદ પાડીને મને પાછો બોલાવવા લાગ્યા પણ મે તો કાનમા આગળી ખોસીને આ તરફ જ દોડવા માડ્યુ

કલ્યાણ—ઠીક, પણ તેઓમાથી કોઈ તારી પાછળ પડીને તને ઘેર પાછો લઈ જવા તૈયાર નહોતુ થયુ?

ભક્તરાજ—હા જી, હઠદાસ અને પોચટદાસ એ બને જણા આવ્યા હતા ખરા, પરતુ જ્યારે તેઓને ખાતરી થઈ કે હું નમતુ આપુ એમ નથી, એટલે હઠદાસ પાછો

આવ્યો ગયો, પણ પોચકીદાસ થોડેક સુધી મારી સાથે આવ્યો હતો ખરો

કલ્યાણ—પણ એ તારી સાથે અહીં સુધી કેમ ન આવ્યો?

ભક્તરાજ—'નિરાશાની રણભૂમિ' સુધી એ મારી સાથે આવ્યો પણ એમા અમે બને પડીને ખૂપવા લાગ્યા એટલે પોચકીદાસ ગભરાઈ ગયો અને તેણે આગળ આવવાની હિંમત ન કરી! એ ત્યાથી જ દોટ મૂકીને ઘેર ભાગી ગયો

કલ્યાણ—અરેરે, બાપડાને સ્વર્ગીય સુખની મહત્તા સમજાઇ નહિ કે તે આટલી મુશ્કેલી વેઠી ન શક્યો અને જીવ વહાલો ગણી નાસી ગયો?

ભક્તરાજ—મે પોચકીદાસ વિષે તમને સાચી હકીકત કહી, અને એ જ રીતે મારી પણ સાચી હકીકત તમને જણાવુ તો મારામા અને પોચકીદાસમા કશો ફરક જણાશે નહીં એ વાત સાચી કે પોચકીદાસ પોતાને ઘેર ભાગી ગયો, પરતુ દોઢડાહ્યાની દુન્યવી સુખની વાતો સાભળીને ભોળવાઇ જઈ હું પણ મોતને રસ્તે ચડી ગયો હતો!

કલ્યાણ—અરે, શુ તુ પણ એની જાળમા ફસાઈ પડ્યો હતો! એ લોકો તો મોટા ઠગારા છે તે પણ એનું કહ્યુ માન્યું! અને ખોટે માર્ગે ચડી ગયો!

ભક્તરાજ—અરે, મારી મૂર્ખાઇની શી વાત કરુ! એ તો ભગવાનની કૃપાથી ધર્મદૂતે મને એ મોટી આફતમાથી બચાવી લીધો નહિ તો મારુ આવી જ બન્યુ હોત!

કલ્યાણ—ચાલો, હવે જે થયુ તે થઇ ગયુ કેટલીયે ભૂલ કરનાર જો આ સન્માર્ગે આવવાનો પ્રયત્ન જારી રાખે અને અહીં આવી પહોચે તો તેના બધા સ્ખલનો ક્ષમ્ય છે અહીં સુધી તુ આવ્યો એ જ તારી મોટી સિદ્ધિ છે હવે ભક્તરાજ, તુ મારી સાથે આવ, તારે હવે જે રસ્તે જવાનુ છે એ વિશેની સૂચના તને આપુ છું એ બધુ તુ બરોબર ધ્યાન દઇને સાભળજે તારુ જરૂર કલ્યાણ થશે

સામેની બાજુએ જો, તને પેલો સાકડો રસ્તો દેખાય છે કે? એ જ રસ્તે તારે જવાનુ છે સતોએ, મહાત્માઓએ, પયગબરોએ, શહીદોએ એ રસ્તો બનાવ્યો છે એ રસ્તો સીધેસીધો પસાર થાય છે એ સીધા તેમ જ સાકડા રસ્તે તારે જવાનુ છે

ભક્તરાજ—અજાણ્યા પ્રવાસીને ભુલાવામા નાખી દે એવા વગાડ તેમ જ ખુણાખાચા એ રસ્તે શુ નથી આવતા?

કલ્યાણ—હા, એવા ઘણા રસ્તા આસ પાસથી આવીને એને મળે છે તે રસ્તાઓ પહોળા અને વળાકવાળા છે પણ તને ખરો તેમ જ ખોટો માર્ગ ઓળખતા આવડવુ જોઇશે ખરો માર્ગ હમેશા સીધો અને સાકડો હોય છે

પછી ભક્તરાજે કલ્યાણને પૂછ્યુ "ભાઇ, મારા ખભા પર આ જે ભારે બોજો છે તે દૂર કરવા આપ મને મદદ ન કરી શકો? હું તો ખરેખર આ ભારથી ત્રાસી ગયો છુ!"

કલ્યાણ—જ્યારે તુ તારી મુક્તિને સ્થાને પહોચી જશે ત્યારે તે આપોઆપ તારા ખભા પરથી હેઠો પડી જશે

પછી ભક્તરાજ આગળ જવા માટે કમર કસીને તૈયાર થઇ ગયો કલ્યાણે તેને કહ્યુ "ભક્તરાજ, આ દરવાજેથી થોડે દૂર જતા 'દર્શક' નામના સજ્જનનુ ઘર આવશે તેનુ બારણુ તુ ઠોકજે તને તે ઉત્તમ વસ્તુઓ બતાવશે"

પછી ભક્તરાજ કલ્યાણના આશીર્વાદ લઇ આગળ પ્રયાણ કરવા લાગ્યો (ચાલુ)




# મણકો ૩જો - અહિંસા

ધ મ્મનાતી અનુવાદ બ પટેલ

અહિંસા, મારા નમ્ર મત પ્રમાણે, રીતસર સમજવામા આવે તો તે ઐહિક તેમજ પારલૌકિક સર્વ દુખોને મટાડવા માટે ચિંતામણિરૂપ છે તેનુ અતિશય સેવન કરવુ શકય નથી અહિંસા બીજા ગુણોના સેવનની આડે નથી આવતી પરતુ અહિંસાનુ પ્રાથમિક રૂપે પણ સેવન થઈ શકે તે પૂર્વે બીજા ગુણોનુ સેવન આવશ્યક છે મહાવીર અને બુદ્ધ સૈનિકો હતા, તેમ જ ટૉલ્સ્ટૉય પણ હતા તેઓને જ પોતાની પ્રવૃત્તિનુ ગભીર સ્વરૂપ યથાર્થ રીતે ખ્યાલમા આવ્યુ હતુ તેઓ જ યોગ્ય, સુખી, ઉદાત્ત અને દૈવી જીવનનુ રહસ્ય મેળવી શકયા હતા. આપણે આ ઉપદેશકોના સહભાગી બનશુ, તો આપણો દેશ ફરીથી પાછો દેવોનુ નિવાસ સ્થાન બનશે

રિચર્ડ ગ્રેગ સાહેબ મને લખે છે કે ' હું બહુ જાણતો નથી, તેથી અચકાઉ છુ, પણ આપને એક વિચાર દર્શાવવાનુ સાહસ કરુ છુ હિંદુસ્તાનની આજની અંદરો અંદરની જાતીય લડાઈનો વિચાર કરતા લોકોનો નૈતિક દોષ તેમા બહુ નજરે આવતો નથી એ હિંસા જાતીય ધૃણા અથવા એક બીજામા એટલો બધા અવિશ્વાસ નથી બતાવતી કેમ કે જનતાનો ગુસ્સો અને એની ઉપરની સદીઓથી લદાતી આવેલી પીડા જોતા એ કઈ વિશેષ ન ગણી શકાય મનો વિજ્ઞાન આપણને શીખવે છે કે બચપણની અંદર દબાઈ રહેલ ગુસ્સા, અવિશ્વાસ આદિની ચિનગારીઓ જીવનમા પ્રસગ મળતા ભભૂકી ઊઠે છે, અને તે હિંસા, લડાઈ આદિનુ રૂપ સ્વત લે છે યહૂદીઓ પર યુરોપમા જે જુલ્મ થયો હતો ને તેના પરિણામે હિંસક કામોની જે જડ જામી હતી તે અમે સમજી શકીએ છીએ એ રીતે હિંદુસ્તાનમા આજે ગુસ્સો હિંસારૂપ ભયાનક શક્તિરૂપે ફૂટી નીકળ્યો છે સર્વ મુલકોના ઇતિહાસમાથી જાણી શકાય છે કે જ્યારે રાજસત્તા એક હાથમાથી બીજા હાથમા જાય છે ત્યારે થોડી ઘણી ખૂનખરાબી થાય છે એ વખતે જનતા કોઈ કોઈના જુલ્મનો શિકાર તો બને છે, અને તેથી તેના દિલમા છૂપી રીતે દબાયેલ પુરાણો ગુસ્સો જ્યારે સત્તા એક હાથથી બીજાના હાથમા જાય છે ત્યારે અથવા કોઈ સ્વાર્થી નેતા તેનો લાભ ઉઠાવવા માગે છે ત્યારે, હિંસારૂપે તેનો ભડકો

થય છે વળી હિંદુસ્તાનની જાતીય લગાઈ કે એક બીજી કોમ પ્રત્યે અવિશ્વાસની વૃત્તિ એટલી બધી તીવ્ર નથી આથી એમ માનું છું કે જ્યારે આપ આપના લોકોને ગ્રામપંચાયત અથવા સંમિલિત કુટુંબ જેવી કલ્યાણકારી સંસ્થાઓ તરફ આકર્ષશો ત્યારે લોકોની શક્તિ હિંસામાંથી પાછી વળીને ઉપરના સર્વોદય-કામમાં લાગી રહેશે તેમ જ ખાદીના કાર્યમાં શરણાર્થીઓને જોડી દેવાથી તેઓની શક્તિ એ કલ્યાણકારી કામમાં લાગી રહેશે આપ તરફ અને હિંદુસ્તાન તરફ પ્યાર હોવાથી આ લખી રહ્યો છું" ઘણા માનસશાસ્ત્રીઓએ મને મનોવિજ્ઞાનની વિદ્યા શીખવાનું કહ્યું છે, પણ સમય ન મળવાને કારણે મને દુઃખ થાય છે કે તે હું કરી શકયો નથી ગ્રેગ સાહેબનો પત્ર મારી સમસ્યા નથી ઉકેલી શકતો અને વળી તે પત્ર મારા દિલમાં મનોવિજ્ઞાન જાણવાની પ્રેરણા પણ નથી કરતો તેથી મારી શંકાનું સમાધાન થવાને બદલે ઊલટી ગૂંચ વધે છે 'ભવિષ્યને માટે આશા' તો મે કદીયે ખોઈ નથી અને કદી ખોવાનો પણ નથી, કેમકે તે તો મારા અહિંસાના અમર વિશ્વાસમાં જ છે હા, મને ચોકસ જણાયું છે કે-સંભવ છે કે અહિંસા અમલમાં મૂકવાની મારી કલામાં કોઈ દોષ છે વાસ્તવિક રીતે તો અંગ્રેજી રાજ્ય દરમ્યાન ત્રીસ વર્ષની અહિંસક લડાઈમાં અમે અહિંસાને પૂરી સમજ્યા નહિ આથી આજે શાંતિ જનતાએ બહુ ધીરજથી આ લડાઈમાં રાખી, તે શાંતિ અંદરની નહિ, પણ ઉપરની હતી જે વખતે અંગ્રેજી રાજ્ય ગયું તે વખતે દિલનો ગુસ્સો બહાર નીકળ્યો એ કુદરતી જ હતું કે તે ગુસ્સો જાતીય ઝઘડામાં ફાટી ઊઠયો કેમકે એ ગુસ્સો અત્યાર સુધી અંગ્રેજોની બંદૂકોથી દબાવી દીધો હતો મારી અહિંસા અમલમાં મૂકવાની કળા નિષ્ફળ થઈ, તો તેથી શું ? નથી અહિંસામાંથી વિશ્વાસ થોડો ઊઠી જઈ શકે? ઊલટું તેથી એમ જણાય કે મારા જોવામાંયે કોઈ દોષ હોઈ શકે છે મારો વિશ્વાસ સંભવ છે કે વધારે દૃઢ થઈ જાય છે



## અનુક્રમણિકા

૩૦ મે ૧૯૫૨


| | | પૃ |
|---|---|---|
| ૧ ત્રીજો ચમત્કાર | ભગવાન બુદ્ધ | ૮૫ |
| ૨ પ્રેમ સગાઈ | સૂરદાસ | ૮૬ |
| ૩ અવૈર વૃત્તિ | પદ્મનાભ શ્રી જૈની | ૮૭ |
| ૪ ધર્મનો પ્રણ | કાકા કાલેલકર | ૮૯ |
| ૫ આદર્શ અને જીવન સંગ્રામ | સતબલજી | ૯૦ |
| ૬ ભક્તરાજ | સુકુલભાઈ | ૯૧ |
| ૭ ધીરજની મહત્તા | ગુરુદયાલ મલ્લિકજી | ૯૩ |
| ૮ સરદારશ્રીની વાણી | સું૦ કો૦ | ૯૪ |
| ૯ પ્રતિકારનો માર્ગ | ઉજ્જવળ કુંવરજી | ૯૫ |
| ૧૦ હૃદયલહરો | સું૦ | ૯૬ |
| ૧૧ બાપુના પત્રો | | ૯૭ |
| ૧૨ ચંડાળ કોણ? | ગોપાળદાસ પટેલ | ૯૮ |
| ૧૩ જિંદગીની મહત્તા | જવાહરલાલ નેહરુ | ૧૦૦ |
| ૧૪ નિગ્રહનું કરણું | કેદારનાથજી | ૧૦૧ |
| ૧૫ મોટાઈનું માપ | બબલભાઈ મહેતા | ૧૦૨ |
| ૧૬ ત્રિવેણી સંગમ | સું૦ કો૦ | ૧૦૩ |
| ૧૭ કાચ અને દર્પણ | | ૧૦૪ |
| ૧૮ બાપુજીની મીઠી વાતો | સાને ગુરુજી | ૧૦૫ |
| ૧૯ શિક્ષણ અને લલિતકળા | કિ૦ ઘ૦ મ૦ | ૧૦૬ |
| ૨૦ બાળકો અને અસ્વચ્છતા | સુકુલભાઈ | ૧૦૭ |
| ૨૧ દેનો હૃદય ઊલીચો | વિનોબાજી | ૧૦૮ |
| ૨૨ ગાંધી માળા | ચંદુલાલ બ. પટેલ | ૧૧૧ |

ખરેખર, સ્વરાજ મળ્યા પહેલાના અને સ્વરાજ મળ્યા પછી બાપુજીના અવસાન સુધીના દિવસોનું સ્મરણ કરતા આપણું માથું લજ્જાથી નીચું નમી જાય છે જાણે આપણા દેશમાં બધે માનવતાવિહીન પાગલપણું જ વ્યાપી ગયું હતું! સદ્ગત રમણભાઈ નીલકંઠે યોગ્ય જ કહ્યું છે કે,

'દુર્વૃત્તિઓ જે જગવે જનોની,
તે એક માટે ભયનો ભરેલો
ભર્યો તળાવોતણી પાળ તોડી,
રોકી શક્યું છે જળધોધ કોણ?'

અને ખરેખર આપણા દેશબાંધવોમાં વ્યાપેલા કોમી ઝેરે જંગલીપણાનું જ દુ:ખદ દર્શન કરાવ્યું. બાપુજીનું હૃદય શતધા વિદીર્ણ થઈ જતું હતું. એક વાર બાપુજીનો પડ્યો બોલ ઝીલનાર ભારતવાસીઓ બાપુજીની અવગણના કરવા લાગ્યા. બાપુજીને વારંવાર કહેવું પડતું "મારું કયાં ચાલે છે!"

બાપુજીની સ્થિતિ મહાભારતમાં ભગવાન વ્યાસ કહે છે

'ઊર્ધ્વબાહુર્વિરૌમ્યેષ ન ચ કશ્ચિચ્છૃણોતિ મે।'
(ઊંચા ઊંચા હાથ કરી કરીને હું વારંવાર પોકારું છું પણ કોઈ મારું માનતું નથી) એના જેવી થઈ ગઈ હતી! એ શરમજનક દુ:ખદાયક ભૂતકાળનું તાદૃશ વર્ણન આ પ્રસ્તુત પુસ્તકના શ્રી બ્રજકૃષ્ણભાઈએ કર્યું છે. તે વખતના કેટલાક પ્રસંગો ખરેખર આપણા હૃદયના મર્મને ભેદી જાય એવા છે. એકાદ ઉદાહરણ લઈએ. એ પ્રસંગ આજે પણ એટલો જ મહત્ત્વનો લાગે એવો છે.

'રેંટિયાબારસ આવી. સવારમાં બાપુ હંમેશની જેમ ફરતા હતા. કોઈએ એમને કહ્યું કે સ્વરાજભવન પછી રાજેન્દ્રબાબુ મીઠાઈ વહેંચશે. આ વાત સાંભળીને એમને જેટલું દુ:ખ થયું તેટલું કદાચ કદીયે કોઈ વાતથી નહીં થયું હોય. નરહરજી પર અને મારા પર તૂટી પડ્યા. 'દેશમાં દુકાળ પડ્યો છે, લોકો ભૂખે મરે છે, ખાવા અનાજ મળતું નથી અને તમે મીઠાઈ વહેંચાવશો? મારી પાસે રહીને તમે આ શીખ્યા? મારા અંતરમાં આગ લાગે છે, તેમાં આથી ઘી હોમાશે. મારે શું કરવું તેનો વિચાર કરવો પડશે.' વળી પાછા ગંભીર થઈને કહેવા લાગ્યા. 'આ રીતે મારાથી એકસોપચીસ વરસ કેમ જિવાય? મારામાં સંપૂર્ણ અનાસક્તિ નથી તેથી મને આટલું લાગે છે, નહીં તો મારા પર આ વસ્તુની આટલી અસર કેમ થાય? તમે નથી હરિજનોની કે નથી સ્વયંસેવકોની સેવા કરતા. હરિજન ભિખારી નથી કે તેમને જરા કંઈક વહેંચો. તમે મારો દિવસ બગાડ્યો!'

આવા કેટલાક મનનીય પ્રસંગો આ પુસ્તકમાં શ્રી બ્રજકૃષ્ણભાઈએ વર્ણવ્યા છે. આ અમૂલ્ય પુસ્તકમાં લેખક ૧૯૧૯ થી તે બાપુજીના અંતીમ કાળ સુધીના અગત્યના પ્રસંગો તારીખવાર ઉલ્લેખ સહિત સરળ અને પ્રવાહી શૈલીમાં આપણા હૃદયને સ્પર્શી જાય એ રીતે વર્ણવ્યા છે.

ખરેખર, આ પુસ્તકને વાંચતા આપણને એક વિદ્વાનના કથનનું સ્મરણ થાય છે. 'This is not a book. Who touches it touches a man.'— આ કંઈ જડ પુસ્તક નથી. જે કોઈ એને સ્પર્શે છે તે માનવને જ સ્પર્શે છે —'બાપુની સેવામાં' એ પુસ્તક તો પાવનકારી ગાંધી તીર્થ ઉદક છે, એક મૂક સેવકની બાપુ પ્રેમ-ગાથા છે, નમ્ર હૃદયનું ઉદાત્ત દર્શન છે, બાપુના જીવનની સ્મરણસંહિતા છે, બ્રહ્માત્માનો જીવનનિચોડ છે.

'બાપુની સેવામાં' એ મૂળ પુસ્તક હિંદીમાં છે. શ્રી. કરીમભાઈએ તેનો ગુજરાતી અનુવાદ કર્યો છે અને નવજીવન પ્રકાશન મંદિરે તેને ગુજરાતને ચરણે ધર્યું છે. એ બદલ તેઓ ધન્યવાદને પાત્ર છે.

—મુ૦ મ૦

# ગ્રંથાવલોકન

મારી શ્રેષ્ઠ વાર્તા સં૦ મનસુખલાલ ઝવેરી, ન૦ વોરા એન્ડ કંપની મુંબઈ-૨ કિં૦ ૨।।। ત્રણ રૂપિયા પૃ૦ ૮+૨૬૨

શ્રી મનસુખલાલ ઝવેરીએ ગુજરાતના સિદ્ધહસ્ત લેખકોની સત્તર વાર્તાઓનો આ સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે એ આવકાર્ય છે 'મારી શ્રેષ્ઠ વાર્તા'ની આમ તો પહેલી આવૃત્તિ ૧૯૩૮ મા બહાર પડી હતી પરંતુ ત્યાર પછીના તેર વરસના ગાળામા આપણા દેશમા તેમ જ પ્રાન્તમા અમુક પરિવર્તનો થવા પામ્યા તેથી એ પરિસ્થિતિને લક્ષમા લઈને આ બીજી આવૃત્તિ વેળાએ શ્રી મનસુખલાલભાઈએ ઉચિત ફેરફારો કર્યા છે વળી ધીમે ધીમે વાચકવર્ગ વધતો જાય છે અને શાળા, મહાશાળાઓમા ગુજરાતી ભાષા તેમ જ સાહિત્યનો અભ્યાસ પણ વિકાસ પામતો જાય છે તેથી કિશોરવર્ગ આગળ સારી વાર્તાઓ ધરવામા આવે અને તેઓને ટૂંકી વાર્તાઓના ઉત્તમ તત્ત્વોનો ખ્યાલ આપવામા આવે તો તેનામા સારા વાચનની ભૂખ ઉઘડે અને હીન સાહિત્યથી એ દૂર રહી શકે, એ દૃષ્ટિ પણ સંપાદકે પોતાની નજર સામે રાખીને આ વાર્તાઓ તરુણ વિદ્યાર્થીઓના હાથમા નિર્ભયપણે મૂકી શકાય અને તેનુ વર્ગમા અધ્યાપન કરતી વેળા શિક્ષક કે વિદ્યાર્થીને સંકોચ અનુભવવો ન પડે એ રીતે જ વાર્તાઓની પસંદગી કરવામા આવી છે એ ખરેખર અભિનંદનીય છે આવી મર્યાદા સંપાદકે સ્વીકારેલી હોવાથી એકાદ બે અપવાદ સિવાય આ સંગ્રહમાની વાર્તા લેખકને પોતાની વાર્તાઓમાથી જે શ્રેષ્ઠ લાગી છે તે અહી પ્રસિદ્ધ કરવામા આવી છે આમ લેખકોએ જ પોતાની શ્રેષ્ઠ વાર્તાઓની પસંદગી કરેલી હોવાથી લેખકના માનસના અભ્યાસીને આ સંગ્રહ ઉપયોગી થઈ પડે એવો છે, એ પણ આ સંગ્રહની એક વિશિષ્ટતા છે

આ પ્રસ્તુત સંગ્રહમા શ્રી રામનારાયણ ભાઈની છૂટ અછૂટ કે ભાગ્યેલ અભણના ભેદ ન સ્વીકારતી પ્રેમભાવનાનુ ઉચ્ચ ચિત્ર આલેખતી અને નીચ ગણાતી જાતિમા પણ પતિ પત્ની વચ્ચેના દૃઢ અને અતૂટ પ્રેમસંબંધ તેમ જ પ્રસન્નમંગલ દાંપત્યનુ આલેખન કરતી વાર્તા 'ખેમી" છે, શ્રી મુનશીની વૃદ્ધલગ્નનો ઉપહાસ કરતી હાસ્યપ્રધાન પ્રખ્યાત વાર્તા "શામળશાનો વિવાહ" છે, 'સાસુ એટલે સાસુ' એવા પૂર્વગ્રહો વહુઓમા સાસુ વિશે બંધાઈ ગયેલા હોવાથી તેની ભોગ બનતી અને વહુઓની ખુશામત કરવા પણ તૈયાર થઈ જતી બાની પણ કેવી કરુણ સ્થિતિ થાય છે તેનુ હૃદયસ્પર્શી આલેખન કરતી શ્રી ધનસુખલાલ મહેતાની વાર્તા 'બા' છે, માતૃભાવ જ સ્ત્રીત્વની સુંદરમા સુંદર, મધુરમા મધુર અને મંગળમય સિદ્ધિ છે અને માતૃત્વની ઉચ્ચતામા માનવજીવનના બધા જ મલિન તત્ત્વો વિલીન થઈ જાય છે એવા પતિતપાવન માતૃભાવનુ નિરૂપણ કરતી ધૂમકેતુની 'હૃદયપલટો' છે, દીન કંગાળ પરિસ્થિતિને લીધે કંટાળીને ખૂરાબને માર્ગે વળતા પતિને પત્ની પોતાના સ્નેહાળ તેમ જ વાત્સલ્યભરપૂર માતૃહૃદયની સુકુમારતા દ્વારા કેવી બચાવી લે છે એનુ રમણીય ચિત્ર આલેખતી શ્રી ઝવેરચંદ મેઘાણીની 'ખૂરાઈના દ્વાર પર' છે બે મિત્રો અને રૂપા એ ત્રણ વચ્ચે અણજાણ રીતે પ્રણયત્રિકોણ રચાયેલો હોવા છતા એ ભોળા હૃદયો એમાથી કેવુ મંગળ પરિણામ નિપજાવે છે એનુ ભાવનામય, કાવ્યમય આલેખન કરતી શ્રી સ્નેહરશ્મિની વાર્તા

[અનુ૦ કવરપેજ ત્રીજુ]



માણસની કિંમત માણસની રહેણી ઉપર છે, તેની પદવી ઉપર નથી

# આરાધનમ્

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ ગાધીજી અને ગુરુદેવની જીવનસાધનાનુ અનુશીલન કરતુ માસિક ]

વર્ષ ૫ ] ૩૦ જૂન – ૧૯૫૨ [ અક ૫

## માણુસની કસોટી

માણુસની કિંમત માણુસની રહેણી ઉપર છે, તેની પદવી ઉપર નથી આવી રહેણીની પરીક્ષા તેના બહારના કર્મોથી નથી થતી પણ તેની અતર વૃત્તિ જાણવાથી જ થાય છે એક માણુસ ગરીબ માણુસને પોતાની નજરેથી દૂર કરવાને સારુ રૂપિયો આપે બીજો તેની દયા ખાઈ હેતથી અરધો રૂપિયો આપે અરધો રૂપિયો આપનાર માણુસ તે ખરો નીતિવાન છ અને રૂપિયો આપનાર માણુસ તે પાપી છે

જે માણુસ પોતે શુદ્ધ છે, દ્વેષ કરતો નથી, ખોટો લાભ કોઇનો લેતો નથી, હમેશા પવિત્ર મન રાખી વર્તે છે, તે જ ધાર્મિક છે, તે જ સુખી છે, અને તે જ પૈસાદાર છે તેઓનાથી જ માણુસજાતની સેવા બની શકે છે જે દીવાસળીમા દેવતા નહી હોય તે બીજા લાકડા કેમ સળગાવી શકશે ? જે માણુસ પોતે નીતિ નથી પાળતો તે બીજાને શુ શીખવશે ? પોતે ડૂબતો બીજાને કેમ તારી શકે ?

નીતિનુ આચરણ કરતો માણુસ દુનિયાની સેવા કેમ કરવી એમ કદી સવાલ ઉઠાવતો નથી, કેમ કે એ સવાલ તેને ઊઠતો નથી

મેથ્યુ આર્નોલ્ડ એમ કહે છે કે, ' એક દહાડો મારા મિત્રને સારુ હુ તદુરસ્તી, જીત અને કીર્તિ ઇચ્છતો, હવે તેવું ઇચ્છતો નથી કેમ કે તે હોય યા ન હોય તેની ઉપર મારા મિત્રના સુખદુખનો આધાર નથી તેથી હવે હુ સદાય એમ ઇચ્છુ છુ કે તેની નીતિ હમેશા અચળ રહે ”

ઈમર્સન કહે છે “ભલા માણુસનુ દુખ તે પણ તેઓનુ સુખ છે, અને ભૂડાને તો પૈસો, તેની કીર્તિ તે પણ તેઓને અને દુનિયાને દુખરૂપ છે

ગાધીજી

# વિરલા

મુનિશ્રી નાનચંદ્રજી 'સંતશિષ્ય'

(રાગ પીલુ, બિતાવલ, આશા)

આતમ દરશન વિરલા પાવે, દિવ્ય પ્રેમ વિરલા પ્રગટાવે. ટેક૦
એ માન્ન સમજે જન વિરલા, વિરલાને એમા રસ આવે. આ૦
સદ્‌ગુરુ સંગ કરે કોઈ વિરલા, અમૃત ફલ કોઈ વિરલા ખાવે. આ૦
અંતરમા જાગે જન વિરલા, કર્મ દળોને વિરલા હુણાવે. આ૦
તજવાનુ ત્યાગે કોઈ વિરલા, જ્ઞાનનદીમાં વિરલા ન્હાવે. આ૦
આતમ રમણ રમે કોઈ વિરલા, અમર બુટ્ટી વિરલા અજમાવે. આ૦
સમજે આત્મસમા સહુ વિરલા, ધ્યાન પ્રભુનુ વિરલા ધ્યાવે. આ૦
અર્પી દે પ્રભુ અર્થે વિરલા, 'સતશિષ્ય' વિરલા સમજાવે. આ૦

વિરલાનું તત્વજ્ઞાન સમજવા જેવુ છે જડ અને જીવ બન્ને દૃષ્ટિમા ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ પ્રકાર હોય છે જડસૃષ્ટિમા જે પદાર્થ ઉત્તમ હોય તે રત્ન કહેવાય છે જીવસૃષ્ટિમા પણ ઉત્તમ ગુણધારી જીવને રત્નની ઉપમા આપે છે એવા રત્નો જગતમા વિરલ હોય છે. વિરલ એટલે ગણ્યા ગાંઠ્યા–શોધ્યા ન મળે તેવા

એવા વિરલ માનવ રત્નોની આ પદમા ગુણલક્ષી ઓળખ આપી છે —

★ આત્માની માત્ર વાતો કરનાર, કેવળ શુષ્ક જ્ઞાનીઓ જગતમા ઘણા હોય છે. એટલુ જ નહિ પણ પોતાને આત્મદર્શન થયુ છે એમ માનનારા–મનાવનારા પણ ઘણા હોય છે પરંતુ આત્મદર્શન–આત્મસાક્ષાત્કાર પામેલ વ્યક્તિ તો વિરલ જ હોય

★ સ્નેહ, રાગ અને મોહની આંધીમા અટવાઇ ગયેલ જીવો અસંખ્યની ગણતરીમા હોય છે પરંતુ જેના સમગ્ર જીવનવ્યવહારમાં એક માત્ર 'દિવ્યપ્રેમ'–લોકોત્તર પ્રેમનો પ્રવાહ વહેતો હોય એવા આત્મા તો વિરલ જ હોય.

★ જીવન જીવવાની પદ્ધતિઓ–માર્ગો અનેકવિધ અને નિરનિરાળા હોય છે પરંતુ તેમાય આત્મલક્ષી–આત્મનિષ્ઠ જીવન–વહેણ સમજનારા તો વિરલ જ હોય

★ એવા માર્ગમા રસ લેનાર પણ વિરલ હોય છે. રસ લેવો એટલે એવા માર્ગને ઉમંગથી અપનાવવા મન-બુદ્ધિનો ઉપયોગ કરવો

એવી જ રીતે સદ્‌ગુરુનો સંગ કરવો, આત્મજ્ઞાનરૂપી અમૃતનુ આસ્વાદન કરવુ, અંતર્મુખ વૃત્તિને સુજાગ રાખવી, અંતરના દુશ્મનોનો નાશ કરવો, જ્ઞાન અને શક્તિનો ઉપયોગ કરવો, આત્મ-વિકાસમા બાધક વસ્તુનો ત્યાગ કરવો, પ્રતિદિન પ્રજ્ઞાને પ્રકાશિત રાખી તેમા જ અવગાહન કરવુ, ભોગ-વિલાસ અને વિષયોના આકર્ષણોને દૂર કરી એક આત્મભાવમા જ રમણતા કરવી, જે કીમિયાથી આત્મભાવ સતત બની રહે એ કીમિયારૂપી બુટ્ટીનો પ્રસંગે પ્રસંગે ઉપયોગ કર્યા કરવો–આ બધુ ય વિરલ આત્માઓથી જ બનતુ હોય છે

ટૂંકામા જગતના તમામ જીવોને આત્મ સમાન ગણનાર, એક પરમાત્માનું જ અહર્નિશ ધ્યાન ધરનાર અને પરમાત્મા અર્થે સર્વસ્વ અર્પણ કરનાર વિશ્વમા વિરલ હોય છે

# કર્મોમાં અપ્રમાદ

કેદારનાથજી

તમે સંક્ષેપમાં લખ્યું તે હું સમજ્યો જે બાબતો તમે લખેલી છે તે વિષે મેં પહેલાં પણ લખ્યાનું તમને યાદ આવતું હશે પહેલેથી જ સાવધપણું એટલે જાગૃતિ વિષે હું તમને કહેતો આવ્યો છું 'ગુણોનો વિકાસ 'પ્રેમ અને વૈરાગ્ય', 'ધર્મ અને સમાજનો અન્યોન્ય સંબંધ' 'કોઈપણ અતિરેકનો નિષેધ' વગેરે બાબતો વિષે હું આજ સુધી કહેતો આવ્યો છું પોતાની ઉન્નતિ પણ કુટુંબ સમાજ રાષ્ટ્ર મનુષ્યજાતિ વગેરે બધાના કલ્યાણને અવિરોધી હોવી જોઈએ ન્યાય માર્ગે જ આપણે આગળ વધતા રહેવું જોઈએ એ પણ હું કહેતો આવ્યો છું એટલી વાત સાચી છે કે આજે જે વ્યવસ્થિત રીતે કે જે પદ્ધતિથી કેટલીક બાબતો પર વિશેષ ભાર આપીને કહું છું તે પ્રમાણે પૂર્વે કહ્યું ન હતું પ્રસંગ પ્રમાણે જ હું કહું છું જે મનમાં હોય તે કહેતા જ રહેવું એવો મારો સ્વભાવ નથી બીજાની તીવ્ર જિજ્ઞાસા જોઈને મને કંઈક કહેવાની વૃત્તિ થાય છે અથવા હવે ન કહેવાથી બીજાનું નુકસાન થવાનો સંભવ છે એમ લાગે ત્યારે અથવા મારા પર વિશ્વાસ રાખીને મારા વિચારો એ જ જીવનનો માર્ગ છે એમ કોઈએ નિશ્ચિત કર્યાનું મને સમજાય ત્યારે કંઈક કહેવાની ઇચ્છા મને થાય છે

સાધક ૨૩, ૬૬ના તત્પરતા વગેરે ગુણો પર હું પહેલેથી જ ભાર આપતો આવ્યો છું કોઈ પણ કર્મ અસાવધપણે આપણાથી ન થવું જોઈએ પોતાની ઇન્દ્રિયોના વ્યાપાર વિષે આપણે અસાવધ રહીએ તો તેમાં આપણું કલ્યાણ નથી બધી ઇન્દ્રિયોમાં યોગ્ય રીતે શિસ્ત, વ્યવસ્થિતપણું અને કૌશલ્ય હોય તો આપણાથી કોઈ પણ કર્મ અસાવધપણે કે ગાફેલપણે કદી નહીં થાય પોતાનાં નાનાં કે મોટાં કામો સાવધપણે અને નિર્દોષપણે થવાં જોઈએ કર્મો અનાવશ્યક હોય તો તે છોડી દેવાં પણ આવશ્યક કર્મો વ્યવસ્થિતપણે અને કુશળતાથી કરતાં આવડવું જોઈએ તે જેમ તેમ કરેલાં આપણને ચાલતાં હોય તો આપણી મનોરચનામાં સંસ્કારમાં, અને સ્વભાવમાં કોઈ દોષ હોવો જોઈએ એમાં શંકા નથી અને તે દોષ આપણામાં રહેશે ત્યાં સુધી નાનાં કે મોટાં કામોમાં તે આપણને કઈ રીતે અને કેમ બાધક થશે તેનો ભરોસો ન કહેવાય પોતાનો દોષ સહન કરવામાં આપણે એવડા દોષી બનીએ છીએ એ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ દોષ સહન કરવામાં અહંકાર કે જડતા એ પૈકી કોઈ પણ દુર્ગુણ જ કારણ છે હું કેવળ કર્મનો આગ્રહી ન હોઈ તેમાં કોઈ પણ પ્રકારે, શારીરિક, બૌદ્ધિક કે માનસિક દોષ ન હોવો જોઈએ એ વિષે પણ આગ્રહી છું

(એક અપ્રગટ પત્ર)

---

ચાળીસ વરસની વયે પહોંચેલો એવો એકાદ તો ચારિત્ર્યશાળી માણસ શોધી કાઢજો, જેને જિંદગીમાં કોઈ ને કોઈ પ્રકારે સખત ફટકા ન ખાવા પડ્યા હોય એવા સખત ફટકા જ માણસના ચારિત્ર્યનું ઘડતર ઘડે છે હથોડાના ઘા ખાધા વિના ધાતુના સુંદર આકારો ઘડાતા નથી, ટીપણીના ઘા પડ્યા વિના વાસણો પાકાં થતાં નથી માણસના ચારિત્ર્યને ઘડવાને અને પાકું કરવાને માટે જીવનના ફટકા જરૂરના છે એ જ તેને મહાન બનાવે છે

# સુખનું દાન

પદ્મનાભ શ્રી. જૈની



એક સમયે ભગવાન બુદ્ધ અનુપ્રિયા નગરીમાં આમ્રવનમાં વિહાર કરતા હતા. તે વખતે આયુષ્માન ભદ્રિય અરણ્યમાં કે વૃક્ષની નીચે કે પર્વતની ગુફામાં જ્યાં હોય ત્યાં આનંદિત થઇ બોલી ઊઠતો: "અહો! આ કેટલું મોટું સુખ છે! અહો! હું કેટલો સુખી છું!"

એની સાથેના બીજા ભિક્ષુઓને આયુષ્માન ભદ્રિયનાં આવાં વચન સાંભળીને થયું: "નિસંશય આ આયુષ્માન ભદ્રિય પોતાના ગૃહસ્થ-જીવનમાં જે સુખો હતાં તેનું સ્મરણ કરીને આમ ઉલ્લસિત થયો છે; નહીં તો આમ ગાંડાની માફક 'અહો સુખ! અહો સુખ!' શા માટે કરે છે?"

એ ભિક્ષુઓએ આ વાત ભગવાનની પાસે જઈને કહી. એટલે ભગવાને ભદ્રિયને બોલાવીને પૂછ્યું: "આયુષ્માન ભદ્રિય! શા કારણે તું 'અહો સુખ! અહો સુખ' એમ કહ્યા કરે છે? એ તે કયું સુખ છે જેથી તું આટલો બધો ભાવવિવશ બની જાય છે?"

એ સાંભળી ભદ્રિય બોલ્યો: "ભન્તે! પહેલાં જ્યારે હું ગૃહસ્થ હતો ત્યારે મોટું રાજ્યસુખ ભોગવતો હતો તે વખતે મારા અન્તઃપુરમાં અને અન્તઃપુરની બહાર પણ મારું રક્ષણ કરનારાઓ હંમેશ રહેતા. નગરની અંદર કે બહાર, રાષ્ટ્રની અંદર કે સીમાઓ પર ડગલે ને પગલે સંરક્ષક દળ મારો બચાવ કરવા માટે હું રાખતો. આમ સુરક્ષિત હોવા છતાંય હે ભન્તે! હું હંમેશાં ડરતો, મનમાં શંકા આવવાથી ઉદ્વિગ્ન ચિત્તે હું ખાવામાંય સંશય કરતો, સૂતી વખતે પણ શંકિત રહેતો હતો! પણ ભન્તે, અહીં હું ખુલ્લા અરણ્યમાં હોઉં કે વૃક્ષની છાયામાં બેઠો હોઉં કે શૂન્ય ગુહાઓમાં બેસું તોય હું એકલો, નિર્ભય, અનુદ્વિગ્ન, નિઃશંક બની વનમૃગના જેવું જાણે મારું ચિત્ત ન હોય એમ હું હરું ફરું છું. ભન્તે! એથી વધારે સુખ તે બીજું શું હોય?"

એ સાંભળી ભગવાને આયુષ્માન ભદ્રિયને અભિનંદન આપ્યું:—

'યસ્સન્તરતો ન સન્તિ કોપા
ઇતિ ભવાભવતઞ્ચ વીતિવત્તો।
તં વિગતભયં સુખિં અસોકં
દેવા નાનુભવન્તિ દસ્સનાયા'તિ॥'

(જેના અન્તરમાં કોપ નથી, 'આમ થશે કે ન થશે' એવા વિતર્કોથી જે પર છે એવા વિગતભય, અશોક અને સુખી માણસનું દર્શન દેવોને પણ દુર્લભ છે.)

પ્યારા બાપુ




[જોન બનિયન કૃત 'ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ']

મુકુલભાઈ

ભક્તરાજ દર્શકના ઘર પાસે આવી પહોંચ્યો. તે ત્યાં બારણું ઠોકવા લાગ્યો. એટલે એક માણસે આવીને બારણું ઉઘાડ્યું અને પૂછ્યું "તમે કોણ છો?"

ભક્તરાજે કહ્યું "ભાઈ, હું મુસાફર છું મને કશો લાભ થાય એ સારું અહીં રહેતા સજ્જનને મળવા માગું છું મારે આ મકાનના માલિકનું કામ છે"

એટલે પેલો માણસ અંદર ગયો અને થોડી વારમાં મકાનનો માલિક બારણે આવ્યો અને પૂછવા લાગ્યો "તમે ક્યાંથી આવો છો?"

ભક્તરાજ—ભાઈ હું 'વિનાશની નગરી'નો રહેવાસી છું આ માર્ગ પર વાડ પાસે આવના ઘરમાં રહેતા ભાઈએ મને કહ્યું કે, આપ ઉત્તમ વસ્તુઓ બતાવશો જે મને મારા માર્ગમાં ઉપયોગી થઈ પડશે

દર્શકે કહ્યું "અંદર આવ તને લાભ દાયક વસ્તુઓ બતાવું" એમ કહી દીવાને પેટાવ્યો

અજવાળે ભક્તરાજને તે અંદરના ભાગમાં આવેલા ખાસ ઓરડામાં લઈ ગયો પછી તેણે ત્યાંના માણસને બારણું ઉઘાડવા કહ્યું

અને ભક્તરાજે ભીંત પર એક ખૂબ ગંભીર મુખાકૃતિવાળા માણસનું ચિત્ર લટકતું જોયું તેણે આકાશ ભણી દૃષ્ટિ કરી હતી, તેના હાથમાં કીમતી પુસ્તકો હતાં અને તેના માથા પર સુવર્ણનો મુગટ હતો તેના મુખ પર સત્યશીલતા દેખાઈ આવતી હતી તેના ખભા પર દુનિયા ટેકવેલી હતી

ભક્તરાજે દર્શકને પૂછ્યું "આનો અર્થ શો?"

દર્શક—આ ચિત્રમાં જે માણસ છે એવા માણસો આ દુનિયામાં ઘણા ઓછા હોય છે તારે માર્ગે જ જે મુશ્કેલીઓ આવવાની છે ત્યાં આ જ માણસ તને સાચે રસ્તે દોરશે માટે એને તું બરોબર નિહાળી લે અને યાદ રાખજે

પછી દર્શક ભક્તરાજને એક બીજા ઓરડામાં લઈ ગયો તે ઓરડો ધૂળથી ભરાયેલો હતો, કારણ કે તે કદી સાફ જ કરવામાં આવ્યો નહોતો. થોડી વાર પછી દર્શકે એક માણસને ઓરડો સાફ કરવા કહ્યું

હવે જ્યારે તે ઓરડો સાફ કરવા લાગ્યો ત્યારે ચારે બાજુ ધૂળ ઊડવા લાગી, અને ભક્તરાજનું ગળું પણ રુંધાઈ ગયું પછી દર્શકે તેની પાસે ઊભેલી બાઈને કહ્યું, 'પાણી લઈ આવ અને અહીં છાંટ' અને જ્યારે એ પ્રમાણે કરવામાં આવ્યું ત્યારે ઓરડો બરોબર વાળી શકાયો અને સ્વચ્છ થયો!

ભક્તરાજ પૂછવા લાગ્યો "આનું રહસ્ય શું છે?"

દર્શક—આ ઓરડો એ માણસનું હૃદય છે, જે ધર્મગાથાના મધુર સ્પર્શથી કદી સમાર્જિત કરવામાં આવ્યું નથી ધૂળ એ

તેનાં પાપકર્મો છે, જે માણસને મલિન કરે છે. જે એને પહેલાં સાફ કરવા લાગ્યો તે 'નીતિનિયમ' છે; પણ જેણે પાણી લઈ આવીને છાંટયું તે 'ધર્મગાથા' છે. તેં જોયું કે જ્યારે પેલો માણસ વાળવા લાગ્યો ત્યારે બધે ધૂળ ઊડવા લાગી તેનાથી ઓરડો સાફ થઈ શકયો નહિ અને તું પણ ધૂળથી ગૂંગળાઈ ગયો. આ પ્રસંગમાં એવું દર્શાવવામાં આવ્યું છે કે નીતિનિયમ પાપમાંથી સ્વચ્છ કરવાને બદલે તે પાપને છંછેડીને ઉશ્કેરે છે અને હૃદયમાં ધમાલ મચાવી મૂકે છે તે પાપને જોઈ શકે છે, તેને વધતાં અટકાવવા પ્રયત્ન કરે છે; પરંતુ પાપો પર તે વિજય મેળવી શકતો નથી. વળી તે જોયું હશે કે જ્યારે પેલી બાઈએ પાણી છાંટયું ત્યારે એ ઓરડાને સુખેથી સાફ કરી શકાયો. એ દર્શાવે છે કે, જ્યારે ધર્મગાથા આવે છે ત્યારે તેની મધુર અસર હૃદય પર પડે છે જેમ ધૂળ શાંત થઈ ગઈ અને ઓરડો સાફ કરી શકાયો, તેમ પાપો પણ પરાસ્ત થઈ જાય છે અને ધર્મગાથા પ્રત્યેની શ્રદ્ધાને બળે હૃદય પણ સાફ થઈ જાય છે.

પછી દર્શક ભક્તરાજનો હાથ પકડીને તેને બીજા નાના ઓરડામાં લઈ ગયો. ત્યાં બે નાની બાળકી બેઠી હતી. મોટી બાળકીનું નામ 'વાસના' હતું અને નાનીનું નામ 'ધીરજ' હતું વાસના ખૂબ જ અસ્વસ્થ હતી અને ધીરજ શાંતિથી બેઠી હતી.

ભક્તરાજે પૂછયું: "આ વાસના કેમ અસંતુષ્ટ લાગે છે?"

દર્શકે કહ્યું: "આવતા વર્ષની શરૂઆત સુધી એ લોકોને એમને જોઈતી ઉત્તમ વસ્તુઓ માટે થોભવાનું એમના સંરક્ષકે કહ્યું છે. પણ વાસનાને બધું હમણાં જ જોઈએ છીએ; જ્યારે ધીરજ તે દિવસની રાહ જોતી બેઠી છે."

થોડી વાર પછી એક જણાએ વાસના પાસે આવીને એની આગળ વસ્તુઓનો ભંડાર ઠાલવી દીધો વાસના ખૂબ આનંદ પામી અને એ વસ્તુઓ સાથે રમવા લાગી. પરંતુ થોડી વારમાં તો તેણે એ બધી વસ્તુઓને ભાંગી-તોડી નાખી અને બધે ટુકડે-ટુકડા કરી મૂકયા!

આ જોઈને ભક્તરાજ બોલ્યો: "આનો અર્થ શો થાય છે એ મને સમજાવો."

દર્શક—વાસના એ આ દુનિયાના માણસોમાં વસેલી છે. એ બધું આ જન્મમાં જ અને અબઘડીએ જ પામવા તલસે છે જ્યારે ધીરજ એ દૈવી ગુણ છે. એને કશી વાતની ઉતાવળ નથી. એની બધી તૈયારી ભાવિ જીવન માટેની છે એ થોભવાનું સમજે છે.. ભક્તરાજ, તે જોયું કે, વાસનાને બધી મનગમતી વસ્તુઓ જ્યારે અહીં જ મળી ગઇ ત્યારે તેનો સદુપયોગ કરતાં તેને ન આવડયો; અને બધી વસ્તુઓને તોડી-ફોડી નાખી આવી જ દશા આ દુનિયાના માણસોની પણ થાય છે એ લોકોમાં વાસનાનું બળ એટલું બધું હોય છે કે, બધી વસ્તુઓ આ જ જન્મમાં મેળવવા મથે છે અને અંતે બધું જ ગુમાવી બેસે છે. એ લોકોમાં જરાયે ધીરજ હોતી નથી

ત્યાર પછી દર્શક ભક્તરાજને બીજે સ્થળે લઈ ગયો. ત્યાં એક ભીંતની અડોઅડ અગ્નિ સળગી રહ્યો હતો અને એક માણસ એની નજીક ઊભો રહીને અગ્નિને બુઝાવવા પાણી રેડ્યા કરતો હતો; પણ એમ કરવાથી અગ્નિ વધારે ને વધારે સળગતો હતો. પછી દર્શક ભક્તરાજને ભીંતની [અનુ૦ પૃ૦ ૧૩૭

# આપણી માતૃભાષા અને રાષ્ટ્રભાષા

બબલભાઈ મહેતા

ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમમા ખાદી, ગ્રામ-ઉદ્યોગ, નયી તાલીમ વગેરે અંગો ગણાવેલાં છે. તેવી જ રીતે રાષ્ટ્રભાષા અને માતૃભાષા એ પણ રચનાત્મક કાર્યોના જ બીજા અંગો છે અને તેના પર પણ તેમણે ઘણો ભાર મૂકેલો છે. ગાંધીજીએ તરત જોઇ લીધુ કે હિંદના માણસો પર અંગ્રેજી રાજ્યની જેટલી અસર છે તેના કરતા અંગ્રેજી ભાષાની વધારે પ્રબળ અસર છે. અંગ્રેજી ભાષા પ્રધાન સ્થાને હોવાથી આપણી રાષ્ટ્રભાષા વિકસી જ નથી અને માતૃભાષા ઘણી નબળી પડી ગઇ છે આપણામાં એવી માનસિક ગુલામી પેદા થઈ કે જેને લીધે પરદેશી એ સારુ અને આપણુ એ ખરાબ-ઊતરતુ એવી વૃત્તિ ઉત્પન્ન થઈ.

આ વૃત્તિ અભણ લોકો કરતા ભણેલા વર્ગમા વિશેષ જોવામા આવી. તેથી લઘુગ્રંથી દેશમા પેદા થઈ ભણેલી પ્રજા પ્રત્યે ગામડાની પ્રજાનુ આકર્ષણ થવા લાગ્યુ અને પોતાની સારી ચીજ છોડી તે શહેરી ફૅશન અપનાવવા લાગી

-આજે સવારમા દૂધ-રોટલાનો નાસ્તો ગયો અને તેને સ્થાને ચા આવી છે. દૂધ ન હોય તોયે ચા, પાણી અને ગોળનું મિસણ બનાવી લોકો પીએ છે! તેવી રીતે બીડી, દાતિયા વગેરે આવ્યા.

આમ પરદેશી ફૅશનનું અનુકરણ ગામ સુધી પહોંચ્યુ અને ગામડું પરાવલંબી થયું, એમા અંગ્રેજી ભાષાનો ફાળો મોટો છે. તેણે આપણને ઘણુ જ નુકસાન કર્યું છે તેણે આપણી રાષ્ટ્રભાષને ઊભી જ થવા ન દીધી

આપણી રાષ્ટ્રભાષા કઈ? તે વખતે દેશમા ધારાસભાપુ એવું કહેનારા પંડિતો અને રાજકીય પુરુષો પડેલા હતા કે, આપણી રાષ્ટ્રભાષા અંગ્રેજી જ થઈ શકે. ગાંધીજીએ દેશના રોગો જોઇ લીધા હતા. તેથી આફ્રિકાથી હિંદના કિનારે આવતા પહેલાં જ તેમણે પોતાના પોષાક, ભાષા વગેરેનુ નક્કી કરી રાખ્યું હતું. મુંબઇમાં તેમને માનપત્ર અપાયુ ત્યાં ગુજરાતીમા ઉત્તર આપીને ક્રાંતિનુ ચક્ર ગતિમાન કર્યું. તેમા તેમણે પોતાનુ ઠંઠ ચલાવ્યુ.

ગુજરાતી ભાષાને તેજસ્વી બનાવવી હોય તો આપણે પોતે તેને વાપરવી જોઇએ. ટાગોરે બંગાળીમા જ લખવાનો આગ્રહ રાખ્યો હતો તેથી એની અસર બંગાળી ભાષા પર પડી. ગાંધીજીએ પોતાના વિચારો ગુજરાતી દ્વારા કહ્યા. એ ભાષામા એવા તેજસ્વી લખાણો લખ્યા કે ભાષા બેઠી થવા લાગી.

આમ માતૃભાષાનું ગૌરવ ગાંધીજીએ ઊભુ કર્યું અને વધાર્યું. તે જ પ્રમાણે તેમણે રાષ્ટ્રભાષા આપી તે હિંદી પાછળથી રાષ્ટ્રભાષાના સ્વરૂપનો પોતાનો ચોક્કસ ખ્યાલ વ્યક્ત થાય તે માટે તેનું નામ હિંદુસ્તાની રાખ્યુ હાલમા હિંદી-હિંદુસ્તાનીનો ઝઘડો પણ ચાલી રહ્યો છે. આપણા બંધારણમા 'હિંદી' શબ્દ આપણે વાપર્યો છે

આમ અંગ્રેજી રાષ્ટ્રભાષા ન થઈ શકી. અંગ્રેજી રાજ ગયું; પણ અંગ્રેજી ભાષાનું પ્રભુત્વ બહુ જ છે. પંદર વરસ સુધી હજી તે ચાલવાની છે. આમાં પણ અંગ્રેજી ભણેલાનુ માનસ આપણને નડ્યું. એ બદલાય નહિ ત્યાં સુધી રાષ્ટ્રભાષાનો પાયો મજબૂત નહિ થાય ભલે સ્વરાજ આવ્યુ, પણ રાષ્ટ્રભાષા અને માતૃભાષાના યોગ્ય સ્થાન માટેની ઝુંબેશ

ચાલુ રાખવી પડશે. નબળા હોઈશું તો અંગ્રેજી પાછલે બારણેથી ઘૂસી જવાનો સંભવ છે.

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં અંગ્રેજી ચાલે છે. વિજ્ઞાન પણ અંગ્રેજીમાં લખાયું છે. તેના પારિભાષિક શબ્દો તૈયાર કરવામાં પણ મુશ્કેલી છે, માટે અંગ્રેજીને જ રાષ્ટ્રભાષા તરીકે રાખો એવું બોલનારા છે. તેઓ ફાવી ન જાય તેની ચોકી આપણે કરવી પડશે. તેથી રાષ્ટ્રભાષા આપણે બધાએ સારી રીતે શીખી લેવી જોઈએ. રાષ્ટ્રભાષાનું અધ્યયન પણ સુંદર હોય જ એ કહેવાની જરૂર નથી. અને ભાષાની શુદ્ધિ પર ચારિત્ર્યની શુદ્ધિ પર જેટલો ભાર મૂકીએ તેટલો જ ભાર મૂકવો જોઈએ. કાર્યકર્તાને ભાષા સાથે શું લેવાદેવા? એ તો સાહિત્યકારોનું કામ છે; એવું વિચારી ભાષાશુદ્ધિની અવગણના ન થઈ શકે. ભાષા આપણી છે. તેના પર દેશના ઘડતરનો ઘણો જ આધાર છે. તે સુધરેલી ન હોય તો તેની માઠી અસર દેશ પર પડશે જ. માટે રાષ્ટ્રભાષા અને માતૃભાષાનું અધ્યયન કરો અને તેને વધુ તેજસ્વી બનાવો.

## 'તમે પહેલાં અમે પછી'

રામનારાયણ ના. પાઠક

આફ્રિકામાં અંગ્રેજ અને બોઅર લોકો વચ્ચે લડાઈ થઈ. ગાંધીજીએ અંગ્રેજોની મદદે સહુ ૧૧૦૦ હિંદીઓની ટુકડી ઊભી કરી. ઘાયલ સિપાઈઓને ઝોળીઓમાં ઘાલી ઇસ્પિતાલે પહોંચાડવાનું કામ ગાંધીજીની ટુકડીને સોંપાયું હતું.

વીસ વીસ પચીસ પચીસ માઈલની મજલ ગાંધીજી અને તેમની ટુકડી ઝોળીઓ ખભે લઈ કાપતી હતી. કેટલીક વાર તો તોપગોળા પડતા હોય એવી જગ્યાએ પણ જવું પડતું. "હિંદીઓ સ્વાર્થી, મતલબી, એકલપેટા છે." એવી વાતો કરનારા અંગ્રેજો, હિંદી ટુકડીની બહાદુરી અને સેવાભાવ જોઈ મોંમાં આંગળાં નાખી ગયા.

એક વાર ગાંધીજીની ટુકડી એક મોટા અમલદારને મરણતોલ પડેલો જોઈ તેને ઉપાડી જતી હતી. લાંબો પંથ કાપીને ટુકડી આવતી હતી. પાણીની તરસ બધાને ખૂબ લાગી હતી. બધા 'પાણી' 'પાણી' કરતા હતા. માથે ધોમ ધખતો હતો.

એવામાં એક નાનકડો પાણીનો ઝરો દેખાયો. ઉતાવળે સૌ ઝરાને કાંઠે જઈ પહોંચ્યા પણ ઝરામાં પાણી થોડું હતું. એક જગ્યાએ વીરડા જેટલું પાણી ભરેલું હતું. એક સાથે સૌ પી શકે તેમ ન હતું એટલે મુંઝવણ ઊભી થઈ.

પહેલું કોણ પીએ? ટુકડીમાં હિંદીઓ તથા અંગ્રેજો બન્ને હતા.

અંગ્રેજ ટુકડીના નાયકે કિનારે ઊભા રહી જતાં કહ્યું:

"તમે પહેલાં પીઓ."

ગાંધીજીએ દૃઢતાથી ઉત્તર વાળ્યો:

"નહિ, તમે પહેલાં અમે પછી!"

# આચરણનું મહત્ત્વ

મહાસતી ઉજ્જવળકુવરજી

સસ્કૃતમા કહ્યુ છે, આચાર: પ્રથમો ધર્મ: અર્થાત્ આચાર જ સૌથી પહેલો ધર્મ છે આપણે કોઇ શાસ્ત્ર વાચીએ અગર સાભળીએ, પણ તેને જીવનમા ન ઉતારીએ તો તેથી શુ લાભ થાય? પશુઓ પર ગમે તેટલા શાસ્ત્રો લાદવામા આવે, પરન્તુ તે તેને સમજતો નથી, તેથી તેને ભારરૂપ જ લાગે છે આપણે પણ શાસ્ત્રો વાચીએ, પરન્તુ તેને જીવનમા ન ઉતારીએ તો તે પણ ભારરૂપ જ લાગે છે શાસ્ત્રકારોએ એક ઘણુ રોચક દ્રષ્ટાત આપતા કહ્યુ છે કે—ગધેડા પર ચદનના લાકડા ગમે તેટલા ભરવામા આવે તોપણ તે તો તેનું કેટલુ વજન છે તે જ જુએ છે। તેવી જ રીતે કોઇ પણ વિદ્વાન હોય, પરન્તુ તેમણે પોતાનુ જ્ઞાન આચારમા ન મૂક્યુ હોય ત્યા સુધી તેને તે જ્ઞાનની કિંમત સમજાતી નથી, ત્યા સુધી તે જ્ઞાન તેને ભારરૂપ જ લાગે છે, આટલા માટે જ આચારની મહત્તા બતાવવા માટે તેને પહેલો ધર્મ કહ્યો છે

પેરિસમા મિ પૉલ નામનો એક પુરુષ થઇ ગયો, જે ઘણો પ્રમાણિક હતો તેમની સ્થિતિ પહેલા સારી હતી, પરન્તુ પાછળથી ખરાબ થઇ ગઈ તેની પત્ની મેરી ઘણી સમજદાર અને સુદર હતી તે હમેશા પોતાના પતિને રુચે તેવુ કામ કરવા કાળજી રાખતી હતી પૉલ સારો લેખક અને વક્તા પણ હતો તેમના ઘરમા લખવા માટે એક નાના ટેબલ સિવાય કશુ સાધન નહોતું તે મ્યુનિસિપલ કમિટીનો સભ્ય પણ હતો

એક દિવસે જ્યારે તે મોડા ઘેર આવ્યો ત્યારે તેની પત્ની મેરીએ તેને હસતા હસતા કહ્યુ "તમો મ્યુનિસિપલ કમિટીના સભ્ય હોવા છતા પણ ઘેર મોડા કેમ આવો છો? ચાલો જલદી જમી લો, પછી મારે બિલાસમા એક જાકીટ ખરીદવા માટે જવુ છે"

પોતાની પત્નીને જાકીટ ખરીદવા જવુ પડે છે, એ જાણીને તેને દુ ખ થયુ પરન્તુ મેરીએ આ વાત ભુલાવીને તેને સ્નેહથી ભોજન કરાવ્યુ ભોજન બાદ પૉલ તેમની સાથે જવા તૈયાર થયો, ત્યારે મેરીએ કહ્યુ, "તમે તમારો લેખ પૂરો કરો, હુ હમણા જ જાકીટ લઈને આવતી રહીશ"

પૉલ લેખ લખવા બેઠા તેટલામા કોઇએ દરવાજો ખખડાવ્યો પૉલ ઊઠયો અને બારણુ ઉઘાડ્યુ તેણે આવનારને પૂછ્યુ, "બોલો શુ કામ છે?" આવનારે કહ્યુ, આપ મ્યુનિસિપાલીટીના સભ્ય છો, એટલે આપની સલાહ લેવા આવ્યો છુ આપ મને સલાહ આપશો?'

પૉલે કહ્યુ, "આપને જે પૂછવુ હોય તે ખુશીથી પૂછો'

આવનારે કહ્યુ, "મારો એવો ખ્યાલ છે કે મ્યુનિસિપાલીટી પોતાની રેલવે ચલાવે તો તેથી તેને તેમ જ ફ્રાન્સની જનતાને ઘણો ફાયદો થશે આપ આ બાબતમા હુ ધારુ છુ કે સહમત થશો"

રેલવે કમિટીના કુલ સાત સભ્યો હતા—જેમાથી ત્રણ રેલવે ચલાવવાના મતના હતા હવે માત્ર પૉલનો અભિપ્રાય બાકી હતો અને મહત્ત્વનો પણ હતો, કેમકે તેમના અભિપ્રાય પર બહુમતિનો આધાર હતો

પૉલે કહ્યુ, "ભાઈ, હુ તેની વિરુદ્ધ છુ રેલવે લાઇનથી પ્રજાનુ ભલુ નહીં, પરન્તુ અહિત જ થશે તેથી રેલવે લાઇન શરૂ કરવાની સમતિ હુ આપી શકતો નથી"

ધ્યાન આપ્યુ

આવનારે તેમના હાથમાં કાગળ આપતાં કહ્યું, "આ પ્રથમ જુઓ અને પછી તમારો અભિપ્રાય આપો."

પૉલે જોયું તો રૂ. ૫૦,૦૦૦નો ચેક હતો. આવનારે કહ્યું, "તે ચેક આપ રાખો અને રેલવે લાઈન શરૂ કરવા બાબતમાં આપ આપનો અભિપ્રાય આપો." આ સાંભળીને પૉલ વિચારમાં પડી ગયો.

આવનારે તેમને લલચાવતાં કહ્યું "સાહેબ, પ્રમાણિકતા માટે આપ આપના જીવનમાં દુઃખનો અનુભવ કરી રહ્યા છો, આપની પત્નીને જાકીટ લેવા લિલામમાં જવું પડે તે ઠીક નથી. આપ જેવા માટે આ મકાન પણ રહેવા યોગ્ય નથી. માટે મહેરબાની કરીને આ ચેક લઈ લો અને આપની સંમતિ મને આપી દો."

પૉલ હજુ તો વિચારમાં જ છે. ત્યાં મકાન-માલિક આવે છે અને પૉલને કહે છે, "સાહેબ, મ્યુનિસિપલિટીના સભ્ય થઈને પણ વખતસર ભાડું નથી આપતા તે આપને માટે ઠીક નથી." પરન્તુ પૉલની પાસે તો તે સમયે પૈસા નહોતા, એટલે તેને વિદાય કર્યો.

આવનારે આ પ્રસંગનો લાભ લેતાં કહ્યું, "સાહેબ, આપની પાસે ભાડું ચૂકવવા પૈસા પણ નથી! આપને આ રીતે દુઃખ શા માટે સહન કરવું જોઈએ? આ ચેક લઈ લો, એટલે તમારી મુશ્કેલી દૂર થઈ જાય અને મ્યુનિસિપલ સભ્યને યોગ્ય રહેણીકરણીથી આપ રહી શકો."

પૉલ રૂ. ૫૦,૦૦૦નો ચેક જોઈને વિચારમાં જ પડી ગયો હતો, તેટલામાં તેની પત્ની આવી, પૉલે પોતાની પત્નીને બધી વાત કરી અને કહ્યું, "હવે તું જ કહે કે મારે શું કરવું?"

પૉલે ચેક ન લેવાનો નિર્ણય કરી લીધો હતો, પરન્તુ પોતાની પત્ની જે સ્થિતિ પસાર કરી રહી હતી તે સ્વેચ્છાએ—સહર્ષ પસાર કરી રહી હતી કે પરાણે? તેની વિશેષ ચકાસણી કરવા પૉલે પોતાની પત્નીની આ બાબતમાં સલાહ માગી.

મેરીએ બધી વાત સાંભળીને કહ્યું, "અમારી સચ્ચાઈ અને પ્રામાણિકતા ધનથી ખરીદી શકાય તેવી વસ્તુ નથી, માટે તમે તમારો ચેક પાછો લઈ જાઓ, અમારે અમારી કિંમત ઓછી કરાવવી નથી."

બહેનો, શું તમો આજે તમારા પતિને પણ આ જાતની સલાહ આપશો ખરાં? તમો 'મેરી' જેવા સાથીદાર બનશો તો તમારું ગૃહસ્થાશ્રમી જીવન ગરીબાઈમાં પણ સુખરૂપ અને આનંદમય બનાવી શકશો.

આપણે જ્યારે આચારધર્મને જીવનમાં ઉતારીશું ત્યારે જ આપણે આપણું કલ્યાણ સાધી શકીશું.



આપણે શું માનવું? આપણી પ્રશંસા કે નિંદા? બંને ખોટી હોઈ શકે. ત્યારે આપણો ઈન્સાફ આપણે જ કરીએ? એમાં પણ ઘણી ભૂલ જોવામાં આવે છે. આપણે કેવા છીએ એ તો એક ઈશ્વર જ જાણે છે, પણ તે તો આપણને કહેતો નથી. એટલે સારું તો એ છે કે આપણે વિષે કંઈ જાણીએ નહીં, માનીએ નહીં. જેવા છીએ તેવા છીએ. જાણવાથી ને માનવાથી આપણને કશો લાભ નથી થતો. ખરી મુદ્દાની વાત આપણું ધર્મપાલન છે.

—ગાંધીજી



# પ્રભુનું આગમન . ... ..

ગુરુદયાલ મલ્લિકજી

પ્રભુનો સ્પર્શ માણસને તેના અંતરાત્મામાં તો નિરંતર થયા કરે છે પણ તે સ્પર્શને પોતાની બાહ્ય ચેતનામાં અને તે ચેતના-પ્રેરિત દરેક પ્રવૃત્તિમાં તે અનુભવે, એવો પ્રયોગ કરવા માટે તેને જીવન પ્રદાન કરવામાં આવ્યું છે 'જીવને શિવ થવું છે' એ જ જીવનનું સાચું ધ્યેય અને ધર્મ છે

પરંતુ કોઈ કોઈ વાર પ્રભુનો સ્પર્શ આપણી ચેતનામાં જરા વધારે વેગથી થાય છે અને આપણને એવું ભાન પણ થાય છે પણ તરત જ માણસનું મન, જે જાતજાતની શંકાઓથી ભરેલું છે શંકા કરવા લાગે છે કે એ સ્પર્શ સાચો છે કે કેવળ કલ્પિત છે? જો તે છેવટ સુધી પોતાની શંકાઓને દૂર કરવા માટે તૈયાર હોય તો તેને ખાતરી થઈ જશે કે જે તેના અંતરાત્મામાં સ્ફુર્યું છે એ સત્ય છે પણ ઘણી વાર તેનું મન એ સ્વીકારવા માટે તૈયાર હોતું નથી, અથવા એને તે સ્વીકારવા ઇચ્છતો નથી

અને જો માણસ પ્રભુના સ્પર્શની સંપતા સ્વીકારવા કોઈ વાર રાજી પણ થાય છે તો એની સામે તે વખતે એક બીજી મુશ્કેલી આવીને ઊભી થાય છે તે વિચારવા લાગે છે "હું ! પ્રભુ મારે આંગણે પધાર્યા છે અને મેં તેનું યોગ્ય સ્વાગત કરવા માટે કશીય તૈયારી નથી કરી? પણ જે થયું તે થયું હવે જલદી જલદી તેના સ્વાગત માટે મને જે વસ્તુઓની—અર્ઘ્ય, નૈવેદ્ય વગેરેની—જરૂર છે તે મેળવવા માટે તૈયાર થઈ જાઉં

પણ જ્યારે માણસ પ્રભુના સ્વાગતની તૈયારીમાં લાગી જાય છે, ત્યારે પ્રભુ—જે તેના આંગણે આવીને દ્વારનો ઊભેલા છે તે—પાછો ચાલી જાય છે કારણ કે પ્રભુ વિચારે છે કે, 'હું તો એને મળવા આવ્યો હતો એ મારું સ્વાગત કેવી રીતે કરે છે તેનો શણગાર કે તેની શોભા જોવા નહોતો આવ્યો એ ક્યારે સમજશે કે હું તો એને ચાહું છું એની વસ્તુઓને નહિ?"

તેથી માણસે જ્યારે પણ પ્રભુ તેના પ્રાંગણે પધારે એ માટે સ્વાગત કરવાની તૈયારી રાખવી જોઈએ

(અંજલિ 'ગીતાંજલિ' કાવ્ય ૫૧)

રાત તણો અંધાર છવાયો, પૂર્ણ થયાં સહુ કાજ.
મનમાં એમ અમે ધાર્યું'તું, નહિ આવે કો આજ.
ગામ તણે ઘર ઘર ભીડિયાં
રાત પડતાં સૌ દેવાયાં,
એક જણા ધીમે બોલ્યા'તા, 'પધારશે મહારાજ.'
અમે હસીને એમ કહ્યું'તું, 'નહિ આવે કો આજ'
દ્વારે કંઈક ટકોરા સરખું સાંભળિયું અમ સરવે,
'પવન હશે એ' બોલી ઊઠ્યા સઘળા ત્યાં એકરવે.
ઘર ઘરના દીવા બુઝાવી,
સૂતા'તા આળસ ઉર લાવી,
એક જણા ધીમે બોલ્યા'તા, 'દૂત હશે અથવા એ'
અમે હસીને એમ કહ્યું કે 'દ્વાર હલ્યું'તું વાએ'
માઝમ રાતે ગભીર ઘેરો અવાજ કાને પડિયો,
ઊંઘ તણે ઘેને ધાર્યું'તું, મેઘ હશે ગડગડિયો.
ક્ષણ ક્ષણ ઉર ચેતના જગાવી,
થરથર ધરતીને કંપાવી,
એક જણા ધીમે બોલ્યા'ત, 'રથ આવે ઘર્ઘરતો.'
અમે હસીને એમ કહ્યું કે 'મેઘ હશે ગરજતો.'
રાત તણો અંધાર ન હટિયો ત્યાં ગાજતી ભેરી,
કોઈ પુકારે, 'જાગો સર્વે, હવે કરો ના દેરી!'
હાથ બેઉ હૈયા પર ચાંપી
અમે ઊઠ્યા સૌ ભયથી કાંપી,
એક જણા બોલ્યા કાનોમાં, 'રાજ રાજનો પેખું.'
જાગી ઊઠી અમે બોલિયા 'વિલંબ અવ નવ દેખું.'
ક્યાં છે દીપ! કહો ક્યાં માળા? ક્યાં છે રે આયોજન?
રાજા માગ દેશ પધાર્યા, ક્યાં છે રે સિંહાસન!
હાય નસીબ! હવે ક્યાં આરો?
ક્યાં દરબાર? ક્યહાં શણગારો!
એક જણાએ કહ્યું કાનમાં 'નિષ્ફળ આ સૌ ક્રંદન
ખાલી હાથે શૂના ઘરમાં કરો કરો અભ્યર્થન!'
દ્વાર ઉઘાડો, દ્વાર ઉઘાડો, શંખ બજાવો વાજાં,
ગભીર રાતે આવ્યા અંધારા ઘર કેરા રાજા!
વજ્ર ગગનતલમાં ગડગડતું,
લખ લખ વીજળી તેજ ઝબકતું,
આંગણું આજ સજાવો ફાટલ કંથા એની આણો,
ઝંઝા સાથ અચાનક આવ્યો દુઃખ રજનિનો રાણો.

[અનુ૦ નગીનદાસ પારેખ]

# સરદારશ્રીની વાણી

તમે એક પણ ચોપડી ન વાંચો તો ચાલે. ચારિત્ર ખીલ્યું હશે તો બુદ્ધિ ખૂબ ખીલવાની છે. ચોપડીઓ વાંચનારા હંમેશા સારા ચારિત્રવાન હોય છે એમ નથી. વિદ્યાવિલાસીઓ ચારિત્રમાં ગડેલા હોય છે, તેઓ ભોગવિલાસી પણ હોય છે એવો મારો અનુભવ છે. ચારિત્ર શુદ્ધિ અઘરું કામ છે, પણ ઉદ્યમી જીવન ગાળનારને ચારિત્રભંગના પ્રસંગ ઓછા આવે છે

× * ×

સરકારની જેલ એ તે કંઈ જેલખાનું છે? ખરું જેલખાનું તો માયાનું બંધન છે આ આપણા આત્માને જે મોહ, માયા ને કામ ક્રોધનાં બંધનો છે એ જ ખરું જેલખાનું છે. જે માણસે એ બંધનો સ્વેચ્છાથી તોડ્યાં છે એ માણસને આ જગત પરનું બળવાનમાં બળવાન એવું કોઈ પણ સામ્રાજ્ય બંધનમાં નાખી શકવાનું નથી.

× * ×

હું તો સમજી ગયો છું કે માણસોનાં દિલ સુંદર વ્યાખ્યાનોથી હલાવી શકાતાં નથી; અને હલાવી શકાય તોપણ ક્ષણ માટે જ. જો કાંઈક સારું કામ આપણે કર્યું હોય તો કરીને જ આપણે બતાવી શકીએ.

× * ×

પ્રાણ લેવાનો અધિકાર તો ઈશ્વરને છે

બારડોલી ? [illegible]



ચિ. કાન્તિલાલ

ઇચ્છા પ્રબલ હૈ રચના-સેવા
કી. સેવાકાર્ય બહાર નિક-
લે યા આશ્રમમેં હો તો એક
સમજો. એ ચીજ અપની
ઇચ્છાનુસાર હો સકતે હૈ
આનંદ સે જો કુછ સેવા
નહીં કર સકતે હૈં. ઇસકા
અર્થ સેવા નહીં પરંતુ સ્વેચ્છા-
ચાર હુઆ. ઇસમેં મદદ કોઈ
નહીં. તુમારે દર્દ કી બાત
કાન્તિલાલને લિખી હૈ
તુમારે બડી સાવધાનીકી જરૂર-
ત હૈ. બિના શુદ્ધિ કોઈ નહીં હૈ. તુ.
મન કો નિર્વિકાર રખને કી
ચેષ્ટા કરો.

બાપુ કે
આશિર્વાદ

૨૨-૩-૪૦

[બાપુજીએ સેવાનું માહાત્મ્ય આમરાત્ કર્યું હતું અને તેમણે આપણને સેવાનો સાચો અર્થ સમજાવ્યો છે. સેવા અને ઈચ્છાનુસાર આનંદનો ભેદ બાપુએ અલગ તારવીને દર્શાવ્યો છે. સેવા એટલે સેવા. એમાં વ્યક્તિગત આનંદને સ્થાન નથી. શૂન્યવત્ થઈને કરેલી સેવા જ સાચી. વિનોબાજીએ પણ એની સરસ વ્યાખ્યા આપી છે.

$$\text{સેવા} = \frac{\text{ભક્તિ}}{\text{અહંકાર}}$$

અહંકારને વિગલિત કરી દઈને અન્ય પ્રત્યે દર્શાવેલી ભક્તિ એ સેવા કહેવાય. સેવાભાવી માણસે ક્યાંય પણ સેવાનો અવસર આવે (ઘરમાં કે બહાર) તો સાચા દિલથી બદલાની કે ઈચ્છાનુસાર આનંદની આશા રાખ્યા વિના સેવા કરવા સર્વદા તત્પર રહેવું જોઈએ. આ વખતના પત્રમાં બાપુજીએ આ વાત સરળતાથી સમજાવી છે.

વળી શારીરિક સ્વાસ્થ્ય જાળવવા માટે આંતર તેમ જ બાહ્ય શુદ્ધિની આવશ્યકતા છે. શરીરને તંદુરસ્ત રાખવામાં મનની શુદ્ધિની પણ ઘણી જ જરૂર છે. મન જો નિર્વિકાર હોય, શુદ્ધ હોય તો શરીરના દર્દને મટાડવામાં ઘણી સુગમતા થઈ પડે છે. તેથી સ્ત્રી તેમ જ પુરુષ બંનેએ મનને નિર્વિકાર રાખવાની કાળજી લેવી જોઈએ. બાપુજીએ આ ગૂઢ વાત સૂત્રાત્મક રીતે આ પત્રમાં દર્શાવી છે.]

ચિ. કલાવતિ,

ઇચ્છા એક હિ રખની–સેવા કી. સેવાકાર્ય બહાર મિલે તો યા આશ્રમમેં દોનો એક સમજો. ચીજ અપની ઇચ્છાનુસાર હોનેમેં હિ આનંદ મિલે ઉસે સેવા નહિ કહ સકતે હૈ. ઉસકા અર્થ સેવા નહિ પરંતુ સ્વેચ્છાચાર હુઆ. તુમમેં યહ કમી ન હો. તુમારે દર્દકી બાત કાશીનાથને લિખી હૈ. તુમારે કટીસ્નાનકી આવશ્યકતા હૈ. ચિત્તશુદ્ધિ કી તો હૈ હિ. મન નિર્વિકાર રખનેકી ચેષ્ટા કરો.

૧૧–૭–૩૦ બાપુ કે આશીર્વાદ

## મનોનુકૂળ-પ્રવૃત્તિ અને ધર્મ

કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

દરેક માણસ પોતાના મનને અનુકૂળ હોય એવી જ પ્રવૃત્તિમાં રાતદિવસ લાગી શકતો હોય અને તે દ્વારા પોતાની આજીવિકા પણ ચલાવી શકતો હોય તો કેવું સારું! પણ જે જાતના સંસારમાં આપણે પડ્યા છીએ તેમાં એવી અનુકૂળતા સૌને પ્રાપ્ત નથી થતી, ઘણા ઓછાને પ્રાપ્ત થાય છે. એથી ઉદાસ થયે, નિરાશ થયે, બડબડાટ કર્યે કશું વળે નહીં. એથી જ ધર્મ એ મનોનુકૂળ પ્રવૃત્તિઓનો માર્ગ મનાયો નથી, પણ કર્તવ્યનો માર્ગ મનાયો છે. તેથી મનોનુકૂળતા કરતા કર્તવ્યને આપણે પહેલો આદર આપતા શીખીએ–એ પ્રથમ ધર્મ છે, અને મનોનુકૂળ પ્રવૃત્તિને આજીવિકા માટે નહિ પણ શોખ માટે, નિવૃત્તિ માટે વૈયક્તિક વિકાસ માટે રાખીએ–એ બીજો ધર્મ છે.



# સૌન્દર્યબોધ

ગુરુદેવ

ઘણી વાર બને છે કે સૌન્દર્યને આપણે સમગ્ર સત્યમાંથી અળગું કરીને જોઈએ છીએ, અને આ રીતે એક નવો સંપ્રદાય ઊભો કરીએ છીએ યુરોપમાં સૌન્દર્યચર્ચા, સૌન્દર્યપૂજા નામની એક ધૂન ચાલી રહી છે જાણે કે સૌન્દર્યનું કોઈ વિશેષભાવે અનુશીલન મોટું બહાદુરીનું કાર્ય ન હોય, એ રીતે એક સંપ્રદાય પોતાનો વિજયવાવટો ફરકાવી રહ્યો છે!

ટૂંકમાં, સૌન્દર્યને ચારે બાજુથી પોતાનું કરી લઈને અને જગતની બીજી બધી વસ્તુઓને વહેંચી મૂકીને, તેની જ પાછળ ફર્યા કરવું એ નસારના પંદર આની માણસોનું કાર્ય હોય છે

જો સૌન્દર્યનું આકર્ષણ માનવમનને આ પ્રકારે બળપૂર્વક અળગું કરી દેતું હોય, જો તેની વાસનાને તેની ચારે બાજુની સાથે મેળ ન ખાવા દેતું હોય જે પ્રચલિત હોય તેને તુચ્છ ગણીને, જે હિતકર હોય તેને ગ્રામ્ય ગણીને ઉપહાસ કરતું હોય — તો ધિક્કાર છે તે સૌન્દર્યને! આ તો દ્રાક્ષને જાણે પીસીને તેની સઘળી કાંતિ અને રસગંધ જતી કરીને માત્ર તેના અલ્પ મદને જ ગાળી લેવા જેવું થયું!

સૌન્દર્યને કોઈ જાત નથી, એ તો બધામાં રહેલું છે તે આપણા ક્ષણકાળમાં ચિરંતનને, સામાન્ય મુખને આશ્ચર્ય રીતે ઉજ્જ્વળ કરી દેખાડે છે સૌન્દર્ય સમસ્ત ચરાચર જગતના મૂળ સૂરને આપણા મનમાં ખડો કરે છે, અને તેની સહાયતાથી સમસ્ત સત્યને આપણે ગાઢ રીતે જોઈ શકીએ છીએ

ફાગણ માસનો એક દિવસ હતો દિવસ અંત થવાની તૈયારીમાં હતો તે વેળા એક ગામને રસ્તે થઈને હું જઈ રહ્યો હતો ચારે બાજુના ખેતરોમાંથી ખીલેલા સરસવની ગંધ આવી રહી હતી, પગથી વાંકીચૂંકી ચાલી જતી હતી, તળાવડીને કિનારે થઈને તે પગથી જતી હતી એ બધાં દૃશ્યો તે ઉજ્જ્વલ સંધ્યાની સાથે મારા હૃદયમાં હંમેશનું સ્થાન પામ્યાં છે જેને ચાહીને જોતો નહિ, તે વિશેષભાવે જોયું જેને ભૂલી જતો, તે સ્મરણપટમાં અંકાઈ ગયું સૌન્દર્યને આપણે જ્યાં જોઈએ છીએ ત્યાં જ માત્ર નહિ, પરંતુ તેને યોગે આસપાસના બધાંને આપો આપ જોઈએ છીએ મધુર ગાન જળ, સ્થળ, આકાશને તો શું, પરંતુ અસ્તિત્વ માત્રને પ્રત્યક્ષ કરે છે

પરંતુ જ્યારે મનુષ્યમાં વિકૃતિ થાય છે, ત્યારે સૌન્દર્યને તેની મર્યાદામાંથી અલગ કરીને ઊંધે ઠેકાણે લગાડવાનો પ્રયત્ન તે કરે છે માથાને શરીરથી જુદું કરીએ, તો તે શરીરની જેમ વિરુદ્ધ જ જાય છે, તેમ સમગ્રમાંથી જુદું પડેલું સૌન્દર્ય સમગ્રનો વિરોધ જ કરતું જણાય છે આમ કરવાથી સૌન્દર્ય સત્યનો પરશત્રુ બને છે અને તેની જ સહાયતાથી સામાન્ય તરફ આપણી ઉદાસીનતા જન્મે છે ખરી રીતે તે વેળા તે વસ્તુ સૌન્દર્યનો યથાર્થ ધર્મ જ ગુમાવે છે ધર્મ કહો, સૌન્દર્ય કહો કે ગમે તે કોઈ મહાન વસ્તુને વિષે કહો, પરંતુ જ્યારે જ્યારે તેને ઘેરી લઈને કોઈ વિશેષ રૂપ આપવાનો પ્રયાસ થાય છે, ત્યારે ત્યારે તેનું અસલ સ્વરૂપ નાશ પામે છે નદીને મારી પોતાની છે એમ મનાવવાને જો તેને બાંધી લઈને

ખારાબાપુ

માત્ર ખેતરમાં વાળ્યું તો તે નદી જ રહેતી નથી, માત્ર પાણીની નહેર બની જાય છે.

સંસારમાં આ પ્રમાણે સૌન્દર્યને સંકીર્ણ ભાવે ભોગવિલાસ, અહંકાર, ઉન્મત્તતા વગેરેની સામગ્રી બનાવી દીધાથી, કેટલાક સંપ્રદાયવાળા સૌન્દર્યને વિપત્તિ તરીકે માની લે છે. તેઓ માને છે કે સૌન્દર્ય કેવળ સુવર્ણલંકાપુરીના નાશ માટે જ હોય છે

ઈશ્વરની પ્રસન્નતામાં ક્યાં આફત નથી! જળ, સ્થળ, અગ્નિ, વાયુ, જ્યાં જાઓ ત્યાં આફત છે. આ આફત જ આપણને દરેક વસ્તુનો સાચો પરિચય કરાવે છે, તેનો યોગ્ય વ્યવહાર શીખવાડે છે

કોઈ જવાબ વાળશે : જળ, સ્થળ, અગ્નિ, વાયુ વગેરે અમારે એટલાં બધાં ઉપયોગી છે કે એમના વિના અમારાથી એક પળ પણ ટકી ન શકાય. એટલે ગમે તેટલી આફત વેઠીને પણ તેમને તો સ્વીકાર્યે જ છૂટકો છે પરંતુ સૌન્દર્યરસ અમારે અત્યંત જરૂરી નથી; અને વળી એ તો નરી આફત જ છે. એટલે અમને તો તેનો એક માત્ર ઉદ્દેશ્ય એ જ જણાય છે કે ઈશ્વર આપણા મનની પરીક્ષા કરવા માટે જ સૌન્દર્યના માયામૃગને આપણી સામે દોડાવે છે. તેના પ્રલોભનમાં આપણે સહેજ ગફલત ખાધી કે તરત જ આપણા જીવનનું ઉત્તમ ધન ચોરાઈ જાય છે!

માફ કરો! ઈશ્વર પરીક્ષક અને આ સંસાર જાણે કે પરીક્ષાસ્થળ, એવી બધી કોર્ટ ભયાનક વાતો રહેવા દો! આપણા નાની વિશ્વવિદ્યાલયની સાથે ઈશ્વરના અસલ વિશ્વવિદ્યાલયની તુલના કરો મા! તે વિશ્વ-વિદ્યાલયમાં નથી પરીક્ષા કે નથી તેનું કાંઈ પ્રયોજન. ત્યાં તો છે માત્ર શિક્ષણ, ત્યાં તો વિકાસ જ થઈ રહ્યો છે. આથી આપણી વિકાસસાધનાને માટે જ સૌન્દર્યબોધ આટલો પ્રબળ થતો જાય છે. આફત આવે, તો ભલે આવો, પરન્તુ વિકાસનો માર્ગ છોડવામાં આપણું મંગલ નથી જ!

## જબરી લૂંટ!

હું જેતલપુર હતો અને એક વેપારીની દુકાને બેઠો હતો. તેવામાં એક ભંગી દાતણ વેચવા આવેલો. તેને નફો કેટલો થતો હશે એ તો તે જાણે! પણ થોડી વાર થાય અને કાઢે ધોળી બીડી, થોડી વાર થાય અને સળગાવે ધોળી બીડી! એમ જ્યારે છ–સાત વાર થયું ત્યારે મેં પેલા વેપારી ભાઈને પૂછ્યું કે, 'ભાઈ! આ પેલા દાતણવાળાને કેટલીક આવક હશે? છ વાર તેણે ધોળી બાડી, બેઠો છું એટલી જ વારમાં પીધી.' ત્યારે તે ભાઈએ કહ્યું કે, 'મહારાજ, એ તો આપે બીડીની વાત કરી; પણ તેને તો તેટલી જ ચા અને તેનાથી પણ વધારે પાન ચાવવા જોઈએ છે. આખો દહાડો તેનો ધંધો એ જ.'

એને બધું આ ચા, પાન અને ધોળી બીડી પીતાં તેને શીખવ્યું કોણે? આપણે ભણેલાઓએ સ્તો. તેને બિચારાને શી ખબર પડે? તે તો આપણું જોઈને સારું જાણી પોતે પણ તેમ કરે. એટલે આપણે લોકોએ સૌ તેમની ઉપર લૂંટ ચલાવી છે. તેમની સંસ્કૃતિનો આપણે નાશ કરીએ છીએ. તેમની સંસ્કૃતિ આપણે લૂંટી રહ્યા છીએ. અને એ રીતે અત્યારની સંસ્કૃતિ તે ભોળા ગામડિયાની સંસ્કૃતિ ઉપર જબરી લૂંટ છે!

—રવિશંકર મહારાજ



## બાપુજીની મીઠી વાતો - ૪

સાને ગુરુજી

મનની એકાગ્રતામા વિલક્ષણ શક્તિ હોય છે મન એકાગ્ર કરીને જ એકલવ્ય ધનુર્વિદ્યા શીખ્યો મન એકાગ્ર કરીએ તો બધા પ્રશ્નોનો ઉકેલ સૂઝતો જાય છે સૂર્યના કિરણો બહિર્ગોળ કાચથી કેન્દ્રીભૂત કરીને કપાસ પર પાડીએ તો તે સળગવા લાગે છે વિખેરાઈ ગયેલા કિરણોમા એ શક્તિ નથી મનની શક્તિ વિખેરાયેલી દશામા હશે તો તમને જગતમા સિદ્ધિ મળશે નહિ

મહાપુરુષો પાસે એવી એકાગ્રતા હોય છે પ્રયત્નથી, બ્રહ્મચર્યથી એ તેઓ મેળવે છે વિવેકાનંદ અમેરિકામા હતા ત્યારે તેમણે એક બાઈને તાવમા તડફડતી દીઠી. તેઓ એની પાસે ગયા. એનો હાથ પોતાના હાથમા લઈને તેઓ ધ્યાનસ્થ ઊભા રહ્યા પછી આખ ઉઘાડીને બોલ્યા. "તમારો તાવ હવે જતો રહ્યો છે." અને ખરેખર જ તે ગયો હતો ! મનની આવી સંકલ્પશક્તિ, ઇચ્છાશક્તિ હોય છે. તેથી બીજાનુ ભલુ ચાહવુ જોઈએ આપણા મનના વિચારોનુ જ પરિણામ જગત

પ્યારાબા ૫

પર થાય છે એકાગ્ર વિચારનુ તો ઘણુ જ થાય છે

મારે તમને બાપુજીની એક વાત કહેવી છે ૧૯૨૭નો પ્રસગ છે બાપુજી મદ્રાસ ગયા હતા તેમને ખબર પડી કે બ્રિટિશ મજૂર આગેવાન, પ્રસિદ્ધ સમાજવાદી ફેનર બ્રોકવે મદ્રાસની ઇસ્પિતાલમા બીમાર છે બાપુજીની વ્યાપક સહાનુભૂતિ તેમને શી રીતે સ્વસ્થ બેસવા દે ! આવી બાબતમા મહાત્માજી ઘણા જ ઇંતેજાર રહે છે તેઓ ઇસ્પિતાલમા ગયા ફેનર બ્રોકવે ઘણા જ અસ્વસ્થ હતા તે બેચેની અનુભવતા હતા

'તમને મળવા આવ્યો છુ" ગાધીજી બોલ્યા

"મહેરબાની થઈ" તેમણે કહ્યુ

"મહેરબાની પ્રભુની તમને ખૂબ જ ત્રાસ થાય છે, ખરુ ને ?"

"ઘણી બેચેની થાય છે !"

"આમ શી રીતે થતુ હશે ?'

"ઊંઘ જરાયે આવતી નથી ! જરા ઊંઘ

આવી જાય તો કેટલો આરામ મળે!"

"સાચું છે. ઊંઘ એટલે રસાયન." એમ કહીને ગાંધીજી તેમના માથા પર પ્રેમથી હાથ રાખીને ઊભા રહ્યા. તેમણે આંખો બંધ કરી. મન એકાગ્ર થયું. તેમણે શું પ્રભુને પ્રાર્થના કરી? અથવા પોતાની શાંતિ એ તપ્ત માથામાં તેમણે રેડી? થોડી વાર પછી આંખો ઉઘાડીને તેઓ બોલ્યા: "હવે તમને ઊંઘ આવશે. સારું થઈ જશે. સુખી થાઓ!"

એમ કહીને ગાંધીજી ત્યાંથી ચાલ્યા ગયા. પ્રોફેસરે પોતાની 'પચાસ વર્ષના સમાજવાદી જીવનનો ઇતિહાસ' નામની સુંદર આત્મકથામાં લખે છે: "શું આશ્ચર્ય! ગાંધીજી ગયા. અને થોડી વાર પછી મને ખરેખર જ ગાઢ નિદ્રા આવી ગઈ, અને જાગ્યો ત્યારે કેટલી સ્ફૂર્તિ લાગવા માંડી!"

એકાગ્રતામાં આવું અદ્‌ભુત સામર્થ્ય હોય છે.

## નાના વિદ્યાર્થીઓને હું કહું છું કે

ખૂબ તોફાન કરો, દબાઈ નહિ જતા;
પ્રાણનો ખૂબ વિકાસ કરો; ખબ અખતરા કરો;
ટાઢતડકામાં ફરો, જંગલ, પાણી અને ઝાડ સાથે દોસ્તી કરો;
પુરુષાર્થ વધે એવું કંઈ કરો; અખાડામાં જઈને કમર કસો;
'જબરો ગરીબને કનડે' ત્યારે ગરીબનું ઉપરાણું લઈને મારવા જાઓ;
માબાપની સેવા જે નથી કરતો તે ચારિત્ર્યશાળી નથી થઈ શકતો;
સેવા માબાપની કરવી અને આજ્ઞા ગુરુની માનવી;
ખૂબ મહેનત કરતાં શીખજો;
નવરાશ એ શરીરનો કાટ છે;
શરીર અને બુદ્ધિને કસરત આપતા રહેજો,
મુસાફરી કરજો, મુસાફરી કરવાથી અનુભવ મળે છે;
છેવટે, એક જ શબ્દ કહીશ કે તમે ઝટ પરણી ન બેસતા.

કાકા કાલેલકર



# અનંતની આરાધના…

મિયાં મંસૂર

તેનું નામ તો કંઈ બીજું જ હતું, પણ લોકોમાં, ખાસ કરીને તેના મિત્રમંડળમાં, તે અનંત નામથી ઓળખાતો હતો. આ નામ પાછળ એક નાનકડો ઈતિહાસ હતો. તેનો એક સિદ્ધાંત હતો કે પ્રેમનો ન તો આરંભ છે, ન તો એનો અંત; તે અનંત છે તેથી આ અનંતની જ જીવનમાં આરાધના કરવી; અને એવી આરાધના જ કેવળ સાચી હોઈ શકે. આ સિદ્ધાંત કોઈ ગુરુજને એને શિખવાડ્યો હતો કે પછી જ્યારે એ પ્રજ્ઞાવશ હતો ત્યારે એની પોતાની ચેતનામાંથી કોઈ દિવસ જન્મ્યો હતો, એ કહેવું મુશ્કેલ છે. પણ એક વાત તો સાચી હતી જ્યારથી એણે લોકોના સમાગમમાં આવવાનું શરૂ કર્યું ત્યારથી જ એનો આચાર વ્યાપક પ્રેમથી પ્રભાવિત બની ગયો હતો.

પણ જ્યારે અનંત ઉંમરમાં આવ્યો ત્યારે એક મોટી મુશ્કેલી ઊભી થઈ તેણે જોયું કે સમાજની અનેક વ્યક્તિઓ એની સામે નિંદાની આંગળી વારંવાર ચીંધતી. કોઈ કોઈ તો એને સ્પષ્ટ સંભળાવી પણ દેતી "આટલો મોટો થયો પણ સાઈસાહેબમાં અક્કલ પાઈ ભારની પણ ન મળે. કાંઈ સંકોચ, શરમ જ ન મળે! હમેશ સ્વચ્છંદતાથી વર્તવાનું જ જાણે ન કંઈ લાજ, ન કંઈ શરમ. વહાલથી ઉંમરાઈને દરેકના–છોકરો હોય કે છોકરી, પ્રૌઢ હોય કે વૃદ્ધ–ખભા પર અથવા પીઠ પર હાથ મૂકીને જાણે કે પોતાના પ્રેમનું પ્રમાણ આપતો હોય; એવો છે એનો આચાર, શિષ્ટાચાર!"

પણ અનંત પર લોકોની ટીકાની કાંઈ જ અસર પડી નહિ પરંતુ જ્યારે તેનું ભણતર પૂરું થયું અને એ પોતાના ગુજરાન માટે કામ કરવા લાગ્યો અને પછી પરણ્યો ત્યારે લોકોએ એવી આશા જરૂર રાખેલી કે, હવે તે પોતાના આચારને સંયમિત બનાવશે પરંતુ લોકોની એ આશા પણ નિષ્ફળ નીવડી લગ્ન પછી છોકરાંછૈયાં થયાં, તોપણ અનંતનું પાગલપણું અનંત જ રહ્યું; કશો ફેરફાર તેનામાં દેખાયો નહિ

વર્ષો વીતી ગયાં તેનાં છોકરાં મોટાં થયાં. તેની આવકમાં વધારો થયો તેનું કૌટુંબિક જીવન સંસારની દૃષ્ટિએ બધી રીતે સુખી હતું પરંતુ થોડા વખતથી તેનું જીવન અશાંતિ ભરેલું લાગતું હતું. આ જોઈને એક દિવસે તેના એક મિત્રે વ્યંગમાં તેને પૂછ્યું "કેમ અનંત, આજકાલ તમારા દિલમાં અનંતની અનંતતા અનુભવવા માટે અશાંતિ, ઉત્સુકતા, ઉમંગ જરા વધી ગયાં લાગે છે?"

"હા, ભાઈ," અનંતે ઉત્તર આપ્યો, "પણ આ અશાંતિ અનંતની અર્થાત્ ભગવાનની અનંતતા અનુભવવા માટે નથી, પણ પ્રેમની અનંતતા અનુભવવા માટે છે."

"પણ તે તો તમે વર્ષોથી અનુભવતા આવ્યા છો, એમ તમે પોતે જ કેટલીય વાર અમને કહ્યું છે"

અનંતે કહ્યું: "એ વાત સાચી પણ હમણાં થોડા વખતથી હું એક મૂંઝવણમાં સપડાયેલો છું. વાત એમ છે, ભાઈ રમેશ, કે ચારેક મહિના પર મારા એક મિત્રે જમવાનું નિમંત્રણ આપ્યું હતું. એનું લગ્ન એક અઠવાડિયા પહેલાં જ થઈ ગયું હતું. જ્યારે હું એને ઘેર ગયો ત્યારે એણે એની પત્ની સાથે મારી ઓળખાણ કરાવી. પ્રભુ

જાણે કેમ તેને જોતા જ મારા હૈયાની અંદર પ્રેમનો પ્રવાહ પ્રબળ થઇ ગયો ત્યાર પછી કોઇ કોઇ વાર મારા મિત્રના ઘેર હું પોતે જ તેને અને તેની પત્નીને મળવા જતો

એક દિવસ બપોરે જ્યારે હુ ત્યા ગયો ત્યારે તેની પત્ની એકલી જ હતી. પહેલા તો હુ અંદર જવા માટે જરા સકોચ કરવા લાગ્યો પણ આખરે દાખલ થયો. તેની પત્નીએ મને દીવાનખાનામા બેસવા કહ્યુ અને પોતે 'હમણા જ હું આપને માટે ચા લઇ આવુ છુ' એમ કહીને તે રસોડામા ચાલી ગઈ

તેને ચા લાવતા દસેક મિનિટ થઇ હશે તે દરમિયાન હુ મારા મનમા જાતજાતના વિચાર કરી રહ્યો હતો પણ એક વિશેષ વિચાર વારવાર મારા મગજમા ભમતો રહ્યો, 'હુ મારા મિત્રની પત્ની તરફ કેમ વધારે ને વધારે આકર્ષિત થતો જાઉં છુ ? આ આકર્ષણ પાછળ પ્રેમ છે, કામ છે, મોહ છે, શું છે?'

એટલામા તો મગનલાલની પત્ની દીવાન ખાનામા દાખલ થઈ અને તેણે મારી સામે મેજ હતી એના પર ચાનો એક પ્યાલો મૂક્યો એ જોઈને મે સહજ ભાવે પૂછ્યુ 'પણ આપનો પ્યાલો ક્યા? શુ આપ ચા નહિ પીઓ? હુ જ એકલો પીઉં?'

પ્રમીલાએ જવાબ આપ્યો 'મે આપના આવ્યા પહેલા જ ચા પી લીધી હતી આપ પીઓ, નહિ તો ચા ટાઢી પડી જશે'

પછી મે ચા પીધી અને પ્રમીલાએ ખાલી પ્યાલો ઊચક્યો અને એક બાજુએ મૂક્યો

મે કહ્યુ 'તો હવે હુ જાઉં' એમ કહી હુ જવા માટે ઊભો થઈ ગયો

પ્રમીલાએ કહ્યુ, 'પણ ઉતાવળ શી છે? આપ થોડી વાર તો બેસો 'એ' આવતા જ હશે'

મે કહ્યુ 'પણ પાડોસીઓ શું કહેશે? એક વિવાહિત સ્ત્રી એક પારકા પુરુષની સાથે એકલી બેસીને દીવાનખાનામા વાતો કરે છે!'

પ્રમીલા બોલી 'તેમા શુ? મનમા કઈ પાપ હોય તો બીક રાખવી, પણ શિષ્ટાચાર કઈ ગુનો નથી'

મે પ્રત્યુત્તર આપ્યો 'પણ સમાજના લોકો તો એમ નથી સમજતા ને.'

'શુ સમાજ જ આપણો ભગવાન છે?'

'ભગવાનનુ એક રૂપ તો છે'

'પણ એના તો અનેક રૂપ છે તેમા એક છે પરસ્પર પ્રીતિ તો એકબીજાને આપણે પ્રીતિથી મળીએ, એ વધારે સારુ નથી? સમાજ તો આજે એક નિયમ ઘડે છે અને એનુ અનુસરણ કરે છે વળી કાલે બીજો નિયમ ઘડશે અને એનુ અનુસરણ કરશે'

આ બધુ સાભળીને હુ વિચારમા પડી ગયો પ્રમીલાની વાત તો સાચી હતી એટલામા દરવાજા પર ઠકઠક અવાજ થયો પ્રમીલાએ ઊઠીને બારણુ ખોલ્યુ તેણે પોતાના પતિને કહ્યુ 'આપણા અનતભાઇ આવ્યા છે દીવાન ખાનામા બેઠા છે તમે ત્યા જાઓ હુ તમારે માટે ચાહ લઇ આવુ છુ'

મગનલાલ દીવાનખાનામા દાખલ થયા એટલે મે કહ્યુ 'આવો ભાઈ મગનલાલ'

'તમે અહીંયા ક્યા?'

'આ રસ્તેથી હુ જ્યારે કામેથી પાછો ફરતો હતો ત્યારે મનમા થયુ કે લાવને અહીં જરા ડોકિયુ કરતો જાઉં અને તમને મળતો જાઉં'

'આવ્યા તો બહુ સારુ કર્યું, તમને અહીં આવ્યાને ઘણી વાર થઈ છે કે?'

'અર્ધોએક કલાક થયો હશે'

'પ્રમીલાએ કાઈ ચા બા પાઇ કે નહિ?'

' પ્યાનબાપુ

'ફક્ત 'ચા' જ નહિ, પણ ચાહ પણ!'

'એટલે?'

'એટલે ઘણા પ્રેમથી આતિથ્ય કર્યું અને ચા પાઇ.'

'વળી તમારી ફિલસૂફી કાઢી કે? ચાહ, ચાહ અને ચાહ. હવે તો ઘરડા થવા આવ્યા તોપણ ચાહની ચાહ અને ચાહ નથી મૂકતા કેમ?'

'તે તો અનંત જ રહેશે. કેમ, ભૂલી ગયા છો કે, મારું નામ અનંત છે?'

'વાહ રે અનંત, તમારું પાગલપણું સદા અનંત રહે પણ કોઇ કોઈ વખતે મને એમ લાગે છે, અનંત, કે સમાજનું ચાલતું હોય તો તમને ગાડાઓની ઇસ્પિતાલમા પૂરી દે! કેમ, વાત સાચી છે ને?'

ત્યાં તો પ્રમીલા ચાનો પ્યાલો લઇને હાજર થઈ અને તેણે પ્યાલો મગનલાલને આપ્યો જ્યારે મગનલાલ ચા પીતા હતા ત્યારે મેં કહ્યુ: 'મારા સબધમા તો હુ શું કહું? પ્રમીલા બહેનને પૂછો.'

'પણ વાત શી છે તે તો પહેલા કહો!' પ્રમીલા બોલી ઊઠી

મગનલાલે એને બધી વાત કહી એ સાભળી પ્રમીલાએ કહ્યુ: 'જો મારુ ચાલતુ હોત તો હું આખા સમાજને ગાડાઓની ઇસ્પિતાલમા પૂરી દેત અને અનંતભાઇને ત્યાના ડાક્તર બનાવત.'

'ગાડાઓની ઇસ્પિતાલનો ડાક્તર પણ ગાડો જ હોય ને!' મગનલાલે ખડખડાટ હસતા કહ્યુ. હુ અને પ્રમીલા પણ હસી પડ્યાં

એટલામા કોઈ પાડોસીએ અમને ખડખડાટ હસતા સાભળી બરાડો પાડ્યો: 'કેમ, કાઈ ગાડા–બાડા થઈ ગયા છો કે!'

તે સાભળી મગનલાલે જોરથી કહ્યુ: 'તમારે પણ ગાડા થવું હોય તો અહીં આવો'

એટલામા તો ઘડિયાળમા સાતના ટકોરા પડ્યા અને હુ જવા ઊઠ્યો.

'કેમ, અનતભાઈ, જાઓ છો!' પ્રમીલાએ પૂછ્યુ

'હા બહેન, મોડુ થઈ ગયુ. આવજો, મગનલાલ.'

'આવજો, આવજો' પ્રમીલાએ અને મગનલાલે સાથે મળીને કહ્યું અને પછી બને બારણું બધ કરીને દીવાનખાનામા પાછા ફર્યાં

'તો હવે હુ રસોડામા જાઉ અને રાધુ' પ્રમીલાએ કહ્યું. અને તે ચાલી ગઈ. મગનલાલ સાજનું છાપુ વાચવા લાગ્યો. છાપું વાચતા વાચતા તે એકદમ ચમક્યો પાસેના ઘરમા રેડિયો પર કોઇ ગાઈ રહ્યું હતું'

'આજ તેરે ઘર પ્રીતમ આયા,
ઉસ કે દિલ કી ચાહ મિટા.'

મગનલાલને એ સાભળીને જરા ચીડ ચડી તે બોલ્યો: 'વળી ચાહ ને ચાહ ને ચાહ! એમ લાગે છે કે અનતે આખી દુનિયાને ગાડી બનાવી દીધી છે'



એક શિયાળે પ્રભાતને સમયે પોતાના પડછાયા પર નજર નાખી કહ્યુ 'ભોજન માટે આજે તો મને એક ઊંટ મળવુ જોઇએ'

સવારનો અધોરો સમય ઊંટની તપાસમાં ઘૂમવામાં એણે વિતાવ્યો બપોરે બીજી વાર પોતાનો પડછાયો એણે જોયો ત્યારે કહ્યું 'નહિ, નહિ, ઊંટ નહિ, એક ઉંદર પણ મારે માટે પૂરતો છે!'

—ખલિલ જિબ્રાન

મુકુલભાઈ

આપણે ઘણું કરીને કોઇ પણ બનાવને ઊંડા ઊતરીને વિચારતા નથી. આપણને લાભ થાય એવું કંઇક બને ત્યારે આપણે આપણને સદ્ભાગી માનીએ છીએ આપણને ગેરલાભ થાય એવું કંઇક બને તો આપણે આપણને કમભાગી કે અભાગી માનીએ છીએ. પણ જરા ઊંડા ઊતરીને વિચાર કરીએ તો જણાય છે કે લાભ કે ગેરલાભ, સુખ કે દુઃખ એ બધું મનનું જ પરિણામ છે. કોઇ વાર લાભ પણ દુઃખરૂપ બને છે અને કોઇ વાર ગેરલાભ પણ સુખરૂપ બને છે. તેથી આવા પ્રસંગોએ જો આપણે એથી ઊલટી બાજુનો જ વિચાર કરી એને સહજપણે ભોગવીએ તો લાભ કે ગેરલાભ, સુખ કે દુઃખ આપણે સરખાં ગણતા શીખીએ.

ચીનના એક ફિલસૂફ લીત્ઝેની એક વાર્તા છે: એક ડોસો હતો. તે પોતાના એક દીકરા સાથે રહેતો હતો. એક દિવસે તેનો ઘોડો ખોવાઇ ગયો. પાડોશીઓને એની જાણ થઇ. તેઓ ડોસાને દિલાસો આપવા આવ્યા. ડોસો કહે, "ભાઇઓ, આ મારુ કમભાગ્ય છે એમ તમે શી રીતે જાણ્યું?"

થોડા દિવસ પછી એવું બન્યું કે તેનો પેલો ઘોડો બીજા પંદર વીસ જંગલી ઘોડાઓને સાથે લઇને આવ્યો. પાડોશીઓને આ વાતની ખબર પડી. તેઓ તો ડોસાને મુબારકબાદી આપવા લાગ્યા. ડોસો તો પહેલાંના જેટલી જ સ્વસ્થતાથી બોલ્યો, "અરે ભાઇઓ, તમે શી રીતે જાણ્યું કે આ મારું સદ્ભાગ્ય છે?"

હવે તો ડોસા પાસે ઘણા ઘોડા થયા. એટલે ડોસાનો દીકરો ઘોડા પર બેસી દૂર દૂર ફરવા જવા લાગ્યો. એક દિવસે તે ઘોડા પરથી પડી ગયો અને તેનો પગ ભાંગ્યો. પાડોશીઓ પાછા આવીને દિલાસો આપવા લાગ્યા. ડોસો કહે, "ભાઇઓ, મારા દીકરાનો પગ ભાંગ્યો એ મારું કમભાગ્ય છે એ તમે શી રીતે જાણ્યું?"

બીજે વરસે એવું બન્યું કે ચીન દેશમાં યુદ્ધ ફાટી નીકળ્યું. ઘેર ઘેરથી જુવાન દીકરાઓને લડાઇમાં લઇ જવામાં આવ્યા. પરંતુ ડોસાના દીકરાનો પગ લંગડો થયો હતો એટલે તેને લડાઇમાં જવું ન પડ્યું!

કેટલાક માણસો પોતાના સુખદુઃખને કેવળ અંગત ન ગણતાં બીજા લોકોની સાથે ભોગવે છે તેઓ પોતાના ભાગ્યને દોષ દઇને માથે હાથ મૂકી બેસતા નથી. અહીં મને લોકમાન્ય તિલકના જીવનનો એક પ્રસંગ યાદ આવે છે

એક વખતે પૂના શહેરમાં ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો. લોકમાન્ય તિલકનો જુવાન પુત્ર એ પ્લેગનો ભોગ બન્યો વળી તે જ અઠવાડિયામા એમના એક પિતરાઈ ભાઈ અને ભાણેજ પણ પ્લેગના ભોગ થયા. લોકમાન્ય તિલક પર ભારે દુઃખ આવી પડેલું જોઇ એમના એક મિત્ર એમને દિલાસો આપવા આવ્યા.

લોકમાન્ય તિલકે મનની શાંતિ જાળવી કહ્યું: "ભાઈ, ગામની હોળી સળગે ત્યારે દરેક ઘરવાળાએ છાણાં આપવાં પડે એમ આમાં પણ થયું છે."

લોકમાન્ય તિલકની આવી ભયંકર આપત્તિમાં પણ હૃદયની આટલી વિશાળતા જોઇને પેલો માણસ મુગ્ધ બનીને એમની તરફ પ્રેમથી જોઈ રહ્યો.



# ત્રિવેણી સંગમ

સંકલનકર્તા મુ૦ ગો૦



(૧૯)

એક દિવસ બાપુની એક વાતથી વલ્લભભાઈ અને મહાદેવભાઈ બન્ને ચોંક્યા બાપુ કહેતા હતા કે થાક હજી ઊતરતો નથી શરીરમાં જે સ્ફૂર્તિની આશા રાખું તે લાગતી નથી

એટલે વલ્લભભાઈ કહે ખજૂર ખવાનું છોડ્યું એટલે તમે બરાબર ખાતા નથી ખજૂર મંગાવીએ, ફળ મંગાવીએ ખાધા વિના શી રીતે સ્ફૂર્તિ આવે?

બાપુ કહે 'તમને સાચું કહું? મને તો એમ થયા કરે છે કે એકવીશ ઉપવાસ કરી નાખું તો કેવું સારું? મને જરૂર લાગે છે કે એટલા ઉપવાસ કરું તો પાછી શરીરમાં નવી સ્ફૂર્તિ આવી જાય!

મહાદેવભાઈ તો એ સાંભળી ધ્રૂજી જ ગયા

(૨૦)

એક અધિકારી કમિશનને બાપુએ મહાદેવભાઈ પાસે કાગળ લખાવ્યો મહાદેવભાઈએ પૂછ્યું "કાગળની ઉપર 'અંગત' એમ લખવું જોઈએ કે નહિ?'

બાપુએ 'ના' કહી એટલે સરદાર કહે "ન લખ્યું તો પણ શું થયું? કોઈ વાંચી જશે તેમાં શું થવાનું છે? જે વાંચશે તે કહેશે કે આ ડોસા જેવા નાગા કોઈ નહીં—જેલમાં ગયા છે તોયે જંપે છે?'

(૨૧)

તે વખતના બ્રિટિશ રાજ્યબંધારણમાં ભાગ લેવા વિષે એક વાર બાપુએ કહ્યું 'એ તો લોકોને કહી શકાય વિલાયતમાં પણ મેં કહેલું અને અહીં પણ કહું છું કે જો એમાં કશી સત્તા મળતી જ ન હોય તો તેનો કારભાર વિરોધ કરજો અને સત્તા મળી હોય તો ધારાસભાઓનો કબજો લેજો હું ન હોઉં તો એટલું તો કહી જ જાઉં

વલ્લભભાઈ એ સાંભળી બોલ્યા "અહીં સુધી સાથે લાવ્યા અને એમ શું એકલા ચાલ્યા જવાશે?

(૨૨)

બાપુને પહેલાં જેલમાં સો કલામ મળ્યો, પછી એ મળ્યો અને કરાચીની એક ૮૦ વરસની બાઈને પકડી, એની ઉપર પોલીસે 'લીડર મારકડક લખ્યું હતું, એ વિષે વાત નીકળતાં બાપુ કહે 'બસ આ તો ફિરોજશાહ મહેતાના જેવું થયું એને દક્ષિણ આફ્રિકાની લડતને માટે કશી પડી નહોતી, પણ જ્યારે બાને પકડ્યાની ખબર સાંભળી ત્યારે એ ભડકી ગયો અને ટાઉન હૉલનું પ્રસિદ્ધ ભાષણ કરેલું પોલાકનાથી બાનું સહન ન થયું એટલે આ લખ્યું છે"

વલ્લભભાઈ 'બાનું તો કોઈને પણ લાગે તેમ છે બા તો અહિંસાની મૂર્તિ છે એવી અહિંસાની છાપ મેં બીજી કોઈ સ્ત્રીના મુખ ઉપર જોઈ નથી એમની અપાર નમ્રતા, એમની સરળતા, કોઈને પણ હેરત પમાડે તેવા છે"

બાપુ "સાચી વાત છે વલ્લભભાઈ પણ મને બાનો સૌથી મોટો ગુણ એની હિંમત અને બહાદુરી લાગે છે એ આડાઈ કરે, ક્રોધ કરે, અદેખાઈ કરે, પણ એ બધું જાણ્યા પછી

આખરે હરિજન આદિકાળથી આજ સુધીની એની કારકિર્દી લઇએ તો એની બહાદુરી શેષ રહે છે."

(૨૩)

'આત્મકથા'ની સંક્ષિપ્ત આવૃત્તિનાં પ્રૂફ તપાસતાં મહાદેવભાઈએ બાપુને પૂછ્યું: "તમારી માતાના કઠણ વ્રતો - એકાદશી, ચાતુર્માસ, ચાંદ્રાયણ વગેરેની વાત કરી છે, પણ આપે તો શબ્દ Saintliness (પવિત્રતા) વાપર્યો છે, અહીં પવિત્રતા કરતાં તપશ્ચર્યા આપ કહેવા નથી ઇચ્છતા? તો શબ્દ austerity ન લખાય?"

બાપુ કહે: "ના, મે પવિત્રતા હેતુપૂર્વક વાપર્યો છે. તપશ્ચર્યામા તો બાહ્ય ત્યાગ, સહનશક્તિ અને આડંબર પણ હોઈ શકે પણ પવિત્રતા એ આન્તરગુણ છે. મારી માતાના આંતરજીવનનો પડઘો એની તપશ્ચર્યામા પડતો. મારામાં કદી પવિત્રતા જોતા હો તો તે મારા પિતાની નથી, પણ મારી માતાની છે. મારી માતા ચાલીસ વરસે ગુજરી ગયેલાં એટલે મેં એની ભરજુવાની જોઇ છે. પણ કદી એને છીછરી કે ટાપટીપવાળી કે કાંઇ પણ શોખ કે આડંબર કરનારી મે જોઈ નથી. એની પવિત્રતાની જ છાપ હંમેશને માટે મારા ઉપર રહી ગઇ છે"

(૨૪)

વલ્લભભાઈ રોજ રસથી છાપાં વાચે. બાપુ તે રસથી સાંભળે, કાંઇ નહીં તો રસથી સાંભળે એમ બતાવે. કોઈ વાર બાપુ કાંઇ લખતા હોય કે વાચતા હોય તો વલ્લભભાઇ રોકાઇ રહે. વારંવાર જુએ કે બાપુ પોતાનું કામ પૂરું કરી રહ્યા કે નહીં!

એટલે બાપુ કહે: "કેમ વલ્લભભાઇ, 'હરે' કહું કે? એટલે તમારી કથા શરૂ થાય? તો ભલે 'હરે'."

---

એક વખત કબીરજીને મળવા એક સંત આવ્યા તે વખતે કબીરજી કપડું વણતા હતા. કબીરજીને આવી મહેનત મજૂરી કરતા જોઇ અને ઘરની સ્થિતિ સામાન્ય જોઇ સંતે મનમા વિચાર કર્યો કે, "આમને કાઇ આપીને ગુજરાનની સગવડતા કરી આપુ કે જેથી સદાકાળ પ્રભુભક્તિ કરી શકે"

આમ વિચારીને કબીરજીને કહ્યું, 'થોડું તાબુ હોય તો લાવો.' કબીરજીએ કહ્યું. "હે પ્રભુ! તે લાવવા મારી પાસે પૈસા નથી, પરંતુ ઘરમાં એક તાંબાનું વાસણ છે તે આપું." એમ કહી વાસણ લાવી આપ્યું

ત્યાર પછી તે સંત જંગલમા ગયા અને ત્યાથી કેટલીક વનસ્પતિ લઇ આવ્યા અને બે ત્રણ દિવસ મહેનત કરીને તાંબાનું સોનું બનાવ્યું ને કબીરજીને તે આપીને કહ્યુ, "આમાંથી ખાવાપીવાની વસ્તુઓ લાવો અને થોડું વધારે તાબુ લાવી આપો તો તેનું વધારે સોનું બનાવી આપતો જાઉં કે જેથી આપને આવી મહેનત ન કરવી પડે ને પ્રભુભક્તિ કરવાનો વધારે સમય મળે"

આ સાંભળી કબીરજી હસવા લાગ્યા ને બોલ્યા - "હે પ્રભુ! મને પણ તે બનાવવાનો થોડો ઘણો કીમિયો આવડે છે. પણ સોનું બનાવીને નિર્વાહ કરવો એ આપણો ધર્મ નથી. મને તો પ્રભુભક્તિ સિવાયનો કોઇ કીમિયો પ્રિય લાગતો નથી. હું કીમિયામાં લલચાઉં તો પ્રભુ મારાથી દૂર રહે." એમ કહીને બતાવવા ખાતર એક બીજું નાનું તાંબાનું પાત્ર લાવી સહજ વારમાં તેનું સોનું બનાવી દીધું ને સંતની આગળ મૂક્યું અને કહ્યું, "મારા બધા કીમિયા પ્રભુચરણમાં સમાઇ જાય છે." આથી સંત શરમાઇ ગયા

ભક્તરાજ [અનુસંધાન પૃ૦ ૧૧૮ થી ચાલુ]
પાછળના ભાગમાં લઈ ગયો. ત્યાં એક માણસના હાથમાં તેલનું વાસણ હતું, અને તે અગ્નિમાં છાની રીતે તેલ સતત રેડ્યા કરતો હતો.

ભક્તરાજે પૂછ્યું 'આ વસ્તુનું તાત્પર્ય શું છે?"

દર્શકે કહ્યું, "આ અગ્નિ એ આપણા હૃદયમાં કામ કરતી પ્રભુની કૃપા છે. એ પાવક-જ્વાળા ઉપર પાણી રેડનાર શેતાન છે. તે પ્રભુના અગ્નિને બુઝાવવા મથે છે. પરંતુ તેં જોયું કે ભીંત પાછળથી એક માણસ છાનોમાનો તેલ સતત રેડીને અગ્નિને પ્રજ્વલિત કરે છે તે માલુમ દિવ્યાત્મા છે. દરેક માણસના હૃદયમાં પ્રભુના પ્રેમ-પંથની પાવક જ્વાળા દિવ્યાત્માની સહાયથી સતત સળગ્યા કરે છે. સામાન્ય માણસ એ પાવકજ્વાળાથી અકળાઈ જાય છે! જે સાચા શૂરા હોય છે તે જ એ પાવકજ્વાળાને જીરવી શકે છે.

ત્યાર બાદ દર્શક ભક્તરાજને એક મહેલ પાસે લઈ ગયો. ત્યાં મહેલના દરવાજે ઘણા માણસો અંદર જવા માટે ઊભા હતા. પણ દરવાજા પાસે શસ્ત્રસજ્જ મજબૂત પહેરેગીરો ઊભા હતા, તે એ લોકોને અંદર દાખલ થવા દેતા ન હતા. વળી ભક્તરાજે જોયું કે દરવાજાની અંદરની બાજુએ એક માણસ બેઠો હતો. તેની પાસે ધર્મગ્રંથો પડ્યા હતા અને તેના હાથમાં કલમ હતી. થોડી વાર પછી એક માણસ હિંમત કરીને પહેરેગીરોના હાથમાંથી છટકીને પેલા માણસ પાસે ગયો અને બોલ્યો 'મારું નામ ચોપડામાં નોંધી લો. હું આ યોદ્ધાઓ સાથે લડવા તૈયાર છું.' પછી પેલો એકલો માણસ બધા બળવાન યોદ્ધાઓ સામે ઝઝૂમ્યો. છેવટે લાંબી રસાકસી પછી તે બધા યોદ્ધાઓને હરાવીને વિજયી થયો!

ભક્તરાજ આ બધું જોઈને બોલ્યો "હા, આ વાત મને સમજાઈ. ખરી હિંમતપૂર્વક રસ્તામાં આવતી બધી ભયંકર મુશ્કેલીઓ સામે ઝઝૂમીએ તો જરૂર વિજય મળે."

દર્શકે કહ્યું 'ભક્તરાજ, તને મેં જે જે વસ્તુઓ બતાવી છે તે તું બરોબર ધ્યાનમાં રાખજે. હવે તું તારે રસ્તે જા. પ્રભુ તને જરૂર સહાય કરશે."

એટલે ભક્તરાજ દર્શકની રજા લઈ તેને નમન કરી પોતાને રસ્તે જવા લાગ્યો. (ચાલુ)

## ભગવાન કૃષ્ણને માર્ગે

વિનોબાજી

ગામની જેટલી જમીન હોય તે બધા ગામવાળાઓની માનો. આજે કાયદાથી એ જમીન જુદા જુદા માલિકીની છે પણ આપણે હોળીનો તહેવાર ઊજવીએ છીએ ને? એ દિવસે સાચી હોળી ઊજવો અને એ બધા દસ્તાવેજો અગ્નિમાં સ્વાહા કરી દો, કૃષ્ણાર્પણ કરી દો. એ કાનૂની માલિકીના કાગળો તમારા દિલના ટુકડે ટુકડા કરી રહ્યા છે. દિલોને ડંખી રહ્યા છે. જે દિલ આ રીતે ડંખાતું હોય તે જીવતું કેવી રીતે રહી શકે? આથી જરાસંધની પેઠે એ કાગળોને ફાડીને ફેંકી દો અને બધી જમીનની ખેતી સૌ એકઠા મળીને કરો. પછી જુઓ કે ભાઈચારો કેટલો વધે છે, પ્રેમ કેટલો ફેલાય છે! ભગવાન કૃષ્ણે આખા ગોકુળને આ રીતે એક કુટુંબ બનાવ્યું હતું. કહી દીધું હતું કે આપણે બધા ભાઈઓ સાથે રહીશું, સાથે ખાઈશું, સાથે રમીશું, ગાઈશું, નાચીશું. તો જે કામ ભગવાન કૃષ્ણે કર્યું તે જ હું નમ્રતાપૂર્વક કરવા ઇચ્છું છું.




# મણકો ૩જો – અહિંસા

સંકલનકાર અંબુલાલ બ. પટેલ

મેડમ એડમન્ડ પ્રિવેટ લખે છે કે, 'આજ મને લાગે છે કે હું આપને બતાવી દઉં કે હિંદુસ્તાનની પાછલી મહાન ઘટનાઓની અમારી ઉપર કેવી ચમત્કારી અસર થઈ છે અહીં મારી મનવણ હિંદુસ્તાનની આઝાદીથી અમોને યથોચિત આનંદ પ્રદર્શિત કરવાની છે હા, હું જાણું છું કે આપને હિંદુસ્તાનને આઝાદી મળવાથી કંઈ આનંદ થયો નથી, પણ બાપુ! આપ હિંમત ન હારો. વિચારો, જરૂર વિચારો કે અમો પશ્ચિમવાસીઓને એનું મહત્ત્વ કેટલું બધું છે? હિંદુસ્તાને પોતાના વિરોધીઓનું ખૂન વહેવરાવ્યા વિના આ ક્રાંતિ કરી અને તેના પરિણામે તે આઝાદ થઈ ગયું ભૂતકાળનો વિચાર કરતા આ ક્રાંતિકારી ઘટના જગતજરત મગનિ માલૂમ પડે છે હિંદુસ્તાનનો રક્તવિહોણો આ વિજય એટલો ઉચ્ચ ને દિવ્ય છે કે તેનો જોટો બીજે નથી મળતો

"ઓ બાપુ! ખૂનની હોળી ખેલીને હાલમાં જ બહાર નીકળેલ અમ લોકો માટે આપ એ નથી જોઈ શકતા કે હિંદુસ્તાનનું નૂતન પ્રભાત અમોને કેટલું ચમકીલું, કેટલું પ્રલોભન અને કેટલું અલૌકિક માલૂમ પડે છે? ઓ અમારી અનોખી આશાના પ્રતીક બાપુ! આપ અમારી ખાતર ધીરજ રાખો, હિંમત રાખો અને દૃઢ બનો અમે આપને માત્ર અમારા આધ્યાત્મિક નેતા જ નથી માનતા, પણ એક એવા આદમીના જીવતા જાગતા ઉદાહરણ સમજીએ છીએ કે જેણે સમતોલ પ્રસન્નતા ખોયા વિના પોતાના રોજના વર્તનમાં પોતાની પર સંપૂર્ણ વિશ્વાસ રાખીને અહિંસાનો અમલ કર્યો છે શું આપે પણ અમને આપના ધર્મનો એ કીમતી સંદેશ નથી દીધો કે ફળની આશા રાખ્યા વિના પૂરા ભાવથી આપનું કામ કરો, બાકીનું બધું ભગવાનને ભરોસે છોડી દો? આપે જે કંઈ કર્યું છે તે પૂરી શ્રદ્ધા ને હિંમતથી કર્યું છે હવે ભગવાન અમોને એ દેખાડે છે કે અહિંસા કે જે અનોખી આશાની જનની છે તે જ અમારી સભ્યતાને રક્ષવાનું એક માત્ર સાધન છે

"કદાચ આપ એમ દલીલ કરશો કે હિંદુસ્તાનની આઝાદીની લડાઈમાં જે અહિંસાનો ઉપયોગ કરાયો છે, તે હંમેશા પરિપૂર્ણ નહોતી, પરંતુ એટલો તો મને પાકો વિશ્વાસ છે કે આપથી પ્રેરણા પામેલા આપના ભલા



પાના ૧૫

લોકોએ એના માટે ઇમાનદારીથી કોશિશ જરૂર કરી હતી હું આશા રાખું છું કે એક વાર ફરી મદ વિરોધ અને અહિંસાના બુનિયાદી ભેદ વચ્ચેનો તફાવત જાણવા માટે તે સબંધનો આપનો દષ્ટિકોણ જાણવાની તક મળે આ સબંધમા હું જેમ જેમ વધુ વિચાર કરું છું તેમ તેમ મને સ્પષ્ટ જણાય છે કે લોકો આ ભેદને નથી સમજતા નહિ સમજી શકે તેઓ મદ વિરોધનો પ્રયોગ કરે છે પણ તે સફળ નહિ થતા તેઓ નિરાશ થઈ જાય છે, છતા તેઓ પોતાની કોશિશમા પૂરે પૂરા ઇમાનદાર રહે છે

પહેલા લોકો કહ્યા કરતા હતા કે શેતાન આપણા દિલમા પેસીને આપણને ખૂરા રસ્તા પર ખેચી જવાનો ખેલ ખેલ્યા કરે છે એથી આપણે સાવધાન રહેવુ આજકાલ હવે સત્યને પામવા માટે લોકો વધુ વૈજ્ઞાનિક રીતે પ્રયાસ કરે છે આ રીતે લોકો વધુ જાગ્રત બને છે અને એ જાગૃતિ ઇમાનદારીથી કોશિશ કરવાથી એને અહિંસાનો સાચો ઉપયોગ કરવાને લાયક બનાવે છે ”

હું જોઈ શકું છું કે આપ મદ વિરોધ અને અહિંસક વિરોધનો બુનિયાદી ભેદ સમજી ગયા છો વિરોધ બન્ને રૂપોમા છે, પણ જ્યારે આપણો વિરોધ મદ વિરોધ હોય છે ત્યારે વિરોધ કરવાવાળાની કમજોરીના પરિણામે આપણને એની બહુ મોટી કિંમત ચૂકવવી પડે છે

યુરોપે ઈશુની બહાદુરી હિમ્મત અને બુદ્ધિપૂર્વક કરેલ વિરોધને મદ વિરોધ સમજવાની ભૂલ કરી યુરોપે એમ માન્યુ એ કોઈ કમજોરનો વિરોધ છે મે પહેલી વાર ‘નવા કરાર’ વાચ્યા ત્યારે પણ તેમા ક્યાયે ઈશુના ચરિત્રમા કોઇ નિષ્ક્રિયતા, કોઇ કમજોરી માલૂમ પડી નહિ, અને જ્યારે મે ટૉલ્સ્ટૉયની તેમ જ બીજાની એ સબધની બીજી પુસ્તિકાઓ વાચી ત્યારે તે હકીકત તદ્દન સ્પષ્ટ થઈ ગઇ શુ ઈશુને મદ વિરોધ કરવાવાળા સમજવાની ગલતીને કારણે પશ્ચિમને બહુ મોટી કિંમત નથી ચૂકવી પડી? સારોયે ઈસાઇ દેશ આ મહાયુદ્ધોને માટે જુમ્મેદાર છે

મારા પોતાના અનુભવ પ્રમાણે હું કહીશ કે અમોને મદ વિરોધથી રાજનૈતિક આઝાદી મળી છે કે જેથી આપ અને આપના પતિ જેવા પશ્ચિમના શાંતિપ્રિય લોકો આટલા ઉત્સાહિત થયા છો અથવા એમ કે પરું કહીએ તો મે મદ વિરોધને અહિંસક વિરોધ માની લેવાની જે ભયંકર ભૂલ કરી છે તેની ભારે કિંમત અમો રોજ ચૂકવી રહ્યા છીએ અથવા તો તે ભૂલ ન કરી હોત તો અમારા એક કમજોર ભાઈના હાથે બીજા કમજોર ભાઈને વગર વિચાર્યે જગલી રીતે મારવાના શરમજનક દશ્ય ન જોવા પડત

હું માત્ર એવી આશા રાખું ને પ્રાર્થના કરું છું કે અહીંના અને દુનિયાના બીજા ભાગોના રહેવાવાળા મિત્રો પણ મારી સાથે પ્રાર્થના કરે કે આ ખૂનની હોળી જલદી ખતમ થાય અને તેમાથી કદાચ ખૂનખરાબી માથી નીકળીને એક નૂતન અને મજબૂત હિંદુસ્તાન બને! એ નૂતન હિંદુસ્તાન પશ્ચિમની બધીયે ભયંકરતાઓની નકલ કરનાર યુદ્ધપ્રિય હિંદુસ્તાન નહિ હોય એ તો પશ્ચિમની સારી સારી વાતો શીખનાર અને માત્ર એશિયા કે આફ્રિકા જ નહિ પણ સારીયે દુખી દુનિયાના આશાકેન્દ્ર સમુ હિંદુસ્તાન બને! મારે માનવુ જોઇએ કે આ તો દુરાશા

માન છે; કેમકે આજે અમે ફોજમાં અને પશુબળની તાકાતમાં વિશ્વાસ રાખતા માંડયા છીએ. અંગ્રેજી હકુમતમાં હથિયારો પર કરવાના ખર્ચનો વિરોધ બે પેઢીઓ સુધી અમે કરતા હતા. આજે રાજનૈતિક ગુલામીથી અમારો છુટકારો થયો છે; પણ અમારુ ફોજ પાછળનું ખર્ચ વધી ગયું છે; અને ભય છે કે તે હજીયે વધુ ને વધુ વધશે; અને તેથી અમે અભિમાન લઇએ છીએ ! એની વિરુદ્ધ અમારી ધારાસભાઓમાં એક પણ અવાજ નથી ઊઠતો છતાં પણ મને તેમ જ બીજા ઘણાને ઉમેદ છે કે આ ગાંડપણ અથવા પશ્ચિમની ખોટી નકલ કરવાની કુટેવથી બચી જઇને હિંદુસ્તાન આ મોતના મુખમાંથી છૂટી જશે અને ૧૯૧૫ની સાલથી આજ સુધીની ૩૨ વર્ષની અહિંસાની તાલીમ લીધા પછી હિંદુસ્તાને જે નૈતિક ઊંચાઇ પર પહોંચવું જોઇએ ત્યાં તે પહોંચી જશે.

## "પ્યારાબાપુ"

વાર્ષિક લવાજમ રૂા ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે. તે કાર્યાલયને સરનામે મ.ઑ.થી મોકલવું.
પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે.
લવાજમ. મ. ઑ થી મોકલતાં મ. ઑ.ની કુપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું.
એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.
આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે.

પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું. ગ્રાહકોએ પત્ર વ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે
'પ્યારાબાપુ' કાર્યાલય, જૂનાગઢ (સૌરાષ્ટ્ર)



## અનુક્રમણિકા........................................................ ૩૦ જૂન ૧૯૫૨

| | પૃષ્ઠ | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ માણસની કસોટી ... ... ગાંધીજી | ૧૧૩ | ૧૨ મનોનુકૂળ પ્રવૃત્તિ ... કિ૦ઘ૦મ૦ | ૧૨૬ |
| ૨ વિરલા ... મુનિશ્રી નાનચંદજી | ૧૧૪ | ૧૩ સૌદર્યબોધ ... ... ગુરુદેવ | ૧૨૭ |
| ૩ કર્મમાં અપ્રમાદ ... કેદારનાથજી | ૧૧૫ | ૧૪ જબરી છૂટ ! ... રવિશંકર મહારાજ | ૧૨૮ |
| ૪ સ્વપ્નનું કારણ ... પદ્મનાભ શ્રી જૈની | ૧૧૬ | ૧૫ બાપુજીની મીઠી વાતો ... સાને ગુરુજી | ૧૨૯ |
| ૫ ભક્તરાજ ... ... ... મુકુલભાઈ | ૧૧૭ | ૧૬ નાના વિદ્યાર્થીઓને ... કાકાસાહેબ | ૧૩૦ |
| ૬ માતૃભાષા અને રાષ્ટ્રભાષા... બબલભાઈ | ૧૧૯ | ૧૭ અનંતની આરાધના ... મિયા મંસૂર | ૧૩૧ |
| ૭ 'તમે પહેલાં અમે પછી' ર૦ ના૦ પાઠક | ૧૨૦ | ૧૮ સદ્‌ભાગ્ય-કમભાગ્ય ... મુકુલભાઇ | ૧૩૪ |
| ૮ આચરણનું મહત્ત્વ .. ઉજ્જવળ કુંવરજી | ૧૨૧ | ૧૯ ત્રિવેણી સંગમ ... ... મુ૦ કે૦ | ૧૩૫ |
| ૯ પ્રભુનું આગમન ... ગુરુદયાલ મલ્લિકજી | ૧૨૩ | ૨૦ ભગવાન કૃષ્ણને માર્ગે ... વિનોબાજી | ૧૩૭ |
| ૧૦ સરદારશ્રીની વાણી ... ... ... મુ૦ કે૦ | ૧૨૪ | ૨૧ ગાંધી માળા ... ચંદુલાલ બ. પટેલ | ૧૩૮ |
| ૧૧ બાપુના પત્રો ... ... ... ... | ૧૨૫ | ૨૨ આ માસની છબી ... નવીન ગાંધી | |

ગ્રંથાવલોકન [અનુસંધાન કવરપેજ બીજાથી ચાલુ] "માછી કન્યા" છે, પોતાના પુત્ર તરફના અખૂટ વાત્સલ્યને લીધે તેના પર પત્ની પોતાનુ વર્ચસ્વ ન જમાવી બેસે એવી માનવસુલભ પરિગ્રહવૃત્તિને લીધે ઇર્ષ્યાના અંધ આવેશમા ઘરને કેવુ દુખરૂપ કરી મૂકે છે, પણ સ્નેહનુ આર્દ્ર સિંચન ફરી તે ઘરને કેવુ હરિયાળુ કરી દે છે એનુ સુરેખ ચિત્ર આલેખતી શ્રી કરસનદાસ માણેકની વાર્તા "ગોમતી મા" છે ગરીબમા ગરીબ અને ભીખ માગીને જીવતા લોકોમા પણ પોતાના જીવન વિશેનુ કેવુ ગૌરવ હોય છે અને પોતાના જીવનના મૂલ્યો પણ કેવા ભિન્ન હોય છે એનુ નિરૂપણ કરતી તેમ જ એ વર્ગ તરફ મમતા અને સહાનુભૂતિ પ્રેરતી શ્રી સુન્દરમની "માજા વેલાનુ મૃત્યુ" છે મનનુ ઊંડાણ કોણ માપી શકે? અત્યારે આપણી સાથે સારી રીતે વર્તનાર વ્યક્તિ બીજી જ ઘડીએ કેવુય વર્તન કરી બેસશે એ કોણ સમજી શકે? આવો જ રહસ્યાત્મક કોયડો આપણી આગળ મૂકી જતી શ્રી કિશનસિંહ ચાવડાની વાર્તા "અકસ્માત' છે આપણને બહારથી સામાન્ય જેવા લાગતા પ્રસંગમા પણ જીવનને હચમચાવી મૂકે એવા ગૂઢગૂઢ પ્રવાહો વહી રહ્યા હોય છે તેનુ આલેખન કરતી શ્રી ગુલાબદાસ બ્રોકરની 'ધૂમ્રસેર' છે, માનવસર્જી અનાજતંગી અને ભૂખમરાનુ કોઇ પણ પાત્રનુ નિરૂપણ કર્યા વિના માત્ર વર્ણન દ્વારા ઉઠાવદાર ચિત્રનુ આલેખન કરતી શ્રી જયન્તિ દલાલની "મૂઠી ચોખા" છે, માનવહૃદયમા અદમ્ય ઝંખના રહી જાય અને આશાનિરાશાના મોજા પર માનવનુ હૃદય કેવા હિંચોળા ખાય છે તેનુ આલેખન કરતી શ્રી. ઉમાશંકર જોષીની "પગલીનો પાડનાર" છે, માનવહૃદયનો સૌથી વિશેષ નિર્મળ અને કાવ્યમય પ્રેમ ભાઈ બહેનનો જ એનુ કલાત્મક આલેખન કરતી શ્રી દુર્ગેશ શુક્લની "કંકાવટી" છે યુદ્ધના વખતમા ભોળા અને અભણ માનવીઓને પણ કેવો ત્રાસ અનુભવવાનો વખત આવી જતો તેનુ આલેખન કરતી તેમ જ નિરક્ષરતા એ કેટલી દયામણી સ્થિતિ છે એ દર્શાવતી શ્રી પન્નાલાલ પટેલની 'નેશનલ સેવીંગ" છે, સ્ત્રીનુ હૃદય કુસુમથી કોમળ છે પરન્તુ જ્યારે તે ક્રોધથી વિફરે છે ત્યારે વજ્રથી પણ કઠોર બની શકે છે તેનુ હૃદયદ્રાવક આલેખન કરતી શ્રી ચુનીલાલ મડિયાની વાર્તા 'નીલા જસા' છે, જીવનમા પણ કેવા કેવા પરિબળો કામ કરી રહ્યા હોય છે અને ભૂતકાળમા સરી જતુ જીવન કેટલીય સ્મૃતિઓથી વ્યાપ્ત બની ગયેલુ હોય છે એનુ નિરૂપણ કરતી શ્રી જયન્ત ખત્રીની "યાદ અને હુ" છે, અને માના હૃદયનુ ઉચ્ચતમ અને કારુણ્યપૂર્ણ મંગલ દર્શન કરાવતી શ્રી ઈશ્વર પેટલીકરની પ્રખ્યાત વાર્તા 'લોહીની સગાઇ" છે

આમ આ પુસ્તકમા સત્તર સુંદર વાર્તાઓનો સંગ્રહ કરવામા આવ્યો છે વળી શ્રી મનસુખરામભાઇએ પ્રારંભમા ટૂંકી વાર્તા વિશે માહિતીપૂર્ણ નિબંધ આપ્યો છે, એ આ પુસ્તકની મૂલ્યવત્તામા વૃદ્ધિ કરે એવો છે ગૂજરાત આ સંગ્રહને અવશ્ય આવકારશે

— મુ૦ કુ૦

સાભાર સ્વીકાર

નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ

સરદાર વલ્લભભાઈ (બાપુના પત્રો–૨) સં૦ મણિબહેન પટેલ કિં૦ ત્રણ રૂપિયા પૃ૦ ૨૬૮
ગોસેવા (અગાઉથી વધારેલી ત્રીજી આવૃત્તિ) લે૦ ગાંધીજી, કિં૦ દોઢ રૂપિયો પૃ૦ ૨૧૪

પ્રકાશક અને મુદ્રક પ્રીરન ગાંધી, ઉપાયતન મુદ્રણાલય ગિરિવિહાર, કોલેજ રોડ, જૂનાગઢ

# ગ્રંથાવલોકન

મહાદેવભાઈની ડાયરી (પુસ્તક પાંચમુ): સં૦ નરહરિ પરીખ, પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૯, કિ૦ સાત રૂપિયા, પૃ૦ ૬+૧૦૭

'મહાદેવભાઈની ડાયરી'એ આપણા સાહિત્યને યુગપુરુષ પૂજ્ય બાપુજીના જીવન પ્રેરક ઉચ્ચ વિચારોથી સમૃદ્ધ કરવામા મહા મૂલો ફાળો આપ્યો છે મહાદેવભાઈ બાપુજી ભેડે રહેવા લાગ્યા ત્યારથી તેમણે પોતાના જીવનને બાપુજીના જીવનકાર્યો સાથે એકરૂપ કરી દીધુ હતુ તેઓ જાણે બાપુજીના એક અગ રૂપ જ બની ગયા હતા બાપુજીનુ એકેએક કાર્ય ઉપાડી લેવુ, એમા જરાયે કચાશ ન આવે એ રીતે જાગ્રત સેવાપરાયણ જીવન ગાળવા મથવુ અને આવી બહોળી વ્યવસાયશીલ દિનચર્યામાથી સમય કાઢી વિસ્તૃત નોધપૂર્ણ ડાયરી લખવી એ કઈ જેવી તેવી સાધના ન જ કહેવાય બાપુજીના વ્યાપક જીવનકાર્યની મહત્તા મહાદેવભાઈ બરોબર સમજી ગયા હતા અને આપણામા એક સુભાષિત છે ને કે, 'સદ્‌ભિસ્તુ લીલયા પ્રોક્ત શિલાલિખિતમક્ષરમ્।' (સતા વડે સહેજમા બોલાયેલુ વચન શિલાલેખ સમ ચિરજીવી બને છે) એટલે બાપુજીના રોજ-બરોજના વ્યવહારમા બનતા એકેએક પ્રસગોની સત્યાભિમુખ નોધ લેવાનુ મહાદેવ ભાઈ ચૂકતા નહોતા વળી મહાદેવભાઈને એવી પ્રતીતિ પણ થઈ હતી કે બાપુજીનુ પ્રેરણાત્મક પ્રયોગશીલ જીવન ભાવિના ઘડતરમા અગત્યનો ફાળો આપી શકે એમ છે અને બાપુજીનુ વિસ્તૃત જીવનચરિત લખવાને સારુ પ્રમાણિક (Authoritative) નોધની અત્યત આવશ્યકતા છે તેથી મહાદેવભાઈ બાપુજીની એકેએક પ્રવૃત્તિની નોધ રાખવા અચૂક પ્રયત્ન કરતા હતા આ વાતની એમના અતેવાસીઓને ખબર હતી તેથી કોઈ કોઈ વાર તેઓ વાતવાતમા કહેતા 'મહાદેવભાઈ, તમે થોડુ થોડુ પ્રસિદ્ધ કરતા રહો' ત્યારે મહાદેવભાઈ ગમ્મતમા કહેતા 'હમણા કઈ થઈ શકે નહિ ડોસા જાય પછી વાત' પણ ભગવાનની લીલાની કોને ખબર છે ? બાપુજીનુ જીવનચરિત લખવાને માટે સુયોગ્ય એવા મહાદેવભાઈ બાપુજી પહેલા જ ચાલ્યા ગયા! 'ઈશ્વરેચ્છા બલીયસી।'

એટલે હવે 'મહાદેવભાઈની ડાયરી'વ ચીને જ બાપુજીના તત્કાલીન કાર્યોનો પરિચય કરવો રહ્યો એ સૌ નોધોને વ્યવસ્થિત રીતે ગોઠવવાનુ આશિવરૂપ કાર્ય થી નરહરિભાઈએ પોતાની નાદુરસ્ત તબિયતમા પણ જારી રાખ્યુ છે એ બદલ આપણે સૌ એમના આભારી છીએ

આ પ્રસ્તુત પાચમુ પુસ્તક ચોથા પુસ્તકના અનુસધાનમા આગળ ચાલે છે એમા ૨૧-૧-'૧૯ થી -૯-'૨૧ સુધીની ડાયરી પ્રસિદ્ધ થઇ છે '૧૯ થી ૨૧નો કાળ આપણા દેશના રાષ્ટ્રીય નવોત્થાનમા મહત્ત્વનો ગણાય છે એ કાળ દરમ્યાન બાપુજી પાસે કેવા અગત્યના સવાલો ખડા થયા હતા અને દુનિયામા અજોડ એવો અહિંસાત્મક સગ્રામ ચલાવવાની પ્રેરણા શી રીતે ઉપસ્થિત થઈ એ સૌ ઐતિહાસિક પ્રસગોની માહિતી આ ડાયરી પૂરી પાડે છે આ ડાયરીનુ બીજુ મહત્ત્વ એ પણ ગણી શકાય કે, એમાના ઘણાખરા પત્રો બાપુજીની સવિનય સત્યાગ્રહની લડતનો સચોટ ખ્યાલ આપે છે વળી ત્રીજુ મહત્ત્વ તો એ છે કે, વચ્ચે વચ્ચે મહાદેવભાઈ પોતાની સાહિત્યિક શૈલીમા કેટલાક પ્રસગોની નોધ આપે છે અને તત્કાલીન પ્રસગનુ સુરેખ ચિત્ર આપણી દષ્ટિ સમીપ ખડુ [અનુ૦ કવરપેજ ત્રીજુ]

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

વર્ષ ૫ ] ૩૦ જુલાઈ – ૧૯૫૨ [ અંક ૬

## ખરી સમસ્યા

જગતના મનુષ્યોનો ઉદ્ધાર કરવા માટે કોઈ માણસ વિશ્વ સમસ્યાના અંતિમ સમાધાન ઉપર પહોંચી જાય એટલું જ બસ નથી – પછી ભલેને તે માણસ ગમે તેટલો અસામાન્ય કેમ ન હોય માત્ર પોતે અમૃતલોકમાં પહોંચે એટલું બસ નથી – વિશ્વમાનવે પણ અમૃતલાભના અધિકારી થવું જોઈએ ખરી સમસ્યા જ આ છે

માત્ર ઉપરનો પ્રકાશ ઊતરવા તૈયાર થાય એટલું બસ નથી – તે તો અવારનવાર ઊતરે પણ ખરો – પણ તેને આપણે સુપ્રતિષ્ઠિત નહિ કરી શકીએ જો નીચેનો આધાર ગ્રહિતા આધાર ધારણ ન કરી શકે તો. એટલે આપણે તો માત્ર એટલું કરી શકીએ કે જે કાંઈ અનુભવ આપણને થયો હોય તે કેટલેક અંશે વહેંચી શકીએ – એટલે કે જેઓ થોડે ઘણે અંશે ગ્રહિષ્ણુ (recept ve) હોય તેમને જ આપી શકીએ – જો કે આ પણ બહુ સહેલું ન માનવું

તમે પોતે મેળવી શક્યા એટલે કંઈ જે મળ્યું તે વહેંચી શકાય એમ નથી હોતું કારણ કે ગ્રહણની શક્તિ જુદા પ્રકારની હોય છે, અને દાનની શક્તિ વળી જુદા જ પ્રકારની હોય છે આપણે કહેવું હોય તો એમ કહી શકીએ કે આપી શકવું એ વિશેષ શક્તિ જ છે કેઈ માણસ કદાચ ધારણ કરી શકે, પણ જે મળ્યું હોય તે વહેંચી નહિ શકે – કોઈ વળી એવો હોય છે જે કંઈ મેળવવા મથે તોયે ધારણ ન કરી શકે ટૂંકમાં, જે માણસો ગ્રહણ કરી શકે અને દાન પણ કરી શકે એવા માણસોની સંખ્યા ખૂબ ઓછી હોય છે

એ રીતે જ હવે તમને સમજાયું હશે કે સમસ્યા મુદ્દલ સહેલી નથી તમે કરો પણ શું ! બધા જ થોડા આનંદ કે જ્ઞાન ઇચ્છે છે કે તમે આપશો ! બધાનો અંતરવિકાસ અથવા જ્ઞાન સરખા નથી હોતા એ રીતે આ વિશ્વજગતના દુર્દૈવનું કોઈ સમાધાન અથવા રામબાણ ઔષધ ચમત્કાર કરીને ઝટપટ બતાવી દેવું અસંભવિત છે

શ્રીઅરવિંદ



## ઊંચ નીચ નહિ કોઈ.....................

દૂનિદાસ

પ્રભુ કે ઊંચ નીચ નહિ કોઈ
પ્રેમભક્તિ કર જો જન ધ્યાવે
ઉત્તમ કહીએ સોઈ  પ્રભુ કે૦
કુલવંતા રાજા દુર્યોધન, તીસ ગૃહ પગ ના ધાર્યો;
જાય વિદુરકે ભાજી અર્પી, જાતિ ન જન્મ વિચાર્યો પ્રભુ કે૦
બ્રાહ્મણ એક કરત નિતપૂજા, તાકો ભોગ ન લીન્હા;
ધન્ને જાટ કે સોચ ન કોઈ, હોઈ પ્રગટ દૂધ પીના  પ્રભુ કે૦
જાય પડે સબ આગે બીડે, ના કિસે દેત દિખાઈ;
નામદેવ કો દેહરા ફેર્યો, લીન્હો કંઠ લગાઈ પ્રભુ કે૦
ઊંચે જન્મ કર્મ કે તપસી ના કિસ મંદિર ધાવે;
મહા કુચિલ ભીલ કે કરતે, લે જૂઠે ફલ ખાવે પ્રભુ કે૦
પારબ્રહ્મ પૂરન અવિનાશી સબ ઘટ કી મતિ જાને;
દૂનિદાસ પ્રભુ ભક્તવત્સલ હૈ, કપટ હેતુ નાહીં માને પ્રભુ કે૦

આપણે સૌ એક જ પ્રભુનાં સંતાનો છીએ. એમાં કોણ મોટું, કોણ નાનું? સૌ સરખા જ. પરંતુ ધર્મને બહાને ઊંચનીચભાવને સમાજમાં દાખલ કરી દીધો અને આપણા ઉદાત્ત ધર્મનાં ઉન્નત તત્ત્વોને કલંકરૂપ કરી મૂક્યાં. એનું દુઃખદ પરિણામ સાધુસંતોએ જોઈ લીધું હતું. અને એ સૌ સમજુ લોકોએ સમાજમાંથી એ ભાવને દૂર કરવા માટે શક્ય એટલા પ્રયત્નો આદર્યા. અસ્પૃશ્યતા-નિવારણ માટે તેમ જ ઊંચનીચભાવને ટાળવા માટે સાધુસંતોએ અમૂલ્ય ફાળો આપ્યો છે.

આ ભજનમાં ભક્તકવિ આપણને સમજાવે છે કે, પ્રભુની નજરમાં સૌ લોકો સરખા છે, કોઈ ઊંચ નથી, કોઈ નીચ નથી. ભગવાન તો જે સાચા ભક્તો છે તેને સહાય કરવા હંમેશ તત્પર છે. ભગવાન એમ જોવા બેસતા નથી કે, આ ઊંચ છે માટે એ મારી ભક્તિનો પ્રથમ અધિકારી છે અને પેલો નીચ છે માટે એ ઊંચ કરતાં ઓછો અધિકારી છે. પ્રભુ તો 'ભક્તવત્સલ' છે, જે કોઈ સાચા દિલથી પ્રભુનું સ્મરણ કરે છે તેની પાસે પ્રભુ સદા હાજર જ છે. સમાજ જેને હલકી વર્ણના ગણે છે એવા ભક્તોને ભગવાને પોતાના ગણીને કેવા અપનાવ્યા છે એનાં ઉદાહરણો આપીને એ વસ્તુ આ ભજનમાં સમજાવી છે.

કેદારનાથજી

સંત તુકારામના અભંગો પરથી તમે લખ્યું તે સમજ્યો. તુકારામ વગેરે સંતો પર અદ્વૈત મતની છાપ હતી. આત્મા નિત્ય, અજર, અમર છે અને તે જ હું છું; શરીર, મન, બુદ્ધિ, પ્રાણ એ સર્વ પ્રકૃતિનો ભાગ છે; પ્રકૃતિ નાશવંત છે, મરણ નાશવંતને છે, વિચારથી તેની અશાશ્વતતા સમજી લીધી; અને પ્રકૃતિ હું નથી પણ અમર આત્મા હું છું એ બોધની સ્વાનુભૂતિ પોતાને થઈ એવી સમજની ભૂમિકા પરથી તેઓ કહે છે:

'મરણ માઝેં મરોન ગેલેં।'

''દેહ જ હું'' એમ પહેલાં સમજતો હતો. તે ખોટી કલ્પના હવે નાશ પામી. આવી રીતે દેહ વિષેનું 'હુંપણું' મરી ગયું.

'આપલે મરણ પાહિલે મ્યાં ડોળા।'

એમ કહેવામાંયે તે જ ભાવ છે. પ્રકૃતિનો સર્વ વ્યાપાર નાશવંત અને ખોટો ઠર્યા પછી જીવશિવનું ઐક્ય તેમને સમજાયું હશે. એ ભૂમિકામાં એક બાજુ આત્માના અમરપણાનો અને તે સાથે જ જીવશિવના ઐક્યનો એમ બન્ને અનુભવનો બોધ થતો હોવાનું તેઓ દર્શાવે છે. વિવેકદૃષ્ટિએ જોતાં આપણે પોતે જ આપણા ચિત્તની બનાવેલી આ બધી ભૂમિકાઓ છે. તેમાં કલ્પનાનો અને કેવળ માનેલો ભાગ ઘણો છે. તેમની વિચારપદ્ધતિથી જીવદશાની શુદ્ધિ કરવાનો આ માર્ગ સમજવામાં આવ્યો હશે. આપણે પોતાનું અમરત્વ જાણ્યું, જીવે પોતાનું શિવસ્વરૂપ જાણ્યું, એટલે જીવદશાની શુદ્ધિ થઈને જન્મમરણમાંથી માણસ મુક્ત થાય છે એવી તેમની શ્રદ્ધા હશે. પણ સાચું જોતાં આવી રીતે જીવદશાની શુદ્ધિ કરવાની જરૂર નથી

કર્મમાર્ગના આચરણથી માણસની ચિત્તશુદ્ધિ થતી રહે એ સરલ અને ઉચિત બાબત છે. સત્ય માર્ગ આ જ છે. ભક્તોએ પરમેશ્વરની પ્રાપ્તિનો અને ભક્તિનો એક જુદો જ માર્ગ કાઢ્યો. તેથી કોઈ કોઈ ગુણોનો ઉત્કર્ષ સહેજે થાય છે એમાં પરમેશ્વરી પ્રેમના ઉદ્રેકમાં ભક્તોને આનંદની પ્રાપ્તિયે થાય છે, એમાં શંકા નથી પરંતુ આ માર્ગમાં કેટલાયે અજ્ઞાન, ખોટી કલ્પનાઓ અને ભ્રમની વૃદ્ધિ પણ થઈ તેના કરતાં પરમેશ્વરી પ્રેમનો અને ભક્તિનો આશ્રય લઈને માનવીગુણોની ઉપાસના અને સંવર્ધન થતાં રહે તો તેમાં ભ્રમ નિર્માણ થવાને અવકાશ નથી કર્મયોગથી સંપૂર્ણ માનવતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતા રહેવું એ માનવી જીવનનો મુખ્ય ઉદ્દેશ છે એમ સમજાય અને એ જ ખરી જીવનસિદ્ધિ છે એ વાત મનુષ્યને પૂર્ણપણે ગળે ઊતરી જાય તો કેટલાયે ભ્રમો દૂર થશે અને તેને લઈને જીવન સરલ કર્મમાર્ગી થશે સંત તુકારામે સ્વીકારેલા ભક્તિમાર્ગમાં તેમને અનેક દુઃખો સહન કરવાં પડ્યાં તેનું કારણ તે માર્ગમાં અનેક ભ્રમો જ હતા સગુણ–નિર્ગુણ, સાકાર–નિરાકાર, અવતાર, મૂર્તિમાં ઈશ્વરભાવના, ઈશ્વર–દર્શનસાક્ષાત્કાર એ બધી કલ્પનાઓ છે. આ કલ્પનાઓમાં આનંદ છે તેમ જ દુઃખ પણ છે વિવેક જાગ્રત થાય, તેનું બળ વધતાં તેમાં કુશાગ્રતાયે આવે તો જ માણસ આ બધામાંથી છૂટી શકે છે. છૂટ્યા પછી પણ ચિત્તની સાત્ત્વિકતા અને પ્રેમવૃત્તિ નષ્ટ ન થતાં તેમાંથી તેને આનંદ પણ મળી શકે છે.

કર્મમાર્ગમાં જેમ જેમ નિરપેક્ષતા આવતી જશે તેમ તેમ બીજાઓ વિષે આપણું

પ્યારા બાપુ

ચિત્તમાં મૈત્રી, પ્રેમ, કરુણા, ઉદારતા વગેરે ભાવો વધતા જશે. જે પ્રમાણમાં કર્મમાં નિર્દોષતા વધશે તે પ્રમાણમાં ચિત્તની શુદ્ધ અવસ્થા કાયમ થશે મૈત્રી, પ્રેમ વગેરે ગુણોથી જ સમભાવની પ્રતીતિ થાય છે. ચિત્તની શુદ્ધાવસ્થા અને સમભાવથી જ જીવદશાની શુદ્ધિ થાય છે અને શિવ સાથે આપણે એકરૂપતા સાધી શકીએ છીએ. જ્યાં સુધી ચિત્તની શુદ્ધિ અને સમભાવ આપણો સ્વભાવ બન્યો નથી ત્યાં સુધી મનુષ્યે પોતાને કેવળ અમર માનીને જીવ શિવનું ઐક્ય સાધ્યું એમ માનવું તેમાં કલ્પનાનો ભાગ પુષ્કળ હોવાનો. તેના કરતા ઉપર લખ્યા પ્રમાણે કર્મની નિર્દોષતા અને નિરપેક્ષતા સિદ્ધ થાય તો જીવભાવની સહજ જ પ્રત્યક્ષ શુદ્ધિ સાધીને સમભાવથી આત્મભાવનીયે પ્રત્યક્ષ વૃદ્ધિ થશે અને માનવતાની પરમ સિદ્ધિ સાધી શકાશે. આમાં કાલ્પનિકતા નથી.

આજ માનેલી કલ્પના આવતી કાલે છોડવાની જરૂર નથી. પોતાને ક્યારેક જીવ, ક્યારેક મનુષ્ય, ક્યારેક આત્મા, ક્યારેક ઈશ્વર, ક્યારેક મર્ત્ય, ક્યારેક અમર, ક્યારેક સગુણ, ક્યારેક નિર્ગુણ, ક્યારેક સાકાર, ક્યારેક નિરાકાર, એમ આપણે અનિશ્ચિતપણે કહેતા રહેવાની જરૂર નથી.

(એક અપ્રગટ પત્ર) — રમણીકભાઈ મોદી

## જીવન અને મરણ

જુગતરામ દવે

જો જીવન સંયમનું હશે તો મરણ યાતનાનું નહીં પણ આનંદનું જ હોવાનું છે. જો જીવન સેવકનું ગાળ્યું હશે તો મરણ સેવકને શોભે એવું—એટલે કે માંદગીના ખાટલાનું નહીં પણ સ્વાર્પણ અને બલિદાનનું જ થવાનું છે આપણે સાચા સેવક તરીકે, સત્યના આગ્રહી તરીકે જીવીએ તો મૃત્યુ એ આપણે માટે એક અજાણ્યા ચોર ડાકુ જેવું નહીં હોય તે છેવટનું આવે તે પહેલા તે આપણે કેટલીયે વાર તેના હાથમાં તાલી મારી આવ્યા હોઈશું, અને તેની સાથે બહુ જ નિકટનો પ્રેમસંબંધ બાંધી લીધો હશે. તેના વિષે આપણા હૃદયમાં કોઈ પ્રકારની ગભરાટની લાગણી રહી નહીં હોય.

સાચું જીવન જ ત્યારે ગણાય, જ્યારે મરણનો ભય કે ચિંતા ઉડાડી મૂકીએ. 'જીવવું છે તો સિદ્ધાન્તોને સાચવીને જ જીવવુ છે; તે ખાતર કોઈ પણ ક્ષણે મોતને ભેટવાને તૈયાર રહેવું છે,' આવી પ્રતિજ્ઞા સાથે જીવવું એ જ જીવન. માત્ર ધમણની જેમ શ્વાસ લેવો અને ભઠ્ઠીની જેમ ભક્ષણ કરવુ એ કંઈ જીવન નથી. સાચું જીવન તો મરણ ઉપર ડગલા ભરતાં ભરતા જ જીવવાનુ હોય. આખરનુ મરણ ક્યારે અને કેવું આવશે એની ચિંતા પરમાત્માને સોંપી આપણે તો નિર્ભયપણે સેવાજીવન ગુજાર્યા કરીએ, અને તેવું જીવન ગુજારતા મૃત્યુને આપણા પ્રિય સાથી તરીકે સદા સાથે ને સાથે જ રાખીએ

---

તારી શુચિતાનો આધાર કોઈ બાહ્ય ક્રિયા પર રાખ્યા કરતા તારા આંતરિક વિકાસ પર રાખતા શીખ, કારણ કે, કર્મો આપણને પુનિત કરતા નથી, પરંતુ આપણે કર્મને પુનિત કરીએ છીએ. જે મનુષ્ય પોતાના સૂક્ષ્મ અંતરતમ સ્વરૂપે શુદ્ધ નથી, તે ગમે તેવાં કર્મો કરે છતાંય કાંઈ પ્રાપ્ત કરતો નથી.

— માઈસ્ટર એકહાર્ટ




[જોન બનિયન કૃત 'ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'ને આધારે]

મુકુલભાઈ

હવે ભક્તરાજ જે માર્ગે થઈને જતો હતો તેની બંને બાજુએ વાડ હતી અને તેની સાથે 'મુક્તિ' નામની દીવાલ પણ હતી. તે રસ્તે થઈને ભક્તરાજ ભારથી લદાયેલો હોવા છતાં ઝડપથી જવા લાગ્યો. તેના ખભા પર ભારે બોજો હોવાથી તે મુશ્કેલીએ દોડી શકતો હતો.

રસ્તે જતાં તે એક ઊંચી જગ્યાએ નાનકડા દેવાલય પાસે આવી પહોંચ્યો. તે દેવાલયની બાજુમાં ઊંડી ખીણ જેવું હતું. જેવો ભક્તરાજ દેવાલય પાસે આવ્યો કે તરત જ તેના ખભા પરનો બોજો હેઠો પડી ગયો અને પેલી ઊંડી ખીણમાં ગબડીને ક્યાંય અદૃશ્ય થઈ ગયો.

એ જોઈને ભક્તરાજ આનંદમાં આવી ગયો અને તેણે છુટકારાનો દમ લીધો. તે આનંદિત થઈ બોલી ઊઠ્યો: "પ્રભુની યાતનાએ મને વિશ્રાંતિ આપી અને પ્રભુના પ્યારાભાપુ આત્મ-સમર્પણે મને જીવન આપ્યું." તે દેવાલય સામે ભાવપૂર્વક એકીટશે કેટલાય વખત સુધી નિહાળી રહ્યો અને તેની આંખ માંથી અશ્રુધારા વહેવા લાગી. એવામાં ત્રણ દેવપુરુષો તેની પાસે આવ્યા. પહેલાંએ ભક્તરાજને કહ્યું "તારાં બધાં પાપો વિગલિત થઈ ગયાં છે." બીજાએ તેનાં ફાટેલાં ચીંથરેહાલ કપડાં કાઢી નાખ્યાં અને તેને કથા પહેરાવી ત્રીજાએ તેના મસ્તકે તીલક કર્યું અને તેને એક વીંટી આપીને કહ્યું: "માર્ગે તને આશ્વાસન મળે એ માટે આ વીંટી ખોલીને એમાંના સુવચનોનું પઠન કરજે અને જ્યારે તું મોક્ષદ્વારે પહોંચી જાય ત્યારે ત્યાંના દ્વારપાળને આ આપજે" એમ કહીને તેઓ જતા રહ્યા. પછી ભક્તરાજ આનંદમાં આવી ગાતો ગાતો આગળ જવા લાગ્યો:

"તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ!
આજ લગી પ્રેમભેર;
નિશ્ચે મને તે સ્થિર પગલેથી
અલવી પહોંચાડશે ઘેર."

આમ ભક્તરાજ ગાતો ગાતો ટેકરીની નીચે ઊતર્યો, ત્યાં તેણે ત્રણ માણસોને ખાઈની અડોઅડ સૂતેલા જોયા. તેઓના પગમાં સાંકળો હતી ભક્તરાજે તેઓની આવી દશા જોઈને, તેઓની પાસે જઈને ધીમેથી ઢંઢોળીને જગાડ્યા. ભક્તરાજ બોલ્યો: "અરે ભાઈઓ, તમે આ ખાઈ પાસે સૂતા છો અને તેની નીચે સમુદ્ર ગર્જી રહ્યો છે. જો તમે જરા પડખું ફેરવ તો ખાઈમાં ગબડી પડી સમુદ્રમાં ડૂબી મર્યા હોત! માટે જાગો અને મારું માનીને મારી સાથે ચાલો. તમે બંધનમાંથી મુક્ત થશો. વળી જો તમે અહીં પડી રહેશો તો અહીં ફરતા સિંહો તમને ફાડી ખાશે."

આ સાંભળીને તેમાંનો એક બોલ્યો: "મને તો કશો ભય દેખાતો નથી." બીજો

બોલ્યો: "અરે, ભાઈ, થોડી વાર વધારે ઊંઘી લો ને!" ત્રીજો બોલ્યો: "ભાઈ, દરેક વાસણ પોતાના તળિયા પર જ ટકેલું રહે છે. અમને બીજાની શિખામણની કંઈ જરૂર નથી." આમ કહીને તેઓ પાછા ઊંઘી ગયા

ભક્તરાજ તો આ જોઇને વિચાર કરતો કરતો પોતાને રસ્તે જવા લાગ્યો: 'અરે, માણસો કેવા વિચિત્ર હોય છે! આ લોકોને આમ જગાડ્યા છતાં, ભયનું ભાન કરાવ્યા છતાં, બંધનથી મુક્ત થવાની બાહેધરી આપ્યા છતાં તેઓ નિશ્ચિંત બની બેફામ ઊંઘવા પડ્યા! આ લોકોને કોણ બચાવી શકે?' આમ ભક્તરાજ મૂંઝાતો જઇ રહ્યો હતો તેવામાં બે માણસો દીવાલ પરથી ગબડીને સાંકડા રસ્તા પર આવી પહોંચ્યા અને ભક્તરાજ સાથે ચાલવા લાગ્યા. ભક્તરાજે તેઓને આ રીતે કૂદીને આવેલા જોઇને પૂછ્યું: "ભાઇઓ, તમે કયાંથી આવો છો, અને કયાં જઈ રહ્યા છો?"

તેઓ બોલ્યા: "અમે 'મિથ્યા કીર્તિ' નામની નગરીમાંથી આવીએ છીએ અને સ્વર્ગધામ તરફ જઇએ છીએ."

ભક્તરાજ—તમે આ રસ્તાની શરૂઆતમાં દરવાજો છે ત્યાંથી કેમ ન આવ્યા? તમે શું જાણતા નથી કે, 'જે કોઈ દરવાજેથી આવતું નથી અને બીજી બાજુથી ચડીને દાખલ થાય છે, તે ચોર કહેવાય છે!'

તેઓ—અમારી નગરીના લોકોને દરવાજે થઇને આવવાનું બહુ લાંબું થઈ પડે છે તેથી તેઓ હમેશાં આમ ટૂંકા રસ્તેથી જ જવાનું પસંદ કરે છે. એટલે અમે આમ દીવાલ કૂદીને આવ્યા છીએ.

ભક્તરાજ—પણ આ રીતે દાખલ થનારાઓ આ પ્રદેશના માલિકના ગુનેગાર શું ન ગણાય? આમ આપણે ભગવાનના પણ ગુનેગાર થઇએ છીએ ને?"

તેઓ—એવી બાબતનો વિચાર કરી મગજને નકામી તકલીફ આપવામાં કશો અર્થ નથી. જે રિવાજ પડી ગયો છે તેને અમે અનુસરીએ છીએ અને એ માટે જો આધાર જોઇતો હોય તો હજાર ઉપરાંત વર્ષના પુરાવા અમારી પાસે મોજૂદ છે. રિવાજ પ્રમાણે કરવામાં જ સાર છે.

ભક્તરાજ—પરંતુ ભાઇઓ, એ કામ ઇશ્વરી નિયમની વિરુદ્ધ ગણાય કે નહિ?

તેઓ—જે વસ્તુ હજારો વર્ષથી ચાલી આવે છે તે સાચા ન્યાયની દૃષ્ટિએ કાયદેસર જ ઠરે છે. વળી તમે જ વિચારીને કહો ને કે, જો આપણને જે રસ્તે જવાનું છે એ રસ્તે અમે આવી ગયા છીએ, તો પછી કયે રસ્તે થઇને આવ્યા એની નકામી પંચાત કરવાની શી જરૂર? આપણે અંદર આવ્યા એટલું બસ છે. તમે દરવાજે થઇને દાખલ થઇને અહીં આવ્યા અને અમે દીવાલ કૂદીને આવ્યા, એમાં શો ફરક પડી ગયો? બંને આખરે એક જ રસ્તે છીએ ને!

ભક્તરાજ—ના, ના; હું પ્રભુના આદેશ અનુસાર દરવાજે થઇને આવ્યો છું, જ્યારે તમે તમારા મનમાં જે તુક્કા સૂઝ્યા તે પ્રમાણે રસ્તો કાઢીને આવ્યા છો. તમે એ રીતે ખોટી રીત અખત્યાર કરી છે તેથી મને શંકા છે કે, તમને સાચા સલાહકાર આગળ જતાં મળશે નહીં તમે પ્રભુના આદેશને ગણકાર્યા વિના તમારી બુદ્ધિ પ્રમાણે અહીં આવ્યા છો અને આખરે એ બુદ્ધિ પ્રમાણે જ અહીંથી વિમાર્ગે ચાલ્યા જશો. તમે મન ફાવે તેમ વર્તો છો તો પછી તમને પ્રભુ શી રીતે દોરી શકે?,

આ સાંભળીને તેઓએ કશો જવાબ આપ્યો નહિ; પણ એટલું [અનુ૦ પૃ૦ ૧૬૫]



# અનંતની અખૂટ લીલા

ગુરુદયાલ મલ્લિકજી

પ્રભુ અનંત છે તેથી માણસ જે મૂળમાં આત્મા છે, તેમાં પણ અનંતતાનો અંશ રહેલો છે. અનંતતાનું બીજું નામ છે સર્જનશક્તિ. એ શક્તિ અખૂટ છે એટલે જ તો પ્રભુ પ્રાણીને વારંવાર જન્મ આપે છે અને પ્રત્યેક વખત એના આત્મિક રૂપમાં, અર્થાત એના આત્માના વિકાસમાં નવીનતા હોય છે. આ નાવીન્ય પણ અનંતતાનું એક રૂપ છે. તેથી પ્રભુનું એક નામ છે The Eternally New. એટલે જે માણસની સર્જનશક્તિ ખીલી છે તે સર્વદા નવીનતાનો પૂજારી છે. વળી નવીનતામાં આનંદ છે તેથી જે સર્જન કરવાની કલા જાણે છે તે શાશ્વત અને સાચા આનંદની ચાવી મેળવે છે, જેથી આનંદ-રાજ્યના બારણાં એને માટે હમેશાં ખુલ્લાં જ રહે છે.

માણસ પ્રભુની એક સૌથી ઉત્તમ કૃતિ છે. તે એના હાથમાં એક પાત્ર છે, જે પાત્રમાં તે પોતાનું પ્રભુત્વ—પ્રેમ—રેડ્યા જ કરે છે. તેના દાનની ધારા કોઈ દિવસ વિરામ પામતી નથી. પણ પ્રભુ કોઈ સાધારણ કુંભાર નથી, તે તો કલાકાર-કુંભાર છે. એ જે જે પાત્ર બનાવે છે તેના રૂપરંગ વારે વારે બદલવામાં અને તેને વધારે ને વધારે સુંદર બનાવવામાં એને અતિશય આનંદ થાય છે.

પણ માણસની એ સર્જનશક્તિ ત્યારે જ ખીલે છે જ્યારે તેના આત્માને અનંતતાનો, નવીનતાનો સ્પર્શ થાય છે. એ અનંતતા, નવીનતા જીવનમાં પગલે પગલે અને અણુએ અણુએ વ્યાપ્ત છે. એને જોવા માટે માણસની આંખ—શિવની આંખ—ઊઘડવી જોઈએ. તેથી જ તો જ્યારે માણસ કંઈ સર્જન કરે છે ત્યારે તે પોતાની કૃતિ દ્વારા તેનામાં જે અનંતતા બીજ રૂપે છુપાએલી છે તેનો સ્પર્શ અને આસ્વાદ પામે છે અને એવી શુભ ઘડીએ તેનો આત્મા અપાર આનંદથી લલકારી ઊઠે છે—

"પ્રભુ અને હું એક છીએ, હું બ્રહ્મ છું

હું સત્ય છું."

એવી રીતે પ્રભુ જે પ્રેમમય છે, તે પોતાના પ્રભુત્વનું દાન વધારે ને વધારે માણસને જન્મજન્માન્તરે આપ્યા જ કરે છે; ન તો હરરોજ દેનારનું દાન ખૂટે, ન તો દાન લેનારની શક્તિ; એ તો અનંત કાળ સુધી અખૂટ જ રહે છે. એવી છે અનંતની, પ્રભુની અસીમ અખૂટ લીલા!

(અંગ્રેજી 'ગીતાંજલિ'-કાવ્ય ૧)

તેં તો મને અશેષ બનાવ્યો એવી છે તવ લીલા,
ખાલી કરી આ પાત્રે દાખે નવ નવ જીવન રસીલાં.
ફૂંક નદી તીરે ગિરિવર પર વિચર્યો લઈ મુરલી આ,
શી શી તાન બજાવી ફરી ફરી, કોને કહું એ લીલા?
તેં તવ અમૃત-સ્પર્શ થતાં મુજ ઉર ભરપૂર ઉભરાયું,
હર્ષ મહીં સીમાઓ ભૂલ્યું, વાણી-ઝરણું ઊભરાયું.
મારી આ એક જ અંજલિમાં નિશદિન વેરે દાનો,
યુગ યુગ વીત્યાં અંત ન આવ્યો, ઊણો હું તો મ્હાનો.

[અનુ॰ નગીનદાસ પારેખ]

# સરદારશ્રીની વાણી

જ્યાં પ્રજા જાગ્રત અને નિર્ભય નથી ત્યાં અતિશય સંયમ અને ધીરજની આવશ્યકતા છે.

× * ×

રાત દિવસ જેને પરનિંદા કરવાની ટેવ છે તેની સ્થિતિ દયાજનક થઈ જાય છે, તેને સાંભળનારની સ્થિતિ પણ દયાજનક થાય છે.

× * ×

આજનો ધર્મ બજાવશું તો કાલનું કામ કાલ પોતે જ કરશે.

× * ×

દિલની અંદરની સાચી વસ્તુને—આત્માને કોઈ હથિયાર અડકી શકતું નથી.

× * ×

માણસની સામે મોજમજા અને ત્યાગ એ બે વચ્ચે પસંદગી કરવાનો મોકો આવે ત્યારે વિચારપૂર્વક તે પહેલું છોડીને બીજું સ્વીકારે તો તેને બલિદાન આપ્યું અથવા તપ કર્યું કહેવાય. જે

× * ×

તમે આપેલા ઐહિક વસ્તુઓના આપ-ભોગની સાથે સાથે તમારા અંતરમાં ત્યાગની ભાવના પેદા થઈ હશે તો દુન્યવી વસ્તુઓની તમારી ખોટ તમને નાસીપાસ કરવાને કે તમારા આત્માને કુંઠિત કરવાને બદલે તમારી આત્મશુદ્ધિનું સાધન બની જશે-અને બીજા-ઓની સેવા માટે તમને વધુ સારા બનાવશે.

× * ×

સારું કામ યત્કિંચિત્ પણ કરશો તો હજારો ભાષણના કરતાં તે સારું ગણાશે.

× * ×

આજે કામ કરવાના ધર્મ સિવાય બીજો ધર્મ નથી.

× * ×

બહાદુર માણસોનું સ્વેચ્છાપૂર્વકનું કષ્ટ-સહન જ ફળદાયી થઇ શકે, કાયર અને લાચાર માણસોનું પરાણે વેઠેલું કષ્ટ નહીં. વળી એ સમજપૂર્વકનું હોવું જોઇએ.

× * ×

સાચું બલિદાન હંમેશાં પારમાર્થિક હોય છે. એમાં કશો નફાતોટાનો હિસાબ નથી હોતો, એમાં કશા બદલાની અપેક્ષા નથી હોતી અને એમાં કશી નાસીપાસી કે પસ્તાવાને, સ્થાન, નથી, હોતું.

× * ×

આપણામાં તાલીમ અને વ્યવસ્થાની ખામી છે, સિપાઈગીરીની ખામી છે, આપણને હુકમ ઉઠાવવાની ટેવ નથી પડી. આ વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનામાં આપણે સ્વચ્છંદને સ્વતંત્રતા માનીને બેઠા છીએ (ચાલુ)

પ્યારા બાપુ

# પ્રમાદ અને ઇચ્છાનું બળ

પદ્મનાભ શ્રી. જૈની



એક સમયે ભગવાન કુણ્ડિયા નગરમા વિહાર કરતા હતા. તે વખતે સુપ્રવાસા નામની કોલિય સ્ત્રી સાત વર્ષથી ગર્ભિણી હતી તે અત્યંત તીવ્ર અને ત્રાસદાયક વેદનાથી પીડાતી હતી. પોતાના દુ:ખમાં તેણે ભગવાન બુદ્ધનું સ્મરણ કર્યું "ધન્ય છે એ ભગવાનને જે આવાં દુ:ખોના વિનાશ માટે ધર્મોપદેશ આપે છે; ધન્ય છે એ ભિક્ષુ સંઘને જે આવા દુ:ખોના નિવારણ માટે પ્રયત્નો કરે છે અને ધન્ય છે એ નિર્વાણને જ્યાં આવું દુ:ખ હોતું નથી!"

પછી સુપ્રવાસાએ પોતાના પતિને કહ્યું: "આર્યપુત્ર! જ્યા ભગવાન વિહાર કરે છે ત્યાં જાઓ ભગવાનને સાષ્ટાંગ પ્રણિપાત કરી તેમના આરોગ્ય અને સુખવિહારના કુશળ પ્રશ્નો પૂછીને કહેજો કે; 'ભન્તે! સુપ્રવાસા આપને, સંઘને તેમ જ નિર્વાણને ધન્યવાદ આપે છે.'"

સુપ્રવાસાના પતિએ ભગવાન બુદ્ધ પાસે જઇને પ્રણામ કરી સુપ્રવાસાનો સંદેશો કહ્યો. ભગવાને એ સાંભળી આશિષ આપી કહ્યું: "સુપ્રવાસા સુખી થાઓ, નીરોગી થાઓ અને નીરોગી બાળકને જન્મ આપો."

ભગવાનના વચન નીકળતાં જ સુપ્રવાસાએ એક નીરોગી પુત્રરત્નને જન્મ આપ્યો. ત્યારે સુપ્રવાસાએ પોતાના પતિને કહ્યું "આર્યપુત્ર! ભગવાનનાં વચન મહાન છે! મને આ દુ:ખમાંથી એમણે બચાવી છે ભગવાનને સંઘસહિત સાત દિવસ સુધી હું ભોજન આપીશ જાઓ અને ભગવાનને મારી વિનતી કહો."

આર્યપુત્રે ભગવાનને જઇને નિમંત્રણ આપ્યુ એટલે બીજે દિવસે ભગવાન સંઘસહિત ત્યાં, ભોજન માટે પધાર્યા. સુપ્રવાસાએ સાત દિવસ સુધી ભગવાન બુદ્ધને તેમ જ સંઘને પોતાને હાથે ભોજન પીરસ્યુ અને તેઓને આહારથી પ્રસન્ન કરીને સાત વર્ષ સુધી ગર્ભમા રહેલા પોતાના પુત્રને ભગવાનના ચરણમાં મૂક્યો. એમ કરતા સુપ્રવાસાનુ માતૃહૃદય ભરાઈ આવ્યુ. એ જોઇને ભગવાને પૂછ્યુ. "સુપ્રવાસે! શું તને આવા જ બીજા પુત્રની ઇચ્છા છે?"

"ભન્તે! આવા એક જ નહિ પણ સાત પુત્રોની હું ઇચ્છા કરું છું."

એ સાંભળીને ભગવાનના મુખમાંથી ઉદ્ગારો સરી પડ્યા:—

"અસાતં સાતરૂપેન
પિયરૂપેન અપ્પિયં।
દુક્ખં સુખસ્સ રૂપેન
પમત્તમતિવત્તતીતિ॥"

(જે સુખકારક નથી તેને સુખમાં, જે અપ્રિય છે તેને પ્રિયમાં, જે દુ:ખ છે તેને સુખમા પ્રમાદ અને ઇચ્છા પરિવર્તિત કરે છે.)

કિશોરલાલ મશરૂવાળા

મારા ઘરની બારી સામે એક સુકાઈ ગયેલા ઝાડનું થડ ઊભું હતું ગઈ કાલે સવારે મરપત્નીના નોકરે એક સાથીની મદદથી તેને પાડ્યું, અને બપોરે બાર વાગ્યા સુધીમાં કરવતથી વાઢી તેના મોટા મોટા કડકા પાડ્યા. એની સાથે એની પત્ની અને પાંચેક વર્ષનો છોકરો પણ આવેલાં હતાં. પત્નીએ લાકડાં ઉપાડી જવામાં સાથ દીધો; બાર વાગ્યે પરવાર્યાં ત્યારે લાંબી કરવત પણ એ જ ઉપાડી ગઈ. જે ત્રણ'ચાર કલાક આ કામમાં ગયા તેટલો વખત પેલો છોકરો પણ સાથે રહી કાંઈક કાંઈક કર્યા કરતો હતો નાના છોડિયાં ઊડતા તે ઉપાડીને એ એક ઠેકાણે કરતો; સાથે કરવત ચાલતી તેની મજા પણ જોતો બાર વાગ્યે નોકરે કરવત હાથમાંથી મૂકી કે તરત તેણે તેને બે હાથે ઘસડીને લાકડાના એક ગોળવા ઉપર ચડાવીને ટેકવી કરવતના દાંતા પહેલાં ઉપલી બાજુ રાખ્યા પછી કાંઈક વિચાર આવ્યો, તેથી ફેરવીને નીચેની બાજુ પર કર્યા. વળી કાંઈક વિચાર આવ્યો, તેથી ગોળવા પરથી ઉતારી વ્યવસ્થિત રીતે જમીન પર સુવાડી. પછી પાસે પડેલી દોરીને હાથમાં લીધી, અને તેને વીંટાળીને હાથમાં લઇ લીધી. આ બધું એણે જાતે જ કર્યું, કોઈના કહેવાથી નહીં, ઊલટું, એ જ સાથે સાથે કાંઈક બોલતો જતો હતો.

એ આમ કરતો હતો, તેટલામાં નોકરે કરવતને પત્નીને માથે ચડાવી, અને એક મોટું લાકડું સાથીને માથે ચડાવ્યું. પછી સર્વે પોતાના ઘર તરફ વિદાય થયાં.

નોકર ને તેની પત્ની અભણ હતાં. બાળકને પોતાના કામ સાથે કાંઈક શિક્ષણ આપે એ એમને માટે શક્ય નહોતું. કાંઈક શીખશે એ દૃષ્ટિથી તેમણે એને સાથે આણ્યો જ નહિ હોય. એ તો માની પાછળ પાછળ આવ્યો હશે. પણ એને માબાપના કામમાં રસ પડયો એ કામ એમના જીવન સાથે સંબંધ ધરાવે છે અને કોઈક રીતે જરૂરી છે એમ પણ એ કળી ગયો હશે જ. એટલે એણે માબાપના કામનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કર્યું, અને બાળસમજ પ્રમાણે તેમાં રસપૂર્વક ભાગ લીધો. આથી એ ત્રણ–ચાર કલાક માબાપને હેરાન કર્યા વિના ત્યાં ટકયો એટલું જ નહીં, પણ ઊલટું પોતાની નાની નાની ક્રિયાઓ અને બોલીથી એણે માબાપનો શ્રમ પણ હળવો.

આ જ વસ્તુને શાસ્ત્રીય રીતે કેળવીએ એટલે તે વિદ્યા બને, અને તેમાંથી વર્ધા શિક્ષણનું શાસ્ત્ર નિર્માણ થાય.

---

એક ઝવેરી હતો. તેના ઘરમાં રાત્રે ચોર આવ્યો ત્યારે તેની પત્નીએ કહ્યું, 'અરે, જાગો છો કે? ઘરમાં ચોર ભરાઇ ગયો છે!' ઝવેરી કહે, 'હું જાણું છું.'

થોડી વાર પછી પેલી બાઈ કહે, 'અરે, ચોર તો ઘરમાંથી બધું ઝવેરાત લઇને ગાંસડી બાંધી રહ્યો છે!' જવાબમાં તે બોલ્યો, 'એ તો હું જાણું છું.'

ઝવેરાત લઇને ચોર તો ઘરની બહાર ચાલ્યો ગયો. એટલે પેલી બાઈ કહે, 'અરે, ચોર તો બધુ લઇને ચાલ્યો ગયો!' ઝવેરી બોલ્યો, 'હું જાણું છું.'

પેલી બાઈ ગુસ્સે થઈને કહેવા લાગી. 'ફૂટયું મારું કપાળ! તમારા જવાબમાં ધૂળ પડી! તમારું જાણવું ને ન જાણવું બંને સરખું જ છે!'

# અનુકમ્પા

મહાસતી ઉજ્જવળકુંવરજી

પીડિતોને દુખી દેખીને હૃદય લાગણીથી ભરાઈ આવવુ તેનુ નામ છે અનુકમ્પા. તમારુ હૃદય દુખીને જોઇને પીગળે છે ખરુ? જો તમારુ હૃદય ખરેખર પીગળતુ હશે તો તમો દુખીઓના દુખ દૂર કર્યા વિના રહી શકશો નહિ અનુકમ્પાશીલ માનવ કદી કોઇનુ દુખ દેખી શકતો નથી જ્યા સુધી તેનુ દુખ દૂર ન કરી શકે ત્યા સુધી તેને નિરાંત વળતી નથી બીજાની પીડા જોઇને જેનું હૃદય પીગળે નહીં તેને અનુકમ્પશીલ કેમ કહી શકાય?

પંઢરપુર નામના મહારાષ્ટ્રના એક જિલ્લામા મંગલવેઢા નામનુ એક ગામ છે તે ગામમા દામાજી પંત નામનો એક સજ્જન રહેતો હતો તે કેઇ પીડિતને જોતો તો તેનુ દુખ દૂર કર્યા વિના રહી શકતો નહીં તેનો એ પણ નિયમ હતો કે તે કેઇ અતિથિને પોતાને ત્યા જમાડયા વિના જવા દેતો નહીં

એક દિવસે તે એક અતિથિને પોતાને ઘેર લાવ્યો અને ભોજન કરાવવા લાગ્યો અતિથિએ જ્યારે પોતાની સામે ભોજનની થાળી જોઇ, ત્યારે તેની આખમાથી અશ્રુધારા વહેવા લાગી દામાજી પંતે અતિથિને રાતો જોઇને પૂછ્યુ, 'ભાઈ, તમને મારે ત્યા તકલીફ પડી કે શુ?'

અતિથિએ કહ્યુ 'ના

'તો પછી આપને દુખ થવાનુ કારણ શુ છે?' પંતે ફરી પૂછ્યુ

અતિથિએ કહ્યુ 'ભાઈ મારા ગામમા દુષ્કાળ પડેલ છે, મારા બાળબચ્ચા ભૂખ્યા અધમૂઆ થઇ ગયા છે અને અહીં હુ ભોજન કરી રહ્યો છુ! આ વિચાર આવતા મારી આખોમા આસુ આવ્યા છે'

પંતે કહ્યુ, 'ભાઇ, તમે તે બાબતની ફિકર કરો નહીં પહેલા ભોજન કરી લ્યો, હુ તમને અનાજ પણ આપીશ—જે તમે ઘેર લઇ જજો અને તમારા બાળબચ્ચાની ક્ષુધા પણ શાંત કરજો.' આ રીતે પંતે તેને ઘણા પ્રેમપૂર્વક વિદાય કર્યો

અતિથિએ ઘેર આવીને પોતાના ગામના લોકોને કહ્યુ કે મંગળવેઢામા દામાજી પંત નામનો એક દયાળુ પુરુષ રહે છે તેની પાસે તમે જશો તો તે બધાને ખાવા માટે અનાજ આપશે

આ સાભળીને લોકોના ટોળે ટોળા પંતના ઘર તરફ જવા લાગ્યા તેની પાસે અનાજના કોઠાર ભરેલા હતા પરન્તુ તે બધા સરકારી કોઠાર હતા આથી તે મૂઝવણમા પડી ગયો આખરે તેને થયુ કે અનાજના સાચા અધિકારી તો ભૂખ્યા માણસો જ ગણાય રાજાના કરતા આ ભૂખ્યા માણસોને આ કોઠાર પર વિશેષ અધિકાર છે પંતના હૃદયે આ પ્રમાણે કહ્યુ અને રાજાની શિક્ષાની પરવા કર્યા વિના તેણે કોઠારો ખોલી નાખ્યા પંતે ભૂખ્યા લોકોને કહ્યુ જેને જેટલુ અનાજ જોઇએ તેટલુ લઈ જાય અને પોતાનુ ગુજરાન ચલાવે' લોકોના ટોળે ટોળા એકઠા થયા હતાં, પરન્તુ દરેકને અનાજ આપવામા આવ્યુ

રાજાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે પોતાના માણસોને મોકલ્યા અને પંતને પકડી લાવવાનો હુકમ કર્યો જ્યારે એક ઉદાર શ્રીમન્તને આ વાતની ખબર પડી ત્યારે તે રાજા પાસે ગયો અને તેણે કહ્યું 'રાજન્! આપ આપના અનાજના જેટલા રૂપિયા થાય તેટલા લઈ લો અને દામાજી પંતને છૂટો કરો' રાજાએ અનાજના

પ્યારા બાપુ

રૂપિયા લઈ લીધા અને હામાજી પતને રાજાના હુકમથી માર્ગમા જ છોડી મૂકવામા આવ્યો

આ વાતનો સાર એટલો જ છે કે માનવમા જ્યારે અનુકમ્પા હોય ત્યારે તે બીજાનુ દુખ દૂર કર્યા વિના રહી શકતો નથી મેઘકુમારે હાથીના ભવે એક સસલાની દયા પાળી હતી, ભગવાન શાતિનાથે મેઘરથ રાજાના ભવે એક કબૂતરની રક્ષા માટે પોતાનો જીવ અર્પણ કરી દીધો હતો. અનુકમ્પાનો માપદડ એ જ છે કે અનુકમ્પાવાળો જીવ બીજાનુ દુખ દૂર કર્યા વિના રહી શકતો જ નથી આપણે પણ વિચારીએ કે આ જાતની અનુકમ્પા આપણામા છે કે નહિ? પીડિતોને દેખીને, તેનુ દુખ દૂર કર્યા વિના તમોને ચેન પડે નહિ તો સમજવું કે તમારામા અનુકમ્પા જીવિત છે, નહિ તો મરેલી છે એમ સમજી લેવુ

## મહાદેવભાઈનું સૌજન્ય

મુકુલભાઈ

૧૯૩૦ની વાત છે શ્રી મહાદેવભાઇને સજા થયા પછી પોલીસ તેમને જેલગાડીમા લઈ જવા લાગી બહાર લોકોનુ ટોળુ મહાદેવભાઈનુ સ્વાગત કરવા ભેગુ થયુ હતુ પણ પોલીસ સાર્જન્ટને આ ગમ્યુ નહી, એટલે મહાદેવભાઇને જેલગાડીમા બેસાડીને ઝડપથી ગાડી હકારી મૂકી આથી લોકો ઉશ્કેરાયા અને એક જણે પેલા સાર્જન્ટ તરફ તાકીને પથ્થર માર્યો પથ્થર પેલા સાર્જન્ટને દાઢી પર વાગ્યો તે એકદમ બૂમ પાડી ઊઠ્યો અને પથ્થર હાથમા લઈ ગાળો દેવા લાગ્યો

મહાદેવભાઈએ સાર્જન્ટને કહ્યુ 'તમે મોટર જરા થભાવો હુ લોકોને સમજાવુ અને તેમની આ ભૂલ માટે તમારી માફી માગવા કહુ '

પણ પેલા ગોરાએ માન્યુ નહી અને બબડાટ કર્યું એટલે મહાદેવભાઈ બોલ્યા 'જે બન્યુ છે તેનાથી મને ભારે વસમી ચોટ પહોચી છે, પણ અહી ગાડીમા પુરાએલો હુ શુ કરુ? મને અત્યત શરમ ઊપજે છે, અને તમે કહો તે પ્રાયશ્ચિત્ત કરવા હુ તૈયાર છુ તમે એ પથ્થરથી મને મારો લાવો, એ પથ્થર મને આપો જો તમારા હૃદયને શાતિ થતી હોય તો એ પથ્થરથી હુ મારી જાતને સજા કરુ '

મહાદેવભાઈના આવા પ્રેમાળ શબ્દો સાભળીને પેલો સાર્જન્ટ શાત થયો અને થોડી વારમા તો તે મહાદેવભાઈ સાથે વાતો કરવા મડી પડ્યો મહાદેવભાઈએ સાર્જન્ટને આશ્રમ જોવા નિમત્રણ આપ્યુ અને તેમનુ નામ પૂછ્યુ સાર્જન્ટે લખવા માટે કાગળની ચબરખી કાઢી મહાદેવભાઈએ લખવા પોતાની પેન આપી

એટલામા જેલનો દરવાજો આવી ગયો ગોરાએ પેન મહાદેવભાઈને પાછી આપવા માડી એટલે મહાદેવભાઈ બોલ્યા 'એ પેન આ પ્રસગના સ્મરણ તરીકે ભલે તમારી પાસે રહી અને પેલો પથરો મને આપી દો.'

સાર્જન્ટે પથરો તેમને આપ્યો. મહાદેવભાઈ તે પથરો ગાડી બહાર ફેકતા બોલ્યા 'આની માફક આ પ્રસગની કડવી યાદ પણ ફેકી દેજો '

પેલો સાર્જન્ટ હસતા હસતા બોલ્યો 'એ તો ક્યારનીય ફેકાઈ ગઈ!'

પ્યારા બાપુ

નવી આવી પડે ત્યારે શક્તિ વિચારી
લેવી - જે છે તેને સુધારવી; દૃઢાવવી
એમ બસ છે ને તેમાંથી જ બધું ફળ
નીપજાવી શકાય છે.

પ્રયાગ ૪-૨-૩૧ બાપુના આશીર્વાદ

[આત્મોન્નતિાર્થે સુમાર્ગે જવામાં ઐહિક બંધનો બાધારૂપ નીવડતાં હોય તો એનો ત્યાગ કરવામાં જ માનવધર્મ રહેલો છે. આપણા સંતો-ભક્તોના જીવનમાં એવા કેટલાય પ્રસંગો વારંવાર ઉપસ્થિત થયેલા છે. પ્રહ્લાદે ભગવાનની ભક્તિની આડે આવનાર પિતા સામે માથું ઉંચક્યું. નચિકેતાએ પણ પોતાના પિતાના અધર્માચરણ સામે માથું ઉંચક્યું હતું. મીરાં પણ સૌ સ્વજનોનો ત્યાગ કરવા સર્વદા તત્પર જ હતી. વળી આપણા સંતકવિઓએ પણ એ જ સૂર પોતાનાં પદોમાં ધ્વનિત કર્યો છે. નરસિંહ મહેતાએ પણ ગાયું છે ને:

'નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે;
કુળને તજીએ, કુટુંબને તજીએ,
તજીએ મા ને બાપ રે....'

એથી ધર્મને માર્ગે જતા સ્વજનોનો સમજપૂર્વક કરેલો ત્યાગ અધર્મ ઠરતો નથી.

આપણા દેશમાં સ્વરાજના ધર્મયુદ્ધ વખતે ઘણા દેશહિતચિન્તકોને દેશ અને કુટુંબ એ દ્વિધા ધર્મસંકટમાં મૂકી દેતું હતું. એવી જ મૂંઝવણમાં પડેલા શ્રી. કાશીનાથજીને બાપુજીએ આ વખતના પત્રમાં સરળ રીતે માર્ગ દર્શાવ્યો છે.

વળી ઘણી વાર આપણા સેવકો સેવાના ઉત્સાહમાં વધારે પડતી પ્રવૃત્તિ ઉપાડી લે છે અને પછી નાસીપાસ થઈ જાય છે અથવા બીજી મુશ્કેલીમાં આવી પડે છે. ઉપરાંત કેટલાક સેવકો અધીર બની સેવાક્ષેત્ર શોધવા મંડી પડે છે અને તેથી કોઈ વાર નિરાશા અનુભવે છે અથવા એમાં બરોબર ગોઠવાઈ શકતા નથી. આવે વખતે તેનો સેવા કરવાનો ઉત્સાહ મંદ પડી જાય છે. એવા સૌ સેવકોને આ પત્રમાં બાપુજીએ અગત્યનું માર્ગદર્શન કરાવ્યું છે.]

ચિ૦ કાશીનાથ,

તમારો ૨૫ મીનો કાગળ છેક રખડતો રખડતો આજે મળ્યો.

જ્યાં ધર્મ સ્પષ્ટ દેખાય ત્યાં તે આચરતાં માતપિતાની આપઘાત કરવાની કે બાવો થઈ જવાની ધમકીથી ડરવાનું કારણ નથી. એવી ધમકીનો અમલ ભાગ્યે જ થાય છે. પણ થાય ત્યાયે કલ્યાણ જ છે. માતાજીની તબિયતમાં ખૂબ સુધારો થયો ગણાય.

'અહિંસાત્મક હિંસા' એ પ્રયોગ અશુદ્ધ જ ગણાય.

તમારી પ્રવૃત્તિનું ક્ષેત્ર તમારા ગજા ઉપરાંત ન જવા દેશો. પ્રવૃત્તિ શોધવી નહિ ને નવી આવી પડે ત્યારે શક્તિ વિચારી લેવી. જે છે તેને સુધારવી, દૃઢાવવી એ જ બસ છે ને એમાંથી બધું ફળ નિપજાવી શકાય છે.

પ્રયાગ ૪-૨-૩૧ બાપુના આશીર્વાદ

 પ્યારાબાપુ

# સાક્ષરતાનો મોહ

વિનોબાજી

કોઈ માણસના ઘરમાં ખૂબ બાટલીઓ ભરેલી હોય તો તે માણસ ઘણું કરીને રોગી હોવો જોઈએ, એવું અનુમાન આપણે કરીએ છીએ. આ શું અન્યાય નથી? બીજો ઇલાજ નથી એવું થાય ત્યાં સુધી બાટલી ન વાપરવી, એ જેમ આરોગ્યરક્ષણની પહેલી કલમ છે, તેમ જ, બને ત્યાં સુધી ચોપડીમાં માથું ન ઘાલવું યા માથામાં ચોપડી ન ઘાલવી (જે કહો તે), એ ડહાપણની પહેલી કલમ છે. બાટલી રોગગ્રસ્ત શરીરની નિદર્શક છે એમ આપણે માનીએ છીએ. ચોપડી પણ — પછી તે ભલે સંસાર-ચોપડી હો, યા તો પરમાર્થ ચોપડી હો — રોગગ્રસ્ત મનની નિદર્શક મનાવી જોઈએ.

અનેક સૈકાઓ વીત્યા જે રના ડહાપણની સુગંધ હજી દુનિયામાં મહેકી રહી છે, તે લોકોનું લગ્ન જીવન સાક્ષર કરવા કરતાં સાર્થક કરવા તરફ જ વધારે હતું. સાક્ષર જીવન નિરર્થક હોઈ શકે છે એના દાખલાઓ આજના સુશિક્ષિત સમાજમાં વિના શોધ્યે પણ જડે તેવા છે. એથી ઊલટું, નિરક્ષર પણ અત્યન્ત સાર્થક હોઈ શકે છે એ વિષેના અનેક દાખલાઓ ઇતિહાસે નોંધેલા છે. ઘણી વખતે સુશિક્ષિત અને અશિક્ષિત એ બેની સરખામણી કરતી વખતે, 'અક્ષરાણામકારોઽસ્મિ' એ ગીતાના વચનમાં કહ્યા પ્રમાણે, 'સુ' અને 'કુ' કરતાં 'અ' જ પસંદ કરવાનું મન થાય છે.

ચોપડીમાં તો અક્ષરો હોય છે, તેથી ચોપડીઓની સોબતથી જીવન સાર્થક બનાવવાની આશા વ્યર્થ છે. 'બોલાચી ચ કઢી બોલાચા ચિ ભાત! જેવુનિયા તૃપ્ત કોણ ઝાલા' (બોલની જ કઢી અને બોલનો જ ભાત જમીને કોઈ તૃપ્ત થયું જાણ્યું છે?) કવિનો આ સવાલ માર્મિક છે. બીજા એક કવિએ કહ્યું છે તેમ, ચોપડીમાંનો કૂવો ડુબાવતો પણ નથી અને ચોપડીમાંની હોડી તારતી પણ નથી.

કોઈ એક માણસ દવા પી પીને કંટાળી ગયો, કારણ જેમ દવાને પાસે આણી તેમ તેમ આરોગ્ય દૂર દૂર ભાગી જવા લાગ્યું. આખરે કોકની સૂચનાથી તેણે ખેતરમાં કામ કરવાનું શરૂ કર્યું. ખેતરના કામથી આરોગ્ય પ્રાપ્ત કરી થોડા જ વખતમાં તે સારી પેઠે તગડો બન્યો. અનુભવે સિદ્ધ થયેલી આરોગ્યની આ સાધના વિષે તે લોકોને કહેવા લાગ્યો. કોઈના હાથમાં બાટલી જુએ કે, 'બાટલીથી કશું વળવાનું નથી, કોદાળી લે, એટલે સાજો થઈશ,' એમ તે અંતઃકરણપૂર્વક ઉપદેશ કરતો. લોકો કહેતા, 'તમે બાટલીઓ પી પીને ધરાઈ બેઠા છો, એટલે હવે અમને દવાની બંધી કરો છો, ખરું ને?' દુનિયાનો ન્યાય આવો જ છે. બીજાના અનુભવથી બોધ લેવાની માણસને ઇચ્છા થતી નથી. તેને સ્વતંત્ર અનુભવ જોઈએ છે, સ્વતંત્ર ઠોકરો જોઈએ છે. હું એ એના ભલા માટે કહું કે, 'પુસ્તકોથી કશો લાભ નથી, નકામો પુસ્તકોમાં ફાંફાં ન માર,' તો તે કહેશે, 'તમે પુસ્તકો વાંચી ચૂક્યા છો, અને હવે મને ઉપદેશ દો છો?'

'હા ભાઈ, હું પુસ્તકો વાંચી ચૂક્યો, પણ હવે તું ચૂકે નહિ તેટલા ખાતર જ તને કહું છું.'

તો તે કહે છે, 'મારે જાતે અનુભવ લેવો છે.'

'ઠીક છે, લે અનુભવ. ઠોકર ખાવાનું સ્વાતંત્ર્ય એ તારો જન્મસિદ્ધ હક છે!'

અનવર આગેવાન

હરિને મારગ જવા માટે શીલ, સંયમ ને સાધના આદિ કઠોર મત અનિવાર્ય છે એટલે જ ભક્તિના પથને આપણા સંતોએ 'ખાંડા કેરી ધાર' કહ્યો છે ભવસાગરમા પોતાના તમામ વૈભવ-વિલાસોને હોમી દેનાર મરજીવો-મરજીવા જ ભક્તિના મરમને જાણે છે એ મરમ જાણ્યા પછી તો 'ભક્તિ ફૂલ કેરી પાખડી'નો કોમળ ને મુલાયમ માર્ગ બને છે

સોરઠી સત-જમાતના ઓલિયા સતી ગંગાસતી પોતાની શિષ્યા અનેવી પુત્રવધૂ પાનબાઈને ભક્તિનો મારગ બતાવે છે અને પહેલે પગથિયે પગલું મડાવે છે સાદી ને સરળ શૈલીમા કેવી સુંદર શિક્ષા આપે છે કે —

મેરુ રે ડગે ને જેના મન નો' ડગે,
મરને ભાગી રે પડે બ્રહ્માંડ રે,
વિપદ પડે રે પણ વણસે નહિ,
ઈ તો હરિજનના પરમાણ રે મેરુ રે

મેરુ ડોલી જાય, ચૌદ બ્રહ્માંડ રસાતળ જાય તોપણ ભક્તિને મારગ મહાલતા અનમળ આફતોને આવકારતા જેનુ મનડુ લગીરે ડોલતુ નથી એ જ સાચો હરિનો ભક્ત છે એ જ એના પરમ પ્રમાણ છે

હવે જુઓ, હરિભક્તના અંતરની અમીમય અવસ્થા સુખની જેને આશા નથી ને દુખના જેને ઓરતા નથી અને એ તો હંમેશા આ જગતમા વિચરતા સુખ દુખ, હર્ષ શોક જેવા દ્વંદ્વો પ્રતિ ઉદાસીન છે

ભાઈ રે! હરખ ને શોકની નાવે જેને હેડકી ને-
શીશ તો કર્યાં કુરબાન રે,
સતગુરુ વચનમા શૂરા થઈ ચાલે,
જેણે મેલ્યા અંતરના માન રે-મેરુ રે

હે ભાઈ! જેણે પોતાના મસ્તક ભક્તિના મારગડે ફૂલ કરી નાખ્યા છે, અને એ સતગુરુના વચન પર શૂરા થઈ ચાલે છે તેને મનમા માન-અપમાન નિંદા-પ્રશસા કે આનંદ કે આફતના ઓરતા નથી હર્ષ કે શોકની પરવા નથી એને મન તો બધુય સરખુ જ છે અને એ તો —

ભાઈ રે' નિત્ય રે'વુ સતસંગમા ને-
જેને આઠે પો'ર આનંદ રે,
સંકલ્પ વિકલ્પ એકેય નહિ ઉરમા
જેણે તોડી નાખ્યો માયા કેરો ફંદ રે-મેરુ રે

હે ભાઈ! જે દરરોજ સતસંગે રહે છે એને તો આઠેય પહોર આનંદ-હર્ષના હિલોળા છે માયાના પડળ જેણે પરહર્યાં છે તેને મન સંકલ્પ વિકલ્પ જેવું કશુય રહેતુ નથી

પણ હા સત્વચનોમાથી તમારી શ્રદ્ધા ન ડગે એ લેજો —

ભાઈ રે! ભગતિ કરો તો એવી રીતે
કરજો પાનબાઈ!
રાખજો વચનુમા વિસવાસ રે,
'ગંગાસતી' એમ બોલિયા,
તમે થાજો સતગુરુના દાસ રે-મેરુ રે

હે પાનબાઈ! ભક્તિ કરો તો સદ્ગુરુના દાસ બનીને રહેજો એના વચનમા વિશ્વાસ ધરજો આટલું તમને 'ગંગાસતી' કહે છે

---

તમારા પોતાના સિવાય બીજુ કોઈ તમને શાંતિ નહિ આપી શકે
જીવનનો ઉદ્દેશ માણસને પોતાના આત્માની ઓળખ કરાવવાનો છે
— રાલ્ફ વાલ્ડો એમર્સન

મુકુલભાઇ

બધે આનંદ આનંદ છવાઈ ગયો હતો. રસ્તા પર લોકોની ભીડ હતી. સૌ કોઈ નાતાલના તહેવારની ખરીદી કરવા નીકળી પડયાં હતાં

બધે આનંદ હતો. પણ જેસીના મુખ પર ઉદાસીનતા પથરાઈ ગઈ હતી. ગરીબ દશા અને ઘેર બહેન માંદી! તે પોતાની કંગાળ સ્થિતિનો અને બહેનની માંદગીનો વિચાર કરતો જઈ રહ્યો હતો. અને અરે, ઠંડી પણ કેવી સખત પડે છે! પહેરવા માટે નથી ગરમ ડગલો કે નથી ગરમ મોજાં! જેસીનું શરીર ઠંડીથી ધ્રૂજતું હતુ. તેને મનમાં થતું હતુ કે, 'ગરમ ડગલો હોય તો કેવું સારું! અરે, ગરમ મોજાં હોય તોયે બસ છે!' પણ ખરીદવાને પૈસા હોય તો ને? જેસીના પિતા પણ કેટલાય દિવસથી રોજગાર વિના ભટકતા હતા અને.. બહેનની માંદગી!

'અરે, પેટમાં તો જાણે આગ સળગી છે! ત્રણ ત્રણ દિવસ થયા કશું ખાવાનું મળ્યુ નથી! બહેન પણ બિચારી ભૂખે તાવમાં તડફડે છે. હાય કમનસીબી!'

રસ્તે ચાલતાં ચાલતાં એક રમકડાંની દુકાન આવી જેસી તો રમકડા જોતો ઊભો રહ્યો તેને થયું, 'લાવને, બહેન માટે કશું લઈ જાઉં!' ખીસામાં હાથ નાખ્યો. ખૂણામાં એક સિક્કો પડયો હતો કાઢીને જુએ તો, 'અરે! આ તો એક ફાર્ધિંગ જ છે! એક ફાર્ધિંગનું તો કોઈ રમકડું આપે ખરું?'

"તમારું નામ જેસી કે?"

તેણે ફરીને જોયું તો એક શ્રીમંત બાઇ તેની સામે ઊભી હતી જેસીએ કહ્યું, "જી, બાનુ" જેસી તો નવાઈ પામી પેલી બાઈની સામે જોઈ રહ્યો.

બાઇએ કહ્યું: "જુઓ, તમારું નામ શહેરનાં ગરીબ બાળકોની યાદીમાં છે. આવતી કાલે નાતાલ છે એ માટે અમે એક ખાસ કાર્યક્રમ ગોઠવ્યો છે આ પ્રવેશપત્ર લો એ લઇને મારે ઘેર જરૂર આવજો.",

"પણ. મારે એક બહેન પણ છે. તે ઘેર માંદી છે. આવતી કાલે તો તે સારી થઇ જશે. તેને પણ લઇ આવું તો...."

"જુઓને, અમે દર વરસે એક ઘર દીઠ એક જ બાળકને નિમંત્રણ આપીએ છીએ માટે મારાથી કશું થઇ શકે એમ નથી. તમારી બહેનને આવવા દઉં તો બીજા પણ એ પ્રમાણે કરવા તૈયાર થાય. માફ કરજો."

એટલું કહીને પેલી બાઈ તો જતી રહી. જેસીને થયું,'ભલે, આ પત્ર લઇને બહેન જશે.' પણ પ્રવેશપત્ર પર લખ્યું હતુ: "આ પ્રવેશપત્ર ધરાવનાર જેસી જેમ્સ એકલાને જ દાખલ કરશો." જેસીએ ઊંડો નિસાસો નાખ્યો.

બીજે દિવસે કાર્યક્રમમા તે ગયો. ત્યાંના આનંદમાં અને બાળકોના સમૂહમા તે પોતાનું બધું દુઃખ ભૂલી ગયો. તેણે પેટ ભરીને ખાધું, પીધું અને બાળકો સાથે રમત રમી આનંદ મેળવ્યો.

રમતગમત થઈ ગયા પછી નાતાલનું ઝાડ લૂંટાવવાનો સમય થયો. બધાં બાળકોને એક દીવાનખાનામાં એકઠાં કરીને કહેવામાં આવ્યું: 'હવે દરેક બાળકને નાતાલના ઝાડ પરથી પોતાને ગમતી વસ્તુ આપવામાં આવશે.

પ્યારા બાપુ

જેનુ નામ બોલાય તે પેલા ઝાડ પાસે જઈને પોતાને પસંદ પડે તે વસ્તુ માગે.'

બધાં બાળકો ઝાડ પરની વસ્તુઓ જોવામાં તલ્લીન થઈ ગયા જેમીની નજર એક લાલ એન્જિન પર પડી 'વાહ, આજે તો ખૂબ મજા પડશે! કેટલા વખતથી એન્જિન ખરીદ વાનો વિચાર કરતો હતો બસ, હુ તો એન્જિન જ માગીશ'

"જેસી જેમ્સ" ઝાડ પાસે ઊભેલી બાઇએ બૂમ પાડી જેમી દોડનો ત્યા ગયો જુએ છે તો પેલી જ બાઈ ત્યા ઊભી હતી! બાઇએ કહ્યુ "જેસી, તમને કઈ વસ્તુ વધારે પસંદ છે?"

જેસીની નજર પેલા એન્જિન પર પડી ત્યા તો તરત જ તેને જીન યાદ આવી તેને થયું 'જીન અહીં આવી શકી નહિ પણ મારે તો એને માટે કશું લઈ જવુ જોઇએ કે નહિ?'

"બોલો જેસી! તમને સૌથી વધારે કઈ વસ્તુ ગમે છે?" પેલી બાઇએ ફરી વાર પૂછ્યુ

જેસી તો ઝાડ પર બધે જોઈ રહ્યો હતો તેની નજર એક ઢીંગલી પર પડી 'વાહ! પેલી ઢીંગલી બહુ મજાની છે! જીન તો એ જોઇને રાજી રાજી થઈ જશે પણ પણ પેલુ એન્જિન પણ બહુ મજાનુ છે! જવા દો એને! મારે એ ન જોઇએ' પછી જેસી બોલી ઊઠયો "મને પેલુ લાલ એન્જિન બહુ ગમે છે. પણ મારે તો પેલી ઢીંગલી જ જોઈએ છે"

પેલી બાઈ તેના મનની સ્થિતિ સમજી ગઈ હતી એટલે તેણે જેમીને ઢીંગલી આપી

પણ બધા છોકરાઓએ તો બૂમાબૂમ કરી મૂકી · "જેસી તો છોકરી છે છોકરી! તેને તો ઢીંગલી જ બહુ પસંદ પડી ગઈ ને! વાહ છોકરી, વાહ!"

જેમી તો ઢીંગલી લઇને મકાનની બહાર તરત જ દોડી ગયો અને ઘેર જઈને પોતાની માંદી બહેનને કહેવા લાગ્યો "અરે, જીન, જીન, જરા જો તો ખરી! તારે માટે આ શુ લઈ આવ્યો? તને ઢીંગલી બહુ ગમે છે ને?"

જીન તો ઢીંગલીને જોઇને ખુશ ખુશ થઈ ગઈ બને ભાઇબહેન આનંદમાં તરબોળ થઈ ગયા

એટલામા બારણા પર ટકોરા પડ્યા જેસીએ બારણું ઉઘાડ્યુ. જુએ છે તો પેલા ભલા બાઇ આવ્યા હતા!

"જી, આપ .." જેમીને શુ કહેવુ એ સમજાયુ નહિ!

પેલી બાઇ ઘરમા આવી અને બોલી. "જેસી, તમને બીજાં બાળકોએ ખૂબ પજવ્યા એ માટે હુ દિલગીર છુ. તમે ગયા પછી મે બધી વાત છોકરાઓને કહી તેઓ પણ પોતાના વર્તન માટે દિલગીર થયા છે તેઓના કહેવાથી આ ભેટ તમારે માટે લઇ આવી છુ રાત પડી ગઇ છે, એટલે હવે હુ જાઉં છું" એમ કહીને પડીકું જેસીને આપી એ બાઈ ચાલી ગઈ

જેસીએ ખોખુ ઉઘાડ્યુ તે આનંદમા આવી જઈ બોલી ઊઠયો "અરે, આ તો પેલુ લાલ એન્જિન!"

બને ભાઇબહેનની આંખમાથી હર્ષના આંસુ વહેવા લાગ્યા ઘરમા બધે આનંદ આનંદ છવાઈ ગયો

(અંગ્રેજી વાર્તા પરથી)



ગુરુદયાલ મલ્લિકજી

'ક્વેકર્સ' મિત્રોના મંડળની સ્થાપનાની અર્ધ-શતાબ્દી આ વર્ષના ઉનાળામા આવતી હોવાથી ક્વેકર્સ મિત્રો ઑક્સફર્ડમા ૨૮મી જુલાઈથી તે છઠ્ઠી ઑગસ્ટ સુધી એ મંડળની ત્રીજી વિશ્વ પરિષદ ભરવાના છે પહેલી બે પરિષદો લંડનમા ૧૯૨૦ની સાલમા અને ફિલાડેલ્ફિયા નજીક ૧૯૩૭ની સાલમા ભરવામા આવી હતી ઑક્સફર્ડ પરિષદમા ૯૦૦ જેટલા પ્રતિનિધિઓ ભાગ લેશે એમ જણાય છે તેઓમાના અર્ધા જેટલા પ્રતિનિધિઓ ઉત્તર અમેરિકાના હશે અને બાકીના બધા દુનિયાના જુદા જુદા ભાગમાથી આવશે આ પરિષદ ભરવાનો મૂળ ઉદ્દેશ તો એ હોય છે કે ભવિષ્યમા ક્વેકર પ્રવૃત્તિ શી રીતે ચલાવવી તેની વિચારણા કરવી કારણ કે કોઈ પણ પ્રવૃત્તિના મૂળભૂત સિદ્ધાતો અને ઉદ્દેશોને જાળવી રાખવા હોય અને તે પ્રવૃત્તિને માત્ર નામની જ પ્રવૃત્તિ તરીકે સ્થગિત ન બનાવવી હોય તો તે વિશે અવારનવાર વિચારણા કરવી જરૂરી છે

સૌ કોઈને જાણ છે જ કે ક્વેકર્સ મિત્રોના આ મંડળની સ્થાપના એવી માન્યતા ઉપર થએલી છે કે, અનાદિ કાળથી જ્યારે પેગબરો અને ધર્મ ગ્રથોનો પણ ઉદ્ભવ થયો નહોતો તે સમયથી 'દિવ્ય જ્યોત' પ્રકાશી રહી છે જે અનાદિ છે, પ્રત્યેક માનવી પોતાની ઉપાસના દ્વારા, પોતાના કાર્યો દ્વારા એ જ્યોતિનો પોતાના જીવનમા આવિર્ભાવ કરી શકે છે અને તેને પોતાની શ્રદ્ધા તેમ જ જીવન-વ્યવસાયમા માર્ગદર્શિકા રૂપ બનાવી શકે છે તેથી આ મંડળનો દરેક સભ્ય પ્રથમ ઈશ્વરની આ જ્યોતિ તળે સૌનો મિત્ર છે અને ત્યાર પછી જ એ પોતપોતાના ધર્મનો અનુયાયી છે આવો જ ઉદ્દેશ અને સદેશ આ મંડળના સ્થાપક જ્યોર્જ ફોક્સે પોતાની દૃષ્ટિ સમીપ રાખ્યો હોય એમ જણાય છે

આવી સનાતન જ્યોતિના અસ્તિત્વમા શ્રદ્ધા, અને માનવ જીવનમા તેનો આવિર્ભાવ થાય છે એવો વિશ્વાસ માત્ર ક્વેકર્સ મિત્રોમા જ હોય છે એવુ કઈ નથી એકેએક ધર્મના સાચા ઉપદેશકો તેમ જ સત્યશોધકો પણ એવી જ માન્યતા પર આવ્યા છે અને તેઓ પોતાનુ જીવન ઘડતર એ અનુસાર જ ઘડે છે આ રીતે ક્વેકર્સ મિત્રોએ પોતાનો અલગ સપ્રદાય ઊભો કર્યો છે એમ ન કહી શકાય (જો કે તેઓ ઈશ્વરના અસ્તિત્વની આરાધના દર્શાવતા 'પથ'ના ગણી શકાય ખરા) ખરી રીતે તેઓ સત્ય-જ્યોતિ પ્રતિ પ્રયાણ કરતા યાત્રિકોના સાથી અને અખિલ વિશ્વના બધુ તરીકે પોતાને જુએ છે

આ મંડળ નાતજાતના તેમ જ ધર્મોના ભેદભાવમા માનતુ ન હોવાને કારણે જ્યારે જ્યારે પ્રસગ ઊભો થાય ત્યારે ત્યારે સમજૂતિ તેમ જ રાહતના કાર્યમા તે બહુ જ સફળતાપૂર્વક પોતાનો ફાળો કેટલાય વર્ષોથી આપતુ આવ્યુ છે વળી આ મંડળને પ્રતીતિ થઈ છે કે, આજે દુનિયામાં જે તગ પરિસ્થિતિ ઉપસ્થિત થઈ છે, એ કારણે સહકાર તેમ જ રાહતના પોતાના કાર્યને વધારે વેગશીલ કરવાની જરૂર છે, અને આજના પ્રશ્નોનો ઉકેલ લાવવા માટે સનાતન જ્યોતિ પાસેથી નવી પ્રાણવત પ્રેરણા મેળવવી જોઈએ

ઑક્સફર્ડમાં મળનારી વિશ્વ પરિષદમાં નીચેના મહત્વના પ્રશ્નોની વિચારણા થશે: પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો સંઘર્ષ; શ્રીમંત અને ગરીબ વચ્ચેની તંગદિલી; રંગભેદ; સ્ત્રી–પુરુષ વચ્ચેનું વૈષમ્ય, સેવા અને કાર્ય બાબત ઊભી થયેલી ગેરસમજ; હૃદય અને બુદ્ધિની ખેંચતાણ.

વળી આ પરિષદનો બીજો હેતુ કવેકર્સ મિત્રોનો અન્ય ખ્રિસ્તીઓની તેમ જ અન્ય ધર્મીઓની સાથે સંપર્ક સાધવાનો છે, અને સમાજના સુધરેલા નવા વિચારકોના આદર્શો અને કાર્યોનો તેમની દૃષ્ટિ અનુસાર પરિચય કરવાનો છે એટ બ્રિટનથી પરિષદે પોતાનો જે ખરડો મોકલ્યો છે એના ઉલ્લેખ પ્રમાણે –

'મિત્રોને ખાસ કરીને એ સારુ એકઠા કરવામાં આવે છે કે, તેઓ આંતરિક અવાજને સાંભળી શકે, વૈયક્તિક તેમ જ સામૂહિક રીતે મંડળના આદેશોને અનુસરે અને સમય આવે ત્યારે માનવતાભરી રીતે ઈશ્વરના વૈશ્વિક પ્રેમના સત્યનું ઉદ્બોધન કરી શકે.'

જ્યારે આ મિત્રો પ્રભુની દૃષ્ટિ અનુસાર એકબીજાના તેમ જ સૌના મિત્રો બનશે ત્યારે જ તેઓ પ્રભુના સાચા સેવકો બની શકશે અને ત્યારે જ એકબીજા વચ્ચે જે ભિન્નતાનો પડદો છે તે દૂર થઈ જશે તેમ જ સૌ એકબીજાનાં સ્વજનો હોય એમ 'વસુધૈવ કુટુમ્બકમ્'ની ભાવનાથી હળીમળી શકશે.

# આત્માની શુદ્ધિ

## મુનિશ્રી નાનચંદ્રજી

પાંડવો તીર્થયાત્રા કરવા ગયા ત્યારે મહાત્મા શ્રીકૃષ્ણચંદ્રે ભલામણ સાથે કડવી તુંબડી આપીને એને પણ સર્વસ્નાનાદિ અભિષેકક્રિયા કરાવવાની કહી હતી તે અક્ષરશ પાળીને પાંડવો પાછા વળ્યા અને દ્વારિકાધીશે મોટી સભા ભરી તીર્થથી પાછા ફરેલા પાંડવોનું ભારે દબદબાપૂર્વક સન્માન કર્યું ત્યાર પછી સભામાં જ પવિત્ર થયેલ કડવી તુંબડીને મંગાવી અને વઘેરી શેષ કરી. દરેકને એકએક શેષનો ટુકડો આપ્યો, ને પોતે પણ એક ટુકડો મોમાં નાખ્યો પણ ભારે કડવાશ લાગવાથી પાળામાં થૂંકી નાખી કૃષ્ણ પાંડવોને કહેવા લાગ્યા 'યુધિષ્ઠિર! શું તમોએ તુંબડીને અભિષેક નથી કરાવ્યા?'

'અરે પ્રભુ! અભિષેકમાં જરાયે કચાશ નથી રાખી!'

'ત્યારે આ કડવાશ કેમ?'

'પ્રભુ! અંદરની કડવાશ ઉપરના અભિષેકથી કેમ જાય?'

'ત્યારે તમારા પાપની કડવાશ કેવી રીતે જાય? હે યુધિષ્ઠિર! જેમ તુંબડીની કડવાશ ગંગા જેવી પવિત્ર સરિતાઓનાં સ્નાનથી તેમ જ મંત્રોચ્ચારથી ન ગઈ, તેમ પાણીમાં નાહવા માત્રથી આત્મા શુદ્ધ ન થાય ત્યારે આત્માની કડવાશ(પાપ) કેમ મટે?

> આત્માનદી સંયમતોયપૂર્ણા સત્યાવહા શીલતટા દયોર્મિ ।
> તત્રાભિષેકં કુરુ પાણ્ડુપુત્ર ન વારિણા શુધ્યતિ ચાન્તરાત્મા ॥

'આત્મારૂપી નદી સંયમરૂપી જલથી ભરેલી છે, સત્યરૂપ પ્રવાહવાળી છે, શીલરૂપ કાંઠાવાળી છે, અને દયારૂપ ઊર્મિઓ(મોજાં)વાળી છે તે નદીમાં સ્નાન કરવાથી અંતરાત્મા શુદ્ધ થાય છે–માત્ર પાણીથી શુદ્ધિ ન થાય.'

યુધિષ્ઠિર કહે 'પ્રભુ, ત્યારે અમને પ્રથમથી કેમ ન કહ્યું?' જવાબમાં કહે છે 'અનુભવ વિના મારા કહેવાથી તે વખતે તમને ન સમજાત.'



## બાપુજીની મીઠી વાતો - ૫ ..

સાને ગુરુજી

૧૯૩૧ની સાલમાં કરાચીમાં કોંગ્રેસ ભરાઈ હતી. '૩૦ની સાલનો મીઠાનો સત્યાગ્રહ બંધ થયો હતો. સરકારની સામે ઝઝૂમીને હિંદી રાષ્ટ્ર વિજયી નીવડ્યું હતું. દુનિયામાં હિંદી રાષ્ટ્રની પ્રતિષ્ઠા વધી હતી. વાઇસરૉયે ગાંધીજી સાથે કરાર કર્યો હતા. અને મહાત્માજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા માટે લંડન જવાના હતા. કરાચી કૉંગ્રેસે તેમને પોતાના એકલા પ્રતિનિધિ તરીકે ચૂંટ્યા હતા. ગાંધીજી વિલાયત જવા નીકળ્યા તે જ કપડાં, તે જ સાદાઈ. એમની સાથેના માણસોએ વધારે કપડાં સાથે લીધાં હતાં. ગાંધીજીએ તે લંડન બંદરેથી પાછાં મોકલી દીધાં. તેઓ બોલ્યા "હું તો દરિદ્રનારાયણનો પ્રતિનિધિ છું." પોતડી પહેરીને ભારતના એ યોગીરાજ મહાન નેતા, ઈશુના અવતાર લંડન પહોંચ્યા. મજૂરોની વસ્તીમાં તેઓ રહ્યા. તેમને ન નડી ઠંડી, કે ન નડ્યો બરફ. બાળકોના તેઓ ખૂબ લાડીલા બની ગયા હતા. બાળકોની સાથે તેઓ ફરતા, હસતા, બોલતા.

ગોળમેજી પરિષદનું કામ ચાલુ હતું. ચર્ચા, વ્યાખ્યાનો રોજ થતાં હતાં. પરંતુ જીબુલસાહેબ કશું ચાલવા દેતા ન હતા. પરંતુ મારે એ બધી હકીકત અહીં કહેવી નથી. ગોળમેજી પરિષદ સિવાય મહાત્માજીને બીજે અનેક ઠેકાણે જવું પડતું. મુલાકાતો, એક બીજાને મળવા જવાનું, પ્રશ્નોત્તરો, પત્રકારોની પરિષદો, એમ એકધારું કંઈનું કંઈ ચાલ્યા કરતું.

એવી જ એક સભા હતી. મહાત્માજી ત્યાં બોલ્યા. તેમણે હિંદુસ્તાનના બ્રિટિશ રાજ્યવહીવટનો કેવો બધી રીતે અધઃપાત થયો છે તેનું નિવેદન કર્યું. ભારતની ભીષણ દરિદ્રતાનું તેમણે કરુણગંભીર ચિત્ર ખડું કર્યું. સભા સ્તબ્ધ બની ગઈ હતી. પરંતુ એક જણે ઊભા થઈને પૂછ્યું

"ગાંધીજી, બ્રિટિશ મૂડીવાદીઓ સત્તાને આધારે હિંદી જનતાને કચડી રહ્યા છે એ વાત સાચી. પરંતુ તમારા દેશના જ કારખાનાવાળાઓ, જમીનદારો, ધનિકો જનતાનું

શસ્ત્રપોષણ શું નથી કરતા? તમારા મૂડીવાદીઓ પાપી નથી શું?"

મહાત્માજી બોલ્યા

"દેશમાંના મૂડીવાદીઓ પણ પાપી છે પરંતુ તેઓના પાપોનું મૂળ તમારામાં જ છે હું જો હિંસાવાદી હોત અને ગરીબોને કચડનારા મારા દેશના જ માલિકોને મે જો બે ગોળીઓ મારી હોત, તો બ્રિટિશોને મેં ચાર મારી હોત. હિંદુસ્તાનમાં તમારાં પાપ અપાર છે સો–દોઢસો વર્ષની લૂટ! પર્વત જેટલા પાપ ફરી મૂડીવાદીઓના પાપની તો હજી શરૂઆત પણ નથી થઈ"

કેવો તેજસ્વી ઉત્તર ગાંધીજીએ આપ્યો? ગાંધીજી નિર્ભય અને નિસ્પૃહ હતા. જેમની પાસે સત્યનો આધાર છે તે જ આમ બોલી શકે

## નવસર્જન દ્વારા મુક્તિ

ગુરુદેવ

હું માત્ર એટલું કહું છું કે સારી વસ્તુને ચાહવી તે પણ મોહમુક્ત થઈને બધી જાતનો મોહ વિનાશકારી હોય છે તાજમહાલ મને સારો લાગે છે, એટલા માટે તાજમહાલની સ્થાપત્ય કલાના અનુકરણમાં દરેક રહેવાના ઘરને ઘૂમટ ચઢાવવો જ જોઈએ એવું કદી હોય નહિ હિંદુસ્તાની સંગીત ગમે છે એટલે કંઈ તેની હમેશા પુનરાવૃત્તિ કર્યા કરવી એવું નથી અજંતાના ચિત્રો ખૂબ સારા છે એ કોણ નહિ માને? પણ એટલા માટે તેને ધૂંટયા કરીને આપણા ચિત્રોમાં મુક્તિ શોધવી જોઈએ એવું જો કોઈ કહે તો તે હાસ્યપાત્ર ઠરે

ત્યારે પ્રશ્ન એ થાય છે કે અજંતામાંથી, તાજમહાલમાંથી, હિંદુસ્તાની સંગીતમાંથી આપણે શું લેવાનું? તો કહું પ્રેરણા—ઇન્સ્પિરેશન સુંદર વસ્તુનું એક મોટું કામ આ પ્રેરણા આપવાનું છે શાની? તો કહું નવીન સર્જનની તાનસેન અને અકબરશાહ તો ક્યારના મરીને ભૂત થઈ ગયા છે, પણ આપણે આજે પણ તેમના સૂરનું શ્રાદ્ધ કર્યા કરીશું? કદી નહિ તાનસેનના સૂર શીખીશું, પણ શા માટે? તો કહું પોતાના પ્રાણમાં તમે જેને રેનેસાંસ કહો છો—નવજન્મ તેનું આવાહન કરવા માટે

હું પણ એ જ વસ્તુ હમેશા કહેતો આવ્યો છું કે નવસર્જનમાં ગમે તેટલી ત્રૂટી હોય—તોપણ મુક્તિ એ કાંટાળા માર્ગે જ મળનારી છે—બાંધેલી સડક ગુલાબની પાંખડી વડે ઢાંકેલી હોય તોપણ તે રસ્તો તો આપણને આખરે ચોરગલીમાં જ લઈ જાય છે. આપણે બધા જ મુક્તિપંથી છીએ અને મુક્તિ કેવળ નવસર્જનને માર્ગે જ રહેલી છે ગતાનુગતિકતાની નિષ્ફલ સાધનાને માર્ગે નૈવ નૈવ ચ





# ત્રિવેણી સંગમ

સંકલનકર્તા મુ૦ ક૦



(૨૫)

એક વાર મહાદેવભાઈએ કહ્યુ "શીડ શાસ્ત્રી ગીતાની સમતાનો એવો અર્થ કરે છે કે આપણે દુષ્ટને મારીએ અને સદાચારીને પૂજીએ એ સમત્વ છે, કારણ દુષ્ટને મારવામા દયા અને ન્યાયબુદ્ધિ છે. આપણી વૃત્તિ કેવી છે એના ઉપર આધાર છે "

બાપુ કહે "સ્ટોઇક્સ પણ એમ માને છે એ તમે જાણો છો ના? હુ કહુ છુ કે એવી રીતે દયાથી મારી જ ન શકાય "

વલ્લભભાઈ હસતા હસતા કહે "વાછડાને દયાથી મરાય તો દુષ્ટને કેમ નહીં?"

બાપુએ વાત તો હસી કાઢી, પણ વલ્લભભાઈએ જ્યારે પૂછ્યુ "કોઈની મરવાની ઇચ્છા તો હોતી હશે?" ત્યારે બાપુએ કહ્યુ "જરૂર હોય, આપઘાત કરનારાઓ ઇચ્છા વિના આપઘાત કરતા હશે?"

(૨૬)

એક વાર વાત પરથી વાત નીકળતા 'સર્વન્ટ્સ ઑફ ઇંડિયા'ની અસ્પૃશ્યો પ્રત્યેની વૃત્તિની વાત નીકળી બાપુ કહે "પ્રથમથી જ એ લોકોની આ વિષેની વૃત્તિ આજે આ પ્રશ્નને જે સ્વરૂપ લીધુ છે તેને માટે જવાબદાર છે હું તો ૧૯૧૫ મા ગોખલે ગુજરી ગયા ત્યારે પૂના સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટી હૉલમા રહ્યો હતો ત્યારે જ એ મે જોઈ લીધેલુ એ પ્રસગ મને બરાબર યાદ છે મે દેવધરની પાસેથી એમની પ્રવૃત્તિઓની ટૂકી નોધ માગી, કે જેથી મને ખબર પડે કે મારે શુ કામ ઉપાડવુ એ નોધમા અસ્પૃશ્યો વિષે હતુ કે એમની પાસે જઈને ભાષણો આપવા, એમના ઉપર કેવા અન્યાય થાય છે તે વિષે એમનુ ભાન જાગ્રત કરવુ ઇત્યાદિ મે તો દેવધરને કહ્યુ કે, 'આ તો મે રોટી માગી તેને બદલે પથ્થર મળે છે આ રીતે અસ્પૃશ્યોના કામ શી રીતે થઈ શકે? આ સેવા નથી આ તો મુરબ્બીવટ છે અસ્પૃશ્યોના ઉદ્ધાર કરનાર આપણે કોણ? આપણે તો એ લોકો પ્રત્યેના પાપનુ પ્રાયશ્ચિત્ત કરવાનુ, ઋણ ફેડવાનુ છે એ તો એ લોકોને અપનાવીને થઈ શકે, એમની આગળ ભાષણ આપીને ન થઈ શકે' શાસ્ત્રી અકળાયા અને બોલ્યા 'તુ આમ ન્યાયાસન ઉપર ચઢીને વાત કરશે એવી અમે આશા નહોતી રાખી' હરિનારાયણ આપ્ટે પણ બહુ ચિડાયા. હરિનારાયણને મે કહ્યુ 'તમે તો સમાજમા બડ કરાવશો એમ લાગે છે' આપ્ટે કહે. 'હા, ભલે બડ થાય, એ હુ કરીશ.' આમ બહુ વિવાદ થયો હતો મે તો બીજે દિવસે શાસ્ત્રી, દેવધર, આપ્ટે બધાને કહ્યુ 'હુ તમને દુખ આપીશ એવી મને કલ્પના નહોતી.' મે માફી માગી એની એ લોકોના ઉપર સારી અસર થઈ પછી તો અમને બની ગયુ"

વલ્લભભાઈ આ સાભળી કહે: "તમને તો બધાની સાથે બની જ જાય ને તમારે શુ? વાણિયા મૂછ નીચી!"

બાપુ કહે "જુઓની, એટલે જ હલરાવી

નાખું છું ના ?"

(૨૭)

એક વાર મહાદેવભાઈને રોટલી વણવાને માટે વેલણ જોઈતું હતું. વચ્ચે ચાર વાર એને માટે માણસે વીશીમાંથી માગણી કરી અને ન આવ્યું એટલે વૉર્ડર કહે: "શીશીથી આજે રોટલી વણો, કાલ સુધીમાં બીજું આવી જશે."

વલ્લભભાઈ કહે: "અહીં તો શીશીથી રોટલી વણાવે તેવા પડ્યા છે."

બાપુ કહે: "પણ સાચે જ, વલ્લભભાઈ, શીશીથી રોટલી સારી વણી શકાય છે." એ અખતરો પણ બાપુ કરી ચૂક્યા હતા.

મહાદેવભાઈ કહે: "ફીનિક્સ આશ્રમમાં ગયા ત્યાં સુધી રસોઇયો હતો ખરો ?"

બાપુ કહે: "ના. એ પહેલાં રજા આપેલી. એક રસોઇયો બહુ સારો હતો, એ બ્રાહ્મણ હતો. તે ગયો પછી એક મતિયો આવ્યો. તે તો કહે: 'ભાઈસાબ, તમે મરચાં વગેરે ન વાપરવા દો એ તો અમારે ના પોસાય.' એટલે મેં કહ્યું: 'તો ભલે જાઓ.' ત્યારથી રસોઇયા વિના ચલાવવા માંડ્યું. રાંધવું, કપડાં ધોવાં, પાયખાનાં સાફ કરવાં અને દળવાનું બધું ઘરમાં હાથે જ કરી લેતાં હતાં. દળવાને માટે છ પાઉન્ડની કિંમતની લોખંડની ઘંટી લીધી હતી. એક માણસથી ન દળાય, પણ બે સુખે દળી શકે. મારે સવારના પહોરમાં ઊઠીને એ પહેલું કામ. ગમે તેને મારી સામે દળવા બેસાડી દઉં. એ ઘંટી ઊભા ઊભા દળવાની હતી. હાથો હલાવવાનો, પણ હલાવવાને બે માણસ જોઇએ ન કલાકમાં અમારા આખા ઘરનો આટો દળાઇ જતો. અને જેવો જોઇએ તેવો જાડોપાતળો."

## મારી પ્રાર્થના

મહાદેવભાઇ દેસાઈ

મને હિંદુ તરીકે સર્વોત્તમ પ્રાર્થના હમેશા આ લાગી છે

સર્વેઽત્ર સુખિન સન્તુ સર્વે સન્તુ નિરામયાઃ ।
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ ન કશ્ચિદ્ દુઃખભાગ્ ભવેત્ ॥

આખો દિવસ કામ કરીને રાત્રે જ્યારે હું સૂઈ જાઉં છું ત્યારે આ પ્રાર્થના કરીને હું સૂઈ જાઉં છું. 'સર્વ'માં જેટલા આવતા હોય તે સૌને માટે એ પ્રાર્થના છે, અને એમાં હિંદુ ધર્મનું ગૌરવ છે.

યજ્ઞનો વ્યાપક અર્થ સેવા છે, અને એ યજ્ઞમાં આહુતિ આપવાની છે આપણા વિકારોની, આપણી ત્રુટિઓની, આપણી દુર્બલતાની, આપણા રાગદ્વેષોની. એની આહુતિ આપીને આપણે શુદ્ધ થઇએ તો આપણી પ્રાર્થના ફળે.

આપણી કઇ કામના શુદ્ધ છે અને કઇ અશુદ્ધ છે, કઇ શુભ છે અને કઇ અશુભ છે, તે આપણે હમેશા કહી શકતા નથી. પણ પ્રભુ એ જાણે છે. એટલે હુ જ્યારે પ્રાર્થના કરું ત્યારે મારી પ્રાર્થના એ રહે છે કે મારી શુભ અને શુદ્ધ કામના હોય તે જ ફળો, અશુભ કે અશુદ્ધ કામના નિષ્ફળ રહો.

ભક્તરાજ [અનુસંધાન પૃ૦ ૧૪૬ થી ચાલુ] જ કહ્યું કે, 'ભાઈ, તું તારું સંભાળ બીજાની બાતમાં શા માટે નકામું માથું મારવું?' પછી તેઓ સૌ કોઈ સાથે બોલ્યા વિના મૂગા મૂગા ચાલવા લાગ્યા પરંતુ થોડેક ગયા પછી તેઓએ ભક્તરાજને કહ્યું "કાયદા અને નિયમોમાં અમે માનતા નથી એવું કંઈ નથી પરંતુ જેમ તમે તમારો અંતરાત્મા સુઝાડે તેમ વર્તો છો એમ અમે પણ અમારી મતિ અનુસાર વર્તીએ છીએ વળી તમે અમારાથી કંઈ બાબતમાં જુદા પડો છો એ કંઈ સમજાતું નથી અવશ્ય તમારી માફક અમે કથા પહેરી નથી એ અમે માનીએ છીએ કે તમારી કંગાળ દશા ઢાંકવા માટે તમારા પાડોશીએ આપી હોવી જોઈએ "

ભક્તરાજ—પણ સાચી રીતે જોઈએ તો તમે નિયમ અને કાયદામાંથી બચી શકો એમ નથી કારણ કે તમે બારણેથી પ્રવેશ કર્યો નથી અને આ કથા મને આ ભૂમિના પ્રભુ તરફથી મળી છે તમારી એટલી વાત અવશ્ય સાચી છે કે આ કથા મારી કંગાલ દશા ઢાંકવા માટે જ મળી છે કારણ કે મારા શરીર પર ચીંથરા સિવાય કશું હતું નહિ વળી મને એ મારા પ્રવાસમાં ખૂબ સરળ થઈ પડી છે જ્યારે હું પરમ ધામમાં પહોંચી જઈશ, ત્યારે પ્રભુ મને આ કથા પરથી તરત જ ઓળખી શકશે વળી મારા કપાળ પર તીલક છે એ તમે જોયું નહિ હોય જે દિવસે મારો ભાર ખભા પરથી ઊતરી ગયો તે દિવસે પ્રભુના માણસે મારા કપાળે એ તીલક કર્યું છે વળી તેણે મને આ વીંટો પણ આપ્યો છે જેથી માર્ગમાં તેમાંથી પ્રભુવચનો વાંચીને હું આશ્વાસન મેળવી શકું. આ વસ્તુઓ તમારી પાસે હોય એમ લાગતું નથી. એ તમારી પાસે ક્યાંથી હોય? કારણ કે તમે ક્યાં દરવાજે થઈને આવ્યા છો?

ભક્તરાજની વાત સાંભળી તેઓ ચૂપ રહ્યા પણ તેઓ એક બીજા તરફ જોઈને હસી પડ્યા અને પછી આગળ ચાલવા લાગ્યા ભક્તરાજ વિચાર કરતો કરતો આગળ જતો હતો વચ્ચે વચ્ચે તે દીર્ઘ નિસાસો નાખતો હતો અને આશ્વાસન મેળવવા વીંટો ઉઘાડીને વાંચતો હતો.

પછી તેઓ 'મુશ્કેલીની ટેકરી' પાસે આવી પહોંચ્યા એની બાજુએ નીચેના ભાગમાં ઝરણું વહેતું હતું વળી ત્યાંથી બીજા બે રસ્તા પણ ફંટાતા હતા જે સાંકડી કેડી હતી તે સીધી ટેકરી પર લઈ જતી હતી જ્યારે પેલા બે રસ્તાઓમાંથી એક રસ્તો ટેકરીની નીચેના ભાગમાં ડાબી બાજુએ અને બીજો જમણી બાજુએ જતો હતો ભક્તરાજ ઝરણામાંથી થોડું પાણી પીને કેડીને રસ્તે આગળ ચાલ્યો

પેલા બે જણાએ જોયું કે, ટેકરી પરની કેડી સીધી અને સપાટ હતી જ્યારે પેલા બે રસ્તા સગવડભર્યા હતા તેથી બંને જણાએ જુદે જુદે રસ્તે જવાનું વિચાર્યું એક જણાએ 'ભય' નામનો માર્ગ લીધો, જેથી તે ગાઢ જંગલમાં અટવાઈ ગયો, અને બીજાએ 'વિનાશ' ભણી લઈ જનારો રસ્તો પકડેલો હોવાથી તે અંધારા પર્વતો પર ભૂલો પડ્યો અને ઊંચેથી ગબડીને મરણ પામ્યો!

હવે ભક્તરાજ બહુ મુશ્કેલીથી ટેકરી ચડી રહ્યો હતો. રસ્તો ઘણો સીધો અને સપાટ હોવાથી તેને ઘૂંટણિયે પડીને બહુ સંભાળપૂર્વક ચડવું પડતું હતું જો જરા ગફલત થાય તો ઊંડી ખાઈમાં જ ગબડી પડે! એવામાં રસ્તા પર એક વિરામસ્થાન આવ્યું ત્યાં ભક્તરાજ થાક ખાવા બેઠો. તેણે જરા હાંફ્યું અને વીંટો કાઢી વાંચવા માંડ્યું પણ ભક્તરાજ ખૂબ થાકેલો હોવાથી એની આંખો ઘેરાવા લાગી અને થોડી વારમાં તો તે ઘસઘસાટ ઊંઘી ગયો ઊંઘમાં ને ઊંઘમાં તેના હાથમાંથી વીંટો નીચે ગબડી પડ્યો! (ચાલુ)

# મહાયોગી શ્રીઅરવિંદ

ઇન્દુ દવે

હે દેવ! હે માનવમૂર્તિ દિવ્ય!
  પ્રશાંતતાની, સ્થિતપ્રજ્ઞતાની,
તેજસ્વિતાની અતિમાનસિની,
  તવ શાંત દ્રષ્ટિ, સ્થિત શાશ્વતિયે,
નમું નમું નાથ, ગુરો શરણ્યે!
  હે દેવાધિદેવ! જગન્નિવાસ,
ઉદધિનું ગીત શું ગાય બિંદુ!
  સ્વરૂપ નિમજ્જન સાધુનોયે,
વિરાટ વ્યાપે તવ વિશ્વરૂપે,
  સાર્થક્ય સમજું મુજ જિંદગીનું.
પ્રભો! મહિમાન્વિત સ્થાન ઊર્ધ્વે
  બિરાજી વિશ્વે, નિજ તેજ પુંજે
પ્રકાશી પૃથ્વીતણી સર્વ તામસી,
  પ્રકૃતિ નિમ્ના તવ જ્ઞાન નેત્રે,
રહ્યા અને વ્યોમ ભરી રહ્યા ધરા,
  અતિમાનસી દિવ્યપ્રભા સુચેતના
રૂપાંતરે સર્વ પદાર્થ માત્રને,
  સ્વરૂપ વિભુને સુદિવ્ય સ્થાપવા.
પ્રભો! હું જાણું નહીં સૂક્ષ્મ મર્મો,
  કાર્યો, પ્રણાલિ તવ ગૂઢ ભાસે;
મારું શિશુ-માનસ કૈં ન સમજે,
  દિગંત વ્યાપી તવ યોગ દ્રષ્ટિ.
છતાં ભરોસો દૃઢ અંતરે જે
  પૃથ્વીતણા આદિ ઉત્થાનમાં જે
હેતુ વિભુ ચિંતિત જે વસેલો
  તવ જીવની કેવલ તેજ અર્થે;
પ્રભુ તણું કાર્ય વિકાસ સૃષ્ટિનું,
  ઉત્ક્રાંતિનું, માનવ પૂર્ણતાનું,
પૃથ્વીપરે સ્વર્ગ સંસ્થાપવાનું,
  નિશ્ચે થશે સિધ્ધ ન લેશ શંકા.
નિર્માણ એ ભૂત પદાર્થમાત્રનું
  ઉત્પત્તિથી સર્વ વિરાટ વિશ્વની.
વિભોતણી એ છ સુસ્પષ્ટ યોજના;
  નિયોજી દિવ્યા નિજ આત્મશક્તિ
નિર્માણ વિશ્વે નૂતને અનેરા
  નિજ કાય સુવર્ણ મહીંથી ઘડીને
અરવિંદમૂર્તિ પૃથ્વી પ્રયોજી.
  નિશ્ચિંત બેઠા પ્રભુ નિજ મૌને.
થશે થશે સર્વ સ્થળે પ્રકાશ
  અપર ઘેરા મનહરના
વ્યાપી જશે વિશ્વની માંય દિવ્ય
  જ્યોત્સ્ના અનેરી અમૃતત્વ કેરી.
ત્યારે જશે મૃત્યુ, અંધાર રાત્રી
  અજ્ઞાનની, દ્વેષ, સૌ બંધનોની.
નિર્બંધમુક્ત મનુચેતનાની
  ગૂંજી જશે માનસ-વાંસળીઓ
વિશ્વે ભરી આનંદ, સંગતિને
  સર્વ વ્યવહારમહીં સુસ્થાપશે.
પ્રભો! તમારું પરિપૂર્ણ થાશે
  અવતાર કેરું પરમ સુકાર્ય;
ધન્યા થશે ભારતી માત ત્યારે,
  વસુંધરાયે તવ કાર્ય ધન્યા.
વ્યાપો જગે દિવ્ય પ્રકાશ તારો
  ભેદી વળો સૌ અંધકાર આત્મના.
અમારી નાની તરી જિંદગીની
  અમેય તવ સાગરમાં તરી રહો
કરુણા તણા, પ્રેમ તણા પ્રકાશના
  શક્તિ અને દીપ્તિ અનેરી કેરા.
અને સમાપ્તિ તરી જિંદગીની
  નિમજ્જને સાગર વિશ્વવ્યાપી
ચિદાનંદ ચૈતન્ય સ્વરૂપ આપને
  પામી બનો સાર્થક જિંદગાની.
નમું નમું માનવમૂર્તિ દિવ્ય,
  નમું નમું નાથ મહેશ્વરાય;
નમું નમું સિદ્ધ ચરિતાર્થ પુરુષ,
  નમું નમું પૂર્ણ યોગેશ્વરાય!

રતિલાલ અધારિયા

અમેરિકાના મારા વસવાટ દરમિયાન પાદડાઓનો રંગ બદલાવતી પાનખર ઋતુની એ ખુશનુમા સવાર હું કદીયે નહિ ભૂલુ તે સવારે જેને આજે લોકો 'અમેરિકન જીવનપ્રણાલિ' કહે છે તેની પહેલીવહેલી ઝાખી થઈ 'પ્રાતઃસ્મરામિ'ના શ્લોકો ગણુગણુતો હુ મારો સવારનો નાસ્તો તૈયાર કરતો હતો 'ટક, ટક, ટક,' એમ ધીમા અવાજે ટકોરા સાભળી મે દરવાજો ઉઘાડ્યો

'શુભ સવાર! આ સવારે આપના કામમા દખલ કરવા બદલ અમને માફ કરશો' એક ત્રીશેક વરસની બાઈ એના દસ વર્ષના બાળકને મારા તરફ દોરતા દોરતા ઉપરના શબ્દો બોલી

'શુભ સવાર' મે જવાબ આપતા કહ્યુ, 'આપને બન્નેને જોઈને હું ખૂબ જ ખુશી થયો આપ અદર નહિ આવો?'

'ના આભાર પણુ હું મારા આ બાળકની ઓળખાણુ કરવવા આવી છુ તેનુ નામ ફિલિપ છે આ વર્ષે તે બીજુ ધોરણુ પસાર કરી ત્રીજા ધોરણુમા આવ્યો છે અને '

'તમે કયુ છાપુ વાચવાનુ પસદ કરો છો?' ફિલિપ એની ઓળખાણુ આગળ વધતી અટકાવી વચ્ચે બોલી ઊઠયો "સ્થાનિક સમાચાર માટે 'ઓઈમ્સ ટ્રીબ્યુ' સારુ છે પણુ તમે આતરરાષ્ટ્રીય સમાચાર આપતુ 'ડીમોઈન રજિસ્ટર' જ પસદ કરશો એની મને ખાતરી છે"

શ્રીમતી બેન્ટલી (ફિલિપની મા)એ પોતાની વાત ચાલુ કરતા કહ્યુ 'ફિલિપે ગયા વરસથી છાપા વેચવાનું શરૂ કર્યુ છે એમાથી એને જે નાની રકમ મળે છે, તે તેના અભ્યાસમા, તેના બીજા પરચુરણુ કામમા આવે છે' મારે જોઈતા છાપા માટે મે ફિલિપને મારુ નામ નોધાવ્યુ મારા બે વરસ દરમિયાન એક પણુ દિવસે છાપુ પહોચાડવામા તેની અનિયમિતતા મે જોઈ નથી વરસાદ હોય, કે રૂના પોલ જેવા બરફના ગોઠણુ સુધીના થર જામ્યા હોય પણુ વહેલી સવારે દરવાજો ઉઘાડતા છાપુ પડ્યુ જ હોય અવારનવાર હુ ફિલિપની સાથે તક મળતા એના કુટુમ્બ વિષે વાતો પૂછતો એના પિતા મિ બેન્ટલી સુતારીકામ કરે છે ફિલિપને એક નાનો ભાઈ અને એક બહેન છે સુદર મજાનુ ઘર છે, ઘરમા રેફ્રિજરેટર, ટેબલખુરશી, રેડિયો, બધુય છે એના પિતા ઠીક ઠીક કમાય છે એની મા પણુ કોલેજમા ટાઇપીસ્ટ તરીકે કામ કરે છે થોડા જ વખતમા ફિલિપ અને એના બાળકો માટે એના પિતા 'ટેલિવિઝન સેટ' ખરીદવાના છે, એ વાતથી ફિલિપનુ હૈયુ થનગની રહ્યુ છે

આવા પહોચતા કુટુમ્બમા જન્મેલા ફિલિપને પોતાની બાઇસિકલ માટે, શાળાની ફી માટે કે ચોપડીઓ ખરીદવા માટે આટલી સખત ઠડીમા હૂંફાળી પથારીમાથી ઊઠી છાપા પહોચાડવા શા માટે જવુ પડે? આ માત્ર ફિલિપ માટે જ નહિ, પણુ મેરીઆ, જ્યોર્જ અને એનેટને પણુ લાગુ પડે છે

આના જવાબમા મને જાણુવા મળ્યુ કે આ જ એ 'અમેરિકન જીવનપ્રણાલિ' છે આ દેશમા બાળકોને નાનપણુથી જ પોતે પોતાનુ કરી લે તેવી તાલીમ મળે છે તેઓ સ્વાશ્રયી બને અને શ્રમનો મહિમા સમજે એવી

જાતના વાતાવરણમા તેમનો ઉછેર થાય છે પ્રાથમિક શાળામા છાપા વેચવાથી માંડીને હાઈસ્કૂલ કે કૉલેજમા ભણતા છોકરીઓ ઓરડાની સાફસૂફી, બાગને પાણી પાવાનુ કે ગોદડી કાપવાનુ, ભોજનાલયોમા વાસણ સાફ કરવાનુ કે કોઇ કુટુંબમા બાળકોને સાચવવાનુ, આવુ અનેક જાતનુ નાનુ-મોટુ કામ કરી પોતાનો અભ્યાસ કરતા હોય છે હિન્દુસ્તાનમા કૉલેજમા ભણતા મારા સાથી ઓને માબાપ તરફથી માસિક મનિઓર્ડર આવતા બે દિવસ મોડુ થાય તો રાતાપીળા થઈ જતા મે જોયા છે, જ્યારે અહીં મુશ્કેલીમા આવી પડતા અકસ્માત પણ જો માબાપ પૈસા મોકલે તો વિદ્યાર્થી શરમથી નીચુ જોઈ જાય છે

આ કામ ઊંચુ ને આ કામ નીચુ એવા ભેદો આ દેશમા છે જ નહિ. એટલે જ અમારી કૉલેજના ઓરડા સાફ કરવા માટે પોતાની નવી મોટરમા બેસીને આવતો ઝાડુવાળો અને અમને ભણાવતા પ્રોફેસરોની આંખમા એક જ પ્રકારની ખુમારી મે જોઈ મૂડીવાદી અર્થરચનામા અનેક અવગુણો હશે પણ આ 'ખુમારીની એકતા' એ ગુણ સાથે આંખમીંચામણા કેમ થાય? (કેડિયુ'

## "પ્યારાબાપુ"

વાર્ષિક લવાજમ રૂા ૬) છે પરદેશ માટે શિલિંગ ૧૨) છે તે કાર્યાલયને સરનામે મ ઑ થી મોકલવું
પ્રથમ અંકથી ગ્રાહક થવુ આવશ્યક છે જ્યા સુધી સિલકમા હશે ત્યા સુધી પાછલા અંકો મળશે.
લવાજમ મ ઑ થી મોકલતા મ ઑ ની કુપન પર પૂરુ ઠેકાણુ વગેરે સ્પષ્ટ લખવું
એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.
આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે

## અનુક્રમણિકા .. .. . ... ..... ૩૦ જુલાઈ ૧૯૫૨


| | | પૃષ્ઠ | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ ખરી સમસ્યા . . | શ્રીઅરવિંદ | ૧૪૧ | ૧૩ સાક્ષરતાનો મોહ | વિનોબાજી | ૧૫૫ |
| ૨ ઊંચ નીચ નહિ કોઈ | દુલિદાસ | ૧૪૨ | ૧૪ હરિનો મારગ . | અનવર આગેવાન | ૧૫૬ |
| ૩ ભક્તિ અને | કેદારનાથજી | ૧૪૩ | ૧૫ ભાઈનુ હેત . | મુકુલભાઈ | ૧૫૭ |
| ૪ જીવન અને મરણ . | જુગતરામ દવે | ૧૪૪ | ૧૬ મિત્રોની વિશ્વ પરિષદ .. | મંજુલાજી | ૧૫૯ |
| ૫ ભક્તરાજ | મુકુલભાઈ | ૧૪૫ | ૧૭ આત્માની શુદ્ધિ | મુનિશ્રી નાનચંદ્રજી | ૧૬૦ |
| ૬ અનંતની લીલા | ગુરુદયાલ મલ્લિકજી | ૧૪૭ | ૧૮ બાપુજીની મીઠી વાતો . | સાને ગુરુજી | ૧૬૧ |
| ૭ સરદારશ્રીની વાણી | મુ૦ ક૦ | ૧૪૮ | ૧૯ નવસર્જન દ્વારા મુક્તિ .. | ગુરુદેવ | ૧૬૨ |
| ૮ પ્રમાદ અને ઇચ્છાનુ બળ | પ મનાભજી | ૧૪૯ | ૨૦ ત્રિવેણી સંગમ | મુ૦ ક૦ | ૧૬૩ |
| ૯ વર્ધા શિક્ષણનો નમૂનો | કિ૦ ધ૦ મ૦ | ૧૫૦ | ૨૧ મારી પ્રાર્થના | મહાદેવભાઈ દેસાઈ | ૧૬૪ |
| ૧૦ અનુકંપા .. | ઉજ્જવળ કુંવરજી | ૧૫૧ | ૨૨ મહાયોગી શ્રીઅરવિંદ . | કૃષ્ણ દવે | ૧૬૬ |
| ૧૧ મહાદેવભાઈનું સૌજન્ય | મુકુલભાઇ | ૧૫૨ | ૨૩ અમેરિકન જીવન-પ્રણાલી | ૨૦ અ૦ | ૧૬૭ |
| ૧૨ બાપુના પત્રો . | . | ૧૫૩ | ૨૪ મંથાવલોકન | મુ૦ ક૦ | કવર પેજ |

**ગ્રંથાવલોકન** [અનુસંધાન કવરપેજ બીજાથી ચાલુ]
કરવા સમર્થ બને છે

બાપુજીના વ્યાપક જીવનકાર્યને સમજવા ઇચ્છતા સૌ ભાવુકજનોને આ ડાયરી સહાય રૂપ થઈ શકે એવી અવશ્ય છે

બાપુના પત્રો–૨ (સરદાર વલ્લભભાઈને). સં૦ મણિબહેન પટેલ પ્ર નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ ૯ કિં૦ ત્રણ રૂપિયા પૃ૦ ૧૬+૩૭૮

પૂજ્ય બાપુજીના જીવનનું એક મહત્ત્વપૂર્ણ અંગ છે બાપુના પત્રો દેશોદ્ધારના અભૂતપૂર્વ આંદોલનની સાથે સાથે તેઓ અનેક વ્યક્તિઓને પત્રો લખતા રહ્યા છે બાપુજીનું જીવન સર્વવ્યાપી હતું, તેથી માનવજીવનના વિવિધ પ્રશ્નોનું એમણે અનુભવ ગમ્ય માર્ગદર્શન કરાવ્યું છે કોઇના જીવનમા દુ ખદ પ્રસગ બને, કોઇને જીવનમા મૂઝવણ ભરી ગૂચ આવે, કોઇને 'કિં કર્તવ્ય મૂઢ' જેવી મનોમથનભરી તાણાવેશી અનુભવવાનો પ્રસગ આવે કે બીજી કોઇ પણ અકળાવી મૂકનારી પરિસ્થિતિ ઊભી થાય તે વખતે બાપુજીના પત્રથી મળતુ આશ્વાસન કે માર્ગદર્શન ખૂબ સહાયકર થઈ પડતુ એ પત્રોમા બાપુજીએ પોતાના અનુભવોને નિચોડ વ્યક્ત કરેલો હોવાથી તેમ જ સામી વ્યક્તિને વ્યવહારમા મૂકી શકાય એવુ જ માર્ગદર્શન કરેલુ હોવાથી બાપુના પત્રો એવી જ મૂઝવણમાથી પસાર થનાર કોઇ પણ વ્યક્તિને મદદરૂપ થઈ પડે છે

શ્રી કાકાસાહેબે તેથી બાપુના પત્રો–૧ (આશ્રમની બહેનોને) સપાદિત કરી પ્રકાશિત કર્યા હતા સાબરમતી આશ્રમમા રહેતી સામાન્ય બહેનોને એક એક ડગલુ ચડાવતા ચડાવતા બાપુજીએ કેવી રીતે ઊચે ચઢાવી તેનો ખ્યાલ એ પત્રો પરથી મળે છે

વળી મીરાબહેને પણ બાપુજીએ તેમને ૧૯૨૪ થી ૧૯૪૮ દરમ્યાન લખેલા પત્રોમાથી ચૂટેલા ૩૮૬ પત્રોનો સગ્રહ પ્રસિદ્ધ કરી પ્રશસનીય કાર્ય કર્યું છે

હવે શ્રી મણિબહેન પટેલે 'બાપુના પત્રો–૨' બાપુજીએ સરદારશ્રી વલ્લભભાઈ પર લખેલા પત્રો પ્રસિદ્ધ કરી બાપુના પત્રોમા મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે આ સંપાદન કાર્યમા શ્રી નરહરિભાઈએ પણ મહત્ત્વની સહાય શ્રી મણિબહેનને કરી છે એ નોંધપાત્ર છે આ પત્રો બાપુજીએ એમના નિકટના સાથીને લખેલા હોવાથી અતીવ મહત્ત્વના ગણી શકાય

આ પુસ્તકમા સપાદક પત્રો સાથે નોંધ પણ પાને પાને આપતા રહ્યા છે એ પત્રો સમજવામા ખૂબ સહાયરૂપ થઈ પડે એવી છે અવશ્ય કેટલીક નોંધ જરા બિનજરૂરી પણ જણાય છે જેમકે, જવાહરલાલ નેહરૂ રાજાજી જેવી વ્યક્તિઓની ઓળખ આપવા નોંધ લખવી એ આપણને શરમાવવા જેવુ લાગે છે।

વળી અહીં એક સૂચન કરવુ અનુચિત ન ગણાય શ્રી મણિબહેને નોંધમા 'બાપુ અને 'બાપુજી' એમ બે શબ્દ પ્રયોગો કર્યા છે 'બાપુ' તે સરદારશ્રી અને 'બાપુજી' તે ગાધીજી પરતુ ઘણી વાર જરા સમજફેર થઈ જાય છે ખરી તેથી એ ગૂચવણ ટાળવા માટે 'બાપુ' શબ્દ નાગરીમા આપવામા આવે અથવા 'બાપુજી'ને માટે પૂ ગાધીજી વાપરવામા આવે તો સરળતા થઇ પડે

આ પત્રોની પઠે નવજીવન પ્રકાશન મંદિરે બાપુજીના બીજા અમૂલ્ય પત્રોનુ પણ પ્રકાશન કરવાનુ વિચાર્યું છે એ ખરેખર અભિનદનીય કાર્ય છે એ બદલ આપણે સૌ એ પ્રકાશન સસ્થાના આભારી છીએ

—મુ૦ ૨૦

પ્રકાશક અને મુદ્રક પીરન ગાંધી, રૂપાયન ... ...ાર કૉલેજ રોડ જૂનાગઢ

# ગ્રંથાવલોકન

Aesthetics (Abanindranath Tagore Memorial Number) Editor R. C. Gupta. Published by Youth's Art and Culture Circle, Bombay 1 Pirce Two Rupees

સ્વર્ગસ્થ શ્રી. અવનીન્દ્રનાથ ટાગોરની સ્મૃતિમા Aesthetics નો આ અંક આ મહાન કલાકારની પ્રશસ્તિરૂપે આપણું લક્ષ ખેંચે એવો છે આ અંકમા લામા અનાગારિકા ગોવિન્દ, નંદબાબુ, ગાંગોલી, મુકુન્દીલાલ, લી ગોતમી, ગુરુદયાલ મલ્લિકજી, નીકોલસ રેરિક ઇત્યાદિના મહત્ત્વપૂર્ણ લેખો શ્રી. અવનીબાબુની કલા તેમ જ જીવનને સમજવા માર્ગદર્શક સમાન છે. વળી આ અંકમા અવનીબાબુનો Sadanga or the Six Limbs of Painting' એ મનનીય લેખ ચિત્રકળાના છ અગત્યના અંગો ('રૂપભેદા', 'પ્રમાણાનિ', 'ભાવ', 'લાવણ્ય યોજનમ્', 'સાદૃશ્યમ્', 'વર્ણિકા ભંગ') વિશે ટૂંકમા સારી સમજણ આપે છે

તદુપરાત આ અંકમા અવનીબાબુ, લી ગોતમી, મુકુલ ડે ઇત્યાદિ કલાકારોની ચિત્રકૃતિ હોવાથી આ અંકની શોભામા વૃદ્ધિ થાય છે

અવનીબાબુ પ્રત્યે માન અને આદર ધરાવનારાઓને તેમ જ કળાના અભ્યાસીઓને આ અવનીન્દ્રનાથ ટાગોર સ્મૃતિ અંક ઘણો ઉપયોગી થઈ પડશે આવો અંક પ્રસિદ્ધ કરવા બદલ આપણે 'Aesthetics'ના આભારી છીએ. શ્રી અવનીબાબુ જેવા વિશ્વવિખ્યાત કલાસ્વામીની ઉજ્જ્વળ પ્રતિભાની કદર કરવા માટે અવશ્ય આ તો નાનકડી પુષ્પાજલિ જ છે કારણ કે આવા પ્રતિભાસપન્ન કલાકારની કલાની યોગ્ય કદર તો આ અંકના સપાદક કહે છે એમ, એમની સમગ્ર કૃતિઓનુ પ્રદર્શન ભારત સરકાર તરફથી આખા ભારત દેશમા ઠેર ઠેર ભરવામા આવે તો જે લોકોએ આ મહાન કલાવિદની ખ્યાતિનો માત્ર લેખો દ્વારા કે વ્યાખ્યાનો દ્વારા પરિચય મેળવ્યો હોય તેઓને એમની કૃતિઓનું પ્રત્યક્ષ દર્શન થતાં સાચો ખ્યાલ આવી શકે.

કાશીનું કરવત લે૦ ઇશ્વર પેટલીકર; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦ અમદાવાદ, કિં૦ આડત્રણ રૂપિયા, પૃ૦ ૨૮૦

આ ત્રણ લાંબી વાર્તાઓના સંગ્રહની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે આપણા નિષ્ઠાવંત નવલિકાકારોમા શ્રી ઇશ્વર પેટલીકરનો સમાવેશ થાય છે આજ સુધીમા તેમના છ નવલિકા સંગ્રહો પ્રકાશિત થયા છે.

આ સગ્રહમા ત્રણ વાર્તાઓ — 'કાશીનું કરવત', 'અકળલીલા' અને 'દુખના પોટલા' — છે પહેલી વાર્તા 'કાશીનુ કરવત' હૃદયગમ છે ભોળા હૃદયના છગાભાઇનુ સરળ જીવન મથુરભાઈ અને કિશભાઈ જેવા જમાનાને ખાધેલ અને પોતાનું ધાર્યું પાર પાડવા તેમ જ બીજાના ઉચ્ચ આશયોને 'યેન કેન ઉપાયેન' મૃતપ્રાય કરી દેવામા ક્શાયે નમતું ન આપનારા પ્રપચી જ્ઞાતિભાઈઓને હાથે કેવા દુખદ અતમા પરિણમે છે તેનુ સુરેખ આલેખન આ વાર્તામા થયેલુ છે કુટુંબો વચ્ચે કલહ કકાસ અને જ્ઞાતિજનો વચ્ચે ભૂડાઈભર્યા દાવાદાવાનો ઊંડો અભ્યાસ શ્રી ઇશ્વર પેટલીકરને છે, તેથી એને અનુરૂપ પ્રસગો અને પ્રપચો તે યે જી શકે છે ગગમતમા છગાભાઇનો ભેપ ભેળવડાવતા તેમના બીજી વાર લગ્ન થવાની તેમ જ પુત્રસુખની વાત જ્યોતિષને મોઢે નીકળતા કેટલાય વર્ષોથી સસાર પ્રત્યે વિરક્ત ભાવે નીરખનાર પોચા દિલના છગાભાઇની કેવી વલે કરવામા અને તે બાપડાની કાશીના કરવત જેવી — જતાય [અનુ૦ પૃ૦ ૧૮૬]

# આરોગ્ય

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

વર્ષ ૫ ] ૩૦ ઑગસ્ટ – ૧૯૫૨ [ અંક ૭


## અંતરની એકતા


ગાંધીજી


આપણે સૌ આપણી મર્યાદામાં રહી આપણું માન સાચવીએ તો આખો ઝઘડો ટળી જશે. મહામહેનતે અને અનેક યાતનાઓ વેઠ્યા પછી આપણે આશીર્વાદ સમાન જે સિદ્ધિ મેળવી છે તે નકામી થઈ જાય એવું કશું આપણે ન કરીએ.

હિંદુસ્તાન અને પાકિસ્તાન પોતપોતાની ખામીઓ ને ભૂલો નહીં સુધારે તો બન્નેનો નાશ છે એમ ખચીત જાણજો. જો બન્નેએ મિત્ર બનવું હોય તો ભૂતકાળને વિસાર્યા વિના આરો નથી. ખોલીને અને કામથી સામો બદલો લેવાનું બન્ને પક્ષો છોડે તો કાલના દુશ્મન આજે એકબીજાના દુશ્મન મટી દોસ્ત બને.

આપણે આખી ભૂમિમાં શાંતિ અને શુભેચ્છાનું સામ્રાજ્ય સ્થાપવાને પોતપોતાના હૃદયમાંથી વેર અને વહેમની લાગણી નાબૂદ કરવાની સૌની ફરજ છે. સૌને પોતાના દિલમાં હરિ વસેલા નહીં જણાય અને સૌ અંદર અંદરના નજીવા મતભેદ વીસરી નહીં જાય, તો કશો અર્થ સરવાનો નથી.

જ્યાં લગી હિંદુસ્તાન ને પાકિસ્તાન વચ્ચે દિલથી સમજૂતી નહીં થાય ત્યાં સુધી આપણાં બન્નેનું દુઃખ દૂર થનારું નથી.



# પાનીમેં મીન પિયાસી

સંત કબીર

પાનીમેં મીન પિયાસી।
મોહિ સુનિ સુનિ આવત હાંસી રે ॥ પાનીમેં૦
આતમ જ્ઞાન બિના નર ભટકે, કોઈ મથુરા કોઈ કાસી।
જૈસે મૃગા નાભિ કસ્તુરી; બન બન ફિરે ઉદાસી રે ॥ પાનીમેં૦
જલ બીચ કમલ, કમલ બીચ કલિયાં; તાં પર ભંવર નિવાસી
સો મન બસ ત્રૈલોક ભયો રાજ, જતિ, સતી, સંન્યાસી રે ॥ પાનીમેં૦
જાકો ધ્યાન ધરે વિધિ હરિહર; મુનિજન સહસ અઠ્યાસી
સો તેરે ઘટમાંહિ બિરાજે પરમ પુરુષ અવિનાસી રે ॥ પાનીમેં૦
હાજિર હૈ તેહિ દૂર બતાવે દૂરકી બાત નિરાસી
કહે કબીર સુનો ભાઈ સાધો; ગુરુ બિન ભરમ ન જાસી રે ॥ પાનીમેં૦

પરમાત્માનો વાસ આપણા અંતરમા છે. પ્રભુ તો સર્વવ્યાપી છે, તેથી તેનું અસ્તિત્વ બધે જ વ્યાપેલું છે. પ્રાચીન ઋષિઓ પણ એ કારણે જ કહેતા 'તદ્ દૂરે, તદ્વંતિકે' તે દૂર પણ છે. અને સમીપ પણ છે. પરંતુ આપણા ઉપર મોહમાયાનો, અજ્ઞાનનો, અહંકારનો એવો અપારદર્શક પડદો પડી ગયો છે કે આપણે પ્રભુનું સાન્નિધ્ય અનુભવી શકતા નથી, અને પ્રભુની ખોજ કરવા માટે તીર્થસ્થાનો ઇત્યાદિ સ્થળોએ ભટકીએ છીએ પરંતુ એક બાઉલ સાધુએ કહ્યું છે એમ 'તોરિ ભીતર અતલ સાગર' તારામાં જ એ અતલ સાગર રહેલો છે, તેનું જ્ઞાન આપણને ન હોવાથી જ આપણી આવી સ્થિતિ થાય છે એક ભક્ત કવિએ યથાર્થ જ કહ્યું છે: 'તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ!' આવી દશા સંસારી લોકોની જોઈને કબીર કહે છે કે, આ તો ભઈ, પાણીમા માછલી રહેતી હોવા છતાં તરસી રહે છે, એના જેવી હાસ્યાસ્પદ વાત થઈ! પ્રભુ તો ક્યાંક બહાર વસેલો છે, તેનું દર્શન કરવા ઘરબાર છોડીને દૂર દૂર જવું જોઈએ આ આપણો ભ્રમ સાચો ગુરુ મળે તો જ દૂર થાય છે પ્રભુના સાન્નિધ્યનો અનુભવ ગુરુ દ્વારા પ્રાપ્ત થયેલ સત્ય જ્ઞાન દ્વારા જ મળી શકે. એ સિવાય બધા પ્રયત્નો નિષ્ફળ છે.

કેદારનાથજી

તમારો કાગળ મળ્યો તેમાનો પ્રશ્ન સમજ્યો મરુ લખવુ તમને સમજાય છે તે મટે આનંદ થાય છે સમજ્યા પછી આચરણમા લાવવાનુ બાકી રહ્યુ તે આચરણમા લાવીએ તો જ તે સમજવાનો ઉપયોગ નહી તો તેમા બૌદ્ધિક ક્ષણિક આનંદ સિવાય બીજુ કાઈ મળશે નહી સમજીને તે પ્રકારનુ જીવન બનાવીએ તો સર્વ જીવન સાર્થક તમે તે પ્રયત્નમા હશો જ

નિષ્ઠાની પ્ર પ્તિ કઇ રીતે કરવી? એવો તમારો પ્રશ્ન છે એમ હુ સમજુ છુ તે પ્રાપ્તિ માટે કોઈ એક નિશ્ચિત મ ર્ગ બતાવાય એવુ નથી પરતુ ઈશ્વરનિષ્ઠા નિર્માણ થવા માટે કેવી જાતનુ મન હોવુ જોઇએ તે વિષે કઇક કહી શકાય ખરુ ગમે તે માણસના ચિત્તમા ઈશ્વરનિષ્ઠા નિર્માણ થઈ શકતી નથી કેવલ ઇશ્વરનુ નામ લેતા રહેવાથી કે તેના નિમિત્તે કાઇ વિધિપાલન કરતા રહેવાથી પેતામા ઇશ્વરનિષ્ઠા છે એમ કેઇ સમજતુ હોય તો તે બરાબર નથી ખરી નિષ્ઠા નિર્માણ થવા મટે માણસનુ મન કઇક અ શે સાત્વિક હોવુ જોઇએ, અને સાત્વિક કર્મ તરફ તેનુ સ્વાભાવિક વલણ હોવું જોઇએ આવા જ માણસના મનમા ઇશ્વરનિષ્ઠા જાગ્રત થઇ શકે છે, તે જાગ્રત રહી શકે છે અને તે વૃદ્ધિ પણ પામે છે આ સૃષ્ટિમા ઇશ્વરના કેટલાક કાયદા છે પોતાની તાત્કાલિક લાભહાનિનો વિચાર ન કરતા જે માણસની વૃત્તિ તે કાયદાઓનુ પાલન કરવા તરફ સહેજે હોય છે તેનુ મન સ ત્વિક છે એવુ જોઇએ એમા શકા નથી દાસબોધના દશક ૨ સમાસ ૭ મા સત્વ ગુણના લક્ષણો આપેલા છે તે તમે જોશો એટલે સાત્વિકતાના અનેક લક્ષણો ધ્યાનમા આવશે પ્રેમ, દયા, ઉદારતા, ન્યાય, પરોપકાર પ્રામાણિકતા, કર્તવ્ય વગેરે વૃત્તિઓનો અને સદ્ભાવનાઓનો કોઈ પણ અશ જેના ચિત્તમા છે અને તે અનુસાર જે આચરણ કરે છે તેનામા સ ત્વિકતા છે એમ સમજવાને હરકત નથી તેથી ઊલટુ કેવળ સ્વાર્થ, દુષ્ટતા, કઠોરતા ઈર્ષા, કપટ, અપ્રમાણિકતા અને ક્રોધની વૃત્તિઓ જેનામા પ્રધાન પણે કામ કરી રહી હેય તેનામા સ ત્વિકતા નથી, અને તે ઈશ્વરી કાયદાઓ એટલે ધર્મને માનતો નથી એમ પણ સમજવાને હરકત નથી સાત્વિક વૃત્તિનો માણસ પોતાની વૃત્તિથી ઇશ્વરી કાયદાઓ—ધર્મને પ ળતો હોય તોપણ તેના સદ્વર્તનનો જવાબ બીજાઓ તરફથી દુષ્ટ રીતે અપાતો નથી, તેની સાથે કોઈ દ્વેષ કરતુ નથી એવુ નથી આ વખતે સાધારણ સાત્વિક મનુષ્ય પોતાના ધર્મ વિષે—સદ્વર્તન વિષે શકિત થાય છે પરતુ તે વખતે તેના મનમા તે જો ઇશ્વર વિષે નિષ્ઠા જાગ્રત કરે અથવા મૂલથી જ રહેલી નિષ્ઠા દૃઢ કરે તો જ તે નિષ્ઠાના બળ પર તે સાત્વિક માર્ગે ટકી શકે છે ધર્મ એ, તે આચરણ કરનારના તાત્કાલિક બાહ્ય લાભ માટે નહી પણ પોતાના અને બીજાના કાયમના કલ્યાણ માટે છે—માનવ જાતિના કલ્યાણ મટે છે અને આ હેતુ પર ટકી રહેવા મટે કોઇ પણ મહાન તત્ત્વ પર—શક્તિ પર પોતાની નિષ્ઠા હોવી જરૂરી છે, એમ જેને લાગતુ હોય તેના જ ચિત્તમા ઈશ્વરનિષ્ઠા જાગ્રત થશે, નિર્માણ થશે, ટકી શકશે અને તે વૃદ્ધિગત થશે વિપરીત પ્રસગે સાત્વિકતા ટકી રહેવા માટે કોઇ પણ મહાન ધર્મ પર, મહાન તત્ત્વ પર, જગતની મહાન

પ્યારાબાપુ

અજ્ઞાત શક્તિ પર મનુષ્યની નિષ્ઠા હોવી જોઇએ. તે સિવાય સાત્વિકતા ટકી ન રહે. પછી તે નિષ્ઠા ઇશ્વર તરીકે માનેલી મહાન શક્તિ પર હોય, પૂર્વકર્મ પર હોય કે જગતનું કલ્યાણ એ મહાન હેતુ પર હોય. પણ કોઈ પણ મહાન તત્ત્વ કે હેતુ પર નિષ્ઠા સિવાય પ્રતિકૂળ પ્રસંગે સાત્વિકતા ટકાવી રાખવા માણસ સમર્થ થઈ શકતો નથી. તે ટકાવવા માટે કોઈ પણ સ્થાને પવિત્ર અને દઢ નિષ્ઠા હોવી જ જોઇએ એવી નિષ્ઠા જેનામાં નથી, અથવા પ્રતિકૂળ પ્રસંગે નિષ્ઠા જાગ્રત કરવાનું જેને સૂઝતું નથી કે જેઓ સાધી શકતા નથી એવા માણસો તે જ પ્રસંગે ખોટે માર્ગે વળેલા જગતમાં દેખાય છે. તેઓ પોતાની સાત્વિકતાને ગુમાવી બેસે છે. માટે માણસમાં દઢ નિષ્ઠા હોવી જોઈએ; અને નિષ્ઠા એ મહાન વસ્તુ પર જ બેસી શકે છે. આવી નિષ્ઠા સદ્‌વાચન, વિવેક, સોબત, અને જીવન વિષેના શુદ્ધ અને ઉદાત્ત હેતુથી આપણામાં જાગ્રત થઈ શકે છે અને કઠણ પ્રસંગે ધૈર્ય ધારણ કર્યાથી અને જીવન વિષેના ઉદાત્ત હેતુની મહત્ત્વાકાંક્ષાથી તે ટકી રહે છે અને વૃદ્ધિંગત પામે છે.

વાચન, મનન કરીને જીવન સદૈવ સુધારવાના પ્રયત્નમાં રહેજો. નિર્દોષતા પ્રાપ્ત કરવી એ પહેલેથી છેવટ સુધી દૃષ્ટિ રાખજો. પરમાત્મા તમારા શુદ્ધ હેતુમાં તમને યશ આપો.

(એક અપ્રગટ પત્ર) સં૰ રમણીકભાઈ મોદી

## સાચો ધર્માત્મા

મુકુલભાઈ

એક વાર મુસ્લિમ સંત ઇબ્રાહિમને કોઈએ પૂછયું:

"સાંઈબાવા, આજ સુધીમાં આપને મોટામાં મોટો ધર્માત્મા કોણ મળ્યો છે?"

સંત ઇબ્રાહિમે કહ્યું: "મને મોટામાં મોટા ધર્માત્માનાં દર્શન એક હજામમાં થયાં છે"

પેલો માણસ નવાઈ પામી પૂછવા લાગ્યો: "એ શી રીતે બને?"

સંત ઇબ્રાહિમ બોલ્યા: "એક દિવસ મેં એક હજામને કહ્યું: 'ભાઈ, ખુદાની ખાતર મારી હજામત કર.' તેણે ખૂબ પ્રેમભાવથી મારી હજામત કરી, જાણે બાદશાહ કે અમીરની ન કરતો હોય? હજામત પૂરી થઈ એટલે મેં તેને કહ્યું: 'ભાઈ, તને આપવા જેવું મારી પાસે હમણાં કંઈ જ નથી. પણ મને સૌથી પહેલું જે કંઈ મળશે, તે હું તને આપીશ.' એટલામાં મારો એક શિષ્ય મારી પાસે આવ્યો અને તેણે મને એક હજાર સોનામહોરોની થેલી ભેટ ધરી. હું તે થેલી પેલા હજામને આપવા લાગ્યો, ત્યારે તે બોલ્યો: 'સાંઈબાવા, તમે નહોતું કહ્યું કે, ખુદાની ખાતર હજામત કર?' મેં કહ્યું: 'એ વાત તો સાચી છે. પણ જરા જો. તો ખરો; આ તો એક હજાર સોનામહોરોની થેલી છે!' પણ પેલા હજામે હસીને મને કહ્યું: 'સાંઈબાવા, ખરી સોનામહોરો એ થેલીમાં રહેલી નથી, પણ ખુદાની ખાતર કામ કરવામાં રહેલી છે.' બોલ ભાઈ, આ હજામને મોટામાં મોટો ધર્માત્મા કહેવો કે નહીં?"




[જૉન બનિયન કૃત 'ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'ને આધારે]

સુકુલભાઈ

ભક્તરાજ આમ ઘસઘસાટ ઊંઘતો હતો એવામાં તેણે સાદ સાંભળ્યો : 'કીડીઓની પાસે જા અને બોધ ગ્રહણ કર. તેનો ઉદ્યમ નીરખ અને શાણો થા.' એ સાંભળીને ભક્તરાજ સફાળો બેઠો થઈ ગયો.

જ્યારે તે ટોચ પર પહોંચ્યો ત્યારે બે માણસો સામેથી દોડતા આવતા તેને મળ્યા. એમાંના એકનું નામ હતું ગડભડદાસ અને બીજાનું નામ હતું શંકાપ્રસાદ.

ભક્તરાજે પૂછ્યું : "ભાઈઓ, તમને શું થયું? આમ ખોટે રસ્તે ક્યાં દોડી રહ્યા છો?"

ગડભડદાસ ઉતાવળે બોલ્યો : "અમે સ્વર્ગધામ તરફ જતા હતા અને એ મુશ્કેલ માર્ગે લગભગ પહોંચી પણ ગયા હતા પરંતુ જેમ જેમ અમે આગળ જવા લાગ્યા તેમ તેમ મુશ્કેલીઓ વધવા લાગી! તેથી અમે પાછા ફર્યા અને ઘર ભણી પ્રયાણ કરીએ છીએ."

શંકાપ્રસાદ કહે : "હા ભાઈ, ગડભડદાસની વાત સાચી છે. જરા દૂર જતાં અમે બે સિંહને જોયા. જો અમે એની પાસે ગયા હોત તો તે અમને ફાડી જ ખાત!"

ભક્તરાજ એ સાંભળી બોલ્યો : "તમે મને ગભરાવી મારો તો છો જ પરંતુ હું તો આગળ વધીશ." એમ કહીને ભક્તરાજ આગળ જવા લાગ્યો અને પેલા બે જણા પણ પોતાને રસ્તે પડ્યા.

ભક્તરાજ ચાલતાં ચાલતાં પેલા લોકોની વાત યાદ કરતો હતો. એવામાં તેને વીંટાનું સ્મરણ થયું. તે તો વીંટાને શોધવા લાગ્યો. પણ તેની પાસે વીંટો ક્યાંથી હોય? ભક્તરાજ ભારે મૂંઝવણમાં આવી પડ્યો. શું કરવું એ તેને સૂઝ્યું નહિ. છેવટે તેને યાદ આવ્યું કે એ જ્યાં સૂતો હતો ત્યાં એ ભૂલી તો નથી ગયો ને? એટલે એ તરત જ તે જગ્યાએ દોડતો ગયો. પણ દોડતી વખતે તે કેટલીય વાર નિસાસા નાખતો હતો, થોડી થોડી વારે આંસુ લૂછી નાખતો હતો, અને વારે વારે તે પોતાની મૂર્ખાઈ માટે પસ્તાવો કરતો હતો અને પોતાની જાત પર ચીડાતો હતો.

તે પોતાના ઊંઘણશીપણા પર ગુસ્સે થઈ ગયો. 'અરે, હું કેવો મૂર્ખ માણસ છું! દિવસે ઊંઘવાનું મને ક્યાંથી સૂઝ્યું? અરેરે, આવી ગફલત મારાથી શી રીતે થઈ ગઈ!'

એ સ્થિતિમાં તે પેલી જગ્યાએ પહોંચી ગયો અને ખૂબ કાળજીથી બધે શોધવા લાગ્યો. છેવટે ખૂબ શોધખોળ કર્યા પછી તેને વીંટો જડી ગયો. વીંટો મળતાં તેના આનંદનો પાર ન રહ્યો. વીંટો તો તેને માર્ગે આશ્વાસનરૂપ હતો. એ ખોવાઈ જાય એટલે થઈ જ રહ્યું!

પછી ભક્તરાજ પાછો ઝડપભેર ટેકરી ચડવા લાગ્યો. તે ટોચ પર પહોંચ્યો એવામાં

સૂર્યાસ્ત થઈ ગયો હતો. અને અંધારું ધીમે ધીમે પ્રસરતું જતું હતું. ભક્તરાજને ગરબડદાસ અને શંકામસાલની વાતો પાછી યાદ આવવા લાગી. તે વિચારવા લાગ્યો: 'જો એ સિંહ મને રસ્તે મળશે તો મને જરૂર ફાડી જ ખાશે!' આમ તે બીકથી કંપી રહ્યો હતો ત્યાં તો તેની નજર દૂર દેખાતા 'સૌન્દર્યમહાલ' પર પડી એટલે તેણે ઝડપથી મહેલના દરવાજે પહોંચવા દોટ મૂકી. પરંતુ રસ્તામાં ખૂબ જ સાંકડી કેડી આવી અને તેણે ત્યાં બે સિંહને જોયા! સિંહને સાંકળથી બાંધેલા હતા. પરંતુ ભક્તરાજને એ દેખાયું નહિ. તે તો ગભરાઈ ગયો અને નાસવાની તૈયારી કરતો હતો. એવામાં મહેલના દરવાને બૂમ પાડી: 'ગભરા નહિ. સિંહને સાંકળે બાંધેલા છે'

એ સાંભળીને ભક્તરાજનો જીવ જરા હેઠો બેઠો. તે દરવાજા પાસે પહોંચી ગયો અને દરવાનને પૂછવા લાગ્યો: "ભાઈ, આ મકાન કોનું છે? હું અહીં રાતવાસો કરી શકું ખરો?"

દરવાને કહ્યું: "આ મકાન આ ટેકરીના સ્વામીએ બંધાવ્યું છે, જેથી યાત્રિકો નિર્ભયપણે ઉતારો કરી શકે."

પછી દરવાને ઘંટડી વગાડી એટલે એક સૌમ્ય અને સુંદર દેખાતી યુવતી બારણે આવી તેનું નામ હતું વિચારમયી દરવાને તેને બધી વાત સમજાવી એટલે તે ભક્તરાજને લઈને અંદર ગઈ. ભક્તરાજને આસન પર બેસાડી તે બોલી: "અહીં આપ બેસો. હું હમણાં બીજી બહેનોને આપની સાથે વાતચીત કરવા બોલાવી લાવું છું." એમ કહીને તે બીજા ઓરડામાં ગઈ અને થોડી વારમાં તે ડાહીગૌરી, ધર્મશીલા અને દયામયીને લઈને પાછી ફરી. ભક્તરાજને પાણી પાઈને વિચારમયી બોલી: "તમે આ બહેનો સાથે વાતચીત કરો. આ પ્રદેશના પ્રભુ વિષે તમને તેઓ માહિતી આપશે." એમ કહીને તે ભક્તરાજ માટે ભોજન તૈયાર કરવા જતી રહી.

ભોજન સુધી એ લોકોએ પ્રભુ વિષે તેમ જ ભક્તરાજ ત્યાં શી રીતે અને શા માટે આવ્યો તેની વાતચીતો કરી. ભોજન વખતે પણ પ્રભુ વિષે જ વાતો થઈ. ભોજન પતી ગયા પછી મોડી રાત સુધી ધાર્મિક વિચારોની આપલે કરીને છેવટે બધાં પ્રભુને સ્મરી સૂઈ ગયાં.

સવારે તેઓ બધાં વહેલાં ઊઠ્યાં થોડી વાર વાર્તાલાપ કર્યા પછી તેઓ ભક્તરાજને શસ્ત્રાગારમાં લઈ ગયાં. ત્યાં તેને મજબૂત બખ્તર પહેરાવવામાં આવ્યું, જેથી માર્ગ વચ્ચે કોઈ શત્રુ સાથે સંગ્રામમાં ઊતરવું પડે તો તેનો બરાબર સામનો કરી શકાય.

ભક્તરાજ પોતાને માર્ગે જવા તૈયાર થયો. તે બારણે પહોંચ્યો એટલે તેણે દરવાનને પૂછ્યું "આ રસ્તે થઈને કોઈ પસાર થયું છે ખરું?"

દરવાન — હા જી; થોડા વખત પહેલાં વિશ્વાસરાય નામે એક માણસ અહીંથી ગયો છે.

ભક્તરાજ — અરે, એ તો મારો ઓળખીતો છે! મારા જ ગામમાંથી એ આવે છે. હમણાં એ ક્યાં સુધી પહોંચી ગયો હશે?

દરવાન — હમણાં તે આ ટેકરી ઊતરી ગયો હશે.

પછી ભક્તરાજ ટેકરી ઊતરવા લાગ્યો. નીચેની બાજુ એવી સીધી અને સપાટ હતી કે જરા ગફલત થાય તો લપસી જવાય એવું હતું. ભક્તરાજ ખૂબ સંભાળપૂર્વક ઊતરતો હતો તોયે એક બે વાર તે લપસી પડ્યો હતો! [અનુ૦ પૃ૦ ૧૯૩]



## અહંકારનો પડદો

ગુરુદયાલ મલ્લિકજી

ગરીબ લોકો તો હમેશા આપણી વચ્ચે છે જ, એવું એક વચન એક ધર્મપુસ્તકમાં છે. તેથી ગરીબ લોકો તરફ આપણી કંઈ ફરજ હોવી જ જોઈએ. આમ તો બધાં તરફ આપણી એક વિશેષ ફરજ છે, અને તે કે સર્વને પ્રેમ કરવો. પણ ગરીબ લોકો પ્રત્યે ઘણી વાર જાણે–અજાણે માણસનો પ્રેમ સહજ અને સરળ હોતો નથી.

એમ તો દરિદ્રની સેવા એ પ્રભુસેવા કહેવાય છે. પણ દરિદ્રમાં દેવ કેટલા સમાજ-સેવકો જોઈ શકે છે? ગાંધીજી જેવી કોઈક જ વ્યક્તિ વિરલે દરિદ્રમાં નારાયણનાં દર્શન કરી શકે છે; દરિદ્રની સેવામાં દેવની આરાધના સમાન આનંદ અને શાન્તિ અનુભવી શકે છે. એનું કારણ ફક્ત એક જ હોઈ શકે છે, અર્થાત્, માણસનો અહંકાર!

અહંકાર એક જાતનું આવરણ છે, જે પ્રભુના મુખને ઢાંકી તો દે જ છે, પણ આત્મા ઉપર પણ એક જાતનો પડદો નાખી દે છે જેથી માણસ પ્રભુને જોઈ શકતો નથી. પ્રભુ પ્યારાબાપુ પર્દેનશીન છે અને માણસ પણ પર્દેનશીન છે. પરંતુ બંને જુદી જુદી રીતે: માણસનો પડદો —અહંકાર— માણસને એટલો આવરી લે છે કે તે પ્રભુને જોઈ જ શકતો નથી જ્યારે પ્રભુનો 'અહમ્' તો એવો સૂક્ષ્મ છે કે તે પોતે પડદાની પાછળ એવી રીતે છુપાઈ જાય છે કે તે દરેક માણસને જોઈ શકે છે, પણ દરેક માણસ એને જોઈ શકતો નથી.

સમાજસેવકોને વારંવાર એમ કહેતા સાંભળીએ છીએ કે, તેમની વરસો સુધીની સેવા સફળ નથી થતી. એનું એક કારણ એ હોઈ શકે કે તેમની સેવા પાછળ હજી સુધી અહંકારનો ભાવ છે. એ અહંકાર–સ્વભાવવશ થઈ તેઓ જે વ્યક્તિની સેવા કરી હોય તેના સંબંધમાં કહેશે, 'મેં અમુક માણસને મદદ કરી.' તેઓ ભૂલી જાય છે કે દરેક દુખી દર્દી માણસોનો સાચો મદદગાર તો પ્રભુ જ છે આપણે તો કેવળ એવા લોકોની સેવાના નિમિત્તરૂપ જ છીએ.

જે દિવસે આપણી સેવામાંથી અહંકારનો

ભાવ ઓછો થઇ જશે તે દિવસે આપણા નમસ્કાર પ્રભુને અને પ્રભુના પ્યારા ગરીબ લોકોને સાચા નિવડશે.

રવિન્દ્ર 'ગીતાંજલિ' કાવ્ય ૧૦

જહાં વસે છે અધમ સહુથી દીનોમાં યે દીન
 તહાં તમારાં ચરણકમલ પ્રભુ! રાજે—
સૌની પૂંઠે, સૌની નીચે સૌ ભૂલેલાં માંહે.
 તમને જ્યારે પ્રણમું હું શિર નામી,
 પ્રણામ એ થંભી જતા ક્યહીં, સ્વામી,
ચરણ તમારા વિરાજતા જ્યાં અપમાનોની નીચે,
 ત્યાં તો મારા પ્રણામ પહોંચે નાહીં—
સૌની પૂંઠે, સૌની નીચે, સૌ ભૂલેલાં માંહીં.
અહંકાર તો પહોંચે ક્યાંથી જ્યાં જ્યાં તમે ફરો છો
 ભૂષણવિહોણા દીન દરિદ્ર જ વેશે,—
સૌની પૂંઠે, સૌની નીચે, સૌ ભૂલેલાં માંહીં.
સાથી બનીને રહો છો જ્યાં સાથીહોણાંની સાથે
 ત્યાં તો મુજ હૈયું પ્રભુ! પહોંચે ના રે—
સૌની પૂંઠે, સૌની નીચે, સૌ ભૂલેલાં માંહે.

[અનુ૦ નગીનદાસ પારેખ]

# ત્રીજો માર્ગ

કાકા કાલેલકર

હવે અહિંસા તથા સત્યની સાથે અપરિગ્રહ અને અસ્તેયને હાથમાં લેવાનો સમય આવી ગયો છે. શ્રી. વિનોબાએ જોયું કે આજના જમાનાનો મુખ્ય દોષ ધનનિષ્ઠા છે. તેને દૂર કરવા માટે ધનસંગ્રહના પ્રતીક પૈસાને જીવનમાંથી અપ્રતિષ્ઠિત કરવાની જરૂર છે. ઉપવાસપૂર્વક ચિંતન કરી તેઓ એક વિશેષ નિર્ણય પર પહોંચ્યા અને તેમણે ધનનું દાન લેવાનો ઇન્કાર કર્યો. ધન કમાવાની તો તેમની પાસે વાત જ નહોતી.

દુનિયામાં શ્રમ અને ધન બે તત્ત્વો છે. શ્રમથી ખચવું હોય તો ધનસંગ્રહ કરવો જોઇએ. જ્યાં સુધી ધનની પ્રતિષ્ઠા છે ત્યાં સુધી શ્રમ ગમે તેટલો વધે તોયે તે પ્રતિષ્ઠિત થવાનો નથી. તેમણે ધનને અપ્રતિષ્ઠિત કર્યું અને શ્રમની પ્રતિષ્ઠા વધારી. આ પ્રમાણે જીવનમાં ફેરફાર કરવાથી હવે તેમને અપરિગ્રહવ્રત અથવા પરિગ્રહ ઓછો કરવાની દીક્ષા આપવાનો અધિકાર પ્રાપ્ત થયો. અને ભારતની જમીન, ભારતની પ્રજા, ધર્મની અસર કબૂલ કરવાની પોતાની પરંપરા ભૂલી નથી તેની સાબિતી કેટલાયે ભૂમિપતિઓએ આપી.

આપણે કહેતા આવ્યા છીએ કે રશિયાની પાસે એક રસ્તો છે, અમેરિકાની પાસે બીજો અને ભારતની પાસે ત્રીજો રસ્તો છે. પણ તેમાં આ ત્રીજા રસ્તાનું ચૈતન્ય આજ સુધી ઉત્કટ રૂપથી પ્રગટ નહોતું થયું. કાયદાથી કે સરકારની તાકાતથી જો તે પ્રગટ થાત તો તેને અમે ત્રીજો રસ્તો ન કહેત. જે ભૂમિદાન યજ્ઞના શ્રી. વિનોબાજી અધ્વર્યુ છે તે દાનમાં અને અમેરિકાનું મદદરૂપે જે દાન દુનિયામાં ફેલાઈ રહ્યું છે તેમાં આસમાન જમીનનું અંતર છે. બંનેમાં દીર્ઘદૃષ્ટિ છે પણ એકમાં દ્રવ્યશક્તિ પર વિશ્વાસ છે. તે દ્રવ્યલોભની વીણા પર પોતાનો રાગ આલાપે છે. બીજા દાનના મૂળમાં આત્મશક્તિ છે. તેના હાથમાં ત્યાગની એકતારી છે. તેનું ભજન સાત્ત્વિક છે અને છેવટે તેનો જ વિજય થશે. સમ્રાટ યયાતિ અને સમ્રાટ અશોક બન્નેએ રાજ્યવૈભવનો અને રાજ્યસામર્થ્યનો અસાધારણ અનુભવ લીધા પછી નક્કી કર્યું કે ભોગ અને ઐશ્વર્યમાં નથી શાંતિ નથી વિશ્વનું કલ્યાણ. સંગ્રહ ઓછો કરો, ખર્ચ ઓછું કરો ત્યારે જ આત્મશક્તિ જાગ્રત થશે અને દુનિયામાં શાંતિ અને ભ્રાતૃભાવ ફેલાશે.

વિનોબાજી

વિચારશક્તિની કોઈ હદ હોતી નથી એક વિચાર એક માણસને સૂઝે છે કે એનાથી માણસના જીવનમા ક્રાંતિ થઈ જાય છે તમે જોયુ છે કે કેટલાક મહાપુરુષો એવા પણ હોય છે, જેમના વિચારમા એવી શક્તિ હોય છે જે બીજાના જીવનને પલટી નાખે છે તેથી વિચાર જાગ્રત કરવા માટે મે આ ગરીબ પાસેથી પણ એક ગુઠો જમીન લઇ લીધી અને જ્યા હુ તે શ્રીમતો પાસેથી જમીન લઈ રહ્યો છુ, ત્યા તેમના માથા પર મારો વરદ હસ્ત છે કે, "ભાઇઓ, તમારે હવે શહેરમાથી ભાગી જવાની જરૂર નથી, ક્યા સુધી ભાગતા રહેશો?" અથવા જ્યા મે શ્રીમતો પાસેથી સો એકર જમીનનુ દાન લીધુ, ત્યા મેં તેમના મનમા એક સારો વિચાર જગાડયો દરેક માણસના દિલમા સારા નરસા વિચારો હોય છે હવે તેના હૃદયમા એક લડાઇ શરૂ થાય છે, એક મહાભારત યુદ્ધ શરૂ થાય છે

"સુવિજ્ઞાન ચિકિતુષે જનાય
સચ્ચાસચ્ચ વચસી પસ્પૃધાતે
તયોર્યત્ સત્ય યતરત્ ઋજીય
તદિત્ સોમોઽવતિ હતિ આ અસત્"

(જાણનારા જાણે છે કે દરેક માણસના હૃદયમા સત્ અને અસતની લડાઈ હમેશા ચાલતી હોય છે જે સત્ છે, તેની રક્ષા થાય છે અને જે અસત્ છે, તેનો નાશ થાય છે) તેથી દાતા રોગી છે એમ માનવાને કારણ નથી પરતુ તેના દ્વારા અન્યાયના અનેક કામો થતા હોય છે અન્યાય વિના હજારો એકર જમીન કદી એકઠી થઇ શકે ખરી? અર્થાત્ જેમણે દાન દીધુ છે, તે શ્રીમતોના પ્યારાબાપુ જીવનમા કેટલીયે જાતના અન્યાય અને અનીતિ હોવાનો સભવ છે, પરતુ તેમના હૃદયમા પણ એક ઝઘડો શરૂ થશે કે શુ અમે જે અન્યાય કર્યો તે ઠીક છે? પરમેશ્વર તેમને બુદ્ધિ આપશે, તેઓ અન્યાય છોડી દેશે પાશ્વર્તન આ રીતે થયા કરે છે.

મારી વિનતી છે કે હવે આપવાનો જમાનો આવ્યો છે તમે સૌ લોકો દિલ ખોલીને આપજો આપવાથી એક દૈવી સપદ નિર્માણ થાય છે, તેની સામે આસુરી સપદ ટકી શકતી નથી આસુરી સપદ લૂટાઈ જવા ઇચ્છે છે તે મમત્વ ભાવ પર આધાર રાખે છે, સમત્વ જાણતી નથી દૈવી તો સમત્વ પર આધાર રાખે છે દૈવી અને આસુરી સપદની આ ઓળખ છે

જ્યા હુ દાન લઉ છુ, ત્યા હૃદય મથનની, હૃદયપરિવર્તનની, ચિત્તશુદ્ધિની, માતૃવાત્સલ્યની, ભ્રાતૃભાવનાની મૈત્રીની અને ગરીબોને માટે પ્રેમની આશા રાખુ છુ. જ્યા બીજાઓની ફિકરની ભાવના જાગે છે ત્યા સમત્વ બુદ્ધિ પ્રગટ થાય છે, ત્યા વેરભાવ ટકી શકતો નથી વેરભાવનુ સ્વતત્ર અસ્તિત્વ જ હોતુ નથી પુણ્યમા તાકાત હોય છે, પાપમા કોઈ તાકાત નથી પ્રકાશમા શક્તિ હોય છે, અધકારમા કોઈ શક્તિ નથી પ્રકાશને અધકારનો અભાવ કહી શકીએ નહીં પ્રકાશ વસ્તુ છે, અધકાર અવસ્તુ છે લાખો વરસોના અધકારમાં પ્રકાશ લઇ જઓ, એક ક્ષણમાં અધકારનુ નિવારણ થઇ જશે એ પ્રમાણે આજે પુણ્યોદય થયો છે તેની સામે વેર ભાવ ટકી શકશે નહીં. આ ભૂદાન યજ્ઞ એક અહિંસાનો પ્રયોગ છે, જીવનપરિવર્તનનો

પ્રયે છે હું તો નિમિત્ત માત્ર છુ તમે પણ નિમિત્ત માત્ર છો પરમેશ્વર તમારી પાસેથી અને મારી પાસેથી કામ કરાવવા ઇચ્છે છે આ કલયુગની, પરમેશ્વરની પ્રેરણા છે, તથી હું માગુ છું ત્યારે તમે દોકો આપજે અને દિલ ખોલીને આપજો જ્યા લોકો એક ફૂટ જમીનને માટે ઝઘડે છે, ત્યા મારા કહેવાથી લોકો એકરો હજારો એકર જમીન દેવાને માટે તૈયાર થાય છે, તો તમે સમજે કે આ પરમેશ્વરની પ્રેરણા છે, તેની સાથે થઇ જાઓ તેના વિરોધમા ન ઊભા રહો આમાથી ભલુ જ ભલુ થશે

પહેલા લડાઇઓ નાની નાની થતી હતી જરાસંઘ ભીમ લડયા, કુસ્તી થઈ, પાડવોને રાજ્ય મળ્યુ, આખી પ્રજા ખૂન ખરાબીથી બચી ગઈ જો આ જમાનામા એવી લડાઇઓ લડવામા આવે તો એમા હિંસા થવા છતા પણ નુકસાન ઓછુ છે, તેથી આ દ્વદ્વ યુદ્ધ હુ કબૂલ કરી લઈશ જો હિટલર અને સ્ટાલીન કુસ્તી માટે તૈયાર થઈ જાય અને નક્કી કરે કે જે હારશે તે હાર્યો, અને જે જીતશે તે જીત્યો તો હુ એ કબૂલ કરી લઈશ અને જો દુનિયા તે દ્વદ્વ યુદ્ધ જોવા આવે તો હુ તેનો નિષેધ નહીં કરુ, કારણ કે દુનિયાનુ એમા વિશેષ નુકસાન થશે નહીં પરતુ દ્વદ્વ યુદ્ધનો જમાનો હવે વીતી ગયો છે પહેલા દ્વદ્વ યુદ્ધ થતુ હતુ, પછી હજારો લોકો આપસમા લડવા લાગ્યા હજારોની લડાઈ પૂરી થઇ અને લાખો લડવા લાગ્યા તેથી પણ પરિણામ આવ્યુ નહીં પછી શુ ? અહીં વીસ લાખ તો ત્યા પચીસ લાખ અને અહીં પચીસ તો ત્યા પચાસ લાખ, આ રીતે એ જમાનો આવ્યો કે હજારો લાખો નહીં પણ કરોડો લોકો આપસમા લડવા લાગ્યા માણસની સામે સવાલ એ છે કે કા તો ‘ટોટલ વૉર’ (સર્વગ્રાસી યુદ્ધ)ની તૈયારી કરો અથવા હિંસા છોડો અને અહિંસા અપનાવો હું સામ્યવાદીઓને એ સમજાવુ છુ કે ભાઇઓ, તમે લોકો બેચાર ખૂન કરો છો, કયાક બેચાર મકાન બાળો છો, કયાક કાઈક લૂટ ધાડ કરો છો, રાતમા આવો છો, દિવસે પહાડીઓમા છુપાઇ રહો છો પણ હવે છુપાવાનો જમાનો ખલાસ થઇ ગયો છે હવે એવી હરકતોથી કશો લાભ નથી જો લડાઇ લડવી છે તો વિશ્વયુદ્ધની તૈયારી કરો અને તેની રાહ જુઓ પણ જ્યા સુધી કરોડોની સખ્યામા હિંસા કરવાની તૈયારી કરો નહીં ત્યા સુધી નાની નાની લડાઇઓની આ પદ્ધતિ છોડી દો, અને તમને મત આપવાનો આજે અધિકાર મળ્યો છે, તેનો લાભ ઉઠાવો પ્રજાને પોતાના વિચાર માટે તૈયાર કરો વિશ્વયુદ્ધ યા પરિશુદ્ધ પ્રેમ એવી સમસ્યા વિજ્ઞાને આપણી સામે ઊભી કરી છે

તેથી જો પ્રેમની, અહિંસાની રીત અજમાવવા ઇચ્છતા હો તો આ જમીનનુ મમત્વ છોડો, નહીં તો હિંસાનો એવો જમાનો આવનારો છે કે એમા બધી જમીન અને એ જમીન પર રહેનારા પ્રાણીઓ ખતમ થઇ જશે એમ સમજો કે ભગવાને આ સમસ્યા આપણી સામે ઊભી કરી છે, માટે ભાઇઓ, નિરતર દાન આપ્યા કરો

---

ઈશ્વરનુ કામ બજાવીએ તો તેની કૃપા મળે તેથી તારે ઈશ્વરનું કામ કરવુ કોઈ વાર રેટિયો ચલાવે છે ? રેટિયો ચલાવવો એ સૌથી મોટો યજ્ઞ છે રોતો રોતો પણ તુ રેટિયો ચલાવ

—ગાધીજી



પ્યારા બાપુ



# મનની દૃષ્ટિ

ગુરુદેવ

ચિત્રના વિષયમાં જે વ્યક્તિ અનભિજ્ઞ હોય છે, તે એક પટ પર સહેજસાજ રંગરોગાન કે ગોળગોળ આકૃતિઓ જોઈને જ ખુશ થઈ જાય છે ચિત્રને તે વિશાળ ક્ષેત્રમાં જોઈ શકતો નથી તેની ઇન્દ્રિયોની લગામ ધારણ કરનારી કોઈ ઉચ્ચતર વિવેકબુદ્ધિ તેનામાં જોવામાં નથી આવતી પહેલી જ દૃષ્ટિમાં જે તેને તાકે છે, તેને જ તે વશ થઈ જાય છે રાજમહેલના દરવાનનો ભપકાદાર પોશાક અને બિલ્લો જોઈને તેને જ તે સર્વપ્રધાન વ્યક્તિ માનીને અંજાઈ જાય છે દરવાજો પાર કરીને પેલી બાજુ સભામંડપમાં જવાનું તો તેને સૂઝતું જ નથી પરંતુ જે માણસ આવો ગ્રામ્ય ન હોય તે આમ સહજમાં ભોળવાઈ ન જાય તે તો સમજે છે કે દરવાનનો મહિમા એકદમ નજરે વળગે છે, કારણ કે નજરે વળગવાને સાચો મહિમા તેનામાં હોતો નથી રાજાનો મહિમા માત્ર નજરે જોવા પૂરતો હોતો નથી તેને તો મન દ્વારા પણ ઉપલબ્ધ કરવો પડે છે આથી જ રાજાના મહિમામાં એક પ્રકારની શક્તિ, શાંતિ અને ગાંભીર્ય જણાય છે

માટે જ જે વ્યક્તિ સમજદાર હોય છે, તે ચિત્રના રંગરોગાનની ઝાકઝમાળથી અંજાઈ જતી નથી એ તો પ્રધાનનું અને ગૌણનું, મધ્યસ્થનું અને આસપાસનું, આગળનું અને પાછળનું સામંજસ્ય શોધે છે રંગરોગાનથી આંખ આકર્ષાય છે ખરી, પરંતુ સામંજસ્યનું લાવણ્ય જોવાની મનને જરૂર છે અને તેથી જ તેનો આનંદ ગંભીરતર હોય છે

આથી જ ઘણા રસજ્ઞો એવા પણ હોય છે, જેઓ બહારના ક્ષુદ્ર લાલિત્યને આશરો આપતા નથી તેમની સૃષ્ટિમાં એક પ્રકારની કઠોરતા જણાય છે તેમના ધ્રુપદમાં ખ્યાલનું તાન હોતું નથી તેની બાહ્ય શૂન્યતા જોઈને કોઈ અજાણ્યા લોક તેનો પરિત્યાગ પણ કરે, પરંતુ તે નિર્મળ શૂન્યતાનું ગંભીરતર ઐશ્વર્ય જ વિશેષ પ્રકારના લોકોના ચિત્તને બૃહત્ આનંદ આપે છે

તેથી જ જણાય છે કે માત્ર આંખની દૃષ્ટિ ઉપરાંત તેની પાછળ મનની દૃષ્ટિનો યોગ ન હોય, તો સૌન્દર્યનો મહિમા કળી શકાતો નથી આ માનસિક દૃષ્ટિ મેળવવી એ વિશેષ પ્રકારની કેળવણીનું કાર્ય છે

# દયા

મહાસતી ઉજ્જ્વળકુંવરજી

દયા વિના સત્યનું પાલન થઈ શકતું નથી. બીજાના ભલા ખાતર, આપણા સુખને અર્પણ કરી દેવું તેનું નામ દયા છે દયાપૂર્ણ જીવન જ ખરું જીવન છે અને તેવું જીવન જીવનાર જ સત્યનું પાલન પણ કરી શકે છે.

એક સમયની વાત છેઃ એક રેલવે પુલની પાસે એક નાની સરખી ઝૂંપડી હતી, તેમાં એક વૃદ્ધ સ્ત્રી અને તેની એક નાની છોકરી રહેતા હતાં. એક વાર એવો મૂશળધાર વરસાદ વર્ષો કે પુલ પડી ગયો રાત અંધારી હતી અને પવન જોરપૂર્ણ સૂસવાટા મારી રહ્યો હતો અચાનક છોકરીની ઊંઘ ઊડી ગઇ. તેણે પોતાની ખડકીમાંથી જોયું તો પુલ તૂટેલો માલૂમ પડ્યો ગાડીનો આવવાનો સમય થઈ ગયો હતો. તેણે પોતાની માને ઉઠાડી અને કહ્યું, 'મા, પુલ તૂટી ગયો છે અને ગાડી હમણા આવશે; માટે હજારો માણસોના જાન બચાવવા આપણે કંઈક કરી છૂટવું જોઈએ.'

એક બાજુ વરસાદનું ભયંકર તોફાન હતું; ઘરની બહાર નીકળવાનું મન થાય તેવું નહોતું; બીજી બાજુ છોકરી કહેતી હતી કે, 'મા, હજારો માણસોના જીવ બચાવવા માટે આપણે કંઇક કરવું જોઈએ.'

છોકરી ઘણી હોશિયાર હતી તેણે પોતાના હાથમાં એક લાકડી લીધી અને તે પર કપડું લપેટીને તેને સળગાવ્યું; બીજા હાથમા તેણે પોતાની લાલ સાડીનું ફાટેલું કપડું લીધું અને પોતાની માને કહ્યું, 'મા, ચાલો; હવે આપણે ગાડી સામે ઊભાં રહીએ ડ્રાઈવર આ લાલ કપડું જોશે કે તરત જ ગાડી ઊભી રાખી દેશે.'

મા અને દીકરી ભયંકર પવનના સૂસવાટાઓની દરકાર કર્યા વિના પુલ પાસે આવીને ઊભાં રહી ગયાં. ગાડી સમયસર આવી પહોંચી. ડ્રાઈવરે બળતા કપડાના અજવાળામાં જ્યારે લાલ કપડું ફરફરતું જોયું ત્યારે તેણે તેને ચેતવણીરૂપ સમજી ગાડી ઊભી રાખી દીધી. ચારે બાજુ ભયંકર તોફાન હતું. આવા ભયાનક જંગલમાં ગાડી ઊભી રહેતાં મુસાફરો વિચારમાં પડી ગયા અને નીચે ઊતરીને ગાડી ઊભી રહેવાના કારણની તપાસ કરવા લાગ્યા. ડ્રાઈવર નીચે ઊતર્યો; અને મા દીકરી પાસે આવીને તેણે પૂછ્યું, 'આ લાલ કપડું કેમ બતાવ્યુ ?'

છોકરીએ કહ્યું, 'અહીં પુલ તૂટી ગયો છે. ગાડી અહીંથી ચાલે અને હજારો માણસો માર્યા જાય — એ બીકે આ લાલ કપડું બતાવીને ગાડી ઊભી રખાવી છે.'

તપાસ કરતાં પુલ તૂટેલો માલૂમ પડ્યો અને ડ્રાઈવર તેમ જ મુસાફર આ ભયંકર અકસ્માતથી બચી જવા માટે હર્ષ પામ્યા. લોકો છોકરીની સમયસૂચકતા માટે પ્રશંસા કરવા લાગ્યા સરકારે તેને ઈનામ પણ આપ્યું.

કહેવાનો ભાવાર્થ એ છે કે જીવનમાં આવી દયા પ્રગટે ત્યારે જ સત્યનું આચરણ થઇ શકે. તેના આચરણ વિના, સત્યનું પાલન અધરું રહે છે અને તેની સ્થિતિ અપંગ જેવી થઈ જાય છે.

---

ઉદ્યોગનું શિક્ષણ દેખાવ કે પ્રદર્શન માટે નહિ પણ સાચી કેળવણી માટે તેમ જ બીજા વિષયોમાં પ્રગતિને ઉપકારક થઇ પડે તે માટે છે.

— બાળાસાહેબ ખેર

નિરાશ ન જ થવું ને તેઓની સેવાના
પ્રસંગ શોધી લેવા. સેવાને ખાદીને સંબંધ
નથી છતાં સેવા પ્રેમ ઉત્પન્ન કરે છે ને જેની
ઉપર પ્રેમ પેદા થાય તેની વાત વહેલી
ગળે ઊતરે છે.

તારું સતારનું જ્ઞાન ખૂબ વધ્યું હશે.
તારને એકસૂર બરોબર કરી શકે છે?
અંગ્રેજીમાં શું વાંચે છે?

૨૬ ફેબ્રુ બાપુના આશીર્વાદ

[સેવાનું કાર્ય અત્યંત મુશ્કેલીભર્યું છે. એમાં ધીરજની પણ ઘણી જરૂર રહે છે. સેવાના કામમાં ઘણી વાર એવું બને છે કે જેઓની આપણે સેવા કરવા ઇચ્છીએ છીએ તેઓ અજ્ઞાનને કારણે અથવા ચાલી આવતા રીતરિવાજોને કારણે કે વહેમીપણાને કારણે તેમ જ આળસ, મંદતા કે શિથિલતાને લીધે આપણે તેઓને કેટલીક સારી વસ્તુ કહીએ તોયે તેઓને એ વાત ગળે ઊતરતી નથી અને ઘણી વાર તેઓ સારી વસ્તુનો પણ વિરોધ કરવા લાગી જાય છે. એવે સમયે સેવકોએ બહુ ધીરજ ધરીને તેઓ પર જરાયે ગુસ્સે થયા વિના, બધો વિરોધ હસતે મુખે સહન કરીને તેઓની સાથે પ્રેમભાવથી વર્તવું જોઈએ. શુદ્ધ પ્રેમભાવ સામી વ્યક્તિના હૃદય પર અસર કર્યા વિના રહેતો જ નથી. અવશ્ય એ પ્રેમ બાહ્ય દેખાવ પૂરતો નહિ પણ હૃદયની સચ્ચાઈભર્યો હોવો જોઈએ. પ્રેમભાવે કરેલી સેવા જ શુભ ફળદાયી સાબિત પણ બને જ છે તેથી સેવકોમાં પ્રથમ પ્રેમભાવ અને તેમાંથી નીપજતો સેવાભાવ હોવો જરૂરી છે. આ સત્ય બાપુજીએ આ વખતના પત્રમાં સરળ અને સૂત્રાત્મક શૈલીમાં સમજાવ્યું છે.]

ચિ. કુસુમ,

તારો ઠપકો સાચો છે તારો છેલ્લો કાગળ હાલે મળ્યો. સવારના ત્રણ વાગે લખાય તે લખાયા એમ ઘણી વાર થાય છે. તેમાં તારો કાગળ રહી જતો હતો. આજે બીજા મુલતવી રાખી તને લખવા બેઠો છું. આજે મૌનવાર છે. હરિજનનું થોડું બાકી છે. તે પછી કરીશ. આ લખી નાખું છું.

તારું વજન સરસ થતું જતું લાગે છે.

હરિજનને ત્યાંના જમણનું વર્ણન ઠીક આપ્યું છે. જ્યાં બને ત્યાં સેવા કર્યા કરજે. હું ન લખી શકું તોયે તું લખ્યા કરજે.

જે બાઈની સાથે તેં ખાદીની વાત કરી તેઓની સાથે એક જ જાતનો વહેવાર હોય એ જ વસ્તુનું વિનયપૂર્વક ચિંતન કર્યા કરવું. બીજાઓનાં ઉદાહરણ આપવાં. નિરાશ ન જ થવું. ને તેઓની સેવાના પ્રસંગ શોધી લેવા. સેવા ને ખાદીને સંબંધ નથી છતાં સેવા પ્રેમ ઉત્પન્ન કરે છે ને જેની ઉપર પ્રેમ પેદા થાય તેની વાત વહેલી ગળે ઊતરે છે.

તારું સતારનું જ્ઞાન ખૂબ વધ્યું હશે. તારને એકસૂર બરોબર કરી શકે છે કે?

અંગ્રેજીમાં શું વાંચે છે?

તા. ૨૬-૨-૩૪ બાપુના આશીર્વાદ

# કુદરતી ગળણીઓ

મુનિશ્રી નાનચંદ્રજી

જેમ તમારા બાહ્ય શરીરમાં ખરાબ પરમાણુઓ નાકમાં ન પેસી જાય તે માટે કુદરતે નાકની અંદર વાળની ગળણી રાખવાની યોજના કરી છે, તેમ તમારી આંતરિક રચનામાં પણ સર્વ સ્થળે 'સેફ્ટી વાલ્વ' રાખ્યા હોય છે. બહારનો કોઈ જાતનો કચરો દાખલ ન થાય તે સારુ અટકાયતની ચાનીઓ કુદરતે જ તમોને સોંપી છે; વિવેકબુદ્ધિની ગળણી આપી છે, નાકે નાકે ચોકીદારો બેસાડ્યા છે.

પણ જ્યાં ધણી જ નમાલો, ગમાર હોય ત્યાં બિચારા ચોકીદારો શું કરે? પરિણામને ગણકાર્યા વિના જેને તેને દાખલ જ કર્યા કરે, ત્યા નોકરોનો શો ઉપાય? એમાંના કેટલાક વફાદાર ચોકીદારો અતિ નમ્રતાભરી ધીમી સૂચનાઓ કરે છે, 'ગરીબનવાજ! આ ચોરને દાખલ કરવા જેવો નથી' પણ એ ગમાર માલિક તો ઊલટો તેને જ ધમકાવે, બળજબરીથી ઉપરવટ થઈને દાખલ કરવાનું બાદશાહી ફરમાન છોડે, અને કાં તો એ ખબર આપનારના જ માથામાં મારે. ત્યાં બીજો શો ઉપાય?

આ વાત તમોને વધુ સ્પષ્ટતાથી સમજાવું. મનુષ્યને પોતાના બાહ્ય શરીરની સ્પષ્ટ જાણ હોવા છતાં, આપણે જોઈએ છીએ કે પચે નહિ એવા અનેક પદાર્થો તે ખાય છે. નહિ ખાવાનું તે ખાય છે પરાણે પરાણે ઠાંસી ઠાંસીને હોજરીમા નાખ્યા કરે છે પરિણામે હોજરીની પચાવવાની તાકાત ધીમે ધીમે ખવાઈ જાય છે, અને હોજરીની શક્તિ ક્ષીણ થતાં તે ખોરાકને પચાવવા માટે કુદરતને ગરમી ઉત્પન્ન કરવા તાવ લાવવો પડે છે.

પારાબાપુ

પણ એ મૂર્ખ માલિકે પોતે જ એ તાવને આમંત્રણ આપ્યું છે, એનું તેને ભાન રહેતું નથી. તે તાવ કાઢવાની ઊલટી મહેનત કરે છે. હોજરીમાં નથી પચતું, માટે તાવની જરૂર છે; એને તે સમજતો નથી. તેથી તેણે એ તાવને અનુકૂળ થવું જોઇએ, તેને બદલે પ્રતિકૂળ થાય છે. એ શરીરના ચોકીદારોને તો અંદર ભરાઇ ગયેલો કચરો કાઢી નાખવો છે, જ્યારે એ શરીરના મૂર્ખ માલિક કૃત્રિમ ઉપાયો દ્વારા કચરાને અંદર સમાવવાનો પ્રયાસ કરે છે. જો માલિક પોતાની ભૂલનું પરિણામ તાવ છે એટલું સમજી તેને અનુકૂળ થાય છે, તેનું કાર્ય વહેલું પતી જાય છે તે જાણે છે કે દશવીસ રતલ જેટલો મળ ભરાયો છે. તેને બાળીને ખાખ કરી કાઢવાનો છે નવો મળ વધારવાનો નથી, ને તેથી જ કુદરતી ખાવાની ઇચ્છા થતી નથી. જરૂર વિના અંદર કશુંય પણ જવા દેવાને કુદરત ઇચ્છતી નથી, અને તે એટલી હદ સુધી કે તેમ ને તેમ દિવસોના દિવસો વીતી જાય. જેટલા પ્રમાણમાં મળ, એટલા વખતનો મુદતિયો તાવ. જેટલો ગુનો તેટલી જ શિક્ષા. નાનો ગુનો હોય તો નાની શિક્ષા, અને મોટો ગુનો હોય તો મોટી શિક્ષા! જ્યારે એ બધું સાફ થાય, ત્યારે જ દરવાજો ઊઘડે. ઓછામાં ઓછા સાત દિવસ, અને વધુમાં વધુ પિસ્તાળીસ દિવસ જેટલી લાંબી મુદત સુધી પણ ચાલે. કારણ કે મળનો ભરાવ અને તેથી આંતરડાં ખરાબ થયાં હોય છે.

આ જ રીતે સૂક્ષ્મ શરીરનું પણ સમજી લેવું. અંદર પાપનો ભરાવ થયો તે આસ્રવ, તેના દરવાજા બંધ થાય તે સંવર અને એ

મળ નીકળે અને સ્વચ્છતા આવે તે નિર્જરા.

જેમ સમજ્યા વિના શરીરમાં ખોરાક નાખવાથી તેની શિક્ષા વેઠવી પડે છે, તેમ મનુષ્ય જે તે વિચાર અને જે તે વર્તન કરી આગવનાં દ્વારો ખુલ્લાં રાખે છે, તો એ ખુલ્લા રહેવાથી પ્રવાહ ચાલ્યો આવે છે. અને જ્યારે તે ખૂબ ભારી થઈ જાય છે, ત્યારે તે આત્મા નીચેની અધોભૂમિમા કે નરક જેવા સ્થાનોમા જઈને તે કર્મની અકામ નિર્જરા (જ્ઞાનરહિત નિર્જરા) દ્વારા પરિમિત કાળ સુધી અતિ કષ્ટ વેઠીને દુષ્ટ કર્મોને ભોગવે છે.

ખરાબ અને ભારી ખોરાક લેવાથી ટાઇફોઇડ થાય છે. તે જ રીતે ખરાબ દૃશ્યો જોવાથી કે વિચારવાથી વૃત્તિની દુષ્ટતા ખોટું વર્તન કરાવે છે અને તેને લઈને હઠીલાઇ, મમત્વ, વિષય, વિકાર કષાયો વગેરે આંતરિક મળો એકઠા થાય છે. જેટલા પ્રમાણમા મળ વધે તેટલા પ્રમાણમા ધખારો વધે, અંતઃકરણની કોઠી ધખ્યા કરે. ક્રોધની માત્રા વધી એટલે આખી કોઠી લાલચોળ થઈ જાય પૂણી જેવી એ ધખ્યા કરે. પોતાથી એ સહન ન થાય. અને આસપાસના બીજાઓ પણ એથી દાઝે. સ્વાર્થનો સડાસ તેને પીડયા કરે. મોટા કાવાદાવા, હરામખોરી વગેરે અનેક પાપોનો મળ ખુલ્લો બારણો ચાલ્યો આવે, મોટા મોટાં ખાવી ગરનાળાં એકદમ છલોછલ ભરાઈ જાય. દુષ્ટ વિચારો બહારના બધા દુષ્ટ પરમાણુઓને અંદર આકર્ષે છે. કારણ કે સ્વજાતીય પદાર્થને આકર્ષવાનો સ્વજાતીય પદાર્થમાત્રમાં ગુણ હોય છે. પછી તો ડુંગળીની ગંધના પરમાણુઓ કરતા પણ ઉગ્ર અને દુર્ગંધી ખરાબ વિચારના પરમાણુઓનો પ્રવાહ ચાલ્યો આવે. તે પ્રવાહ અતિ સૂક્ષ્મ છે. તે તો સૂક્ષ્મ દૃષ્ટિ પ્રગટે ત્યારે જ સમજાય એટલે જ મહાપુરુષો કહે છે કે તમારી વૃત્તિના વેગને તપાસો, અને જેવો વેગ હોય તેટલી જ અનુપ્રેક્ષા પણ સજાગ કરો. આત્મનિરીક્ષણ કરવાની ટેવ પાડો

## સ્તુતિ અને શ્રદ્ધા

એક સદાચારી વિદ્વાન બ્રાહ્મણનો પુત્ર વિદેશમાં રહેતો હતો. અને તે પૂર્વજન્મના કર્મયોગે વિદેશમા જઇ ચારિત્રહીન થયો આ ખબર તેના પિતાને પડવાથી પુત્રને પત્ર લખ્યો કે, 'પ્રિય પુત્ર વામદેવ! મે સાંભળ્યુ છે કે તમે વિદેશમાં જઈ આપણા કુળનો જે સદાચાર છે તે છોડયો છે જો આ વાત સાચી હોય તો તમે મોટું પાપ કર્યું છે. જે થયું તે ઠીક, પણ હવેથી તમારાં પૂર્વ કર્મનો પશ્ચાત્તાપ કરી તમે આપણા કુળધર્મના સદાચારનુ આચરણ કરશો.' આવી રીતના પિતાના પત્રને વિદેશમાં રહેલો પુત્ર હૃદય સાથે ચાંપી નેત્રને સ્પર્શ કરાવતો હતો.

તે વખતે તેના સોબતીએ પૂછ્યું, 'તમે આ શું કરો છો?' તેણે હર્ષમાં આવી જઈ કહ્યુ,'મારા પ્રિય પિતાજીનો આજ્ઞાપત્ર છે. તેનો હું મારા નેત્રોને સ્પર્શ કરું છું'

આમ તે પત્રનો તેણે એટલો બધો આદર કર્યો કે જાણે પિતાનાં વચનોમાં તેને કેટલીયે શ્રદ્ધા હશે, પરતુ તેમાથી એક પણ શબ્દ આચરણમા મૂક્યો નહિ. આવી રીતે શાસ્ત્રજ્ઞાનને જાણનારાં મનુષ્યો શાસ્ત્રોની ખૂબ સ્તુતિ કરશે, પરંતુ તેમાં શુદ્ધ શ્રદ્ધા નહિ રાખે

# સાચો ભિક્ષુ

પદ્મનાભ શ્રી. જૈની

એક સમયે ભગવાન બુદ્ધ શ્રાવસ્તી નગરીમા જેતવનમા વિહાર કરતા હતા તે સમયે આયુષ્માન યશોજ અને તેમના સાથી પાંચસો ભિક્ષુઓ ત્યા ભગવાનનાં દર્શન કરવા આવ્યા હતા આ આગન્તુક ભિક્ષુઓના સ્વાગતમાં, તેઓના આદરસત્કારમાં, તેઓને માટે આસન અને પથારીની વ્યવસ્થા કરવામા વિહારના બધા ભિક્ષુઓ મગ્ન હતા વિહારના અને



આગન્તુક એ સૌ ભિક્ષુઓ વાતચીત કરતા હોવાથી મોટો અવાજ થતો હતો એટલે ભગવાને આયુષ્માન આનંદને પૂછયુ "આનંદ! આ આટલો મોટો અવાજ શાનો આવે છે? જાણે બજારમાં માછલા વેચાતા હોય!"

"ભન્તે! આયુષ્માન યશોજ અને તેમના પાંચસો સાથીઓ આપના દર્શન માટે આવ્યા છે, તેઓનો અવાજ છે."

"તો આનંદ! તેઓને કહી આવો કે, 'ભગવાન તમને બોલાવે છે"

. "સારું ભન્તે!" એમ કહીને આનંદ આયુષ્માન યશોજ અને બીજા પાંચસો ભિક્ષુઓને બોલાવવા ગયો અને થોડી વારમાં એ સૌને લઈને પાછો ફર્યો તેઓ સૌ ભગવાનને પ્રણામ કરી એક બાજુએ બેઠા. તેઓને ઉદ્દેશીને ભગવાન બોલ્યા : "ભિક્ષુઓ! તમે જ પ્યારા બાપુ

આટલો મોટો અવાજ કરતા હતા ને? જાણે બજારમા માછલાં વેચાતાં ન હોય?"

એટલે યશોજે ભગવાનને કહ્યુ : "ભન્તે! અમે પાચસો ભિક્ષુ અહી આપના દર્શન માટે આવ્યા છીએ. અહીંના ભિક્ષુઓ સાથે અમે સંભાષણ કરતા હતા. એટલે મોટો અવાજ થયો હોવો જોઇએ."

"તમે જાઓ તમારે મારી સાથે રહેવું ન જોઇએ"

"સારુ ભન્તે!" એમ કહીને ભગવાનની આજ્ઞા માની બધા ભિક્ષુઓ ત્યાથી ચાલ્યા ગયા અને અનુક્રમે વજ્જી ઇત્યાદિ પ્રદેશોમા વિચરતા તેઓ વગ્ગુમુદા નદી તીરે આવ્યા. ત્યા પર્ણકુટી બાંધીને ચાતુર્માસમાં રહેવા લાગ્યા. આયુષ્માન યશોજે ભિક્ષુઓને સંબોધીને કહ્યું : "આયુષ્માન ભિક્ષુઓ! આપણા હિતૈષી, અનુકંપક શાસ્તા ભગવને આપણને ત્યાથી ચાલ્યા જવાની આજ્ઞા કરી છે તે આપણને સુધારવા માટે જ. એટલે આપણે હવે એવી રીતે રહીએ કે જેથી ભગવાનનું ચિત્ત પ્રસન્ન થાય, એમની કૃપા થાય"

"સાધુ આયુષ્માન!" એમ કહીને બધા ભિક્ષુઓ દૃઢ ચિત્તથી, પરાક્રમથી, ધ્યાન અને ચિન્તન કરવા લાગ્યા. અને તેઓ ને ધીમે ધીમે

ચિત્તની શાંતિ પ્રાપ્ત થઈ.

તે સમયે ભગવાન પણ વૈશાલીમાં નિવાસ પૂરો કરી મહાવનમાં આવ્યા. વગ્ગુમુદા નદી પાસે જ હતી ત્યાં ધ્યાનપરાયણ ભિક્ષુઓને ધ્યાન-ચિન્તન કરતા જોઈને ભગવાન પ્રસન્ન થયા. ભગવાને આયુષ્માન આનન્દને કહ્યું: "આનન્દ! આ બધી દિશાઓ જાણે પ્રકાશથી અને પ્રસન્નતાથી ભરાઈ ગઈ હોય એમ લાગે છે! આ દિશાઓમાં વગ્ગુમુદા નદીને તીરે ભિક્ષુઓ ધ્યાન અને ચિન્તનમાં મગ્ન છે. આનન્દ! તું નદીતીરે જઈને બધા ભિક્ષુઓને કહી આવ કે, શાસ્તા તેઓનાં દર્શનની ઇચ્છા કરે છે"

આયુષ્માન આનન્દ ત્યાં ગયા અને સૌ ભિક્ષુઓને આ શુભ સંદેશો આપ્યો. ભિક્ષુઓએ હર્ષથી એને વધાવી લીધો.

જ્યારે એ બધા ભિક્ષુઓ આવ્યા ત્યારે ભગવાન નિશ્ચલ સમાધિમાં બેઠા હતા. આ જોઈને એ બધા પણ નિશ્ચલ સમાધિમાં સ્થિર થયા. આમ આખી રાત સુધી ચાલ્યું!

સવાર થતાં આનન્દે ભગવાનને કહ્યું: "ભન્તે! રાત્રિ પૂરી થઈ છે. પ્રથમ યામ વીતી ગયો છે. આ ભિક્ષુઓ ઘણા વખતથી આવીને અહીં બેઠા છે. ભન્તે! આપ આગન્તુક ભિક્ષુઓ સાથે કુશલપ્રશ્ન કરો."

પરંતુ ભગવાન સ્તબ્ધ અને મૌન રહ્યા. આનન્દે વારે વારે એ જ પ્રાર્થના કરી એટલે ભગવાન નિશ્ચલ સમાધિમાંથી ઊઠ્યા અને આનન્દને કહેવા લાગ્યા: "આનન્દ! તને એટલી તો ખબર હતી જ કે હું તેમ જ આ બધા ભિક્ષુઓ નિશ્ચલ સમાધિમાં બેઠા હતા! આવા આર્યમૌન જેવું સુન્દર બીજું શું છે!"

પછી ભગવાન બોલ્યા:—

"યસ્સ જિતો કામકણ્ટકો
અક્કોસો ચ વધો ચબન્ધનં ચ
પબ્બતો વિય સો ઠિતો અનેજો
સુખદુક્ખેસુ ન વેધતિ ભિક્ખૂ।"

(જેનો કામકણ્ટક, આક્રોશ વધ અને બન્ધન નિર્જિત છે, જે સુખદુઃખનો કમ્પ પામતો નથી, અને પર્વત પ્રમાણે અચલ રહે છે એ જ ભિક્ષુ છે.)

# સરદારશ્રીની વાણી

બેપરવાઈમાં નથી કશી વીરતા કે નથી કશી ગૃહસ્થાઈ.

× * ×

જે પોતા પર બીજાને જીવવા દે છે તે માણસ નહીં પણ જાનવર છે.

× * ×

આપણને સ્વતંત્રતા જોઈએ છે. પણ સ્વતંત્રતા શું કરવાને માટે? ભૂંડની પેઠે કીચડવાળા ખાબોચિયામાં આળોટવા માટે? હું તમને કહું છું કે આપણા ગ્રામવાસીઓને આપણે વધારે સારી સ્વચ્છતાની ટેવો ન શીખવીએ, અને તેઓ ઢોરને માટેની કોઢ જેવાં લાગતાં ગંદાં અને કઢંગાં ઘરોમાં તેમનાં ઢોરો સાથે રહેવાનું ચાલુ રાખે તો સ્વરાજ આવવાથી પણ તેમનું કશું દળદર નહીં ફીટે.

× * ×

તાત્કાલિક ફળ જોઈએ તેનાથી ગ્રામ-સેવાનું કામ ન થઈ શકે.

× * ×

સત્યાગ્રહની લડાઈ હમેશાં બે પ્રકારની હોય છે: એક જુલમોની સામે અને બીજી પોતાની નબળાઈઓની સામે.

× * ×

સત્યાગ્રહ એ કાયરોનું હથિયાર નથી.

પ્યારાબાપુ



## બાપુજીની મીઠી વાતો -૬

સાને ગુરુજી

તમે બે મિત્રોનો એકબીજા સાથે ભેટો થાય ત્યારે તમને કેટલો આનંદ થાય! અને ઘણા વર્ષો પછી ભેગા થઓ ત્યારે આ આનંદ સો ગણો વધારે હોય છે બે મિત્રોના મિલનમા માધુર્ય હોય છે કારણ કે ત્યારે નિર્મળ પ્રેમ હોય છે પરંતુ બે મહાન પુરુષોનુ પરસ્પર મિલન થાય છે ત્યારે એમા અપૂર્વ માધુર્ય રહેલુ છે તે ગંગા યમુનાનુ મિલન હોય છે સૂર્યચંદ્રની એ જોડ હોય છે, હરિહરનો એ મિલાપ હોય છે સમર્થ રામદાસ અને તુકારામ એ એની એવી જ જોડ એક વાર થઈ હતી એક નદીને તીરે આ બે સાધુઓ વચ્ચે શો વાર્તાલાપ થશે એ સાંભળવા હજારો માણસો ભેગા થયા હતા પરંતુ એકે પાણીમા પથરો ફેંક્યો અને બીજાએ આકાશ તરફ આંગળી બતાવી પછી બન્ને છૂટા પડ્યા એનો અર્થ શો? એકે કહ્યુ "પાણીમા પથરો ડૂબી જાય એમ આ લોકો સંસારમા ડૂબી જાય છે" બીજાએ કહ્યુ "શુ થઈ શકે એમ છે? પ્રભુની ઇચ્છા."
પ્યારા બાપુ

પરંતુ મારે તો તમને બાપુજીની વાત કહેવાની છે યરોડા જેલમા મહાત્માજીએ ૧૯૩૨ની સાલમા ઉપવાસ શરૂ કર્યા હતા હરિજનોને હિંદુસમાજથી હમેશને માટે અલગ પાડી દેવાની અંગ્રેજોની રમત હતી મહાત્માજીને આ વાત અસહ્ય લાગી શરીરનો એક ભાગ કરવતથી છૂટો પાડવાનુ કોનાથી સહન થાય? અને હિંદુ સમાજની પણ એ કાયમની નામોશી થઈ હોત તેથી મહાત્માજીએ ઉપવાસ શરૂ કર્યા હતા ઇંગ્લંડના તે વખતના પ્રધાન મૅક્ડોનલ્ડે આપેલા ચુકાદાને બદલવા માટે તે ઉપવાસ હતો દોડધામ શરૂ થઈ ગઈ યરોડા જેલ ભારતનુ રાજકીય-ચર્ચાસ્થાન બની ગઈ પંડિત મદન મોહન માલવીય આવ્યા રાજાજી અને ડૉ. બાબા સાહેબ આંબેડકર આવ્યા છેવટે ડૉ. આંબેડકરને મંજૂર થાય એવો 'પુના કરાર' થયો બધા આનંદ પામ્યા

તે વખતે યરોડામા ઉપવાસ છોડવાને વખતે કોણ કોણ હાજર હતુ? દેશબંધુ

દાસનાં પત્ની વાસંતીદેવી આવ્યાં હતાં. સરોજિની દેવી હતાં. મદનમોહન હતા. અને ગુરુદેવ રવીન્દ્રનાથ હતા. તેઓ મહાત્માજી પાસે આવ્યા. આંબા નીચે મહાત્માજીનો ખાટલો હતો. રાષ્ટ્રપિતા ત્યાં સૂતેલા હતા. ઉપવાસ છોડવાનો સમય હતો. રવીન્દ્રનાથ મહાત્માજીની પાસે ગયા. એ મહાન કવિ ભાવનાથી પ્લાવિત બન્યા હતા. તેઓ નીચા નમ્યા. મહાત્માજીના ખોળામાં માથું મૂકીને એ કવીંદ્ર, એ ગુરુદેવ નાના બાળકની માફક રડી પડ્યા!

આ દૃશ્ય આંખ સામે આવતાં હું કેટલીય વાર ગદ્‌ગદિત થઇ ગયો છું! તમને શું આ પ્રસંગ અતિ પાવન અને મધુર નથી લાગતો? ભારતનું ભવ્યું સત્ય, શિવ, સુંદર તે વખતે યરોડા જેલમાં એકત્ર થયું હતું મહાન પ્રસંગ! વંદન હજો એ પવિત્ર મંગળ પ્રસંગને!

## આપણું અંગત જીવન

જુગતરામ દવે

ઘરમાં ગમે તેવા લંપટ થઈને વર્તવું એ સમાજમાં પ્રતિષ્ઠા પામ્યું, તેની અસર ગામડામાં વસતા મૂંગા કરોડો ઉપર પણ પડ્યા વિના રહી નથી તેમનાં ભોળાં જીવનોમાં કામીપણું સ્વાભાવિક રીતે જ માપમા રહે એવી અપેક્ષા રહે. પરંતુ ઉપરના વર્ગોએ એક આચાર એક વાર પ્રતિષ્ઠિત કર્યો, એટલે તેના અનુકરણની લાલચમાંથી તેઓ કેમ બચી શકે? આમ આપણાં ગામડાંઓ પણ કામાંધ અને અવિવેકી જીવનમાં ફસાયા છે. પરિણામે કમાણીની તાકાત નહીં અને ખાનારાં ઘણાં, એવી તેમની દશા થઈ ગઈ છે. જાણે માણસથી કોઈ નીચેની યોનિની હોય એવી આપણી પ્રજાની દીનદશા બની રહી છે

આપણા સ્ત્રીસમાજની સ્થિતિ જોઈએ તો ત્યાં પણ આપણા લોકોના વિષયીપણાની છાપ દેખાયા વિના રહેતી નથી. તેઓને જીવનના કોઈ ઊંચા વિચારો કરવાની તક આપણે આપતા નથી. તેમનો આખો દિવસ આપણાં સુખસગવડો સાચવવામાં, અથવા બનીઠનીને આપણી મહેરબાની ટકાવી રાખવામા જાય છે. તેઓ આપણી આંખ ઉપરથી સમજી જાય છે કે એમ વર્તવામા જ તેમના સુખસલામતી છે. આપણે પોતે દેશસેવાનું જીવન સ્વીકાર્યું હશે તોપણ આપણે ગૃહજીવનના અંગત સુખો છોડવા તૈયાર હોતા નથી, અને તેથી સ્ત્રીઓ આપણી અંગત સેવા કરતી રહે એવું જ આપણું વલણ કુદરતી રીતે રહે છે. આપણા સેવાજીવનમાં તેમને ભાગીદાર કરવાના પ્રયત્નમાં આપણે અત્યંત ઢીલા છીએ, તેનો બીજો કોઈ ખુલાસો છે શું?

---

ઘડાનું પાણી કહેવા લાગ્યું :–

"અરે ઓ મહાસાગર! જો ને, હું કેવું સ્વચ્છ અને ઊજળું છું! તું તો સાવ મેલોઘેલો છે!"

એ જ રીતે ક્ષુદ્ર સત્ય પણ બોલી ઊઠે છે :–

"હું કેવું પટપટ બોલુ છું! અરે ઓ મહા સત્ય, તને તો જીભ જ નથી!"

—ગુરુદેવ



# ત્રિવેણી સંગમ

સંકલનકર્તા મુ૦ કે૦



(૨૮)

તે વખતે બારડોલીમા લોકોએ પૈસા બધા ભરી દીધા, ન ભરવાને માટે દિલગીરી બતાવી કમિશનરને હારતોરા આપ્યા, અને 'સરકારકી જે' બોલાવી!!

વલ્લભભાઈ કહે "હવે આપણે સરકારને લખીએ કે 'સરકારની જે' થઈ ગઈ છે, હવે અમને શા સારુ પૂરી રાખ્યા છે?"

બાપુ "બરોબર છે. આપણને કબૂલ છે!"

(૨૯)

એક દિવસે લખેલા કાગળોની થાદી, મહાદેવભાઈ બાપુ પાસે હાજર ન હતા એટલે વલ્લભભાઈ પાસે બાપુએ રાત્રે બેસીને ફાડવી કાગળના ટુકડામાથી અર્ધો બાકી રહ્યો તે વલ્લભભાઇએ કાપ્યો અને બાપુની સામે જોઇને તેઓ કહે "એટલો શા માટે ન બચાવીએ?"

બાપુ કહે "મારો લોભ શીખો તો સારુ જ તો!"

આ વાકયમા મીઠુ કટાક્ષ હતુ, એ વલ્લભભાઈ શેના જાણે? એ વાકયનો સબંધ તે દિવસે સાજે મહાદેવભાઇને એક વાકયમા બાપુએ કહી દીધુ હતુ તેની સાથે હતો "મહાદેવ, આ વલ્લભભાઈ માટે નથી તમને જ સૂચના કરી દઉ કે અહીં બહારથી જે વસ્તુ આવે તે ઉપર અકુશ રાખજો હો હુ જોઈ ગયો છુ કે ધીમે ધીમે વધતુ જ જાય છે આ પૈસા આપણા જાય છે, એ ભાન મારા મનમાથી કદી ખસતુ નથી જે વલ્લભ ભાઈના આરોગ્યને માટે આવશ્યક હોય એ અવશ્ય મગાવવુ, પણ મર્યાદા સમજી લેવી."

પ્યારાબાપુ

(૩૦)

સત્યાગ્રહ સપ્તાહ બીજે દિવસથી શરૂ થવાનો હતો, એટલે પીજવાનુ શરૂ કરવાનુ હતુ મહાદેવભાઈ બાપુને પૂછવા લાગ્યા 'પીજણની તાત કેવી છે? તમારાથી કેટલી વાર તૂટતી હતી?"

બાપુ કહે "જતન કરતા આવડે તો કાઇયે ન તૂટે શકરલાલ મારી પાસેથી લે કે તૂટે ત્યાં મારી પાસેય લે કે તૂટે પણ મારી તો દહાડાના દહાડા સુધી ચાલતી એ તો જતનનુ કામ છે જુઓની આ લગોટ પહેરુ છું તે જાળવી જાળવીને પહેર્યા કરુ છુ બીજાની પાસે તે હોય તો ક્યારનો ફાટી જાય"

વલ્લભભાઇ હસતા કહે "એ તો પહેરતા જ ન હો, અને ખીંટી ઉપર સભાળીને રાખી મૂક્યો હોય એવુ લાગે છે"

બાપુ "એમ જ છે"

બાપુની આ વાત સાભળી મહાદેવભાઇ વિચારે ચડ્યા '"જતન કરતા આવડે તો" એ શબ્દમા બાપુનુ આખુ જીવન આવી જાય છે એમ કહી શકાય 'દાસ કબીર જતન કર ઓઢી, જ્યોકી ત્યો ધર દીની ચદરિયા" એ શબ્દ બાપુને જોઇને ઘણી વાર યાદ આવે છે ૩૦-૩૫ વર્ષ થયાં શરીરની અને મનની શુદ્ધિનુ જાગ્રત જતન એમણે જેવું કર્યું છે તેવુ કોણે કર્યું હશે?'

એક વાર સવારે મહાદેવભાઈ બાપુએ તેમને પૂછેલી કહેવત 'ધણીને સૂઝે ઢાંકણીમાં ને પડોશીને ન સૂઝે આરસીમાં'નો અર્થ વલ્લભભાઇને પૂછતા હતા. એટલે બાપુ કહે: "કેમ, એમની પરીક્ષા લો છો?"

મહાદેવભાઇએ કહ્યું "વલ્લભભાઇ પાસે આવી કહેવતોનો ઠીક ભંડાર હોય છે. એટલે એમને કદાચ ખબર પડે"

બાપુ કહે: "હા, એ તો હું જાણું છું, પણ અર્થ વિષે આપણે કયાં તકરાર છે? આપણે તો એની રચનાનો પ્રશ્ન છે. એ કહેવત ગોઠવી શી રીતે શકાય? અર્થ તો સ્પષ્ટ છે કે ધણીને જે અંધારામાં સૂઝે તે પારકાને પોળે દિવસે ન સૂઝે. પણ એનો શબ્દાર્થ શી રીતે ગોઠવવો?"

આમ વાતો ચાલતી હતી ત્યાં બજારમાંથી કંઈ મંગાવવાની વાત ચાલી. બાપુનો તો એ વસ્તુઓના ઉપર કુદરતી રીતે જ કાપ પડે.

વલ્લભભાઈ કહે: "તમે બચાવશો તો જેલવાળા ખાઈ જશે. એ લોકો તો ગમે તે રીતે સોનો હિસાબ કરી મૂકવાના. 'મિયાં લૂટે મૂઠે અને અલ્લા લૂટે ઊંટે.'"

બાપુ કહે: "લો જોઈ લો, તમારે માટે નવી જાણવાની કહેવત તૈયાર થાય છે."

(ક્રમશઃ)

## નિષ્ફળતામાંથી ઘડતર

દિલખુશ બ૦ દીવાનજી

બાદશાહખાન (અબદુલ ગફારખાન) ખાન કાન કુટુંબના છે. શાળામાં મૅટ્રિક સુધી અભ્યાસ કર્યો. પરંતુ પરીક્ષામાં નિષ્ફળ નીવડ્યા. એમના ભાઇ તો ડૉક્ટર થવા પરદેશ ગયા બાદશાહખાન ન ગયા. એમની આ નિષ્ફળતા એમના જીવનમાં હાનિકારક ન નીવડી.

બાદશાહખાને સૈનિક થવાનો વિચાર કર્યો. પરંતુ એમા પણ નિષ્ફળ ગયા. ઊતરતી પાયરીના અંગ્રેજ અમલદારે એમના મિત્રનું હડહડતું અપમાન કર્યું એ નજરોનજર બાદશાહખાને જોયું. એમનું દિલ સૈનિક જીવનમાંથી ઊઠી ગયું. આ નિષ્ફળતા પણ આખરે એમને લાભદાયક જ નીવડી.

વળી વધુ અભ્યાસ માટે પ્રયત્ન કર્યો. એમના પિતાશ્રી એમને ઇજનેર બનાવવા માગતા હતા. એમણે પરદેશ જવું એવું નક્કી થયું. પરંતુ એમનાં માતાજીને એમને દૂર મોકલવાનું ન ગમ્યું. માતૃપ્રેમ આગળ બાદશાહખાન નમી પડ્યા. પરદેશ જવાનો કાર્યક્રમ પણ નિષ્ફળ ગયો. આ નિષ્ફળતા પણ આખરે ઉપયોગી નીવડી.

ત્રણ પ્રયાસો નિષ્ફળ ગયા. કારણ કે ભગવાને એમને માટે જુદું જ ભાવિ નિર્માણ કરેલું. એમણે લોકસેવાનું કાર્ય કરવાનો જ આખરે નિર્ણય કર્યો આ કાર્યમાં એઓ યશસ્વી નીવડ્યા. રાષ્ટ્રિય શિક્ષણના પ્રચારથી એમણે સેવાકાર્યનો આરંભ કર્યો. અહિંસાના અદ્‌ભુત તપસ્વી થયા. એમની એ તપશ્ચર્યા હજી અખંડિત રહી છે. દેશની આઝાદી માટે એમના જ ધર્મબંધુઓના રાજ્ય પાકીસ્તાનમાં એઓ હજી જેલજીવનનાં મૂંગાં કષ્ટ સહન કરી રહ્યા છે.

સામાન્ય જીવનની નિષ્ફળતાઓ સાચે જ મહાપુરુષોનું ઘડતર થઈ પડે છે

પ્યા રા બા પુ

# 'યોગ: કર્મસુ કૌશલમ્'

કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

[ પૂજ્ય ગાંધીજીએ ગીતાજીનો અનુવાદ કરેલ છે તે 'અનાસક્તિ યોગ'માં અ૦ ૯, શ્લો૦ ૨૨ ની નીચે નોંધમાં કર્મકૌશલ વિના ભક્તિ અને સમત્વ બને આભાસ માત્ર હોવાનો ભય છે એવું જણાવ્યું છે આ વું કર્મકૌશલ તે કઈ જાતનું? એવી મનમાં શંકા ઊઠવાથી પૂ૦ કિશોરલાલભાઈને એનો અર્થ ભૌતિક તેમ જ આધ્યાત્મિક રીતે સમજાવવા—એકાદ બે દાખલા સહિત—લખ્યું હતું વળી પુછાવ્યું હતું કે, આવી કુશળતા ન આવવાનું કારણ? માણસમાં શાની ઊણપ કે ખામી હોય છે? એ પત્રનો જવાબ તેમણે તા. ૧૦–૭–૫૨ને આપ્યો હતો. તેમાં તેમણે એનો ભૌતિક તેમ જ આધ્યાત્મિક અર્થ બહુ સરસ રીતે સમજાવ્યો છે તે બધાને બહુ ઉપયોગી થઈ પડશે સૌ કોઈ એનો લાભ લઈ શકે એમ માની, પૂ૦ કિશોરલાલભાઈ પાસેથી 'પ્યારા બાપુ'માં પ્રસિદ્ધ કરવા અનુમતિ મેળવીને મોકલ્યો છે 'પ્યારા બાપુ'ના વાચકોને તે અવશ્ય માર્ગદર્શકરૂપ થઈ પડશે. — પ્રેમુબહેન ]

બજાજ વાડી વર્ધા

(આજે આડોય થી લખ્યો)

તા. ૧૦ ૭ ૫૨

શ્રીમતી પ્રેમુબહેન,

આપનો પત્ર મને પરમ દહાડે મળ્યો આપનું મને બરાબર સ્મરણ છે

'ગીતા મંથન' આપે વાંચ્યું છે, અને ફરી ફરી વાંચો છો શ્રી વિનોબાજીનાં ગીતા પ્રવચનો પણ વાંચવા મારી ભલામણ છે કેટલુંક મંથનમાં નથી તે એમાં સારી રીતે છે તે ગુજરાતીમાં હજી બહાર પડ્યું નથી એ અડચણ છે* પણ હિંદીમાં 'સસ્તા સાહિત્ય મંડળે' બહાર પાડ્યું છે તે વાંચી શકો એવું છે મરાઠીમાં સમજી શકતા હો તો મરાઠીમાં એ છે જ

કર્મકૌશલના બે અર્થો કરી શકાય ભૌતિક અને આધ્યાત્મિક, ભૌતિક અર્થમાં પ્રત્યેક કાયને સારામાં સારી રીતે કરવું તે કૌશલ છે કામમાં ખામી, અવ્યવસ્થા, અણઘડપણું, ફૂવડપણું, અસ્વચ્છતા, બહુ શ્રમ ને ઓછું પરિણામ, સમયનો બગાડ વગેરે થતાં હોય તો તે કુશળતા ન કહેવાય માણસને આવા પ્રકારના વિચારોથી ગમે તેમ કામ કરવાની ટેવ પડી જાય છે આ કામ મહત્ત્વનું નથી, આટલામાં શું બગડી જાય છે? હમણાં ગમે તેમ કરી નાખો, પછી જોઈ લેશું, બહુ ચાપચીપ ન જોઈએ, અમે તો જાડા લોક, અમને જેવું હોય તેવું ચાલે, કોને બતાવવા જવું છે? વગેરે વળી કામ કરવામાં સાધનો કેમ વાપરવા, કેમ ધરવા કેમ મૂકવા, કેમ સારા રાખવા, એ બધાની સાચી અને ખોટી રીતો હોય છે (ઉદાહરણ) પાણિયારી કૂવેથી પાણી ભરે અને બેડા પર બેડું મૂકી હાથ છૂટા રાખી ચાલે તેનામાં જેવી કુશળતા હોય છે તેવી દરેક કામમાં જોઈએ કૂવામાં ઘડો નાખતાં કે કાઢતાં કચાય અફળાય નહિ તે ધ્યાનમાં રાખવાનું, માથા પર ચડાવ્યા હોય ત્યારે તોલ બગડે નહિ તે જોવાનું, રસ્તા પર પથરા કાંકરા પડ્યા હોય તો સંભાળીને ચાલવાનું આવી કુશળતા તે ભૌતિક કુશળતા—કર્મકૌશલ છે

આ ન આવવાનું કારણ મોટે ભાગે નાનપણથી કેળવણીની ખામી, આળસ, ઘરમાં માબાપ તથા મોટા ભાઈભાંડુની અવ્યવસ્થા એ મહત્ત્વનાં કારણો છે

આધ્યાત્મિક અર્થમાં—કર્મકૌશલ એટલે

* ગઈ તા. ૧૫મી ઓગસ્ટે નવજીવન કાર્યાલયે એનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કર્યો છે — સંપાદ

અનાસક્તિ, સમતાની બુદ્ધિ. સમત્વ એ જ યોગ છે. અને યોગ એ જ કર્મ કૌશલ છે, એમ ગીતામાં કહ્યું છે. આસક્તિથી કરેલું કર્મ કુશળ નથી એ સુખી દુઃખી કરે છે; બંધન પણ કરે છે. એ કર્મ ઈશ્વરાર્પણ થઈ શકતું નથી.

આશા છે કે આટલેથી આ સમજશો.

હું ૨-૩ દિવસમાં વર્ધા પાછો જઈશ. મારાં મોટાં ભાભી દેહત્યાગ કરી ગયાથી અહીં આવવાનું થયું છે.

લી० કિશોરલાલ મશરૂવાળાના યથા યોગ્ય ઘટિત પ્રણામ વાંચશો.

## દેશની સૌથી મોટી જરૂર

રાજ્યનું કામ સુધારવાને માટે સૌથી મોટી જરૂર બે વાતની છે—ખેતી અને ચારિત્ર્ય. આપણા દેશને માટે અત્યારે આ બે વસ્તુની જરૂર છે, અને એ પાયાની જરૂર છે. આપણી ખેતી સુધરવી જોઈએ અને આપણું ચારિત્ર્ય સંભાળવું જોઈએ. આ તદ્દન આવશ્યક છે. ખેતી સુધારો તો રાષ્ટ્રનો દેહ સારો થાય, અને ચારિત્ર્ય સુધારો તો પ્રજાનો આત્મા સારો થાય. ધારાસભ્યો તરીકે જે એક નીતિ આપણે યાદ રાખવાની છે તે એ છે કે, આ કે તે કામ કઢાવવા માટે અમલદાર પાસે જવાનું નથી, પરંતુ ખેડૂત સુખી કેમ થાય તે જોવાનું છે. 'વધુ અન્ન પેદા કરો' એ વાત અમલમાં આણવાની છે. તેનો પોકાર કર્યે જવાથી કે લોકોને માત્ર કહેવાથી તે નહિ બને; ખેડૂતોને એ કરવામાં આનંદ આવે, એમ કરવાથી તે વસ્તુ બનશે.......... આપણે ખેતી તરફ ધ્યાન આપવું જ જોઈશે. મારું મન બીજે ક્યાંય જતું નથી. ઉદ્યોગોની પંચાત ન કરો; તે તો પોતાનું ફોડી લેશે. ખેતી અને ચારિત્ર્ય બે વાત જો સાચવી લો, તો સૌ સારા વાનાં થઈ જશે..........

હું ઘરડો થયો છું એટલે જુવાનિયા કરતા ઈશ્વરમાં વધારે માનવા લાગ્યો છું. જુવાનિયા પોતાના શરીર અને લોહીના જોમ પર વધારે મુસ્તાક રહે છે. તેઓ એમ માને કે, દુનિયા એની મેળે ચાલે છે અને તેમાં ઇશ્વર બીશ્વર નથી. એક છોડ કે ઝાડ એમ કલ્પે કે, માળી કે ખેડૂત તો કાંઈ નથી; એ તો બહુ તો ફળફૂલ લેવા આવે છે. પણ એ ખોટું છે. કેમ કે બધું ઠીક કરી, ઝાડનાં માવજતપાણી કરનાર માળી છે; તે તેમને ઉછેરે છે. તેમ જ જુવાનિયાઓ માને કે, ઇશ્વર છે નહિ, અમે જ અમારા શરીરને જોરે જાતે નભીએ છીએ પણ એ મોહ છે. એમ એક વિમાની વિમાન ચલાવે છે, તેમ બધું સર્વસમર્થ ઇશ્વર ચલાવે છે તમે મને એકમતીથી તમારો નેતા ચૂંટયો છે તો હું તમારી પાસે માગું છું કે, ઇશ્વર બધે હાજર છે એ વાતને પણ તમે એકમતીથી સ્વીકારો. તમે તેને માટે તૈયાર છો? યાદ રાખો કે, ઇશ્વરની હયાતીની વાત માનો એમ હું નથી કહેતો; તેની હાજરીની વાત માનો એમ મારું કહેવું છે. તમે કોઇ કામને બીજાથી સંતાડી રાખો, પણ ઇશ્વર તો તે જુએ છે. કાંઇ ખોટું કરીએ તો તેથી આપણે પડીએ જ છીએ, એમાં શંકા નથી.......... તેથી સૌએ તેની હાજરી માનીને ચાલવું જોઇએ. તો દરેક પગલું સાચું પડે. બીકથી નહિ પણ પ્રેમથી વર્તીએ એમ હું ચાહું છું. કોઇ પણ માણસ પોતાની માતાની હાજરીમાં હલકું કામ કરે? તેમ જ ઇશ્વરને આપણી માતા માનવી જોઇએ અને યોગ્ય વર્તન રાખવું જોઇએ. તો સૌ સારું થશે. — રાજાજી

ભક્તરાજ [અનુસંધાન પૃ૦ ૧૭૪ થી ચાલુ]

પણ આ ખીણમાં ભક્તરાજ સામે મોટું વિઘ્ન આવીને ઊભું રહ્યું. તેને ત્યાં પાપાસુર નામે એક ભયંકર રાક્ષસનો ભેટો થયો. ભક્તરાજ તો તેને જોઈને ધ્રુજી જ ઊઠ્યો નાસી જવું કે એ રાક્ષસનો સામનો કરવો એનો નિર્ણય તે એકદમ કરી શક્યો નહિ. પણ તેને તરત જ યાદ આવ્યું કે, મેં જે બખ્તર પહેર્યું છે તે પીઠ પાછળથી ઉઘાડું છે તેથી જો હું પીઠ ફેરવી નાસી જાઉં તો એ દુષ્ટ રાક્ષસ તીક્ષ્ણ બાણ વડે મારી પીઠ વીંધી જ નાખે તેથી ભક્તરાજે છેવટે એ રાક્ષસ સાથે લડી લેવાનો નિર્ધાર કર્યો.

પાપાસુર બહુ ભયંકર દેખાવનો હતો. સામાન્ય માણસ તો તેને જોઈને ત્યાં જ મૃતપ્રાય થઈ જાય. જ્યારે તેણે ભક્તરાજને પોતાની સામે આવતો જોયો ત્યારે તે ભયાનક મુખાકૃતિ બતાવીને જોરથી પૂછવા લાગ્યો: "અરે ઓ કાળા માથાના માનવી! તું ક્યાંથી આવે છે અને ક્યાં જઈ રહ્યો છે?"

ભક્તરાજ — હું 'વિનાશની નગરી'માંથી આવું છું અને સ્વર્ગધામ ભણી જાઉં છું.

રાક્ષસ — અરેરે, ત્યારે તું તો મારો સેવક છે. હું 'વિનાશની નગરી'નો માલિક છું. તો પછી તું આમ તારા રાજાના હાથમાંથી છટકીને ક્યાં જવાનો છે? જો તું મારી સેવા કરવાનું છોડીને નાસી જવા ઇચ્છતો હોય તો તને એક જ ઘાએ લોહીલોહાણ કરવો પડશે.

ભક્તરાજ — અરે પાપાસુર, ભલે હું તારા રાજ્યમાં જન્મ્યો હોઉં પણ મને તારી સેવા ભારે થઈ પડે છે કારણ તેનો બદલો એવો તુચ્છ છે કે માનવી ભાગ્યે જ પોતાનું જીવન ટકાવી શકે છે પાપની સેવા કરવાનો બદલો મોત સિવાય બીજો શો હોય? હવે મારામાં પૂરેપૂરી સમજ આવી છે માટે પ્યારા બાપુ મોતને નાહક ભેટવું નથી. હું તો બીજા શાણા માણસોની પેઠે નિર્વાણને પામવા ઉદ્યત થયો છું

રાક્ષસ — હવે રહેવા દે તારું ડહાપણ! હું કંઈ એવો મૂર્ખ નથી કે તને આમ મારા હાથમાંથી છટકી જવા દઉં. જો તને બદલો ઓછો પડતો હોય તો તને સંતોષ થાય એવું આપવાની ગોઠવણ કરી આપું. માટે તું તારે ઘેર જઈને સુખેથી રહે

ભક્તરાજ — ના ના; હું હવે પ્રભુને શરણે જવા ઇચ્છું છું માટે હવે તારા રાજમાં મને કેટલુંય સુખ મળે એમ હોય તોયે રહેવું નથી.

રાક્ષસ — હે મૂરખ, તું તારે હાથે જ તારા પગ પર કુહાડો મારે છે! તારી માફક કેટલાય લોકો લવરી કરતા હતા કે, અમે તો પ્રભુના સેવકો છીએ પરંતુ છેવટે થાકીને મારે જ શરણે તેઓને આવવું પડ્યું છે તારું દોઢડહાપણ બાજુએ મૂકીને મારું માની જા

ભક્તરાજ — હવે એવું થઈ શકે એમ નથી મેં પ્રભુને વચન આપ્યું છે. મારે વચનનો ભંગ કરી પાપમાં પડવું નથી

રાક્ષસ — ઓહો, મોટો સત્યવાદી થઈ ગયો! મને દગો દઈને મારા રાજમાંથી ભાગી જતી વખતે તારું ડહાપણ ક્યાં જતું રહ્યું હતું? હજીય તને જવા દઉં છું. મારું માની જા અને પાછો ફર.

ભક્તરાજ — ભલે હું તારી ભૂમિમાં જન્મ્યો હોઉં પણ હું પ્રભુનો જ સેવક થવા ઇચ્છું છું તે મારાં બધા પાપ બધી ભૂલો, બધા સ્ખલનો ભૂંસી નાખશે. અને ઓ પાપાત્મા! સાંભળ. મને તો પ્રભુની જ સેવા ગમે છે, પ્રભુનો જ હું સેવક છું, મારે તો પ્રભુનું જ રાજ જોઈએ, મને પ્રભુનો જ સમાગમ ગમે છે અને તારા કરતાં પ્રભુનો દેશ મને ખૂબ જ પસંદ છે માટે મને સમજાવવા પટાવવાનું

ઊડી રે હું તો પ્રભુનો સેવક છુ અને તેને જ અનુસરીશ.

રાક્ષસ — હજી પણ તારે શાંતિથી વિચારવું હોય તો વિચારી લે આગળ જતા રસ્તે કેટલાય વિઘ્નો આવશે એનુ તને જરાયે ભાન છે ખરુ ? મારી વાત ન માનીને એ રસ્તે જનારા કેટલાય લોકોનો નાશ થઈ ગયો છે, કેટલાય માણસો મોતના મુખમા ધકેલાઈ ગયા છે તુ હજીય તારી જીદ છોડતો નથી અને પ્રભુના સેવક બનવામા ગૌરવ લે છે પણ જરા મને બતાવ તો ખરો કે, તારા એ પ્રભુએ જાતે આવીને કેટલાને મદદ કરી છે? કેટલાની મુશ્કેલીઓને દૂર કરી છે? તારો પ્રભુ તો પોતાના સ્વર્ગધામમા લહેર કર્યા કરે છે જ્યારે હુ તો જાતે આવીને સૌને સુખી કરવા, તેઓની ગમે તેવી ઇચ્છા તૃપ્ત કરવા અને તેઓ મને ઠગો દઇને નાસી જતા હોય તોયે સમજાવીને પાછા મારા પ્રદેશમા સુખચેનમા રહેવા બોલાવી લાવું છુ માટે હવે માથુ ઠેકાણે રાખી મારી વાત માની જા હુ તને જરૂર મુક્ત કરીશ

ભક્તરાજ — પણ અરે ઓ રાક્ષસ, પ્રભુ અમને દુ ખમાથી પસાર કરી અમારી કસોટી કરે છે અમે સકટથી ગભરાઈ જઈ નાસીપાસ તો નથી થતાને અને આ દુન્યવી બધનોની માયામા ફસાઈ તો નથી પડતાને, એ જોવા ખાતર જ પ્રભુ તેના સેવકોના માર્ગમા મુશ્કેલી ઊભી કરે છે તે તેના સાચા સેવકોને હમેશા મદદ કરે જ છે

રાક્ષસ — પણ અરયા, તુ ક્યા એનો સાચો સેવક છે? તુ પણ તેને ક્યા આજ્ઞાંકિત રહ્યો છે? તો પછી એ તને શી રીતે મદદ કરી શકશે!

ભક્તરાજ — શુ હું પ્રભુની આજ્ઞાનુ પાલન નથી કરતો?

રાક્ષસ — એટલા માટે જ તુ ડગલુ ડુબકા ખાતો હતો ખરૂ ને? અને તારો બોજો હળવો કરવા માટે શુ તે ખોટો માર્ગ અપનાવ્યો નહોતો કર્યો? રસ્તે સિંહને ટાળવાનુ શા માટે મન થઈ ગયુ હતુ? અને સિંહને જોઈને કેમ નાસી ગયો હતો? જો તારો પ્રભુ તારા પર પ્રસન્ન હોત તો રસ્તે મુશ્કેલી શા માટે આવ? ખરી રીતે તુ પ્રભુનો ભક્ત હોવાનો ખોટો ડોળ જ કરે છે અહંકારખાનેથી તો તુ કીર્તિનો જ ભૂખ્યો છે!

ભક્તરાજ — અરે રાક્ષસ, મારા જે સ્ખલનો થયા છે એ મારે કબૂલ છે પરંતુ એ તો નાશ શહેરમા રહીને મારામા જે નબળાઈઓ દાખલ થઈ ગઈ હતી તેનુ દુષ્પરિણામ છે કારણ કે તે નબળાઈઓનુ મે પાલન કર્યું હતુ, મે તેઓને વહાલી ગણીને મારા અંતરમા સ્થાન આપ્યું હતુ આજે મને મારી ગફલત માટે પસ્તાવો થાય છે અને હુ ખૂબ શરમાઉ છુ મારા પ્રભુની કરુણા અપાર છે એ મને જરૂર આ બધા સ્ખલનો માટે માફી આપશે

રાક્ષસ આ સાભળી ખૂબ ગુસ્સે થઇ ગયો તે નાડ પાડીને ગર્જી ઊઠ્યો "તારી જબાન બધ કર તારા પ્રભુનો હું કટ્ટો દુશ્મન છુ એનુ નામ મારી સામે લેતો નહિ હુ તેના ભક્તોને ધિક્કારુ છુ, તેના નિયમોને ધિક્કારુ છુ અને તેને પણ ધિક્કારુ છું હું તને ચલિત કર્યા વિના પાછો ફરવાનો નથી"

ભક્તરાજ — હે પાપાત્મા, તારુ સાહસ રહેવા દે તુ એમા જરાયે ફાવવાનો નથી હુ પ્રભુના પવિત્ર માર્ગે જઈ રહ્યો છુ તુ મારો એક વાળ સુદ્ધા વાકો કરી શકે એમ નથી પ્રભુ મારી સાથે છે પછી મને શાનો ડર હોય?

આ સાભળીને રાક્ષસ ધૂધવાઈ ગયો તે ખરાડા પાડીને બોલ્યો "અરે મગતરા, હવે છાનો મર તારા જેવાને તો હમણા પળ વારમા મૂઠીમા મસળીને ધૂળ ચાટતો ન કરી દઉ તો મારુ નામ પાપાસુર નહિ ખબરદાર! એક ડગલુ ય આગળ ભર્યું છે તો તારા દિવસો હવે ભરાઈ ચૂક્યા છે" એમ કહીને પાપાસુર ભક્તરાજ પર તૂટી પડ્યો

(ચાલુ)

પ્યારા બાપુ

# દાસી જીવણ ...

અનવર આગેવાન

જમા ઘેરે જીવણ જન્મ્યા, અલૌકિક થિયો અવતાર,
દાફડા ઘેર દિવો થિયો, એ રાધા અવતાર.

સંવત ૧૮૦૬ની દીવાળીને દિવસે ભરત લોકનો મસ્ત મોરનો જીવણનો જન્મ ઘોઘાવદર ગામના મેઘવાળ જગા દાફડાને ઘેર થયો. માતા સામબાઈની કુખે રાધા-અવતાર અવતર્યો. એ રાધા-અવતાર હતો એટલે એણે 'દાસી ભાવે' ભક્તિ કરી એથી એના દરેક ભજનમાં 'દાસી જીવણ' એવું નામચરણ આવે છે. એના ગુરુ ભીમદાસ હતા.

"દાસી જીવણ"ના પદોમાં મીરાની મસ્તી-છાયા, કબીરની વેદાંતી છાંટ, ગોરખ જોગીવાણીના સ્વર ઊઠતા જણાય છે. એની વાણી ઘણી લોક પ્રિયતાને વરી છે. એની વધુ મીમાંસાને અહીં અવકાશ નથી.

દાસી જીવણનું રૂપ ઘણા ભજનિકો વર્ણવે છે. વાંકી સેંથી ને લાંબા લાંબા રેશમિયા ઝુલ્ફા, કાળી ભમર, અમી ઝરતી આંખડિયું, મરકતા મુલાયમ હોઠ આવું તો એનું રૂપ! જ્યારે એ તન્મય બની ભજન ગાય ત્યારે ગાતો ગાતો એ ઊભો થઈ જાય. એ આંબલિયું ઝાંઝરૂ ઝાડ વચ્ચે એ મોરનો ગહેકો ઊઠતો ત્યારે મોર! મોર તો ગળું કરવા લાગી જાય એ જે જગ્યાએ ગાતો એ જગ્યા આજ પણ મોજૂદ છે, એની હું બઝુ ન ઘટ ઘાર આંબલિયાની પણ લીલી કુંજાર ઊભી છે. એમાંથી જાણે આજ પણ એની મત વાણીના ટહુકારના ભણકારા વાગતા હોય તેમ લાગે છે. હવે જુઓ એના બે ત્રણ બોધપ્રદ પદો.

જેમણે સતગુરુ ચરણે સમગ્ર જીવન ન્યોચ્છાવર કરીને હરિને જીવન અર્પ્યું છે તેને મન પાર્થિવ-અપાર્થિવ કોઈ ભેદ નથી રહેતા. તેમને કોઈ બંધનો નડતા નથી. એનું આવાગમન ટળી જાય છે. આત્મા તો અજય ને અમર છે અને આ જન્મ-દેહ એ કેવળ સર્પની કાચળી જેમ ક્ષણિક છે. એ સનાતન સત્યના ક્રમને દાસી જીવણે અહીં નિરૂપ્યો છે.

ને તો આવે રે નર ને જાવે
જેણે સતગુરુ સાચને સમ્યા નર ન જાવે-ટેક
તન મન ધન જેણે રે, ગુરુજીને અર્પ્યા વા'લા,
દુવધા છોડીને રે તું નિરગુણ લાવે—જેણે
આવાગમણ રે એને કાંઈ નથી ચડતું વા'લા,
સરપ કાંચળડી જેમ દૂર લાવે—જેણે
'દાસી જીવણ' કે સતો ભીમ કેરે ચરણે,
કર તો જોડીને દાસી ગુણ ગાવે—જેણે

આ બીજા પદમાં માનવની અંધશ્રદ્ધા દંભ અને પરંપરાગત માન્યતા રૂઢિના પડદાને ભેદી દાસી જીવણ હરિનો સચો માર્ગ ચીંધે છે. 'રામ' નામનો સિદ્ધિ મંત્ર આપે છે, સાથે સાથ સાચા સાધુના લક્ષણ વર્ણવ્યાં છે.

રામ સમર મન રામ રામ સૂમર લે,
અરે, મૂરખ ક્યો મન સૂતા-ટેક
જાગ્રત નગરી ચોર ન લૂંટે,
જખ મારેગા જમદૂતા-રામ
જપ કર તપ કર કોટિ યજ્ઞ કર,
કાશી જઈ કરવત લેતા,
મૂવા પછી મુક્તિ નહિ હોવે,
રણમેં મરજે જમ દૂતા-રામ
જોગી હો કર જટા બઢાવે,
અંગ લગાવે ભભૂતા,
દમડી કારણે દેહી જલાવે,
સો જોગી નહિ જમ દૂતા-રામ
જોગી હોય સો જંગમ રહેવે,
કામ ક્રોધ કૂ દે દંડા,
અધર તખત પર આપ બિરાજે,
સો જોગી હુય અવધૂતા-રામ
સૂતા સો નર ગયા ચોરાસી,
જાગ્યા સો નિરભે હોતા,
'દાસી જીવણ' ગુરુ ભીમને ચરણે,
અનુભવી અનુભવ લેતા-રામ

આ ભજનમા મનન જીવાને વાડીના સ્વરૂપમા નિરૂપને હસી જીવતો માનવ જીવનનો મહિમા ગાયો છે આ મ સ્વરૂપને પેખનારાઓને સરળ ને વેધક શૈલીમા પર્લ પર્લ કહ્યુ છે ઉપદેશ છે

વાડી રે વેડીશ મા હો!
મારી રે વાડીના ભમરલા! વાડી વેડીશ મા!
મારી રે વાડીમા માનસરોવર,
નાજે ધોજે પણ પાળીડા ઢાળીશ મા!
મારી વાડીના
મારી રે વાડીમા ચપો ને મરવો,
દોરશુ લેજે પણ કળીયુ તોડીશ મા!
મારી વાડીના
હાસી જીવણ કે સતો શીમ ઠેરે ચરણે
સરખા સરખી જોડી રે તોડીશ મા!
મારી વાડીના

---

મધ્યાનવાસ્ન [અનુસંધાન ૬નરપેજ મીનથી ચાલુ] વહેરે અને આવતાય વહેરે!— દુર્દશા કરી મૂકવામા મથુરભાઈ અને કિશાભાઈ જરાય મણા રાખતા નથી અને છેવટે છગાભાઇનો હાસો ખાઇને મરીને જ છૂટકારો થાય છે!

વાર્તા એકંદરે સફળ છે પરતુ એમા સ્ત્રીઓ વચ્ચે થતા લઢવાડમા તેમ જ પુરુષો ઉશ્કેરાઇને વાતો કરે ત્યારે અવારનવાર ચરોતરી ગ્રામ્ય બોલીનો ખૂબ જ છૂટથી ઉપયોગ કર્યો છે એ જરા ખૂચે છે એવે વખતે લેખક મર્યાદા જાળવી શકતા નથી

બીજી વાર્તા 'અકળલીલા' આ સગ્રહની નબળી વાર્તા કહી શકાય જયતિ જેવા જાહેર સેવાકાર્યોમા ભાગ લેનાર કુશળ વકીલને ચચળબહેન જેવા અભણ પત્ની સાથે ઘરસ સાર માડવો પડે છે પરતુ જયતિ સમજુ છે અને ચચળને જરાય દુખ ન થાય કે મનમા ઓછુ ન આવે એ રીતે પોતાનો ગૃહસસાર સુખી બનાવી શકે છે પણ અનાથાશ્રમના પ્રમુખ જયતિભાઈ અને મત્રી સુધાબહેન વચ્ચે એક વાર થતો વાર્તાલાપ ચચળબહેન સાભળી જાય છે —'આપને એમ નથી લાગતુ કે ચચળબહેનને બદલે કોઇ ડીગ્રીધારી પત્ની હોત તો આપને ઘેરણાદાયી થઈ પડત?'—

---

અનુક્રમણિકા

૩૦ ઑગસ્ટ ૧૯૫૪


| | | પૃ |
|---|---|---|
| ૧ અતરની એકતા | ગાધીજી | ૧૬૯ |
| ૨ પની મે મીન પિયાસી | કબીર | ૧૭૦ |
| ૩ ઈશ્વરનિષ્ઠાની પ્રાપ્તિનો ઉપાય | કેદારનાથજી | ૧૭૧ |
| ૪ સાચો ધર્માત્મા | મુકુલભાઈ | ૧૭૨ |
| ૫ ભક્તરાજ | મુકુલભાઈ | ૧૭૩ |
| ૬ અહકારનો પડદો | ગુરુદયાલ મલ્લિકજી | ૧૭૫ |
| ૭ ત્રીજો માર્ગ | કાકાસાહેબ | ૧૭૬ |
| ૮ જીવનપરિવર્તનની પ્રક્રિયા | વિનોબાજી | ૧૭૭ |
| ૯ મનની દૃષ્ટિ | ગુરુદેવ | ૧૭૯ |
| ૧૦ દયા | ઉજ્જ્વળકુવરજી | ૧૮૦ |
| ૧૧ બાપુના પત્રો | | ૧૮૧ |
| ૧૨ કુદરતી ગળણીઓ | નાનચદજી | ૧૮૩ |
| ૧૩ સ્તુતિ અને શ્રદ્ધા | | ૧૮૪ |
| ૧૪ સચો ભિક્ષુ | પદ્મનભજી | ૧૮૫ |
| ૧૫ સરદ રશ્મીની વાણી | મુ૦ કે૦ | ૧૮૬ |
| ૧૬ બાપુજીની મીઠી વાતો | સાને ગુરુજી | ૧૮૭ |
| ૧૭ અપપુ અગત જીવન | જુગતરામ દવે | ૧૮૮ |
| ૧૮ ત્રિવેણી સગમ | મુ૦ કે૦ | ૧૮૯ |
| ૧૯ નિષ્ફળતામાથી ઘડતર | દિવાનજી | ૧૯૦ |
| ૨૦ યોગ કર્મસુ કૌશલમ્ | કિ૦ ઘ૦ મ૦ | ૧૯૧ |
| ૨૧ દેરની સૌથી મોટી જરૂર | રાજાજી | ૧૯૨ |
| ૨૨ હસી જીવણ | અનવર અગવાન | ૧૯૫ |
| ૨૩ ગ્રથ વવેશન | મુ૦ કે૦ | |
| ૨૪ આ માસની છબી | જમન મહેતા | |




પેપારશભા પુ

આખા વાર્તાનાયની અસર ચચગમહેન પર ઊંડી જ થાય છે! ચચગમહેનને મનમાં થઈ આવે છે કે, પોતાના પતિને સુધા જેવી ડીગ્રીધારી પત્ની હોત તો કેવું સારું? એ વચ્ચે જાણે પોતે કંટકરૂપ હોય એમ તેને લાગે છે! પછી લેખક વાર્તાને અવળે પાટે દોરી જાય છે કેળવણીપ્રધાનને મુખે પણ લેખક અસમયના વાક્યો બોલાવે છે! અને પછી વાર્તાને મારીમચડીને લાંબી કરી મૂકવામાં આવે છે! છેવટે ચચગમહેન જીવલેણ માંદગીમાં પટકાય છે અને સુલોચના જેવી 'ત્યાગમૂર્તિ, શ્રદ્ધાની મૂર્તિ અને પ્રેરણાની મૂર્તિ' પોતાના પતિને સોંપીને કાયમને માટે આંખો બંધ કરી દે છે! આખી વાર્તા વચના ચચગે કરેલું આત્મસમર્પણ ઘેલછાભર્યું લાગે છે અને એના પ્રત્યે લેખક આપણામાં સહાનુભૂતિ જગવી શકતા નથી

ત્રીજી વાર્તા 'દુઃખના પોટલા' પણ કરુણાન્તિકા જ છે વાલી પોતાના પુત્ર ગણેશિયા પર સંસારમાં સામાન્ય રીતે બને છે એમ તેની પત્ની મણિ વર્ચસ્વ જમાવી ન બેસે તેમ જ પુત્ર પોતાની માની અવગણના કરતા તો ન લાગેને અને તેથી પોતાની માનહાનિ સમાજમાં ન થાય, એ ભયે અને અભિમાનમાં, એક દિવસ પુત્ર અને તેની પત્ની તેને પૂછ્યા વિના વગડામાં ગયા હોવાથી ઘર છોડીને ગુસ્સામાં ચાલી નીકળે છે તે પોતાના સ્વજનોને ત્યાં જઈને રહે છે અને એવી આશા રાખે છે કે પોતાનો પુત્ર ભૂલ સમજતાં પોતાને જરૂર તેને મનાવવા આવશે અને ઘેર તેડી જશે પરંતુ એ જે જે ઘેર જઈને રહે છે ત્યાં ત્યાં આસપાસ ઘરકંકાસના દુઃખના પોટલા જુએ છે તેના મનમાં ભય ઉત્પન્ન થાય છે કે, રખેને મરી પણ આ સૌ ઘરડાંઓના જેવી દુર્દશા તો ન થાયને! પણ તેનું અભિમાન તેને નમતું આપતા રોકે છે અને તે પાછી ઘેર જતી નથી સ્વજનોને પણ ઘેરથી એ શા માટે આવી છે એનું ઊલટું જ કારણ જણાવે છે થોડા દિવસ પસાર થઈ જાય છે પણ તેના બે પુત્રોમાંથી કોઈ જ આવતું નથી! વાલીનો રોષ ઊતરી જાય છે તે બહારથી તો તમાચો મારીને ગાલ રાતા રાખે છે જ્યાં જ્યાં દુઃખના રોદણાં જુએ ત્યાં ત્યાં એ સૌને એમાંથી માર્ગ કાઢવાની શિખામણ આપતી રહે છે પણ પોતે ઊભી કરેલી પરિસ્થિતિમાંથી એ માર્ગ કાઢી શકતી નથી! તે બીજાને શિખામણ દે છે કે જુવાન છોકરાને અનુરૂપ થઈને રહીએ અને જરા નમતું આપીએ તો એમાં કશું શરમાવા જેવું નથી જમાનો ઓળખીને વર્તતા શીખવું જોઈએ જ્યારે એ પોતે જો પાછી ઘેર જાય તો પોતાની માનહાનિ થય અને બહુ માથાભારે બની જાય એ બીકે અને અભિમાને ઘેર જતી નથી છેવટે ઘેર જવાનું બહાનું કાઢી સ્વજનના ઘેરથી નીકળે છે અને રસ્તે ઊંચા ઝાડ પર ચડીને પડતું મૂકી આપઘાત કરે છે! આ આખું કરુણ ચિત્ર લેખકે સચોટ રીતે વર્ણવ્યું છે વાલીને મૂંઝવી નાખે એવી આસપાસની પરિસ્થિતિનું આલેખન લેખકે કુશળતાથી કર્યું છે અને માનવીનો અહંકાર તેને ક્યાં જઈને પછાડે છે અને આસપાસની સાચી સ્થિતિને ઓળખવાની બાબતમાં તેને કેવો અંધ બનાવી દે છે એની સુંદર રજૂઆત આ વાર્તામાં થઈ છે

આ ત્રણ વાર્તાઓનો સંગ્રહ આપણા સમાજનું, ઘરસંસારનું અને માનવમનમાં ઊંડા વૈવિધ્યપૂર્ણ ભાવોનું, ગૂંચોનું અને અને તરંગોનું સુરેખ આલેખન કરે છે, શ્રી પેટલીકરની વાર્તાકાર તરીકેની શક્તિનો સારો પરિચય કરાવે છે, અને 'દુઃખના પોટલા' જેવી વાર્તા આપણા વાર્તાસાહિત્યને સમૃદ્ધ કરવામાં અગત્યનો ફાળો આપે છે — મુ૦ મ૦

રજિ૦ નં૦ બી૦ ૫૨૫૫

# સાભાર સ્વીકાર

**નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪**

ગીતા પ્રવચનો: લે૦ વિનોબાજી, કિં૦ દોઢ રૂપિયો
જીવનનો આનંદ: [કળા અને કુદરતવિષયક લેખો] લે૦ કાકાસાહેબ કાલેલકર, કિં૦ ચાર રૂપિયા
ધર્મોદય: લે૦ કાકાસાહેબ કાલેલકર, કિં૦ સવા રૂપિયો
અહિંસાવિવેચન: લે૦ કિશોરલાલ ઘ૦ મશરૂવાળા, કિં૦ અઢી રૂપિયા

**ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ ૧**

ઇલાકાવ્યો, રતન અને બીજાં બધાં: લે૦ ચંદ્રવદન મહેતા, કિં૦ ૩-૦-૦
પુણ્ય પરવાર્યું નથી: લે૦ ગુલાબદાસ બ્રોકર કિં૦ ૩-૮-૦
સાગરનાં હૈયાં: લે૦ અશોક હર્ષ, કિં૦ રૂ. ૪-૦-૦
કીમિયાગરો: લે૦ યશોધર ન૦ મહેતા, કિં૦ રૂ ૨-૮-૦
[illegible]: લે૦ ઉપર મુજબ, કિં૦ રૂ. ૧-૮-૦
લુટીસા કુવર, વીર બેની. બન્નેના લે૦ જીવરામ જોષી, દરેકના કિં૦ રૂ. ૦-૧૦-૦

**ટાઇમ્સ ઑફ ઇન્ડિયા, મુંબઈ**

સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા—સ્વરૂપ અને કાર્યપદ્ધતિ: લે૦ ટોમ ગાલ્ટ, કિં૦ આપી નથી
અમેરિકા: લે૦ સ્ટીફન વિન્સેન્ટ બેનેટ, કિં૦ આપી નથી
અમેરિકાની વિદેશ નીતિ લેખકનું નામ નથી આપ્યું, કિં૦ ૨-૦-૦

**પ્રકાશન, શિવરાજગઢ, સૌરાષ્ટ્ર**

જયભેરી લે૦ મકરંદ દવે, પ્ર૦ અનવર આગેવાન, કિં૦ રૂ. ૧-૪

**નવા માનવી [માસિક]**

તંત્રી મંડળ: નવલભાઈ શાહ, અમુભાઈ દવે, જ્યોતિ દેસાઈ, સુરાભાઈ ભરવાડ, લલિતાબહેન શાહ
પ્રકાશક: નવલભાઈ શાહ, ગૂંદી,
લવાજમ: દેશમાં રૂપિયા અઢી પરદેશમાં રૂપિયા સાડા ત્રણ

## "પ્યારાબાપુ"

વાર્ષિક લવાજમ રૂા. ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે તે કાર્યાલયને સરનામે મ.ઑ.થી મોકલવું.
પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે
લવાજમ મ.ઑ. થી મોકલતા મ. ઑ.ની કુપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું
એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.
આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે
પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું. ગ્રાહકોએ પત્ર વ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે

'પ્યારાબાપુ' કાર્યાલય, જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

પ્રકાશક અને મુદ્રક: મીરન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, ગિરિવિહાર, કૉલેજ રોડ, જૂનાગઢ

# ગ્રંથાવલોકન

અહિંસાવિવેચન લે૦ કિશોરલાલ ઘ૦ મશરૂવાળા; પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૯, કિ૦ ત્રણ રૂપિયા, પૃ૦ ૩૩૦.

સદ્‌ગત શ્રી કિશોરલાલભાઈના જીવનકાળ દરમિયાન પ્રકાશિત થયેલું એમનું આ છેલ્લું પુસ્તક અહિંસામૂર્તિ પૂજ્ય બાપુજીના અહિંસા વિશેના વિચારોને સમજવામાં અમૂલ્ય ફાળો આપે એવું નોંધપાત્ર છે શ્રી. કિશોરલાલ ભાઈ એક રીતે કહીએ તો બાપુજીના ભાષ્યકારોમાંના એક હતા બાપુજીના વિચારોનો તલસ્પર્શી અભ્યાસ કરી જરાયે ઊર્મિલતામાં ઘસડાયા વિના તટસ્થપણે તેનું અવલોકન કરીને પોતાની રીતે તેને સમજાવવા તેઓ પ્રયત્ન કરતા હતા

બાપુજીએ વહેતા મૂકેલા વિચારપ્રવાહોમાં અહિંસા વિશેના એમના મન્તવ્યો ભલભલાને મૂંઝવી દેતા હતા બાપુજીએ અહિંસા પોતાના જીવન સાથે એવી તો વણી દીધી હતી કે એમના વિચારોમાં જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ અહિંસા વિશેના — ખરી રીતે કહીએ તો એમના એકેએક સિદ્ધાંતો વિશેના — વિધાનોમાં કાલાનુસાર ફેરફારો થતા ગયા બાપુજીના આ વિચાર-વેગને કિશોરલાલભાઈ જેવા વિચારકો બરોબર સમજવા પ્રયત્ન કરતા હતા અને તેઓમાં રહેલી સ્વસ્થતા તથા બુદ્ધિ તેમ જ હૃદયની વિશાળતાને લીધે તેઓ બાપુજીના વિધાનોને વધારે સ્ફુટ કરી શકાય એ રીતે વ્યક્ત કરવા મથતા હતા કિશોરલાલભાઈએ અહિંસાના સિદ્ધાંતનું પોતાની શક્તિ અનુસાર જે વિવેચન કર્યું છે તેનો સંગ્રહ પ્રસ્તુત પુસ્તકમાં કરેલો છે.

આ પુસ્તકને ચાર ખંડમાં વિભક્ત કરવામાં આવ્યું છે પહેલા ખંડમાં મહાયુદ્ધ પહેલા [૧૯૨૩ થી ૧૯૩૫]ના કાળનું, બીજા ખંડમાં મહાયુદ્ધ દરમ્યાન [૧૯૩૯ થી ૧૯૪૨ ઑગસ્ટ] થયેલા વિચારવિકાસનું, ખંડ ત્રીજામાં કસોટી [૧૯૪૨ ઑગસ્ટથી ૧૯૪૫] કાળનું, અને ચોથા ખંડમાં ચાલુ કાળ [૧૯૪૫-૪૬ થી ૧૯૪૭] નું અહિંસા વિવેચન સમગ્ર કાળનો સુરેખ ખ્યાલ આપે એ રીતે નિરૂપાયેલું છે

ભાઈશ્રી રમણીકભાઈ મોદીએ ખબ કાળજી અને શ્રમ લઈને આ સંગ્રહને પ્રસિદ્ધ કરવામાં જે પવિત્ર સેવા બજાવી છે તે બદલ આપણે સૌ તેમના આભારી છીએ નવજીવન પ્રકાશન મંદિરે પણ કિશોરલાલભાઈના અહિંસા વિષયક લેખોનું આ પુસ્તક પ્રસિદ્ધ કરી અભિનંદનીય સેવાકાર્ય કર્યું છે.

શરણાગતિ: લે૦ વલ્લભજી ભાણજી મહેતા: પ્રાપ્તિસ્થાન વલ્લભજી ભાણજી મહેતા, મોરબી, કિ૦ રૂા ૧-૮-૦, પૃ૦ ૨૧૬

મોરબી જેવા રમ્ય સ્થળે જઈએ અને કવિરાજનો સતસમાગમ ન સાધીએ તો આપણે એક સુઅવસર જ ગુમાવીએ કવિરાજને જોતા તેમને ‘ભક્તકવિ’ કહીને સંબોધવાનું જ મન થઈ જાય તેઓ પોતે સુસંસ્કારી, સંત પ્રકૃતિના સજ્જન છે. તેઓએ અન્ય જનોમાં ઉચ્ચ સંસ્કારોનું સિંચન કરવામાં અગત્યનો ફાળો આપ્યો છે. વળી તેઓ કવિ હોવાને કારણે પોતાની આધ્યાત્મિક અનુભૂતિને કાવ્યો દ્વારા પણ મૂર્ત કરી છે આજ લગી તેમના લગભગ ૧૪ પ્રકાશનો — ‘કુંજવેણુ’, ‘ભાવનાના ભરત’, ‘અંતરની ઊર્મિઓ’, ‘પુષ્ટિ તત્ત્વ તરંગિણી,’ ‘પ્રેમના પુષ્પો’, ‘માનસના મોતી ભાગ ૪’, ‘જીવન જ્યોતિ’, ‘આધ્યાત્મિક પત્રો’, ‘ગુરુદ્વારે’, ‘વલ્લભ ભજનમાળા’, ‘ચિન્તવનની ચિનગારીઓ’, ‘વલ્લભવાણી’, [અનુસંધાન કવ-પેજ ત્રીજું]



તમારા પ્રેમની મને કદર નથી એવું ન સમજશો।

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતુ માસિક]

વર્ષ ૫ ] ૩૦ સપ્ટેમ્બર – ૧૯૫૨ [ અંક ૮

## મારી સલાહ

ગાંધીજી

તમારા પ્રેમની મને કદર નથી એવું ન સમજશો. પરતુ તમારો એ પ્રેમ વધારેપડતો ઊભરાઈ જાય અને વેવલાવેડામા પરિણમે તેને બદલે મેં અનેક પ્રસ ગોએ અને મારાં અનેક લખાણોમાં દર્શાવી છે તેવી દેશની કોઈક રચનાત્મક સેવાનું સ્વરૂપ લે એમ હું ઇચ્છુ છુ.

હું ચોક્કસ માનું છું કે માણસજાતને જીવવું હોય તો ક્રમે ક્રમે સત્ય અને અહિંસાનો પ્રભાવ અથવા અમલ સ્વીકાર્યા વિના તેનો છૂટકો નથી એટલે આચારના આ બે પાયાના સિદ્ધાંતો નજરમા રાખીને મારે અને તમારે કામ કરવાનું છે ને જીવવાનું છે.

સ્વતંત્રતા તો આપણે મેળવી, પણ દેશમા આજે જે આધી અગર તોફાન છે તેનું શું? આપણે રેંટિયો ફેરવ્યો ખરો પણ તેને અપનાવ્યો નહીં, પોતાનો કર્યો નહિ. સૌએ મારા પર મહેરબાનીની ખાતર રેંટિયા ચલાવ્યા. પણ મારે એવી મહેરબાની નથી જોઈતી હજી અહિંસાની શક્તિ આપણે વધારવી હોય તો રેંટિયાને અપનાવ્યા વિના અને તેનો મર્મ સમજી લીધા વિના છૂટકો નથી. અહિંસા બહાદુરીની પારાકાષ્ઠા છે, શૂરાતનની છેવટની હદ છે. આપણે એ બહાદુરી બતાવવી હોય તો સમજીને બુદ્ધિપૂર્વક રેંટિયાને અંગીકારવો જોઈશે. રેંટિયામાં નીતિશાસ્ત્ર સમાયેલું છે, અર્થશાસ્ત્ર સમાયેલુ છે અને અહિંસા પણ ભરી પડી છે.

તમે સૌ ધીરજથી મારી વાતો સાંભળો છો તે માટે હું તમારા સૌનો ઋણી છુ, પણ એટલું જ પૂરતું નથી. મારી સલાહ કાને ધરવા જેવી લાગતી હોય તો તમારે સૌએ તેનો અમલ કરવો જોઈએ.





## કયા પ્રકાશે...

ગુરુદેવ

કયા પ્રકાશે પ્રાણનો દીવો ચેતવીને
તમે ધરાએ આવો?
સાધક અરે, પ્રેમી અરે, પાગલ અરે,
ધરાએ આવો?

આ અકૂલ સંસારે
દુઃખ-આઘાત તમારે પ્રાણે
વીણા ઝંકારે,
ઘોર વિપદ માંહે
કોણ જનની-મુખે હાસ્ય જોઈને હસો?

તમે કોના સન્માને
સકલ સુખને આગ લગાડી
ભમતા આ ટાણે?
તમને વ્યાકુળ કરે
જે તમને રડાવે તેને અંતરે ચાહો!

તમને ચિંતા કશી ના
કોણ તમારો માર્ગ સાથી
એ કંઈ જાણું ના!
તમે મરણ ભૂલી
કોણ અનંત પ્રાણ-સાગરે આનંદે મ્હાલો?

[અનુ૦ મુકુલભાઈ]

# પૂ૦ કિશોરલાલભાઈની પુણ્ય સ્મૃતિમાં

### વિનોબાજી

છેવટની ઘડી સુધી કિશોરલાલભાઈ કર્તવ્ય બજાવતા ગયા. સજ્જનો અને સંત પુરુષોની સંગતિનો મેં ઘણો લાભ પ્રાપ્ત કર્યો છે, પરંતુ મેં એવો બીજો એકે માણસ નથી જોયો કે જેને રોજ આટલું તીવ્ર કષ્ટ સહન કરવું પડતું હોય. એમના દમના ઊથલાથી લોકો ગભરાઈ જતા. પણ તેઓ તો રાતની રાત રોગ સાથે બાથ ભીડતા હોય અને ઊથલો શમે કે તરત હસતા દેખાતા હોય. એવું એક અજબ દૃશ્ય જોવા મળતું. શરીરને તેઓ પોતાથી આમ અલગ જાણતા હતા

જ્ઞાની પુરુષના આદર્શમા એમ મનાયુ છે કે સત્વગુણથી પણ પર થયેલો જ્ઞાની પુરુષ આરોગ્યવાન હોય છે. બાપુએ પણ એમ જ કહેલુ અને મને પણ તેવું જ લાગતું હતું. પરંતુ કિશોરલાલભાઈનો દાખલો જોઈએ તો એ કબૂલવું પડશે કે એવા પણ જ્ઞાનીઓ હોય છે જે શરીરને પોતાથી ભિન્ન કપડાની જેમ અલગ તરીકે પિછાણે છે. પરિપૂર્ણ જ્ઞાનીપણાનું આરોપણ તો કોના ઉ. કરી શકીએ? એમનો એવો દાવો પણ નહોતો. તેઓ તો પરમ નમ્ર હતા. નમ્રતાનો ઘણો મોટો ગુણ તેમનામા હતો, તેમ છતા મારા મનમાં તેમના પ્રત્યે જે ભાવ હતો તેને વિશે વિચારું છું ત્યારે જણાય છે કે એક પ્રતિભાશાળી પુરુષને માટે જે હોવું ઘટે તેવું તેમનામાં હતું

ખાદીખાદી

### જવાહરલાલ નેહરુ

ગાંધીજીના સદેશને ચુસ્તપણે વળગી રહેનાર ઉમદા જૂથમાના કિશોરલાલભાઈ એક રહ્યા હતા. એમના જવાથી આખા દેશને તેમ જ આપણને સૌને ભારે ખોટ પડી છે.

### પંડિત સુખલાલજી

ગાધીજીએ જે ગૃહસ્થ-સંન્યાસી કે ગૃહસ્થ-સતનો પદાર્થપાઠ પોતાના જીવનથી આપ્યો તેને પચાવનાર એક નાનકડુ પણ સમર્થ મડળ દેશમા તૈયાર થયું એ મડળમાં શ્રી કિશોરલાલ મશરૂવાળાનુ સ્થાન મુખ્ય અને ઊચુ છે તેઓ આખુ જીવન રહ્યા તો ગૃહસ્થ, પણ સાથે સાથે એ જીવન સન્યાસનું જ વિતાવ્યુ. તેમણે ગૃહસ્થના યોગ્ય કર્તવ્યો પ્રત્યે ક્યારે પણ ઉપેક્ષા ન સેવી અને સન્યાસના ખરા અર્થને જીવનમા મૂર્ત કર્યો.

કિશોરલાલભાઈના પરિચયથી મને જે થોડો પણ દૃષ્ટિલાભ થયેલો તેને યાદ કરી મેં ૧૯૩૮ના મારા જીવલેણ ઑપરેશન વખતે કોઈ દ્વારા વર્ધા એવા સમાચાર મોકલાવ્યાનુ યાદ છે કે, હું આ ઑપરેશનમાથી બહાર નહિ આવું તોપણ તમારા દ્વારા થયેલ દૃષ્ટિ-લાભનો મને ઊડો સંતોષ છે ત્યારબાદ તેમનુ એક કાર્ડ તરત જ આવ્યું, જેમાં લખેલુ કે અત્યારે મારી તબિયત કાંઈક ઠીક છે હું શુશ્રૂષામાં થોડી પણ મદદ કરી શકતો હોઉ તો મને તરત સૂચવો.



મેં આ મારી અંગત વાત એ સૂચવવા લખી છે કે, એમની કર્મપરાયણ શુશ્રૂષાવૃત્તિ એ સહજ કરુણામાંથી પ્રગટેલી જેના ચિત્તમાં યોગમાર્ગે કાંઈ પણ અસર કરી હોય છે તેના ચિત્તમાં મૈત્રી, કરુણા આદિ ભાવો સહેજે ફૂટી નીકળે છે. તેથી જ કિશોરલાલભાઈ સાચા અર્થમાં સર્વ-મિત્ર અને અજાતશત્રુ હતા.

---

નારણદાસભાઈ ગાંધી

ભાઈ કિશોરલાલભાઈ આવા દુર્બળ શરીરે આટલા લાંબા સમય સુધી પોતાની સેવા હિંદને ચરણે ધરી શક્યા તે માટે આનંદ અનુભવવાનો હોય. તેના અવસાનથી શોક ન કરાય. તેના શરીરનો વિચાર કરીએ તો તેમાંથી મુક્ત થયા. આપણને કંઇ આપ્યા કરતા હતા તેવા વિચારે આ મુક્તિને માટે શોચ કરીએ તો ન શોભે. તેઓ આ ટૂંક જીવનમાં મોક્ષનો રસ્તો ઘણો વટાવી ગયા. તેટલું જ નહીં પણ અનેકને તેના તરફ વાળ્યા અને તેના પણ રસ્તાને સરળ બનાવ્યો.

તેનો દેહ ગયો પણ પોતે આપેલ ઊંચ કોટીના સાહિત્યથી તે આપણી વચ્ચે ચિરંજીવ છે. તે જીવતા તેનો લાભ મળતો હતો તેથી વિશેષ તેના જીવંત સાહિત્યથી મેળવવા પ્રયત્નશીલ રહીએ તો તેના આપેલ વારસાને લાયક ઠરીશું.

---

ગુરુદયાલ મલ્લિકજી

પૂજ્ય ભાઈ મશરૂવાલાજી ગયા! એક જ્યોતિ બુઝાઈ ગઈ.

---

મોરારજી દેસાઈ

સ્વભાવે તેઓ નમ્ર હતા અને તેમનું જીવન સાદું નિગ્રહશીલ હતું. તેઓ અનાસક્ત ભાવે કર્તવ્યપાલન કરવામાં માનતા હતા. તેમનો આત્મસંયમ અને તેમની તિતિક્ષા અપાર હતાં. મરણથી જેનો અંત આવતો નથી, પણ જે એ પછીથી પણ ટકી રહે છે અને જે માનવજીવનને એમ મહાન પુરુષાર્થ બનાવે છે એવી સાર્થકતા અને ગૌરવ તેમણે જીવનને અર્પ્યાં હતાં. સંસારની ઘણી બાબતો વીસરાઇ જશે ત્યાર પછીયે ઘણા લાંબા સમય સુધી તેમના ઉમદા ચારિત્ર્યની સ્મૃતિ ટકી રહેશે.

---

[ 'હરિજન' પત્રના વાચકો સોલાપુરવાળા શ્રી. રામકૃષ્ણ જાજૂજીના નામથી પરિચિત હશે. તેમણે "હરિજનસેવક'ના ઓછામાં ઓછા પાંચ હજાર ગ્રાહક કરવાનો પુણ્ય સંકલ્પ કર્યો છે એ કામ અંગે તેઓ પ્રવાસખર્ચ કે કશું કમિશન લેતા નથી, પોતાની ગાંઠનો ખર્ચ કરીને નિઃસ્વાર્થભાવે અને સ્વેચ્છાપૂર્વક 'હરિજનસેવક'ના પ્રચારકાર્ય માટે પ્રવાસ ખેડી રહ્યા છે. તેઓ સૌરાષ્ટ્રમાં આવતાં 'પ્યારાબાપુ' તેમ જ 'રૂપાયતન' સંસ્થાની ઇતર પ્રવૃત્તિઓમાં રસ ધરાવતા હોવાથી જુનાગઢ આ માસમા આવ્યા હતા ત્યારે તેમણે કિશોરલાલભાઈ વિશે અંજલિરૂપે નીચે પ્રમાણે લખી આપ્યું હતું. ]

પૂજ્ય કિશોરલાલજી બુદ્ધિયુક્તશ્રદ્ધાવાદી હતા. ધાર્મિક, સામાજિક, આર્થિક, આધ્યાત્મિક, વિચારિક જે ભાવ પ્રગટ કરતા હતા તે અનુભવિક અને ચૈતનમય હતા. બધા પ્રકારનાં વ્યસનો અને સિનેમાથી કેટલું નૈતિક પતન થાય છે—શારીરિક, આર્થિક નુકસાન થાય છે—એને માટે તેમના દિલમાં ઊંડું દુઃખ થતું હતું. 'હરિજન' પત્રો દ્વારા મહાત્મા ગાંધીજીની નીતિને તેમણે કાયમ રાખી હતી. તેમના જવાથી મનમાં બહુ જ ખેદ થયો છે, જેવો ખેદ એમની પ્રવૃત્તિઓ જાણનારાઓને થયો છે.

ભગવાનને પ્રાર્થના કરું છું કે, તે મહાત્મા ગાંધીજીના અને કિશોરલાલજીના કાર્યને ચાલુ રાખે તેમ જ તેમને પરમ શાંતિ આપે.

—રામકૃષ્ણ જાજૂ, સોલાપુર

# પ્રભુના ધ્યાન જમશેદ મહેતા

ગુરુદયાલ મલ્લિકજી

કરાચીના શ્રી જમશેદ મહેતાનો ગઈ પહેલી ઑગસ્ટને દિને સવારે દેહત્યાગ થયો. તેઓ ઈટાલીના સંત ફ્રાંસિસ જેવા એક સાધુપુરુષ અને પ્રભુના પ્યારા હતા. તેમનું જીવન ઈશ્વર તેમ જ માનવી પ્રત્યેની ભક્તિભાવપૂર્ણ સેવાથી ઓતપ્રોત હતું.

જમશેદજીનો જન્મ એક લક્ષાધિપતિના કુટુંબમાં કરાચીમાં લગભગ સીત્તેરેક વર્ષ પહેલાં થયો હતો. જ્યાં સુધી તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી ન હતી ત્યાં સુધી તો તેઓ એશઆરામમાં જીવન પસાર કરતા હતા પણ મેટ્રિક પછી તરત જ તેમના જીવનમાં એક અભૂતપૂર્વ ફેરફાર થઈ ગયો. એ ફેરફારનું ખરું કારણ તો કોઈ જાણતું નથી, પરંતુ એમ કહેવાય છે કે, એક રાતે તેમને સ્વપ્નમાં કોઈ મહાન વિભૂતિનાં દર્શન થયાં. એ મહાન વ્યક્તિએ એમને પ્રભુપરાયણ જીવન જીવવાનો આદેશ આપ્યો. વળી બેત્રણ વર્ષ પછી જ્યારે તેઓ એક વાર મુંબઈમાં હતા ત્યારે તેમણે શ્રીમતી ઍની બેસેન્ટને જોયાં. તેમને જોતાં જ જમશેદજીને અંદરથી એમ લાગ્યું કે, ઍની બેસેન્ટ એમનાં પૂજ્ય ગુરુજી છે. તેથી તેમણે એમની પાસે દીક્ષા લીધી અને થીઓસોફિકલ સોસાયટીમાં જોડાયા.

કૉલેજનો અભ્યાસ પૂરો કરીને જમશેદજી પોતાના પિતાશ્રીની પેઢીમાં કામ કરવા લાગ્યા. કામ બરોબર સારી રીતે શીખી શકાય એ માટે તેઓ ધીરે ધીરે પટાવાળાના કામથી માંડીને અધ્યક્ષ સુધીનું કામ શીખ્યા. એ જ કારણે જ્યારે પેઢીના કામના તેઓ સૂત્રધાર બન્યા ત્યારે પેઢીના દરેક કારકુનની મુશ્કેલીઓ તેઓ બરોબર સમજી શકતા અને તે દૂર કરવામાં સર્વદા સહાયતા અને સહાનુભૂતિ આપતા.

જે દિવસથી જમશેદજી પેઢીમાં કામ કરવા લાગ્યા તે દિવસથી એમણે પોતાના મન સાથે એવું નક્કી કરી લીધું કે પોતાની આવકનો એક મોટો ભાગ તેઓ સમાજની સેવામાં વાપરશે. તેથી મહિનાની દર પહેલી તારીખે પરબીડિયામાં અમુક રૂપિયા બીડીને પોતાનું નામઠામ કશુંય લખ્યા વિના, તેઓ ઇસ્પિતાલમાં, યતીમખાનામાં કે ગરીબ વિધવાઓને ત્યાં મૂકી આવતા. બીજી સખાવત પણ તેઓ કરતા પરંતુ હંમેશાં ગુપ્ત ભાવે. એવી રીતે એમ કહેવાય છે કે તેમણે પોતના જીવન દરમિયાન લગભગ પચાસ લાખ રૂપિયા દરિદ્રનારાયણની સેવામાં દાન કર્યાં.

જમશેદજીનો દૈનિક કાર્યક્રમ તેમના જીવનના આદર્શો અને પ્રવૃત્તિઓનો સારો ખ્યાલ આપે છે. તેઓ બ્રાહ્મ મુહૂર્તે ઊઠીને સ્નાનાદિથી પરવારી પ્રભુના ધ્યાનમાં બેસતા. સાત વાગ્યાને સુમારે તેઓ ધ્યાનમાંથી ઊઠી બહાર આવતા અને પોતાના ગુરુજી, જગતના પેગંબરો, સ્વર્ગસ્થ માતુશ્રી તેમ જ બીજાં સગાંવહાલાંઓની છબીઓને નમન કરતા, જાણે કે તેઓના આશીર્વાદ માગતા ન હોય! પછી એક પ્યાલો ચા અથવા કૉફી પીને જે જુદી જુદી સંસ્થાઓની સાથે તેમનો સંબંધ હતો (એક વખત તેઓ લગભગ સાઠ ઉપર સંસ્થાઓના મંત્રી પ્રમુખ અથવા ખજાનચી હતા) તેના કાગળપત્ર બરોબર ધ્યાનપૂર્વક જોઈ જતા. નવ વાગે તેઓ જે જે લોકો બીમાર હોય તેઓને મળવા જતા. સવારના દસ વાગ્યાથી બપોરે એક વાગ્યા

સુધી તેઓ પિતાશ્રીની પેઢીમાં કામ કરતા પછી ઘેર જમવા જતા તેમનો આહાર શાકાહારી હતો જમ્યા પછી થોડો આરામ કરતા પછી જુદી જુદી સંસ્થાઓની કાર્યવાહી સભામાં હાજરી આપવા જતા. પાંચેક વાગે ચાનો એક પ્યાલો પી તેઓ દુખી બીમાર અને નિરાધારલોકો પાસે જતા અને નિયમિત રીતે ઇસ્પિતાલમાં એક-બે કલાક પસાર કરતા પછી થીઓસોફિકલ સોસાયટીની સભામાં ભાગ લઈ લગભગ નવને સુમારે ઘેર પહોંચતા થોડું જમીને પોતાની ખાનગી ટપાલ લખતા અને એક સારી ચોપડીનો અભ્યાસ કરી અગિયારેક વાગે સૂઈ જતા જમશેદજીને વાંચવા-લખવાનો બહુ શોખ હતો તેઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતા મોટરમાં હમેશા કોઈ ને કોઈ નવું પુસ્તક અથવા ઉપનિષદ્ વાંચતા કરાચીના છાપાઓ માટે વિવિધ વિષયો પર લેખ પણ લખતા

જમશેદજી બધા ધર્મોનો અભ્યાસ કરતા અને પોતાના જીવનમાં ભ્રાતૃત્વનો આદર્શ એમણે સારી રીતે ઉતાર્યો હતો તેથી જ તો તેઓ હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી શીખ, યહૂદી તેમ જ પૂર્વ અને પશ્ચિમના સૌ લોકોને એક સમાન રીતે જોતા અને બધા તરફ ઉદારતા અને મિત્રતાથી વર્તતા

જમશેદજીની જીવન સફળતાની બે ચાવીઓ હતી એક એ કે જે કોઈ પ્રવૃત્તિમાં તેઓ રોકાયેલા હોય તે પ્રભુ ચરણે સમર્પણ કરતા In His name — પ્રભુના નામે — એ તેમનો ચોવીસે કલાકનો મંત્ર હતો અને બીજી ચાવી એ હતી કે, દરેક દુખી વ્યક્તિને જોઈને તેઓ કહેતા 'Some body's child' — તે પણ કોઈનું બાળક જ છે તેથી તેમનું હૃદય માતૃ-હૃદય જેવું હતું અને આ બે ચાવીઓએ જાણે આનંદના રાજ્યનું દ્વાર ખુલ્લું ન મૂકી દીધું હોય, એમ સૌને લાગતું કારણ કે તેઓ હમેશાં હસતા ને હસતા જ રહેતા અને કામ કરતા એમ કહેવાય છે કે દેહત્યાગ કરવા પહેલાં તેમનો અહભાવ એટલો વિગલિત થઈ ગયો હતો કે દરેક શ્વાસની સાથે તેઓ પ્રભુનો ચરણધ્વનિ સાંભળવા લાગી ગયા હતા સાચે જ નદી સમુદ્રમાં મળી ગઈ હતી

## દેવાંશી જમશેદ મહેતા

કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

જો જગતમાં દેવાંશી પુરુષો કદી વિચરતા હોય તો શ્રી જમશેદ મહેતા એવા એક ગણાય એવા હતા જરથુષ્ટ્રનો વિચાર, વાણી અને વર્તનની શુદ્ધિનો જે ઉપદેશ છે, તેને આચારમાં ઉતારવાને તેઓ સદા પ્રયત્નશીલ રહ્યા અને જેઓ એમના અંગત સંપર્કમાં આવ્યા તેઓ જાણે છે કે તેઓ કરુણા નમ્રતા, પ્રસન્નતાની સાક્ષાત્ મૂર્તિ સમાન હતા વિરોધીની સાથે શાંતિથી, મિત્રભાવે મનમેળ કરવાને તેમની સદા કોશિશ રહેતી, અને તેમનું હૃદય એવું વિશાળ હતું કે સંકટમાં સપડાયેલાઓને હમદર્દી અને મદદ પહોંચાડવામાં ન્યાતજાત, ધર્મપંથ, દેશ વગેરે કશા ભેદભાવો આડે આવતા નહીં માણસે પહેલાં ગમે તેટલી ભૂલો કરી હોય પણ જો તે મુશ્કેલીમાં હોય તો તેમની સહાનુભૂતિને પાત્ર જ થતો



# ખુદી અને ખ્વાહિશો

ગુરુદયાલ મલ્લિકજી

માણસ જો પ્રભુનો એક અંશ છે, તો તે એને સહેલાઈથી કેમ પામી શકતો નથી? કેટલીય વાર આવો પ્રશ્ન પૂછવામા આવે છે પણ આ પ્રશ્નનો એક સહેલો જવાબ છે, જો કે માણસને તે જવાબ એટલી સહેલાઈથી સમજાતો નથી "ખુદા ઔર ખુદી કે બીચ મેં ખ્વાહિશ હૈ ઔર વહી સબ કામ બીગાડ દેતી હૈ" એવું એક વાર એક ફકીરે કહ્યું હતું, અને એ વાત પણ સાચી છે

માણસની વૃત્તિ ઘણા વખત સુધી એવી હોય છે કે તે જગતની જેટલી સુંદર, સ્વાદિષ્ટ અને સારી વસ્તુઓ હોય છે તેને પોતાના ભોગ માટે મેળવવા અને વાપરવાની ઇચ્છા તે રાખ્યા કરે છે કોઈ દિવસે તેની ખ્વાહિશોનો અંત આવતો જ નથી તેને એમ લાગ્યા કરે છે કે, હજી એક વસ્તુ અથવા વિષય હજી પ્રાપ્ત કરવાનો રહી જ ગયો છે અને અજબની વાત તો એ છે કે, જે વસ્તુને તે બાકી રહી ગયેલી વસ્તુ સમજે છે અને જેને પામવાથી તે માને છે કે તે શાંત અને સંતુષ્ટ થઈ જશે, પરંતુ એ વસ્તુ જો તેને મળી પણ જાય તો ઊલટો તે વધારે અશાંત અને અસંતુષ્ટ બની જાય છે તેથી તો કામનો અંત કામથી નથી આવવાનો પરંતુ "નિષ્કામ"થી

માણસના મનની શાંતિ કોણ રોજ રોજ ચોરી લે છે? તેની ખ્વાહિશો, જે આવે છે તો એક એક કરીને, પણ થોડા જ વખતમા માણસનું મન તેનાથી ભરપૂર થઈ જાય છે તેથી જ્યારે તે મન-મંદિરમા દાખલ થાય છે ત્યારે દરેક ખ્વાહિશરૂપે તેની પાસેથી આતિથ્ય માગે છે અને એનો આખો સમય ખ્વાહિશરૂપી અતિથિઓની સેવા કરવામા પસાર થઈ જાય છે, જેથી તેને જરા પણ શાંતિ મળતી નથી

*માણસની ખુદીને ખ્વાહિશો પોષે છે એટલે સુધી કે માણસ જે પ્રભુનો એક કેવળ પૃથ્વી પર ગુમાસ્તો છે, એ પોતે જ માલીક બની જાય છે ખુદી ખ્વાહિશોની એક ભારે પોટલી છે, જેને માથા પર મૂકીને માણસ કોઈ દિવસ સ્વર્ગ કે સુખ પામી ન શકે તેથી

જે માણસ ખાડિયો મૂકી રે છે તેની ખુદી ધીમે ધીમે ઓછી થતી જઈ મટી જાય છે તે ખુદાને જોઈ શકે છે.

(અંગ્રેજી 'ગીતાંજલિ' કાવ્ય ૩૩)

દિવસની વેળાએ તેમણે મારા ઘરમાં આવીને કહ્યું હતું : 'અમે આ બાજુએ પડી રહીશું દેવ-સેવામાં તમને મદદ કરીશું, અને પૂજા પછી જે મળશે તે પ્રસાદ લઈશું.'

એમ કહીને દરિદ્ર દીન મલિન વેશે સંકોચ પૂર્વક તેઓ એક ખૂણામાં આવીને રહ્યા.

રાતે જોઉં છું તો તેઓ પ્રબળ બનીને મારા દેવાલયમાં પેસે છે અને પોતાને મલિન હાથે પૂજાનો ભાગ હરી લે છે.

[અનુ૦ નગીનદાસ પારેખ]

## સરદારશ્રીની વાણી

ગ્રામસેવકોએ એક વાત સમજી લેવી જોઈએ સેવક મૂગો હોય બોલતા આવડે તોયે જબાન બંધ રાખે ભાષણને ચાળે ચડેલા સેવક ગામડા માટે અયોગ્ય ગણાય જેનું કામ જ બોલે છે તે ખરો સેવક થઈ શકે છે એ મૂગો હોય તો પણ એનું કામ એને બહાર લાવે છે પ્રસંગ સિવાય બોલવાનો પ્રયત્ન સેવક નહીં કરે પ્રસંગે બોલવું શોભે છે, પણ પ્રસંગ વિનાનું બોલવું મહા મહિનાના માવઠા જેવું નકામું છે એથી ગ્રામસેવકનો મુખ્ય ધર્મ મૂગી સેવા છે

× * ×

ગ્રામસેવકે બે વાત જાણી લેવાની જરૂર છે· પહેલી એ કે વગર કારણે બોલવું નહી, બીજી વાત એ કે પોતાના કામની જાહેરાત થાય એની ઇચ્છા રાખવી નહિ

× * ×

સંગઠન વિનાનું સંખ્યાબળ એ બળ નથી સૂતરના બારીક તાર જુદા જુદા હોય છે ત્યારે હવાના સપાટાથી પણ તૂટી જાય એવા કમજોર હોય છે પણ જ્યારે મોટી સંખ્યામાં ભેગા થઈને મહોબત કરે છે, તાણાવાણામાં વણાઈને કાપડનું રૂપ લે છે ત્યારે એની મજબૂતી, સુંદરતા અને ઉપયોગિતા અદ્ભુત બની જાય છે

મહેરબાનીની રાહે જે કંઈ મળે તે લઈને જીવવાની ઇચ્છા કરતા પોતાના હક ખાતર મરતા શીખવાનું હું વધારે પસંદ કરું છું

× * ×

નજીવી વાતોમાં અંદર અંદર ઝઘડવું કે ઈર્ષાઅદેખાઈ કરવાને બદલે એકબીજા તરફ માયામહોબત રાખતા અને મદદ કરતા શીખવું જોઈએ

× * ×

માતા જેમ બાળકને કડવી દવા પ્રેમપૂર્વક પાય છે, તેમ કડવી છતાં હિતકર વાતો મારે તમને કહેવી એ મારી ફરજ છે

× * ×

જે કામ કાલે કરવાનું છે એની વાતોમાં જ આજનું કામ રખડી જશે અને આજના કામ વિના કાલનું કામ થવાનું નથી વળી આપણે ફરજમાંથી ચૂકીશું આજનું કામ કરો કાલનું કામ એની મેળે થઈ જશે.

× × ×

વિશ્વાસ રાખીને આળસ છોડી દો, વહેમો કાઢી નાખો, ડર છોડો, કુસંપનો ત્યાગ કરો, કાયરતા ખંખેરી નાખો, હિંમત રાખો, બહાદુર બનો, આત્મવિશ્વાસ રાખતા શીખો આટલું કરશો તો તમે જે ઇચ્છશો તે એની મેળે આવી મળશે જગતમાં જેને માટે જે લાયક છે તે તેને મળે જ છે (ચાલુ)

પાન આપુ




[જોન બનિયન કૃત 'ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'ને આધારે]

મુકુલભાઈ

ભક્તરાજ તો પહેલેથી જ સાવધાન હતો. એટલે રાક્ષસે જ્યારે તેના પર હુમલો કર્યો ત્યારે તે તરત જ બાજુએ ખસી ગયો અને તેની સામે ઝઝૂમવા તત્પર થયો. રાક્ષસે તેના પર આગની વર્ષા વરસાવવા માંડી. પરંતુ ભક્તરાજ હિંમતભેર એનો સામનો કરી રહ્યો. સદ્‌ભાગ્યે તેણે અભેદ્ય દિવ્ય બખ્તર પહેરેલું હોવાથી તેમ જ પળે પળે પ્રભુનું સ્મરણ કરતો હોવાને કારણે તે રાક્ષસના કારમી હુમલાની સામે ટકી શક્યો. છેવટે ખૂબ રસાકસી પછી રાક્ષસ પરાસ્ત બની મરણને શરણ થયો. ભક્તરાજ થાકીને લોથપોથ થઈ ગયો હતો. તેને થયું, 'જો પ્રભુએ મને સહાય ન કરી હોત તો આવા ભયંકર રાક્ષસની સામે મારા જેવાનું શું ગજું? ભગવાને જ આજે મારી લાજ રાખી. એનું શરણું એ જ મારું પરમ જોમ હતું. ભગવાન, મારા તને કોટિ કોટિ વન્દન હજો' એમ કહી ભક્તરાજે થોડી વાર શાંત બેસી ભગવાનનું સ્તવન કર્યું. પછી ભાથું ખાઈ, પાસે વહેતા ઝરણામાંથી ઠંડું પાણી પીને થોડી વાર વિસામો લઈ તે આગળ જવા ઊભો થયો તે હવે ખૂબ સાવધ રહીને આગળ વધતો હતો, રખેને કોઈ બીજી આપત્તિનો તેને આથીયે વધુ મુશ્કેલીએ સામનો કરવો પડે?

૫૫।૨।૭।૫

હવે આ ખીણને છેડે એક બીજી ખીણ આવતી હતી તેનુ નામ હતુ 'મૃત્યુછાયા'. એ ખીણમાથી જ ભક્તરાજને પસાર થવાનું હતું કારણ એ સિવાય દિવ્ય ધામમાં એ જઈ શકે નહિ એ રસ્તે થઈને ત્યાં જવાય એમ હતુ. આ ખીણ ઘણી જ નિર્જન અને વેરાન હતી તે જાણે ગાઢ વન કે ઉજ્જડ રણ જેવી લાગતી હતી અને ત્યાં વચ્ચે વચ્ચે ઊંડા ખાડા પણ પુષ્કળ હતા. ત્યા કોઈ માણસ રહી શકે એમ ન હતું. અહીં ભક્તરાજને રાક્ષસ સાથેના સંગ્રામ કરતાં પણ વિકટ પરિસ્થિતિમાથી પસાર થવાનુ હતું.

જ્યારે ભક્તરાજ એ ખીણની નજીક આવ્યો ત્યારે તેને બે માણસો સામા મળ્યા. તેઓ હાંફળાફાંફળા દોટ મૂકતા આવતા હતા. તેઓના જીવમાં જીવ નહોતો.

ભક્તરાજે તેઓને પૂછ્યું: "અરે ભાઈઓ, તમે ક્યાં જઈ રહ્યા છો?"

તેઓ બોલ્યા: "ભાગો, ભાગો! પાછા ફરો! જો તમને જિંદગી વહાલી હોય તો આગળ જશો મા."

ભક્તરાજ—પણ એવું તે છે શું કે આમ તમે ગભરાતા ભાગી રહ્યા છો?

માણસો—શું છે? અરે ભલા માણસ, અમે પણ તમે જે રસ્તે જવા માગો છો ત્યાં જવા મથતા હતા. પણ અમે જરા

આગળ ગયા હોત તો તમને આ સમાચાર આપવા જીવતા રહ્યા ન હોત.

ભક્તરાજ—પણ એવું તે તમને શું રસ્તામાં મળ્યું ?

માણસો—અરે, અમે તો મૃત્યુછાયાની ખીણના મુખમાં લગભગ પહોંચી ગયા હતા. પરંતુ સારા નસીબે અમે ત્યાં જરા ડોકિયું કર્યું તો જણાયું કે એ ઠેકાણે તો ભયાનક આપત્તિઓ ઠેર ઠેર પડેલી છે!

ભક્તરાજ—પણ ત્યાં શું જોયું એ તો જરા કહો ?

માણસો—શું જોયુ ? અરે, ખીણમાં તો ખધે ઘોર અંધારું વ્યાપેલું હતું! ત્યાં તો ભૂતાવળો નાચી રહી હતી અને ભયાનક પશુઓ કારમો અવાજ કરતાં હતાં. વળી મૃત્યુ પણ પોતાની પાંખ ફેલાવીને ત્યાં બેઠું હતું. એક જ શબ્દમાં કહીએ તો, એ ખરેખર ભયાનક છે, આપણને કશી સૂઝ જ ન પડે!

ભક્તરાજ—પરંતુ ભાઈઓ, આ રસ્તેથી જ મુક્તિધામે જવાય છે.

માણસો—તમારે જવું હોય તો ભલે જાઓ. અમારે એ રસ્તે નથી આવવું.

એમ કહીને તે બંને જણા ત્યાંથી ચાલ્યા ગયા. ભક્તરાજ આગળ વધ્યો. તે ખૂબ જ સાવધાનીથી ચાલતો હતો, રખેને કોઈ એના પર તૂટી પડે!

આ ખીણ ખૂબ દુર્ગમ હતી. રસ્તાની એક બાજુએ ઊંડી ખાઈ હતી. ત્યાં ડોકિયું કરતાં પોચા દિલના માણસને તો તમ્મર જ આવી જાય. અને અધૂરામાં પૂરું, એ રસ્તાની બીજી બાજુએ કળણભૂમિ હતી. જરા જો ગફલત થઈ જાય તો તેમાં ખૂંપી જઈએ તો પત્તો પણ ન લાગે. ભક્તરાજ ખૂબ વિમાસણમાં પડી ગયો. ખાઈમાં પડતાં બચવા પ્રયત્ન કરે તો કળણભૂમિમાં પડી જવાનો ભય હતો જ!

વળી એ કેડી પણ ઘણી સાંકડી હતી, તેથી ભક્તરાજ ઘણો અકળાઈ ગયો. ચારે બાજુ ઘોર અંધારું હતું. આવો વિકટ રસ્તો હેમખેમ પસાર થશે કે કેમ એની મૂંઝવણમાં ભક્તરાજ પડી ગયો.

આવા દુર્ગમ માર્ગ પરથી પસાર થતાં ભક્તરાજ મૂંઝી ઊઠતો હતો. તે વારે વારે ઊંડા નિસાસા નાખતો હતો અને પ્રભુના નામનું રટણ કર્યે જતો હતો. કારણ બીજી બધી મુશ્કેલીઓ ઉપરાંત અહીં બીજો ભય એ વાતનો હતો કે આસપાસ ઘોર અંધારું વ્યાપેલું હોવાથી જ્યારે તે આગળ જવા ડગલું ઉપાડતો હતો ત્યારે એ ક્યાં જઈને પડશે એની તે કલ્પના સુદ્ધાં કરી શકતો ન હતો! ત્યાં તો ખીણની વચ્ચોવચ્ચ તેણે ભારે કારમા નરકાગારનું જ દ્વાર જોયું!

ભક્તરાજ એ હૃદયદ્રાવક દૃશ્ય જોઈને કંપી ઊઠયો. તે વિચારવા લાગ્યો : 'હવે મારે શું કરવું ? ક્યાં જવું ? કશું સૂઝતું નથી! ભગવાનની કૃપાથી હું અહીં સુધી તો કેટલીય મુશ્કેલીઓ વટાવીને આવી પહોંચ્યો છું. પણ આ સ્થળ તો ખૂબ ભયંકર છે. અહીંથી હેમખેમ બહાર નીકળાશે કે કેમ ? હે પ્રભુ, હું તો પામર માણસ છું. આવી ભયંકર આપત્તિઓની સામે ઝઝૂમવાનું મારામાં બળ નથી. હે પરમાત્મા! તું સર્વશક્તિમાન છે, પરદુઃખભંજન છે. અને આ ભવસાગરમાંથી તું જ તારી શકે એમ છે. નહિ તો આ રસ્તે આવતી મુશ્કેલીઓમાં હું અટવાઈ જઈશ અને નાશ પામીશ. હે જીવનસ્વામી! તું જ મારો જન્મમરણનો સાથી છે. તારે આશરે હું આગળ ડગ ભરવા તૈયાર થયો છું. મને સહાય કરજે.' એમ પ્રાર્થના કરીને ભક્તરાજે આગળ ઝુકાવ્યું. (ચાલુ)

'તું હરિજન છે?'

શું જવાબ આપું? કહું કે હા, હું હરિજન છું, તો લોકો સમજશે કે હું અછૂત છું પરંતુ હવે આપણો દેશ આઝાદ થયો છે એટલે હિંદની સમગ્ર પ્રજાએ જાહેર કર્યું છે કે અમારા દેશમાં હવે પછી કોઈને અછૂત યા અસ્પૃશ્ય માનવામાં નહીં આવે હવે મને કોઈ માણસ જ્યાં આગળ દેશની આમજનતાને જવાનો, બેસવાનો, અડકવાનો, નાહવાનો વગેરે અધિકાર છે એવી જગ્યાએ જતો, બેસતો, અડકતો કે નાહતો રોકી નહીં શકે હવે કોઈ મને એમ ન કહી શકે કે, 'તું બાજુએ ખસી જા, હું અભડાઈ જઈશ ત્યાં ન જા એ હરિજનો અછૂતો માટે બંધ છે' અગર જો કોઈ મને રોકે તો તે ગુનો થય છે, એટલે હવે હું અછૂત તો નથી રહ્યો

તો હું એમ કહું કે 'એક સમયે હું હરિજન હતો, પણ હવે નથી' એમ પણ કેવી રીતે કહું? એક વાત તો એ કે, કાયદાએ મને પ્રજામાં સમાનતાનો હક આપ્યો છે એ ખરું, પણ દેશનો કોઈ બ્રાહ્મણ, જમીનદાર, જાગીરદાર કે વાણિયો મારી સાથે અછૂતપણાનો વર્તાવ ન કરે એવો ભરોસો મને નથી એમ કરવું એ કાયદાથી ગુનો થય એ વાત સાચી પરંતુ હું એક ગરીબ, અભણ, નિરાધાર માણસ છું મોટા માણસોની સામે અદાલતમાં જવાની તાકાત હું ક્યાંથી લાવું? સમજુ લોકો પોતે જો મને પ્રેમથી ન અપનાવે તો કાયદો મને કેટલી મદદ કરી શકવાનો હતો? આખરે તો સમજુ લોકો જેટલા પ્રમાણમાં મને ન્યાય આપશે, મને પ્યારાબાપુ છાતી સરસો ચાંપશે અને મને સરખો કરશે તેટલા પ્રમાણમાં જ મારું અછૂતપણું મટવાનું છે તો પછી હું કેવી રીતે કહું કે હું હરિજન નથી?

વળી એ સવાલ પણ ઊઠે છે કે હું જો હરિજન ન હોઉં તો હું કોણ છું? શું હું મહાજન છું કે દુર્જન?

કયે મોઢે હું મને મહાજન કહું? મારી પાસે જમીન નથી પૈસા નથી, વેપાર નથી. હું ભણેલોગણેલો માણસ પણ નથી મારાં કપડાં ફાટ્યાંતૂટ્યાં અને મેલાં છે મોટા લોકો મને તેમની બહુ નજીક નથી આવવા દેતા પોતાની શેતરંજી કે ખુરસી પર નથી બેસાડતા હું ઘરડો થાઉં તોયે મને 'તમે' 'કાકા' 'બાબા' નથી કહેતા વીસ માણસ વચ્ચે મારું અપમાન કરવામાં આવે છે 'પહેલી લાત અને પછી વાત' એ ન્યાયે મારી સાથે તેઓ વર્તે છે શું કહું? કદી કદી મને જોડાથી પણ મારવામાં આવ્યો છે વળી હું પૈસાપૈસા માટે લાચાર છું કરજમાં ફસાયેલો છું બીડી શરાબ વગેરેના નશામાં ડૂબેલો છું મને નથી કોઈ વિદ્યા શીખવવામાં આવી કે નથી કોઈ હુન્નરઉદ્યોગ । શીખવવામાં આવ્યો હું કોઈ પ્રતિષ્ઠિત, સાફસૂથરો ધંધો કરી નથી શકતો, કેમ કે તે મને આવડતો જ નથી નાનપણથી હું ગાળો સાંભળતો આવ્યો છું એટલે એ જ મારી બોલી થઈ ગઈ છે બચપણથી માર અને ગુસ્સો સહેતો આવ્યો છું એટલે હું પણ મારાં બાળકો તેમ જ પત્નીને જરા જરામાં મારું છું, તેમના પર ગુસ્સો કરું છું મને મોટાઓની

પતરાની સાફ કરીને, એઠુ બોટેલુ ખાઈને, મુડદાર માંસ ખાઈને, ગંદકી સાફ કરીને, મેલા ફાટેલા કપડા માગીને અને પહેરીને ગુજરો કરવા ટેવ પાડવામાં આવી છે નાચવું, પીવું, સાફસૂફરા રહેવું એ બ્રાહ્મણો અને જાગીરદારોનો ધર્મ છે, અમારે માટે એ નથી એવુ જ મને શીખવવામાં આવ્યુ છે આથી મારી આદત એવી જ થઇ ગઈ છે, એના પર મને જરાયે સૂગ નથી ચડતી તમે મહાજનની વાત કરો છો, પણ મને એ ટેવ પાડવી હવે મુશ્કેલ લાગે છે તો પછી કેવી રીતે કહુ કે હુ મહાજન છુ?

તો શુ હુ દુર્જન છુ? દુર્જન તો હું હરગિજ નથી જ મહાજન બનવાની તો કદી કદી ઇચ્છા થઈ આવે છે આપણા આંબેડકર અને જગજીવનરામ અમારામાંથી જ મહાજન બન્યા છે હુ પણ કેમ ન થાઉ? હૃદય તો આખરે સૌના સરખા જ છે બધા માણસોમાં એક જ જાતની ઉમેદ પેદા કરે છે એટલે કોઈ વાર રાષ્ટ્રપતિ બનવાની ઇચ્છા થઈ આવે છે પણ દુર્જન બનવાની તો કદી ઇચ્છા નથી રાખતો હુ ભગવાનને માનુ છુ, અને ભગવાનને પ્રાર્થના કરુ છુ કે તે મને કદીયે દુર્જન ન બનવા દે હુ રોજ ભગવાનનુ નામ લઉ છુ તેને હાથ જોડુ છુ અને માગુ છુ કે જે રસ્તે જવાથી ભગવાનની કૃપા થાય એ જ રસ્તો મને દેખાડજે જે સંતોનો, ભગવાનના ભક્તોનો રસ્તો છે તે પર જ મને રાખજે ખોટે રસ્તે જતા મને રોકજે, કેમ કે, તે દુર્જનોનો રસ્તો છે, અને એ રસ્તે જનારાઓ પર ભગવાન નારાજ થાય છે ભગવાનનો ભક્ત થવામા હું હજી સુધી સફળ નથી થયો પરંતુ મારી શ્રદ્ધા તો હરિભક્તિમા જ છે તો હુ મને દુર્જન કેવી રીતે કહું?

વળી આપણા મહાત્માજી—ગાંધીજી—બાપુજીએ અમારે માટે ‘હરિજન’ નામ પસંદ કર્યું છે તેમણે કહ્યુ છે કે લોકો ભલે અમારી સાથે બૂરી રીતે વર્તે, અમને દૂર રાખે, પણ ભગવાન અમને છોડશે નહી. અમે તેને છોડવા ઇચ્છીએ તોયે તે અમને છોડતો નથી તે ગરીબ નવાજ છે, દીન દુખિયાનો બેલી છે પતિતપાવન છે. તે અમને તેની પાસે બોલાવે છે એટલા માટે મહાત્મા ગાંધીએ અમને ‘હરિજન’ નામ આપ્યુ તેમણે કહ્યુ કે દુનિયામાંથી અછૂતપણુ દૂર કરીને અને ઊંચ નીચનુ ગુમાન છોડી દઈને દરેક માણસે હરિજન બનવુ જોઈએ ભારતવર્ષની સમગ્ર જનતાએ હરિજન નામ ધારણ કરવુ જોઈએ

આ બધો વિચાર કરીને હુ એ જ જવાબ આપુ છુ કે

‘હા જી, હું હરિજન છુ’



માનવીનું જીવન મિત્રતાનો મહોત્સવ ઊજવવાને કાજે છે મિત્રતાની કળા કેળવો મિત્રતાને જ ધર્મ બનાવો એની જ ઉપાસના કરો કારણ મિત્રતા એ મધુર સુંદર અને પુનિત આચરણ છે જ્યાં બહુ જ ઓછી મૂલ્યવાન વસ્તુઓ રહી છે એવા સાંપ્રતકાલીન વિશ્વમાં સાચી મિત્રતાના સમસ્ત વૈભવો એ જ એક માનવીને મળેલી મહામોંઘી ભેટ છે, જ્યારે જીવનની વેદનાઓ આપણને મૃત્યુના દ્વાર ભણી ખેંચી જાય છે એવી વેળાએ મિત્રતાની પવિત્રતા આપણને જીવનનો રાહ ચીંધે છે

એ પી કયુરસ

કલાક છે જ પછી દુઃખ શું? તમે બન્ને પોતપોતાના કામમાં ગુંથાયેલાં રહો છો તેમાંથી બીજા વિચારની નવરાશ પણ ક્યાંથી હોય.
મારી પાસે આવવું હોય તો આવી જજો. સરદારની આંખથી ન ડરતા. એ આંખ દેખાડવાની જ છે. મારા તે દિવસના બોલનું દુઃખ હવે તો નથીના? બાપુના આશીર્વાદ

[બાપુજીનું વાત્સલ્ય માતાતુલ્ય હતું. પોતાના કેટલાય અગત્યના કામોમાંથી પણ વખત કાઢી તેઓ બધાં ઉપર ધ્યાન રાખતા અને વારે વારે માર્ગદર્શન કરતા રહેતા. બાપુજી કોઈ વાર કેટલીક વાત સીધી રીતે નહિ પણ સમજુ માની પેઠે સાનમાં સમજાવી દેતા. આ કાગળમાં પણ એવો ઇશારો બાપુએ કર્યો છે. વળી બાપુજીનું કાર્યક્ષેત્ર એટલું વિશાળ હતું કે બધાને પોતાની છત્રછાયા તળે રાખી શકતા ન હતા. તોયે એવી છાયાને ઝંખનાર સૌને પોતાની પાસે આવવાને તેઓ હમેશ નોતરતા. તદુપરાંત બાપુજી કોઈ વાર કોઈ વાત ભાર દઈને કહે અને સામા માણસ ઉપર તેની વધારે અસર થઈ જાય અને પછી પોતાનાથી તે જરા અળગા ન થઈ જાય એની પણ કાળજી બાપુજી સતત રાખતા હતા, તેનો ખ્યાલ પણ પ્રસ્તુત પત્ર પરથી આવશે.]

ચિ....

તમે મને ભૂલી જાઓ તોયે મારાથી કેમ એમ થાય? મારી આંખ તો તમે બધી જ્યાં જ્યાં છો ત્યાં ફર્યા કરે છે. જે આવે તેને ખબર પૂછ્યા કરું છું.... સમજે છે કે બીજી બહેનો પોતાના પતિની સાથે રહે છે તેથી તમને પણ એવું જ મન થઈ જાય. આમ થાય એ સ્વાભાવિક છે, પણ તેને દબાવજો. મીરાંનું ભજન ગાઓ: 'મેરે તો ગિરિધર ગોપાલ દૂસરા ન કોઈ.' અને એ તો તમારી પાસે ચોવીસે કલાક છે જ. પછી દુઃખ શું? તમે બન્ને પોતપોતાના કામમાં ગુંથાયેલાં રહો છો તેમાંથી બીજા વિચારની નવરાશ પણ ક્યાંથી હોય.

મારી પાસે આવવું હોય તો આવી જજો. સરદારની આંખથી ન ડરતા. એ આંખ દેખાડવાની જ છે.

મારા તે દિવસના બોલનું દુઃખ હવે તો નથીના?

બાપુના આશીર્વાદ

## નમ્ર અને સ્નેહાળ કિશોરલાલભાઈ

મુકુલભાઈ

કિશોરલાલભાઈ જતાં સ્નેહાળ વડીલ-જનને ગુમાવ્યા જેવું કારમું દુઃખ થાય છે. એમની સાથેના સહવાસથી તેઓ મારા એટલા નીકટના સ્વજન જેવા બની ગયા હતા કે તેમની સાથે સ્થપાયેલા હૃદયના સંબંધને લીધે તેઓ પ્રેમાળ ગુરુજન, પિતાતુલ્ય વડીલ જેવા જ બની ગયા હતા.

કિશોરલાલભાઈ સાથેના સહવાસથી મારા જીવનને આત્મોન્નતિકર યોગ મળ્યો પરંતુ નમ્ર સ્વભાવના કિશોરલાલભાઈ એ વાત શાના કબૂલ કરે ! તેઓ તો લખતા: "તમારી શ્રદ્ધા તમને ઊંચે લઈ જાય છે અમે તમારી સેવાભાવનાનો ઉપયોગ કર્યો એટલું જ. તમારું તો કશું જ કરી શક્યા નહોતા પણ હવે હિસાબ ક્યાં લખવા બેસશું ?" બીજા એક પત્રમાં તેઓ લખે છે: "તમારી શ્રદ્ધા તમારી ઉન્નતિ કરો અને તેનું શ્રેય પ્રભુને મળો. તમને તેમા હું નિમિત્તરૂપ લાગતો હોઉં તો તેમાં મારો કંઈ હાથ નથી. અનાયાસે બધું બની આવ્યું છે." આમ નિર્મળ નિરભિ-માન વૃત્તિ દાખવી તેઓ પોતે યશના ભાર તળે દટી દબાતા જ નહિ.

તેમની નમ્રતા ખરેખર મને તો માર્ગ-દર્શિકા સમાન જ બની ગઈ છે. પૂજ્ય પંડિત સુખલાલજી સાથે મારો પરિચય થયા પછી મેં તેમને એ વિષે લખતાં કહ્યું હતું "પૂજ્ય પંડિતજીનો સહવાસ આશીર્વાદરૂપ થઇ પડ્યો છે. પરંતુ તમારાથી દૂર રહેવાનું ગમતું નથી" તેના ઉત્તરમાં કિશોરલાલભાઈએ લખ્યું: "પંડિતજીના ગાઢ સંબંધમાં આવ્યા, એને જીવનનો મોટો લહાવો સમજજો એ તમને મારા જેવા ચોવીસ શિક્ષક મળ્યાની ગરજ સારશે. એમની પ્રસન્નતા પ્રાપ્ત કરજો."

પ્યારાબાપુ

આમ તેઓ વિનમ્રભાવે પોતાને પશ્ચાદ્ભૂમાં જ મૂકી દેતા. એક વાર મેં એમની પાસે રહેવાની તીવ્ર ઇચ્છા બતાવી હતી ત્યારે તેમણે જે લખ્યું એમા પણ એમની નમ્રતા જ દૃષ્ટિએ પડે છે: "તમે મારી પાસે રહેવાની ઝંખના બતાવો છો, અને જાણે તમારી નાલાયકીને લીધે તેમ કરી શકતા ન હો એવું માનો છો. આ તમારો ભ્રમ છે. તમે ત્યાં જે કામ કરી રહ્યા છો તેની તોળે આવે એવુ મારી પાસે કોઈ કામ નથી, જીવન વ્યવસ્થા પણ નથી, સવારથી રાત સુધીનો કાર્યક્રમ નથી મારી પાસે તો અહીં કેવળ મુંબઈ શહેરને મળતું જ જીવન છે. તમે પોતે તમારી સ્વયસ્ફૂર્તિથી કાઇ કામ ઉપાડવા પ્રયત્ન કરત તો જુદી વાત હતી પણ તે જો હરિજન ઑફિસના રૂટીનથી અલગ રહીને કરી શકત તો જ થાત અહીંની કોઈ સંસ્થામાં દાખલ થયા હોત તો એવું કાંઇક કરી શકત, પણ તેમા મારાથી તો દૂર જ રહેવાનું થાત. એક વાર તમે અહીં આવીને અહીંનું મારું જીવન જોઇ લેશો તો તમારો મોહ દૂર થઇ જશે. આ તો હું મારી દૃષ્ટિએ લખું છું પણ હમણાં જ મને એક નવો અનુભવ થયો છે તે એ કે શ્રદ્ધાળુની જોવાની નજર જ જુદી હોય છે, તે પોતાની શ્રદ્ધાની આંખેથી ઘણું બીજાને ન દેખાય તેવું જુએ છે."

આ રીતે કિશોરલાલભાઈના સદ્ગુણોનો વિચાર કરતા આરો આવે એમ નથી. મારા જેવાને એમના પિતાતુલ્ય સ્નેહનું જે પાન કરવા મળ્યુ છે એ જીવનની એક મોટી ધન્યતા છે અને આજે કિશોરલાલભાઈ જતાં કેટલાય પ્રસંગો યાદ આવે છે અને આંખ ભીની થઇ જાય છે. પરંતુ આજે એ સૌ

પ્રસંગોમાં એક પ્રસંગ આગળ તરી આવે છે જેમાં આપણને કિશોરલાલભાઈની પિતાતુલ્ય સ્નેહ માટેની ઝંખનાનું પાવનકારી દર્શન થાય છે પૂજ્ય બાપુજીના અવસાન પછી કિશોરલાલભાઈને રેડિયો પર વાતચીત માટે નિમંત્રણ આપ્યું હતું. ત્યા વ્યવસ્થાપકે તેમની શરૂઆતમાં ઓળખાણ કરાવી હતી. એ વાતના અનુસંધાનમા તેઓ બોલ્યા હતા: "પહેલાં તમે જે રીતે મારી અને મહાદેવભાઈની, નરહરિભાઈની વગેરેની ઓળખાણ આપી તેની પાછળ એક ભૂલ રહેલી છે, તે સમજાવવી જોઈએ. તે એટલા માટે નહિ કે તમારી એ ભૂલ છે, પણ એવી જાતની ભૂલ સામાન્ય રીતે જ સમાજમા પેસી ગઈ છે. અને એને લીધે આપણે બાપુજીની જે વિશાળતા છે તેને ટૂંકી કરી નાખીએ છીએ. એટલા માટે એને સુધારવાની જરૂર છે.

"બાપુજીના અનુયાયી તરીકે તમે ચાર પાંચ નામો ગણાવ્યા. સાચુ પૂછતા એ ચારમાંથી કોણ બાપુજીના અનુયાયી હતા કે છે તે ન કહી શકાય અને મારે માટે તો ઓછામા ઓછું કહી શકાય બાપુજી ઘણી વાર કહેતા કે, 'મારો કોઈ શિષ્ય જ નથી. હુ જ મારો શિષ્ય છુ. મારા સિવાય કોણ મારો શિષ્ય હોય? હુ જ મારો શિષ્ય બરાબર નથી થઈ શકતો, તો મારો બરાબર શિષ્ય કોણ થઈ શકશે?' એટલે બાપુજીના કોઇ પણ શિષ્ય છે જ નહિ અને કોઈ પણ બાપુજીના સિદ્ધાંતોને પી ગયો છે કે પચાવી ગયો. કે એમ. ન્યાયો કરે, તો એ પણ બરાબર ન કહેવાય બધાએ બાપુનો લાભ વર્ષો સુધી ઉઠાવ્યો, અને મહાદેવભાઇ જેવા, જે એમની જ રીતે એમનો અંગત પરિચય કરીને જે રીતે એમનામા ઓતપ્રોત થઈ ગયા, તેવા તો કોઇ જ થઇ શક્યા નથી અને એ દૃષ્ટિએ હું તો બહુ જ દૂર રહ્યો છુ. એમની જોડે ત્રીસ વર્ષ સુધી અનેક રીતે કામો કર્યાં એ પણ સાચુ; પણ તેમ છતાં તેમનો અનુયાયી થઈ શકું, એવો દાવો કોઈ દિવસ હું કરી શકું એમ નથી. અને એ વસ્તુ નરહરિભાઇ વિષે પણ કહી શકાય. વિનોબા વિષે પણ કહી શકાય બનુસાળીભાઇ તો બાપુજીના અનુયાયી તરીકે પોતાને ઓળખાવવામાં વાંધો પણ ઉઠાવે બાપુને હું જેવી રીતે જઈ મળ્યો, અને બાપુની સાથે મારુ જીવન મેં જોડી દીધું તે પરથી આ વાત સમજી શકાય તેમ છે.

"મેં બાપુને એક ધર્મગુરુ તરીકે માન્યા નહોતા તેમ બાપુની પાસે ગયો તે એટલા માટે નહિ કે તેઓ એક રાજકીય નેતા હતા. તેઓ રાજકીય નેતા તો ખરા. પણ મારે માટે વાત એમ હતી કે, મારા કુટુંબની અંદર મને મારા પિતાશ્રી જોડે જેટલો સંબંધ હતો તેટલો કોઇ સાથે ન હતો. કુટુબની અંદર એમ તો બહુ મેળ હતો મારા મોટાભાઈઓ મારા ઉપર બહુ જ હેત રાખતા હતા. હું પાણી માગું તો દૂધ લાવી આપે એવા હતા પણ મારા પિતાશ્રીની ખોટ મને બહુ જ સાલતી હતી. અને ૧૯૧૬ના અંતમા મારા પિતાશ્રીનુ જ્યારે અવસાન થયુ, ત્યારે મને સૂનુ સૂનું જેવું લાગ્યું. તે વખતે ઇશ્વરકૃપાથી એવી પરિસ્થિતિ હતી કે, કુટુબની ચિંતા જે પહેલા ઘણી ભારે હતી તે હળવી થઈ ગઇ હતી. અને મારા મનમા એવા વિચારો તો હતા કે, કાંઈને કાંઈ સેવા પ્રાર્થના. ગ્રહી. પાડાય સો. સાચું. "પણ એ સેવાકાર્યમા પડવાને માટે પાછા એક પિતા જોઇએ. એ પિતા મને ઓચિંતા ગાંધીજીની અંદર દેખાયા અને જેમ એક પુત્ર પિતાને જઇ વળગી પડે એમ હું ગાંધીજીને વળગ્યો; અને એમની સાથે મારો જે કોઈ સંબંધ [અનુ૦ પ૦ ૨૧૬]



# ત્રિવેણી સંગમ

સંકલનકર્તા મુ૦ કા૦



(૩૨)

બાપુના ડાબા હાથની કોણીમા દરદ થતુ હતુ. ડૉકટરનુ કહેવું હતું કે હાથને આરામ આપવો જરૂરી છે તેથી ડૉકટરનુ કહેલુ માનવાના હેતુથી—એટલે કે ડાબા હાથની કોણીના હાડકાને આરામ આપવાની એની સલાહ માનવાના હેતુથી—નવી જ યુક્તિ બાપુએ શોધી કાઢી બારડોલીમા બનેલો 'યરવડા ચક્ર' એવો છે કે જેની ત્રાક ઊભગાસૂલટી ચડાવી શકાય ડાબા હાથે આ રેંટિયો ચલાવી શકાય એવી રીતે એની ઉપર ત્રાક ઊલટી ચડાવીને એ રેંટિયો બાપુએ ચલાવવા માડ્યો આમા આરામ મળવાનો કેટલો સભવ હશે તે સમજાય એમ નથી, કારણ ડાબા હાથે તાર ખેંચવાને બદલે ડાબો હાથ ચક્કર ચલાવે છે, અને જમણો તાર ખેંચે બન્નેની ઉપર પડતી તાણ માત્ર અદલ બદલ થાય પણ બાપુએ તો પ્રયોગ શરૂ કર્યો! થોડી વાર તો તાર કાઢવો મુશ્કેલ પડ્યો મહાદેવભાઈએ પણ નાશિકમા એમનો જમણો હાથ બહુ દુખતો હતો ત્યારે આ યુક્તિ અજમાવી જોઈ હતી પણ તે એકે તાર કાઢી શક્યા નહોતા, એટલે પડતી મૂકી હતી પણ બાપુએ તો ચલાવ્યે જ રાખ્યું કલાક દેઢેક તેના ઉપર પ્રયત્ન જારી રાખ્યો અને સાત પૂણી કાતી સાતમી પૂણીમાથી તે હમેશની જેમ તાર નીકળવા લાગ્યા! એટલે બાપુ મહાદેવભાઈને ખુશ થઈને કહે · "જો, ૯૫ તાર નીકળ્યા, એટલે મારા રોજના ૩૭૫ તો પૂરા થયા, કારણ ગઈ કાલના ૨૮૨ વધેલા છે"

મહાદેવભાઈ 'બાપુ આમા આરામ તો ઓછો જ મળે છે"

બાપુ "આરામ તો ટેવ પડશે એટલે મળશે ન મળે તોયે એ ખોટનો વેપાર નથી, કારણ જમણો હાથ ઠીક વાર છેક ખોટકી પડે તો આ ટેવ પડેલી સારી છે!"

(૩૩)

બીજે દિવસ બાપુએ યરવડા ચક્રના મોઢિયામા ફેરફાર કર્યા કાલના રેંટિયાની ધરીઓ બરોબર નહોતી તેને લીધે પોતાનો જ રેંટિયો ઠીક કર્યો, અને ડાબા હાથનો પ્રયોગ ચાલુ રાખ્યો પરિણામ કાલના કરતા સારુ હતુ કાલે ૯૫ તાર કરતા ૩।। કલાક લાગ્યા હતા, આજે ૮૫ તાર અઢી કલાકમા નીકળ્યા

આ જોઈને વલ્લભભાઈ કહે "આમા કાઈ ફાયદો ન થાય પાકી કોઠીએ કાના ન ચઢે આપણુ જેનુ ચાલતુ'તુ તેમ ચાલવા દોની."

બાપુ "કાલના કરતા આજે પ્રગતિ સારી થઈ છે. એની કોઈ ના પાડી શકે તેમ નથી"

વલ્લભભાઈ કહે "એ તો આશ્રમમા કોઈ જાણશે તો ડાબા હાથે કાતવાનુ શરૂ કરી દેશે, અને એ પથ ચાલશે."

બાપુ "એ તો જાણવાના જ આ વખતે લખીશ"

વલ્લભભાઈ જરા ગભીર થઈને "આના કરતા તો બાળકોને જ બને હાથે રેંટિયા

મારા બાપુ

ચલાવતાં શીખ્યા હોય તે સારું."

બાપુ કહે "ગાંધી વાત જપાનમાં તો બાળકોને બંને હાથ વાપરવાનું શીખવવામાં આવે છે જ."

(૩૪)

એક દિવસે નવો રેંટિયો મહાદેવભાઈએ ચલાવવા માંડ્યો અને એવો અવાજ નીકળવા માંડ્યો કે બાપુ આંતરડી કપાઈ જતી હોય તેવું મોં કરીને કહે · "કોઈ કલાકારને પોતાની કૃતિમાંથી બેસૂરો સૂર નીકળતો હોય અને દુઃખ થાય છે તેમ મને થાય છે"

પછી બાપુએ પોતે મોઢિયામાં અમુક ફેરફારો સૂચવીને જેલમાંના સુથાર પાસે નવું મોઢિયું કરાવ્યું અને એનું પરિણામ હાથોહાથ પણ સરસ આવ્યું બાપુ જાણે જન્મથી યંત્રશાસ્ત્રી હોય એવું ઘણી વાર જોઈ શકાય છે, તેમ જ વૈદ્ય વલ્લભભાઈ માટે સલ્ફરનો પાક આવ્યો, બાપુએ તુરત જ એનું પૃથક્કરણ કરી આપ્યું એટલે વલ્લભભાઈ કહે. "તમને એ બધું શી રીતે ખબર પડે?"

બાપુ "હું એક વર્ષ કંપાઉન્ડર પણ હતો ના?"

(૩૫)

જેલમાં મગન રેંટિયો (બે હાથે ચલાવવાનો રેંટિયો) આવ્યો એટલે બાપુએ તેના ઉપર બેએક કલાક મહેનત કરી અને આખરે ૨૪ તાર કાઢ્યા ત્યારે તેમને શાંતિ થઈ વલ્લભભાઈ આખો વખત હસતા હતા અને કહેતા હતા "જેટલું કાઢશો તેથી વધારે બગાડશો"

બાપુ કહે "એ તો મારા ડાબે હાથે કાંતવા વિષે પણ હસનારા તમે હતા ના? જુઓ આ તાર નીકળવા માંડ્યો. હવે તમે આ તરફ નહીં જોશો ત્યાં સુધી એ તાર નીકળ્યા જ કરશે"

(૩૬)

બીજે દિવસે મગન ચરખા ઉપર કાંતવા બાપુ ઉત્સાહથી બેઠા પણ ચરખો કેમે ચાલે નહીં વલ્લભભાઈને અવારનું કહી રાખ્યું હતું કે, "તમારા શાપ નહીં લાગે તો ચાલશે"

૯–૧૦ વાગ્યા સુધી ચલાવ્યું પણ પૂણી બગડ્યા ઉપરાંત કશું પરિણામ ન આવ્યું!

આ જોઈને વલ્લભભાઈ ગમ્મત કરતા બોલ્યા· "એક ત્રાકડું ઉતારીને બીજું ભર્યું કે શું?"

બપોરે પણ એમ જ થયું! રેંટિયાના બોલ્ટ ટાઈટ કર્યાં, તેલ પૂર્યું, બધાં વાનાં કર્યાં. મહાદેવભાઈએ પણ ઘડીક વાર માથું માર્યું, પણ રેંટિયો ચાલે જ નહીં!

વલ્લભભાઈ ઊંઘીને ઊઠ્યા એટલે કહે: "કાંત્યું, હવે બંધ કરો"

બાપુ કહે: "કાંત્યું, કાંત્યું અમારો સંબંધ અટકી પડવાનો નથી આખરે સેમ્યુઅલ હોરની પાસે બેસનારો હું રહ્યો ના!"

વલ્લભભાઈ: "નીચે બહુ કાંતેલું પડ્યું દેખાય છે"

સાંજે તો વલ્લભભાઈની પણ મશ્કરી ચલાવવાની વૃત્તિ નહોતી રહી બાપુએ ડાબે હાથે શરૂ કર્યું લગભગ પાંચ કલાક મહેનત કરી હશે બાપુ તદ્દન થાકેલા હતા, લોથપોથ થઈને આઠ વાગ્યા પહેલાં પગ ચોળાવતા ચોળાવતા ઊંઘવા લાગ્યા. અને ઊઠીને તુરત સૂઈ ગયા જતા જતા બાપુ વલ્લભભાઈને કહે: "જોજો, રેંટિયો જરૂર ચાલવાનો છે શ્રદ્ધા મોટી છે"

વલ્લભભાઈ કહે "આમાં પણ શ્રદ્ધા?"

બાપુ કહે "હા, હા, શ્રદ્ધા તો ખરી જ."

---

પ્રભુ જ્યારે પોતાનું મંદિર પ્રેમનું સિંચન કરીને બાંધવા શરૂ કરીને બેઠા છે, ત્યારે માણસો ત્યાં પથરા લાવી લાવીને સીંચે છે! — ગુરુદેવ

ખ્યાતાબાપુ



## બાપુજીની મીઠી વાતો -૭

સાને ગુરુજી

બાપુજી દેખાતા હતા માયકાંકલા લોકો કહેતા કે બાપુજી એટલે મૂઠીભર હાડકાંનો માળો પરંતુ તેઓ પોતાની તબિયતની અત્યંત કાળજી લેતા બરોબર નિયમિત આહાર કરવું, માલિસ વગેરે હોય જ શરીર એ સેવાનું સાધન છે તેને સ્વચ્છ સતેજ રાખવું એ આપણું કર્તવ્ય છે દેહ એ પ્રભુનું મંદિર છે તેને કાળજીપૂર્વક બળવાન રાખવો એ આપણું કર્તવ્ય છે મહાત્માજી નબળાપણાના પૂજારી ન હતા તેમને અશક્તપણ, પછી તે મનનું હોય કે શરીરનું, જરાયે ગમતું નહિ ભરપૂર ખા, ભરપૂર સેવા કર એમ તેઓ કહેતા.

પૂજ્ય વિનોબાજીની તબિયત જરા અશક્ત થઈ હતી વિનોબાજીને જ ૧૯૪૦ની સાલમાં મહાત્માજીએ પહેલા સત્યાગ્રહી તરીકે નીમ્યા હતા. વિનોબાજી જેવી સત્યઅહિંસાની મૂર્તિ આજે મહારાષ્ટ્રમાં, ભારતમાં જવલ્લે જ જોવા મળે. સાબરમતીના આશ્રમમાં જે સૌથી પહેલી સત્યાર્થી મંડળી આવી, તેમાં તરુણ વિનોબાજી હતા અસ્તુ

વિનોબાજી તબિયતની કાળજી લેતા નથી એવી ફરિયાદ સેવાશ્રમમાં ગાંધીજી પાસે કરવામાં આવી ગાંધીજી એક દિવસે વિનોબાજીને કહેવા લાગ્યા ‘તું તારી તબિયતની સંભાળ લેતો નથી તને હવે મારે મારા તાબામાં લેવો પડશે તારી તબિયત બરોબર કરવી પડશે ”

“મને ત્રણ મહિનાની મુદત આપો એટલા વખતમાં એ બરોબર ન સુધરે તો પછી મને આપના તાબામાં લેજો ” વિનોબાજી બોલ્યા

હિંદુસ્તાનનો સંસાર માથા પર રાખનારને પોતાની તબિયતની ચિંતા શા માટે એવું મનમાં લાવીને ઇચ્છાશક્તિના મેરુ સમાન વિનોબાજી પોતાની તબિયત તરફ ધ્યાન આપવા લાગ્યા ત્રણ મહિનામાં તેમણે પોતાનું વજન ૨૫ પાઉંડ વધારી બતાવ્યું મહાત્માજી આનંદ પામ્યા

મહાત્માજીને હૃષ્ટપુષ્ટ માણસો જોઈતા હતા દુબળા જોઈતા ન હતા દુબળાપણું એટલે પાપ એ ધ્યાનમાં રાખજો

# કાર્યકર્તાઓને

કેદારનાથજી

કાર્યકર્તા એટલે સેવક કાર્યનો સબંધ કેટલો વિશાળ અને વ્યાપક છે, તે દરેક કાર્યકર્તા વિચારે દવાનું કામ કરનારનો ઉદ્દેશ ફક્ત દવા આપવાનો જ ન હોય ફરીથી દરદી બીમાર ન પડે તે તે જુએ એ જ મુજબ, શિક્ષકોએ પોતાના કામ બાબતમા વધારે વિચાર કરવો માબાપ પોતાના છોકરા આપણને સોંપે છે શિક્ષકનું કામ મનુષ્યને તૈયાર કરવાનુ છે. પોતાને જે તૈયાર કરી શકે, તે બીજાને તૈયાર કરી શકે શીખવુ સહેલુ છે, શીખવવુ અઘરુ છે તેને માટે કલાની જરૂર છે સુસંસ્કાર દેવાનુ કામ અઘરુ છે જેની પાસે ચારિત્ર્ય હોય, તે જ બીજાને ચારિત્ર્યવાન બનાવી શકે

ખાદી પહેરનાર અને ખાદી ન પહેરનારના જીવનમા ઘણો તફાવત હોય છે ખાદીનો જીવન સાથે ગાઢ સબંધ છે ગાંધીજીને અહિંસક સમાજ સ્થાપવો હતો એવા શોષણહીન સમાજ માટે શ્રમપ્રતિષ્ઠા સ્વાવલબન હસ્તઉદ્યોગ આવશ્યક છે સ્વાવલબન બધી બાજુથી કેળવવુ જોઇએ તમે સ્વાવલબનનો આદર્શ સમાજ સમક્ષ મૂકી સમાજને શોષણહીન સમાજનો ખ્યાલ આપી શકો

તમારી પાસે હું આશા રાખુ છું કે તમે ખૂબ વિચાર કરશો વિચારમા નિશ્ચિતતા હશે, નિષ્ઠા હશે તો અનેક રહસ્ય તમને સમજાશે ગાંધીજી કહેતા, 'સમજ પૂર્વક કર માતો.' એમ તમે પણ સમજીને કામ કરો, તમારુ કામ સુધારતા જાઓ કામની ઉન્નતિ થશે સાથે તમારી પણ ઉન્નતિ થશે

જે માણસ જીવનનુ કંચાણ ઇચ્છે છે, તે અહીંયા ટકી શકે શારીરસુખ કરતા વિશેષ કાંઇ પ્રાપ્ત કરવા જેવુ છે એવુ માનનાર જ અહીં આવી શકે અહીંયા કામ કરનાર પોતાનુ કામ અધિકાધિક કેમ સારુ થાય તે વિચારે જિંદગીભર તમે કાર્ય કરતા રહો તમારા કાર્યથી સમાજની ઉન્નતિ થાય તમારામા સસ્કાર આપવાની રુચિ હોય, પૈસાની દૃષ્ટિ ન હોય મનમા ઝીણી ઝીણી પણ નોકરીની ઇચ્છા હશે તે અહીં ટકવાના નથી

આપણા સામાન્ય વહેવારમા અલગતા હોય છે આશ્રમમા તમે કુટુંબભાવના કેળવો

---

<u>કિશોરલાલભાઈ</u> [અનુસધાન પૃષ્ઠ ૨૧૨ થી ચાલુ]

રહ્યો તો તે પિતા–પુત્રનો જ રહ્યો હતો"

બાપુજીના અવસાનને ઘણા મહિનાઓ વીતી ગયા હતા એક દિવસે સાંજે કિશોરલાલભાઇ એક બે મુરબ્બીજનો સાથે વાતચીત કરતા હતા વાતવાતમા બાપુજીની વાત નીકળી કિશોરલાલભાઈ બોલ્યા 'ગાઢ અંધકાર હોય અને એકાએક વીજળીનો ચમકારો થાય તેથી બધે પ્રકાશ ફેલાઇ જાય પરંતુ બીજી ક્ષણે વીજળી અદૃશ્ય થતા, પહેલા કરતાયે વધારે ગાઢ અંધકાર હોય એમ આપણને લાગે છે એવુ જ બાપુજી જતા અનુભવાય છે' અને આજ કિશોરલાલભાઇ, તમે જતા અમારા જેવાની પણ એવી જ સ્થિતિ છે! તમારો જાગ્રત આત્મા અમને પ્રેરણા આપતો રહે એ જ અમે માગીએ છીએ અમારા જેવાના માર્ગમા તમે પથદર્શિકા પ્રેમળ જ્યોતિ સમ હતા એ દિવ્ય જ્યોતિ તો સનાતન પ્રકાશની જ રહેશે પરંતુ આજે તો અમને બધે અંધકાર જ ભાસે છે હે જ્યોતિર્મય! 'તમસો મા જ્યોતિર્ગમય।' અમારી આ પ્રાર્થના સાંભળજો અને અમને સુપથે દોરજો જેમ તમે અમારી વચ્ચે હાજર રહીને દોરતા હતા તેમ હવે પણ દોરતા રહેજો

પ્યારાબાપુ

૨૧૬]

# ગુરુજનોની ઊણપો

કાકા કાલેલકર

સદ્‌ભાગ્યે મારા બાળપણમા સાવ ચારિત્ર્ય હીન એવા શિક્ષક તગે ભણવનુ મારે ભાગે ન આવ્યુ એવા કોઈ હોય તો એ વિશે મારા કાન ઉપર ફરી વાત આવી નહીં લોકમાન્ય તિલકના મુ બ્બી સાથી વિષ્ણુ શાસ્ત્રી ચિપળુણકરના ચરિત્રમા મે વાચ્યુ છે કે નાનપણમા એ લોકો જ્યારે મળસકે નિશાળે જાય અને વર્ગમા શિક્ષકને ન જુએ ત્યારે તેઓ પોતાના શિક્ષકને એમની વેશ્યાને ઘેર જઈને ઉઠાડીને લઈ આવે અને શિક્ષક પણ શરમાયા વિના, કોગળો કરીને, બાળકો સાથે નિશાળે આવે !

અમારા જમાનામા બધા જ શિક્ષકો અમને નીતિનો ઉપદેશ કરતા અને તેથી પોતાના જીવનમા અમુક ઊંચાઈએ રહેવાનો એમનો દાવો રહેતો માટે સામાન્યપણે એમના પ્રત્યે મનમા આદર રહેતો

એક શિક્ષકે મારા પિતાશ્રી વિશે, "તેમને લાચ મળતી હશે," એવું કહ્યુ ત્યારે મને કેટલુ માઠુ લાગેલુ તે મે નોંધી રાખ્યુ છે કારવારના એક અસ રકારી ઘનશ્યામ વાણી માસ્તર તરફની ચીડ પણ મે ક્યાક નોંધી હશે એ બાપડાનુ જીવનનુ ધોરણ જ હલકુ એ ટલે જોકે હુ મરાઠી બીજીમા હતો તોયે મને એને વિશે મનમા તિરસ્કાર જ જાગ્યો

મારા મનમા શિક્ષકો પ્રત્યે જે આદર ભાવ પ્રયત્નપૂર્વક કેળવ્યો હતો તેને આવા કેટલાક કિસ્સાઓથી ભારે આઘાત પહોચ વાથી મારુ પારાવાર નુકસાન થયુ એમ મને મોટા થયા પછી લાગતુ પણ આજે સ્પારાબાપુ તટસ્થપણે વિચાર કરુ છુ ત્યારે એ અનુભવને લીધે મને લાભ જ થયો છે એ વિશે શકા રહેતી નથી શિક્ષકો તેટલા બધા સારા, પવિત્ર પુરુષો, ચારિત્ર્યના દીપસ્તભ, એમ માનવાથી મનને સતોષ જરૂર થતો, પણ એ વૃત્તિ પાછળ શ્રદ્ધા કરતા ભોળપણ જ વધારે હતુ અને ભોળપણ કોઈ પણ રીતે આધ્યાત્મિક વૃત્તિ ન જ કહેવાય રાજનિષ્ઠ પ્રજાજનમા ખરાબ રાજા પ્રત્યે તિરસ્કાર હોવા છતા રાજાની ગાદી પ્રત્યે જેમ ખરેખરી નિષ્ઠા હોઈ શકે છે તે જ પ્રમાણે શિક્ષક એ શિક્ષક છે એટલા માટે જ એમના પ્રત્યે મુરબ્બીભાવ કેળવવો ઘટે છે, અને એમના વ્યક્તિગત દોષો દરગુજર કરવાના હોય છે એ વસ્તુ હુ છેક નાનપણમા જ શીખ્યો નિશાળના બીજા વિદ્યાર્થીઓમા એ વિવેક ન હોવાથી શિક્ષક પ્રત્યેનો તિરસ્કાર વ્યક્ત કર્યા વગર એમનાથી રહેવાતુ ન હતુ હુ એ દોષમાથી સ્વાભાવિક રીતે બચી ગયો, અને એ લાભ મને આખા જીવનમા ઘણો જ મદદગાર નીવડ્યો છે

બાળકોના મનમા એ વિચાર ઊગી નથી શકતો કે પોતાના માબાપ પોતાને માટે અત્યત પૂજ્ય વ્યક્તિ હોવા છતા દુનિયા માટે તેઓ સામાન્ય વ્યક્તિ જ હોય છે માબાપ પ્રત્યેનો પૂજ્યભાવ વ્યક્તિગત સબધને લીધે હોય છે એમા માબાપની યોગ્યતા અયોગ્યતાનો સબધ હોતો નથી એવો એ સૂક્ષ્મ ભેદ શિક્ષકોને લીધે હુ સમજી અને કેળવી શક્યો એ જિંદગીની મોટી મૂડી જ સમજવી જોઈએ. આને હુ ધર્માનુભવ એટલા માટે કહુ છુ કે આવો ભેદ કરતા શીખીને

વળી ગડમથલમાંથી અને મૂંઝવણમાંથી હું બચી ગયો. ત્યાર પછી માબાપોના કૌટુંબિક જીવનમાં નાનોમોટો સ્વાર્થ, પક્ષપાત કે એકાંગીના જોયા છતાં અને ધાર્મિક વિચારોમાં પણ એમનું ભોળપણ નજરે ચડ્યા છતાં એમના પ્રત્યેનો આદરભાવ ઓછો થયો નહીં અને મારાં કર્તવ્ય વિશે પણ મૂંઝવણ પેદા થઈ નહીં. શિક્ષકો પ્રત્યે આદરભાવ કેળવવાના દિવસોમાં એમના હલકટતા દોષો તરફ ધ્યાન જવાથી ઠોકર વાગ્યા જેવું જે થતું તે અનુભવ સુખાવહ ન હતો, પણ મારા ઘડતરમાં એનો ફાળો હું મહત્ત્વનો ગણું છું.

આગળ જતાં, અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ગયો હતો ત્યારે, અમારી વાગ્વર્ધિની સભામાં એક વાર ચર્ચાનો વિષય નીકળ્યો હતો કે 'દરેક યુવકે કોઈ વ્યક્તિને પોતાની નજર આગળ આદર્શ તરીકે રાખવી કે નહીં?' મારી સામેના વિદ્યાર્થીનું કહેવું હતું કે વ્યક્તિને આદર્શ તરીકે સ્વીકાર્યા વગર આત્માનો વિકાસ થઈ જ ન શકે. શિવાજી, નેપોલિયન વગેરે કેટલાય દાખલાઓ એણે ટાંક્યા. મેં કહ્યું કે શ્રેષ્ઠ પુરુષોના સદ્ગુણોની કદર તો હોવી જ જોઈએ પણ પોતા માટે આદર્શ તરીકે કોઈ વ્યક્તિને સ્થાપવી જ કેમ? એનામાં દોષો હોય, સંકુચિતતા હોય, એના જમાનાનું પછાતપણું હોય. આદર્શ તો તાત્ત્વિક ચિત્ર —abstract principle— જ હોય. આપણે એ ચિત્ર પણ અનુભવ અને ધ્યાન પ્રમાણે સુધારતા જઈએ.

મારી દલીલ મેં એટલી સચોટ રીતે રજૂ કરી હતી અને મારી બાજુ, મારી દૃષ્ટિએ એટલી સ્વયંસિદ્ધ હતી કે છોકરવાદથી ઊગરેલા અધ્યક્ષ સમારોપ કરતી વખતે મારી બાજુનું જ સમર્થન કરશે એવી મારી ખાતરી હતી. પણ અમારા કિત્તૂર માસ્તરે તેમ ન કર્યું. મારા તરફ જોઈને મને સમજાવતા હોય, મને અપીલ કરતા હોય એવી રીતે એમણે કહ્યું કે કોઈ વ્યક્તિને આદર્શ તરીકે સ્વીકાર્યા વગર છૂટકો જ નથી હોતો. એના વગર માણસ ચઢી જ ન શકે. કિત્તૂર માસ્તર અમારા સંસ્કૃતના શિક્ષક. જેટલા કડક, તેટલા જ વિદ્યાર્થીવત્સલ. હું જ્યારે સંસ્કૃતમાં છંદોબદ્ધ રચના કરતો ત્યારે એક બાજુ મને વઢે કે વખત કેમ બગાડે છે, અને બીજી બાજુ, પોતાનો ઠીક ઠીક વખત બગાડીને મારી કવિતા સુધારી આપે. એમના પ્રત્યે આદર ઉપરાંત કંઈક ભક્તિભાવ પણ હું સેવતો હતો. એમની વાત સાંભળીને મને દુઃખ થયું. મને થયું, આટલી વાત પણ એ સમજી શકતા નથી કે વ્યક્તિ તો અપૂર્ણ જ હોય! અપૂર્ણ વ્યક્તિને ધ્યાનમૂર્તિ તરીકે સ્થપાય જ કેમ? હું તો પૌરાણિક દેવોની ભક્તિ કરતી વખતે પણ એમના દોષોથી મૂંઝાઉં છું ત્યાં કેવળ માનવીને આદર્શને સ્થાને શી રીતે સ્થપાય?

મેં મનમાં કહ્યું, "તમે ભલે ગમે તે કહો. મારી ખાતરી છે કે મારી ભૂમિકા જ બરાબર અને શ્રેષ્ઠ છે"

---

કલ્યાણની પ્રાપ્તિને માટે માણસે બાહ્ય પરિસ્થિતિ સુધારવાની પંચાતમાં પડવાની જરૂર નથી. પોતાની જાતને જ સુધારવાની છે. પોતે કંઈ ખોટું કરતો હોય તો તે કરતાં અટકવું અને સારું ન કરતો હોય તો તે કરતાં થઈ જવું. માણસને સાચા કલ્યાણ તરફ લઈ જનારા જે બારણાં છે તે હંમેશ પોતાની તરફ ઉઘાડવાનાં હોય છે.

— મહાત્મા ટૉલ્સ્ટૉય

# ઉપશાન્ત કોણ?

પદ્મનાભ શ્રી. જૈની

એક સમયે ભગવાન શ્રાવસ્તીમા વિહાર કરતા હતા ભિક્ષુઓને સબોધીને ભગવાન બોલ્યા —

ભિક્ષુઓ! ભૂતકાળમા આ શ્રાવસ્તીમા વૈદેહિકા નામની એક શ્રીમત ગૃહપત્ની રહેતી હતી વૈદેહિકાની એવી કીર્તિ પ્રસરી હતી કે, "વૈદેહિકા નમ્ર, નિષ્કલહ અને ઉપશાન્ત છે"



વૈદેહિકાને ઘેર કાલી નામની દક્ષ, આલસ્ય રહિત અને સરસ ગીત કામ કરનારી દાસી રહેતી હતી એક દિવસે કાલી દાસીના મનમા થયુ 'મારી સ્વામિનીની એવી કીર્તિ છે કે એ નમ્ર છે, નિષ્કલહ છે અને ઉપશાત છે તો શુ ખરેખર મારી શેઠાણીના અતરમા ક્રોધ નથી એટલે એ ક્રોધી નથી કે પછી અતરમા ક્રોધ છે પણ હુ સારી રીતે વર્તન કરુ છુ એટલે એ ક્રોધને બતાવતી નથી? આમા સાચુ શુ છે? લાવને મારી સ્વામિનીની જરા કસોટી તો કરી જોઉ'

પછી હે ભિક્ષુઓ! કાલી દાસી દિવસ ઘણો ચડયો ત્યાર બાદ ઊઠી એ જોઈને વૈદેહિકાએ કાલી દાસીને કહ્યુ "અરે, હે કાલી!"

"શુ છે આર્યા?" (આર્યા=સ્વામિની)

"તુ કેમ દિવસ ચડયા પછી ઊઠે છે?"

"અમસ્તી આર્યા!"

"અમસ્તી! આ દાસી તો ભારે દુષ્ટ અને બહુ જ ચટેલ છે!" એમ કહી પ્યારાબાપુ

શેઠાણીએ ક્રોધથી પોતાના ભવા ચડાવ્યા

ત્યારે ભિક્ષુઓ! કાલી દાસીને થયુ: 'ઓહો, મારી શેઠાણીના અતરમા ક્રોધ છે અને છતા તે પ્રગટ કરતી હોતી એના અતરમા ક્રોધ નથી એમ તો નથી જ! સારૂ, હજી વધારે પરીક્ષા કરીશ.'

ત્યાર બાદ હે ભિક્ષુઓ! કાલી દાસી ફરીથી મોડે મોડે દિવસ ચડ્યા પછી ઊઠી શેઠાણીએ ફરીથી પ્રશ્ન કર્યો કે, 'મોડી કેમ ઊઠે છે?' કાલી દાસીએ પહેલાની માફક જવાબ આપ્યો 'અમસ્તી જ' "વાહ રે વાહ! આ દુષ્ટ દાસી તો દિવસ ચડયા પછી ઊઠે છે!" એમ કહી વૈદેહિકાએ કટુ વચનો કહ્યા એ સાભળી હે ભિક્ષુઓ! કાલી દાસીને થયુ 'ઠીક, શેઠાણીના અતરમા ક્રોધ છે જ હુ જ સારી રીતે વર્તતી હતી એટલે એ શાત અને નમ્ર લાગતી હતી હુ ફરીથી એક વાર પરીક્ષા કરી જોઉ'

આ પ્રમાણે વિચાર કરી કાલી ત્રીજી વાર મોડી ઊઠી એ જોઈને વૈદેહિકાને ખબ ચીડ ચડી તેણે ગુસ્સે થઈને, કટુ વચન બોલીને કાલી દાસીના માથા પર સાકળથી પ્રહાર કર્યો. આથી કાલનુ માથુ ફૂટી ગયુ અને લોહી વહેવા લાગ્યુ તે માથુ દબાવીને રોતી પાડોસમા જઈને કહેવા લાગી 'અરે જુઓ!

[–૧૬

આ મારાં નરમ શેઠાણીના કામને જુઓ! જુઓ એનો ઝઘડો ન કરવાનો સ્વભાવ! જુઓ એ કેટલી ઉપશાન્ત છે તે! હું જરા મોડી ઊઠી એટલે તેણે મારું માથું ભાંગી નાખ્યું!"

ભિક્ષુઓ! વૈદેહિકાનું આવું કૃત્ય જોઈને બધા લોકો તેને આવા અપશબ્દો કહેવા લાગ્યા: "ધિક્કાર છે વૈદેહિકાને! એ તો અનર્થ છે, કલહ કરે એવી છે અને બહુ કઠોર છે!"

એ જ રીતે હે ભિક્ષુઓ! અહીં કોઈ ભિક્ષુ ત્યાં સુધી જ નમ્ર રહે છે, નિષ્કલહ રહે છે, ઉપશાન્ત રહે છે, જ્યાં સુધી તેને કોઈ અપ્રિય શબ્દ કહેતું નથી પરંતુ જે ભિક્ષુ તેને કોઈ અપ્રિય શબ્દ કહે તોયે તે નમ્ર રહે ત્યારે જ તેને નમ્ર સમજવો, નિષ્કલહ સમજવો, ઉપશાન્ત સમજવો. ભિક્ષુઓ! હું તે ભિક્ષુને સુવચ, નમ્ર અને શાન્ત નથી માનતો, જે કેવળ વસ્ત્ર, ભિક્ષાન્ન, શયન, આસન, ઔષધ અને એવી બીજી વસ્તુઓ મેળવવા ખાતર જ સુવચ થાય છે, મૃદુ ભાષણ કરે છે અને નમ્ર બને છે. પરંતુ ભિક્ષુઓ! જે ભિક્ષુ ધર્મનો ખ્યાલ રાખી, પોતાના વ્રતનો ખ્યાલ રાખી સુવચ રહે છે, સદા મૃદુ ભાષણ કરે છે તેને જ હું સુવચ કહું છું. એટલે ભિક્ષુઓ તમારે આ શીખવું જોઈએ:—

"ધમ્મં સક્કરોન્તો ધમ્મં ગુરુ કરોન્તો।
સુવચા ભવિસ્સામ, સોવચસ્સતં
આપજ્જિસ્સામાતિ॥"

(ધર્મનો સત્કાર કરી, ધર્મને જ શ્રેષ્ઠ માની, હું સુવચ થઈશ, મૃદુભાષિતાને પ્રાપ્ત કરીશ.)

# વિદ્યાર્થીઓને

એચ૦ પી૦ મોદી

હું તમારી ફરજો અને જવાબદારીઓ તેમ જ જે કાર્યો તમારે કરવાનાં છે એ વિશે થોડુંક કહીશ જીવનને સમૃદ્ધ કરે એવા કેટલાક સાદા સદ્ગુણો તમે કેળવો એમ હું ઇચ્છું છું. એવા સદ્ગુણો એકએક યુવાન સ્ત્રી-પુરુષ કેળવી શકે એમ છે. હું તમને પ્રથમ એ કહેવા ઇચ્છું છું કે, તમારા પહેરવેશ તેમ જ વ્યક્તિગત ટેવાની બાબતમાં ફૂવડ બનતાં અટકો. એ માટે એકે બહાનું નથી; એ દેશહિતચિંતકની નિશાની નથી અને જીવનમાં સાદાઈ લાવવાની સાથે પણ એને કંઈ લેવાદેવા નથી. આ બાબતમાં આજે જે કંઈ શિથિલતા જોવા મળે છે, એ ઘણું કરીને એવા કોઈ ખ્યાલમાંથી પેદા થાય છે કે, પહેરવેશ, હલનચલન અને એવી બીજી બાબતો તુચ્છ છે, અને સ્વતંત્ર લોકોએ એમની વિશેષ પરવા ન રાખવી ઘટે હું તમને આવી બધી ખોટી માન્યતાઓને તજવા કહું છું અને તમને સલાહ કરું છું કે, તમે સારા બુદ્ધિશાળી માનવીની માફક વર્તતાં શીખો; તમે એ ભૂલશો નહીં કે, એક મોટા દેશના નાગરિક તરીકે તમારી પાસેથી એટલી અપેક્ષા રાખવામાં આવે જ છે.

ઘણાખરા માણસો માને છે એ પ્રમાણે આપણે માનવું મૂર્ખાઈભરેલું છે કે, પહેરવેશની સાથે આપણને કશી લેવાદેવા નથી. પહેરવેશમાં સુઘડતા એ માનસિક સદ્ગુણ તેમ જ આચરણનું એક સુલક્ષણ છે; અને જેઓ એ બાબતમાં બેદરકાર રહે છે, તેઓ આપણા જીવન-વ્યવહાર વિશેની ખોટી છાપ જ દુનિયા પર પાડે છે.

# ગોરખનાથ

અનવર આગેવાન

ગોરખનો જન્મ ૧૦મી શતાબ્દીમા અયોધ્યા પાસેના જયશ્રી નામક ગામમા થયો હતો. એની ઉત્પત્તિ વિશે કેટલીક વિચિત્ર વાયકાઓ વહી રહી છે પણ એ બધી વાતો અહીં અસ્થાને છે

ગોરખનાથને હુ સોરઠના સત ગણું છુ કારણ કે એકવાર ગિરનારની ગેબી ગુફાઓમા ગોરખનાથના બેસણા હતા અને આ ધરા એની વિહાર ભૂમિ બની હતી. ગોરખનાથ ચોરાસી સિદ્ધો માહેના સૌથી પ્રતિભાશાળી અને લોકપ્રિય સિદ્ધપુરુષ હતા નવનાથમા એ અગ્રગણ્ય નેતા હતા અને આદિ કવિ તરીકે સૌથી પહેલુ નામ એમનુ જ આવે છે તેમની વાણીના ગૂંજનો સૌરાષ્ટ્ર ગુજરાત, રાજસ્થાન નેપાળ ને તિબ્બત સુધી ગૂંજે છે એમની વાણીની વેધકતા સમજણુ જેવી છે એનો પથ પણ અગમનો પથ છે હવે જોઇએ તેની કલાત્મક—સર્જના.

વાવગ ધરતી ને વાવગ કાયા,

વા વાઈ વરમા વરસે

મ્હારા મરઘા!

પારકે ખેતર સાધુ મત રે જાના—ટેક૦

પારકુ તે રૂપ જોઈ દિલ ન ડગાવો,

જીતી બાજી હારી જાશો—મ્હારા૦

પારકુ ખેતર જોઈ બીજ મત વાવો,

વાવીને પછે પસ્તાશો—મ્હારા૦

તાજા પીત્તળની થાળીએ પીવાશે,

પાપી પામર પ્રાણી—મ્હારા૦

મછદર પ્રતાપે જતિ ગોરખ બોલ્યા,

અનુભવ અમૃતવાણી—મ્હારા૦

ઉપરોકત પદમા મન રૂપી મરઘાને સબોધતા કહે છે કે આ સમસ્ત જીવન અને જગત અસ્થિર ક્ષણિક છે હે સાધુ! પરકાની હિર કદી ન અડશો પારકા રૂપ જોઇને મન ચલિત ન કરશો અને એ પરકા ખેતર રૂપી સ્ત્રીમા વીર્ય રૂપી બૂદના બીજ ન વાવશો નહિતર પછે પસ્તાશો. આમ બ્રહ્મચર્યનો મહિમા ગોરખે પોતાની અમૃતવાણીમા ગાયો છે

આગળ જતા જતિ ગોરખ કહે છે

રજભર સુખિયા કોઈ ન દેખ્યા—ટેક૦

જ્યા જોઉ ત્યા સુખડુ ન હોય મેરે લાલ—રજ૦

જમી બી દુખિયારી આસમાન દુખિયા

પવન પાણીને સુખ નવ કાઈ મેરે લાલ—રજ૦

ચદા બી દુખિયા સુરજ બી દુખિયા,

નવ લખ તારાને સુખ નવ કાઈ મેરે લાલ—રજ૦

રાજા બી દુખિયા પ્રજા બી દુખણી,

નરનારીને સુખડુ નવ કાઈ મેરે લાલ—રજ૦

જોગી બી દુખિયા ભોગી બી દુખિયા

તપસી સન્યાસી કૂ સુખ નવ કાઈ મેરે લાલ—રજ૦

મછદર કા પુત જતિ ગોરખ બોલ્યા

ભજન કરે સોઈ નર સુખિયા મેરે લાલ—રજ૦

આ જગતમા લગરે સુખડુ નથી. ધરતીના કણે કણ દુખથી ધબકે છે એવુ ગોરખ ભણે છે સુખ જો હોય તો કેવળ નામ-સ્મરણમા

આ ત્રીજુ પદ અર્ચન-પૂજન વદન-સત્કાર જેવી બાહ્ય આડબરીના અસબાબ ઉતારી અધ શ્રદ્ધાના ઓઢા અળગા કરી નગ્ન સત્યનુ દર્શન કરાવી આપે છે

મનસા માલણી જી રે,

ગોરખ જાગતા નર સેવ—ટેક૦

જાગતા નર સેવ,

તુને મગે નૂરીજન દેવ—મનસા૦

પથ્થર પૂજે હર મિલે તો,

મૈં પૂજુ ગિરિરાય,

ઓ પહાડકી ચક્કી બનત હે,

પીસ પીસ જગ ખાય—મનસા૦

માલણ લાવી ફૂલડા,

એનો કણિયે કણિયે જીવ;
એ હી ફૂલ દેવન ફૂં ચડતે,
દેવ જ પોતે શિવ—મનસા૦

માલણ લાવી ફૂલડાં,
તે ધર્યાં દેવની પાસ;
એ ફૂલનમેં સામ હોય તો,
કેમ ન આવે વાસ—મનસા૦

ટાંકણું લઈ પથ્થર ઘડ્યો,
મૂક્યો છાતી પર પાય;
એ દેવમા જો સામ હોય તો,
ઘડનારાને ખાય—મનસા૦

ઈ પથ્થરના દેવને,
ડિજે જલમાં ડાલ;
આપે બૂડે તે કોને તારે,
કોણ કરે સંભાળ—મનસા૦

પૂજારીના ઓશિયાળા,
ઠાકર ઠાગે ઠામ;
બંદિવાન મંદિરના ઠાકર,
કેંવાના ભગવાન—મનસા૦

મેલ મુંવાળી રાંધીને,
ધરી દેવની પાસ;
જમનારો તો જમી ગયો,
ને દેવને નાંવી વાસ—મનસા૦

એક ભૂલ્યો દુજો ભૂલ્યો,
ભૂલ્યો સબ સંસાર;
એક ન ભૂલ્યા જોગી ગોરખ,
કરી ભજન આધાર—મનસા૦

ગોરખ જાગતા નર-ચૈતન્યને સેવવા આદેશ આપે છે એ મંદિરની જડ-પાષાણ પ્રતિમાને પૂજવાથી કોઈ અર્થ સરતો નથી. ઊલટા એ મહાલયોમાં મહાલતા પ્રભુ પૂજારીના ઓશિયાળા છે. આમ પરાલંબી મનોવૃત્તિનો ત્યાગ કરી સ્વાલંબી થવા ગોરખ વિનવે છે.

## રાજ્યનો સાચો સેવક

મુકુલભાઈ

રામશાસ્ત્રી નામે નીડર ન્યાયાધીશ મહારાષ્ટ્રમાં ખૂબ જ જાણીતા થઈ ગયા છે. તે શ્રીમંત માધવરાવ પેશવાના સમયમાં થઈ ગયા. રામશાસ્ત્રી ઘણા જ નિઃસ્પૃહ અને નિષ્પક્ષપાતી હતા.

શ્રીમંત માધવરાવે રામશાસ્ત્રીને બ્રાહ્મણોને દક્ષિણા વહેંચવાનો અધિકાર આપ્યો હતો. એક વાર રામશાસ્ત્રી દક્ષિણા વહેંચતા હતા. તે વખતે રામશાસ્ત્રીના મોટાભાઈ પણ દક્ષિણા લેવા આવ્યા. રામશાસ્ત્રીની બાજુમાં રાજ્યના મોટા મુત્સદ્દી નાના ફડણવીસ બેઠા હતા. તેમણે રામશાસ્ત્રીને સહજ ભાવે કહ્યું:

"શાસ્ત્રીજી, આ આપના મોટાભાઈને વીસ રૂપિયાની દક્ષિણા આપો."

રામશાસ્ત્રીએ મક્કમ અવાજે કહ્યું:

"ના જી. એ કાંઈ મોટા વિદ્વાન પંડિત નથી, જેથી તેમને વધુ દક્ષિણા આપું. મારા મોટાભાઈ હોવાથી મારે જો તેમને કંઈ આપવું હશે અને એવી જરૂર જણાશે, તો હું મારી પોતાની મૂડીમાંથી આપતા ચૂકીશ નહિ. અહીં હું રાજ્યના સેવક તરીકે મારી ફરજ બજાવું છું. એ કામમાં પક્ષપાત કદીય થઈ શકે નહીં. જો હું પક્ષપાત કરવા લાગું તો હું સેવકની ફરજમાંથી હેઠો પડું!"

# જીવનની પરિમિતતા

વિનોબાજી

ચિત્તની એકાગ્રતા કરવામા મદદગાર થાય એવી બીજી બાબત જીવનમા પરિમિતતાની એટલે કે માપસરપણાની છે માપસર રહેવુ ને કરવું ગણિતશાસ્ત્રનું રહસ્ય બધી ક્રિયામા ગૂથી લેવુ ઔષધની માત્રાના લિસોટા ગણીને લેવાના હોય છે તેવું જ આહારનિદ્રાનુ કરવું બધે માપ રાખીને ચાલો દરેક ઇંદ્રિય પર પહેરો બેસાડો હું વધારે તો નથી ખાતો ને? વધારે ઊંઘતો તો નથી ને? આખ આમતેમ ભટકીને ન જોવાનુ જોતી તો નથી ને? આવું બધુ ચોકસાઈથી ને ઝીણવટથી તપાસતા રહેવુ જોઈએ

એક ગૃહસ્થની બાબતમા મને એક ભાઈ કહેતા હતા કે, "તે ગમે તેની ઓરડીમા જાય તો એક મિનિટમા તે ઓરડીમા શુ શુ કયા છે તે તેના ધ્યાનમા આવી જાય" મે મનમા કહ્યું "હે ઈશ્વર! આ મહિમા મારે માથે ન મારીશ"

પાથપથામ ચીજોની મનમા નોધ રાખનારો હુ કઈ સેનો સેક્રેટરી થોડો છુ? કે પછી મારે ચોરી કરવી છે? પેલો સાબુ ત્યા હતો ને પેલુ ઘડિયાળ પડ્યુ હતુ એ બધુ મારે શુ કરવા જોઈએ? મારે એ બધુ જાણીને કરવું છે શુ? આખનુ આ વધારે પડતુ ભટકવાનુ મારે કાઢવુ જોઈએ. એવુ જ કાનનુ કાન પર ચોકી રાખો કેટલાક લોકોને તો થાય છે કે, 'કૂતરાના જેવા આપણા કાન હોત તો કેવું સારુ! એક પળમા ફાવે તે દિશામા હલાવીને ફેરવી શકાત! માણસના કાનમા ઈશ્વરે એટલી ખામી રાખી છે!" પણ કાનની આવી વધારે પડતી નકામી પ્રવૃત્તિ ન હોવી જોઈએ તેવુ જ આ મન પણ બહુ જોરાવર છે જરા કઈ ખખડ્યુ કે ત્યા પહોચી જાય જીવનમા નિયમન અને પરિમિતતા કેળવો નબળી વસ્તુ જોવી જ નહી ખરાબ ચોપડી વાચવી જ નહી નિંદાસ્તુતિ સાભળવી જ નહી દોષવાળી વસ્તુ ન જ ખપે પણ નિર્દોષ વસ્તુનુ સુદ્ધા વધારેપડતુ સેવન ન જોઈએ ચગાકાબટાકા કોઈ જાતના ન જોઇએ દારૂ, ભજિયા, રસગુલ્લા તો ન જ જોઇએ પણ સતરા, કેળા, મોસબી વગેરે પણ વધારેપડતા ન જોઈએ ફળાહાર શુદ્ધ આહાર છે પણ તોયે યથેચ્છ, ભરપટ્ટે ન હોવો જોઇએ જીભનુ યથેચ્છપણું અદર બેઠેલા ધણીએ ચલાવી ન લેવુ જોઈએ વાકાચૂકા ચાલ્યા તો અદર બેઠેલો માલિક સજા કર્યા વગર રહેવાનો નથી એવો બધી ઇંદ્રિયોને ધાક રહેવો જોઈએ નિયમિત આચરણને જ જીવનની પરિમિતતા કહીને ઓળખાવ્યુ છે

---

દુનિયામા ક્યાયે અસ્પૃશ્યતા જેવા ઘોર પાપને હિંદુ સમાજે આપ્યુ છે એવુ ધર્મનુ રૂપ નથી અપાયુ એક માણસ જન્મથી ઊચો ને બીજો જન્મથી નીચો, એ વિચાર હિંદુ ધર્મના ખરા મર્મનો વિરોધી છે હિંદુ ધર્મ તો સ્પષ્ટ ભાષામા પોકારીને કહે છે કે ભૂતમાત્રનો આત્મા એક જ છે આજે જગતના સર્વ ધર્મોની પરીક્ષા ને તુલના થઈ રહેલી છે અને જો હિંદુઓ અસ્પૃશ્યતાને વળગી રહેશે તો હિંદુ ધર્મ અને હિંદુઓ બને પૃથ્વી પરથી નામશેષ થઈ જશે. —ગાંધીજી

# વિવિધ ધર્મો

શ્રી રામકૃષ્ણ પરમહંસ

ઈશ્વરની ઉપાસનાના અનેક માર્ગો છે. નદીમાં ઊતરવા માટે જેમ અનેક ઓવારા હોય છે તે જ રીતે આનંદના સાગર સમાન પરમાત્માની પાસે પહોંચવા માટે પણ અનેક ઓવારા છે. એમાંના કોઈ પણ એક ઓવારાથી ઊતરીને આપણે આરામથી એ સાગરમાં નાહી શકીએ છીએ. શુદ્ધ અંતઃકરણથી અને શ્રદ્ધા-ભક્તિથી પાળેલો કોઈ પણ ધર્મ આપણને પરમાત્મા પાસે પહોંચાડી શકે છે. દાદરથી, અથવા વાંસની નિસરણીથી કે દોરડાની મદદથી પણ માળ પર ચડી શકાય છે. માર્ગો ભિન્નભિન્ન પ્રકારના હોવા છતાંયે આપણે ધારેલે મુકામે પહોંચીએ જ છીએ. અલગ અલગ જેટલા ધર્મો છે તે બધા પરમાત્મા પાસે પહોંચવાના માર્ગો જ છે. એથી સૌ પોતપોતાના ધર્મ પ્રમાણે ઇશ્વરની ઉપાસના કરે. ખ્રિસ્તીઓ ખ્રિસ્તી ધર્મની રીતે, મુસલમાનો ઇસ્લામની રીતે અને હિંદુઓ હિંદુ ધર્મશાસ્ત્રો અનુસાર ઇશ્વરની ઉપાસના કરે એમાં જ સૌનું ભલું છે.

સાચા ભક્તો બીજા ધર્મવાળાઓનો કદી પણ અનાદર કરતા નથી.

## "પ્યારાબાપુ"

વાર્ષિક લવાજમ રૂા. ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે. તે કાર્યાલયને સરનામે મ.ઑ.થી મોકલવું.
પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે.
લવાજમ. મ. ઑ.થી મોકલતાં મ. ઑ.ની કુપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું.
એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.
આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે.

## અનુક્રમણિકા

૩૦ સપ્ટેમ્બર ૧૯૫૨

| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ મારી સલાહ | ગાંધીજી | ૧૯૭ |
| ૨ કયા પ્રકારે... | ગુરુદેવ | ૧૯૮ |
| ૩ પૂ૦ કિશોરલાલભાઈની પુણ્ય સ્મૃતિમાં | | ૧૯૯ |
| ૪ પ્રભુના પ્યારા જમશેદ મહેતા .. | ગુ૦મ૦ | ૨૦૧ |
| ૫ દેવાંશી જમશેદ મહેતા .. | કિ૦ઘ૦મ૦ | ૨૦૨ |
| ૬ બુદ્ધિ અને ખાદિશો... | ગુરુદયાલ મલ્લિકજી | ૨૦૩ |
| ૭ સરદારશ્રીની વાણી ... | મુ૦ક૦ | ૨૦૪ |
| ૮ ભક્તરાજ ... | મુકુલભાઈ | ૨૦૫ |
| ૯ 'હું હરિજન છું'... | કિશોરલાલ મશરૂવાળા | ૨૦૭ |
| ૧૦ બાપુના પત્રો ... | ... | ૨૦૯ |
| ૧૧ કિશોરલાલભાઈ .. | મુકુલભાઈ | ૨૧૧ |
| ૧૨ ત્રિવેણી સંગમ... ... ... | મુ૦ક૦ | ૨૧૩ |
| ૧૩ બાપુજીની મીઠી વાતો ... | સાને ગુરુજી | ૨૧૫ |
| ૧૪ કાર્યકર્તાઓને ... ... | કેદારનાથજી | ૨૧૬ |
| ૧૫ ગુરુજનોની ઊણપો ...... | કાકાસાહેબ | ૨૧૭ |
| ૧૬ ઉપશાન્ત કોણ? | પદ્મનાભ શ્રી જૈની | ૨૧૯ |
| ૧૭ વિદ્યાર્થીઓને ... | એચ૦ પી૦ મોદી | ૨૨૦ |
| ૧૮ ગોરખનાથ ... | અનવર આગેવાન | ૨૨૧ |
| ૧૯ રાજ્યનો સાચો સેવક ... | મુકુલભાઈ | ૨૨૨ |
| ૨૦ જીવનની પરિમિતતા ... | વિનોબાજી | ૨૨૩ |
| ૨૧ વિવિધ ધર્મો . | શ્રીરામકૃષ્ણ પરમહંસ | ૨૨૪ |
| ૨૨ આ માસની છમી ... ... | ધનુભાઈ મહેતા | |

**ગ્રંથાવલોકન** [અનુસંધાન કવરપેજ બીજાથી ચાલુ]

'આધ્યાત્મિક આરોહણ' — પ્રસિદ્ધ થયા છે આધ્યાત્મિક પથ પર પ્રયાણ કરવા ઇચ્છનાર જિજ્ઞાસુઓને તે જીવનપોષક ભાથું પૂરું પાડે એવા છે

પ્રસ્તુત પુસ્તક 'શરણાગતિ'માં કવિરાજે 'ત્વમેકમ્ શરણ્યમ્'ની આર્ત ભક્તવાણી વ્યક્ત કરી છે આ સંસારમાં માનવી પ્રભુનું એક અને અનન્ય શરણ છોડી દઇને આપબળે માર્ગ જોઇને ચાલવા હામ ભીડે છે, છેવટે પડે છે, 'કિંકર્તવ્યમૂઢ' જેવો બની જઇને ખૂબ જ અકળાઈ જાય છે ત્યારે આખરે તે પ્રભુનું શરણ શોધે છે ગીતાજીમાં પણ એ જ સૂર છે અર્જુન જ્યારે 'શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્' કહીને ભગવાનનું શરણ લે છે ત્યારે તેને સાચો માર્ગ ભગવાન બતાવે છે એવું જ માનવીને વિષે પણ સાચું છે આ પ્રસ્તુત પુસ્તકમાં કવિરાજનું ભક્તિમય આર્ત હૃદય પ્રભુજીનું શરણ શોધવા મથે છે આખું પુસ્તક ગદ્યમાં છે પરંતુ એની પાછળ હૃદયની સંવેદના રહેલી હોવાથી એનું પઠન કરતાં એમાંથી કાવ્યના સૂર નીકળતા હોય એવો અનુભવ થાય છે

સંસારની આંટીઘૂંટીથી મૂંઝાઇ ગયેલા જીવને આ પુસ્તક અવશ્ય આશ્વાસનરૂપ થઈ પડશે

નંદવાયેલાં હૈયાં લે૦ પુષ્કર ચંદરવાકર, પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦ અમદાવાદ ૧ કિં૦ ત્રણ રૂપિયા પૃ૦ ૧૮૬

આપણા એક ઉત્સાહી એકાંકી નાટ્યકાર ભાઈ શ્રી પુષ્કર ચંદરવાકરની આ નવલકથા સૌરાષ્ટ્રના ગ્રામજીવનનું સુંદર ચિત્ર આલેખે છે નિર્મળા ખરેખર નિર્મળા જ છે તેનો મુગ્ધ ગમરુ સ્વભાવ આપણા દિલમાં વસી જાય છે કર્કશા અને પુત્રહીન સાસુનાં કટુ મહેણાં સહી ન શકવાથી તે આવેશમાં ઘર છોડી પિયર ચાલી જાય છે પણ ગામડાનું રૂઢિચુસ્ત માનસ વહેમાય છે અને સંકુચિત ચર્ચાઓથી બિચારી નિર્મળાને પણ શંકાશીલ દૃષ્ટિએ ગામલોકો જોવા લાગે છે. વળી નિર્મળાના પિતા વધારે ઊર્મિલ, અવ્યવહારુ અને સમાજભીરુ છે તે પોતાની પુત્રીના નિર્મળ હૃદયને સમજવા અસમર્થ નીવડે છે છેવટે પિતાને ચિંતામાંથી મુક્ત કરવા નિર્મળા પિતૃગૃહનો પણ ત્યાગ કરી ચાલી જાય છે અમદાવાદ જેવા ગીચ વસ્તીવાળા અને આવી ભોળી નારીને કુમાર્ગે વાળવા મથનારા લોકોના અડ્ડા જેવા શહેરમાં પણ તે પવિત્રશીલા રહી શકે છે એ ખરેખર લેખકની કુશળ શૈલીનો પરિચય કરાવે છે આમ નિર્મળાનું આખું જીવન દુઃખમય તો છે જ, પરંતુ લેખક છેવટે નિર્મળા અને તેના પતિ ખેમરાજના મિલનમાં કથાનો સુખાન્ત લાવે છે

નિર્મળાને જોઇને શરદબાબુની વિરાજવહુ યાદ આવી જાય છે અવશ્ય વિરાજ જેવું સુરેખ તેમ જ હૃદયસ્પર્શી આલેખન નિર્મળાનું નથી જ વળી નિર્મળાની ક્ષતિ જરા ખટકે છે પોતાનો પતિ ખાડલામાં તાવથી પટકાયેલો હોય તે વખતે સાસુ મહેણાં મારે કે અપમાન કરે ત્યારે આર્યનારી શું એટલું સહન ન કરી શકે? પોતાના આણનાથને તાવમાં તડફડતો મૂકીને જવાનું નિર્મળા જેવી સંસ્કારી, સુશીલ અને પતિપરાયણા સ્ત્રીને ક્યાંથી મન થાય? લેખક આ કચાશને લીધે નિર્મળાના પાત્રને ઉઠાવ આપવા નિષ્ફળ નીવડ્યા છે નિર્મળાના ગૃહત્યાગનો પ્રસંગ લેખક બરોબર આલેખી શક્યા નથી આ એક ક્ષતિને લીધે આખી નવલકથા બિનઅસરકારક (flat) લાગે છે અવશ્ય આ નવલકથા સૌ વાચકોને રસપ્રદ થાય એવી તો છે જ માત્ર એની વધારે પડતી ઊર્મિલતામાં વાચક ઘસડાઈ નહિ જાય તો બસ છે

— મુ૦ ક૦

પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી, ઉપાયતન મુદ્રણાલય ગિરિ વિહાર ટાઉન રોડ જૂનાગઢ

# ગ્રંથાવલોકન

**રાનીપરજ સેવાસભા** (સન ૧૯૫૧-૫૨નું વાર્ષિક નિવેદન) પ્રકાશક: જુગતરામ દવે મંત્રી, સ્વરાજ્ય આશ્રમ, વેડછી.

શ્રી જુગતરામભાઈ રાનીપરજ લોકો વચ્ચે જે ઉદાત્ત સેવાકાર્ય કરી રહ્યા છે એ સૌ કોઈની જાણ બહાર તો નથી જ ગુજરાત તેમ જ સૌરાષ્ટ્રમા ચાલતા સંગીન સેવાકાર્યોમા રાની પરજ લોકો વચ્ચે રહીને શ્રી જુગતરામભાઈ તેમ જ અન્ય સેવકો જે સેવાકાર્ય કરી રહ્યા છે તે સૌનુ ધ્યાન કેન્દ્રિત કરે એવુ છે સન ૧૯૫૧-૫૨નુ વાર્ષિક નિવેદનને દર્શાવતી આ પુસ્તિકા આ કાર્યનો સંક્ષેપમા સુરેખ ખ્યાલ આપે છે.

સરદારશ્રીની છત્રછાયા નીચે બારડોલી તેમ જ વેડછીના આશ્રમો ખબ વિકાસ પામ્યા હતા. જુગતરામભાઈ સ્વરાજ્ય આશ્રમના પ્રાણરૂપ છે તેમની દોરવણી હેઠળ વેડછીની આસપાસ અન્ય સ્થળોએ પણ આશ્રમો સ્થપાયા છે ૧૯૫૧ સુધી આ બધા આશ્રમોનુ કામકાજ સ્વરાજ આશ્રમ, વેડછીને નામે થતુ હતુ પરંતુ ૧૯૫૧મા આ બધા આશ્રમોને એકત્ર કરી રાનીપરજ વિભાગમા ચાલતા એવા તમામ કેન્દ્રોની વ્યવસ્થા 'રાનીપરજ સેવાસભા'ની સ્થાપના કરીને તેને સોંપવામા આવી છે આ સેવાસભાના પ્રમુખ દાદાસાહેબ માવળંકર છે અને મંત્રી જુગતરામભાઈ દવે છે.

આ નિવેદનમા વેડછી તેમ જ અન્ય આશ્રમોના ૧૯૫૧-૫૨ના હિસાબ આપવામા આવ્યા છે અને એ સ્થળોએ ચાલતા કાર્યોનો પણ ટૂંકમા પરિચય આપ્યો છે

મુખ્ય કેન્દ્ર સ્વરાજ આશ્રમ, વેડછીની કાર્યપ્રવૃત્તિ સાત વિભાગમા વહેંચાઈ ગઈ છે (૧) ખાદીકાર્ય, (૨) વિદ્યાર્થી આશ્રમો, (૩) વેડછી ગ્રામશાળા, (૪) ઉત્તર બુનિયાદી વિદ્યાલય, (૫) નઈ તાલીમ અધ્યાપન મંદિર, (૬) આશ્રમ બાલવાડી, (૭) શિબિરો.

કન્યા આશ્રમ, મઢીનુ સંચાલન અન્નપૂર્ણા બહેન મહેતા સંભાળે છે. તેમની ઉત્સાહી અને સેવાભાવી વૃત્તિને લીધે અહીંનુ કાર્ય પણ આદર્શરૂપ થઈ રહ્યુ છે અહીંની પ્રવૃત્તિમા કન્યાનિવાસ, કન્યા છાત્રાલય, ઉદ્યોગ શાળા, બુનિયાદી શાળા, બાલપંચાયત, ઔષધ કેન્દ્ર, વસ્ત્રસ્વાવલંબન કેન્દ્ર બાલવાડી, સંસ્કાર શિક્ષણવર્ગ મુખ્ય ગણી શકાય

આ ઉપરાંત ગ્રામસેવા આશ્રમ, વેડછી, હળપતિ આશ્રમ, વરાડ, હળપતિ આશ્રમ, વાંકાનેર, કસ્તૂરબા કન્યા આશ્રમ, પૂના (તા મહુવા), કસ્તૂરબા કન્યા આશ્રમ, બેડકૂવાદૂર, બાપુ આશ્રમ, ઘંટોલી, સ્વરાજ આશ્રમ, ડાંગ, આહવા, ઝૂપડી-અલગટ, તેમ જ ઇતર કેન્દ્રોમા ચાલતી પ્રવૃત્તિઓના અહેવાલ જોતા રાનીપરજ સેવાસભા જનસેવાનુ અતિ ઉપયોગી કાર્ય કરી રહી છે તેનો સુરેખ ખ્યાલ આવ્યા વિના રહેતો નથી

પરંતુ આખુ નિવેદન જોતા સેવાસભાને આર્થિક મુશ્કેલી અવારનવાર મૂંઝવે છે ખરી રીતે આવી પ્રવૃત્તિ આપણા રાષ્ટ્રના પ્રાણરૂપ છે અને ભાવિનુ ઉજ્જ્વળ ચણતર કરનારી છે તેથી સૌ કોઈ દાતાઓએ આર્થિક સહાય કરી આવી પ્રવૃત્તિઓને વધારે પ્રગતિ સાધવામા અવશ્ય મદદ કરવી જરૂરી છે સૌ સેવકો આ નિવેદન-પુસ્તિકા વાંચે અને તેનો અભ્યાસ કરે તો તેઓને જરૂર ઉપયોગી માર્ગદર્શન મળે એમ છે

**કિમિયાગરો** લે૦ યશોધર ન૦ મહેતા, પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ ૧ કિ૦ અઢી રૂપિયા, પૃ૦ ૧૭૬

કિમિયાગર જેમ એક [અનુ૦ કવર પેજ ૩

# આરાધન્

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતુ માસિક ]

વર્ષ ૫ ] ૩૦ ઑક્ટોબર – ૧૯૫૨ [ અંક ૯

## નૂતન વર્ષે

ગાંધીજી

નવા વર્ષમાં ત્યાગની વધારે વિશાળ ભાવના, ધ્યેયની વિશેષ સ્થિરતા અને આત્મસંયમની વધારે તાદૃશ સમજ તમારામા આવો એમ ઇચ્છું છું.

તમારી ધર્મજાગ્રતિ વધો, તમારું નીતિબળ વધો, તમે વધારે સેવા-પરાયણ થાઓ.

તમે સારા થવાનો દૃઢ સંકલ્પ કરો. તમને સારા બનાવવાની ભગવાનને સદા પ્રાર્થના કરો, એટલે તમે સારા થશો. તમારું જીવન વધારે શુદ્ધ, વધારે સંયમશીલ કરો.

ઇશ્વર તમને શાંતિ આપો, તમારું કલ્યાણ કરો. જ્ઞાન સહિત સેવા કરો, સેવા કરતાં અલિપ્ત રહો. આપણે વધારે સાવધાન અને કર્તવ્ય-પરાયણ થતાં શીખીએ. મારી ખાતરી છે કે તમે અંધકારમાંથી જલદી પ્રકાશ જોઈ શકશો.

જો તમે દૃઢ હો, તમે બહાદુર હો, તો તમારે તમારો ગુસ્સો સમાવી દેવો પડશે. ગેરઇન્સાફની કઈ પણ લાગણી તમારા હૃદયને કોતરી ખાતી હોય તો તેને દબાવી દેવી પડશે. શેતાન હમેશાં છિદ્રોનો લાભ લે છે. માટે છિદ્રો પૂરવા એ આપણું કર્તવ્ય છે.

વળી તમારે બીજાના દોષો પ્રત્યે ઉદાસચિત્ત રહેવું આવશ્યક છે. ક્રોધની સામે ક્રોધ નહી, અવગુણની સામે અવગુણ નહી; ક્રોધની સામે શાંતિ, અવગુણનો બદલો ગુણ, ગાળનો બદલો પ્રેમ, અપકારનો બદલો ઉપકાર — આ ધર્મ છે. આ આશ્રમવ્યવહાર છે. ખબરદાર એ ચૂકયા તો!



## બીત ગયે દિન........

કબીર સાહેબ

(રાગ ભૈરવી – તાલ કેરવા)

બીત ગયે દિન ભજન બિના રે ॥ ધ્રુ॥
બાલ-અવસ્થા ખેલ ગંવાઈ,
જબ જોબન તબ માન ઘના રે ॥૧॥
લાહે કારન મૂલ ગંવાયો,
અજહું ન ગઈ મનકી તૃસ્ના રે ॥૨॥
કહત કબીર સુનો ભાઈ સાધો,
પાર ઉતર ગયે સન્ત જના રે ॥૩॥

આપણે સૌ માનીએ છીએ કે, જન્મજન્માન્તરનાં અનેક પુણ્ય પછી આપણને માનવ અવતાર મળ્યો છે. તેથી આ જીવનમાં આપણે પરમાત્માનું સતત સ્મરણ કરીને ભક્તિપરાયણ રહી ઉચ્ચ પદ પામવું જોઈએ. જો બીજાં બધાં સંસારી બંધનમાં ફસાઈ જઈએ તો આ આપણો મનુષ્યજન્મ એળે જાય. આવું જ્ઞાન આપણને હોવા છતાંયે આપણે મોહમાયાની જાળમાં એવા ફસાઈ જઈએ છીએ કે એમાં આપણે જીવનરૂપી બાજી હારી જઈએ છીએ અને જ્યારે જાગીએ છીએ ત્યારે જ આપણા પરાજયનું દર્શન થાય છે. અને ત્યારે આપણને પસ્તાવો થાય છે કે, અરેરે, આ જિંદગીના કીમતી દિવસો પ્રભુનું ભજન કર્યા વિના, કશું સત્કાર્ય કર્યા વિના વીતી ગયા! મારું બાળપણ રમતમાં પસાર થઈ ગયું અને જ્યારે જુવાની આવી ત્યારે તેના મદમાં હું સાવ ભાન ભૂલી ગયો! વળી મારા તુચ્છ લોભને ખાતર આ જીવનનું જે ઉચ્ચ મૂલ્ય હતું, આ જીવનમાં ઉચ્ચતા મેળવવાની જે સુંદર તક હતી તે મેં ગુમાવી દીધી અને તોયે હજી મારા મનની તૃષ્ણા ક્યાં સંતોષાઈ છે! હજી તો મન કેટલીય ઇચ્છાઓથી, વાસનાઓથી ભરેલું છે!

આ જ વાત કબીર સાહેબે સુરેખ રીતે પોતાના આ પદમાં જણાવી છે. તેઓ છેવટે યોગ્ય જ કહે છે કે, સંસારસાગરને પાર તો જેઓ સંત છે, પ્રભુપરાયણ છે તેઓ જ ઊતરી શક્યા છે.

# બાળ-ઘડતરના ત્રણ બળો

રવિશંકર મહારાજ

ભણતર અને કેળવણી બને એક જ વસ્તુ છે એમ આજે મનાય છે પણ એ સાચું નથી બેમા બહુ મોટો ભેદ છે કેળવણીમા ભણતર છે, તે જ્ઞાનપૂર્વક મળેલું છે જ્યારે ભણવું એટલે તો માત્ર બોલવું કેળવણી પ્રાપ્ત કરવા માટે એકલા શિક્ષકથી કંઈ નથી વળવાનું એને માટે માબાપે કાળજી રાખવાની છે છોકરામા ઉડાઉપણું, વ્યસનીપણું કામચોરી વગેરે દુર્ગુણો આવે એ કોઈને ગમતું નથી એને દૂર કરવા માટે માબાપે જાગ્રત રહેવાની જરૂર છે તમે તમારા બાળકને વિષે તમારા મનને પ્રશ્ન પૂછો કે, "મારું બાળક કેવું થાય?' મારું બાળક આવું થાય એમ જો તમે માગતા હો તો તે માટે શું કરવું જોઈએ એનો પણ તમારે વિચાર કરવો જોઈએ શિક્ષક એમા આપણને ટેકો આપી શકે એમ હોય તો તો સારું

એક જૂની માન્યતા છે કે, બાળક વિનાના માબાપ મરી ગયા પછી નરકે જાય છે પણ એ સાચું નથી હું તો માનું છું કે, છોકરો હોય પણ તે કેળવાય નહિ તો માબાપ નરકે જાય છે છોકરાને કેળવતા પહેલા આપણે કેળવાવું જોઈએ છોકરાને સાચો બનાવવો હોય તો આપણે સાચા બનવું પડશે છોકરાને વહેલો ઉઠાડવો હોય તો આપણે વહેલા ઊઠવું પડશે આમ આવી સુટેવ આપણને પડે ત્યારે જ તે બાળક આપણો શિક્ષક છે માટે બાળક સુધરશે તો માબાપ સુધરશે, બાળક અને માબાપ સુધરશે તો આખો સમાજ સુધરશે

મારી માન્યતા છે કે, બાળકનો જન્મ થાય એ પછી વડીલોએ એના પ્રત્યે બેદરકાર ન રહેવું જોઈએ આમ કરીએ તો આપણે એક સામાજિક પાપ કરીએ છીએ, એમા નાગરિકતાનો દ્રોહ રહેલો છે

કોઈ ગામમા નવી શાળા ખોલવામા મને આનંદ નથી થતો, પણ મારો પગ ઢીલો થાય છે શાળાનું હાલનું ભણતર છોકરાને નીચલા વર્ગમાથી મધ્યમ વર્ગમા ધકેલી મૂકે છે એ થીગડાવાળા કપડા પહેરતો નથી સોડા લેમનમા બહુ ગુણ હોય છે, સિનેમા જોયા વિના જ્ઞાન ન મળે, એવું એ સમજતો થાય છે આમ મધ્યમ વર્ગની જરૂરિયાતો વધતી જ જાય છે મધ્યમ વર્ગની વ્યાખ્યા એ કે ઉત્પાદન ન કરવું અને જરૂરિયાત વધારવી આજે મધ્યમ વર્ગની સંખ્યા વધતી જ જાય છે આપણે છોકરાને મધ્યમ વર્ગમાથી કાઢવો જોઈએ એમાથી કાઢવો એ કોઈ દયા જ નથી, પણ એ આપણું કર્તવ્ય છે, એમ હું માનું છું

હું એક મિત્રને ત્યા ગયો બા સાથે એક છોકરો વાસણ માજવા બેઠો હતો બા બોલી ઊઠી, "રોયા! બાયલો થઈ જઈશ ઊઠ' પણ બાળક ન ઊઠ્યો એટલે બાએ તેને કાંડું ઝાલીને ઉઠાડ્યો શિક્ષક આ વૃત્તિ કેવી રીતે અટકાવી શકશે?

મારી તમને વાલી તરીકે વિનતી છે કે, તમે બાળકને સાચવજો સંભાળજો જો આપણને આપણી જવાબદારીનું ભાન થઈ જાય તો હું તો માનું છું કે આળસી પ્રજા જ ઉત્પન્ન ન થાય જે માણસને હાથે રસોઈ કરવી હોય તે ઓછી મહેનત કરશે તે શાક વિના ચલાવી લેશે તપેલીવાળા ઢાંકણામા જ ખીચડી કાઢીને ખઈ લેશે કૂવામાથી પાણી કાઢીને નાહનારને એની ખબર પડે છે કે પાણી કેમ નીકળે છે પણ ચકલીએ બેસીને નાહનારને એની ખબર ન પડે એટલે જોખમ

દારીનું ભાન થાય, તો માણસ આપોઆપ પોતાની જરૂરિયાતો ઘટાડી દેશે.

પૈસાથી શિક્ષક ભાડે મળે, પણ ધર્મ, સ્વતંત્રતા, મર્યાદા, અભય, સદાચાર વગેરે ગુણો નહિ મળે. આ ગુણો જો બાળકોને શીખવવા હોય તો વાલીએ શિક્ષક સાથે મળીને વિચાર કરવો પડશે કે, આ બાળકની પ્રગતિ કઈ રીતે થાય?

માબાપ તથા શિક્ષક ઉપરાંત વાતાવરણ પણ બાળકને ઘડે છે. એ એક ત્રીજું બળ છે. એક જમાનો એવો હતો કે; કામ કરે તે હલકો ગણાતો પણ અત્યારે તો માણસ બેઠાડુ હોય તો પણ સૂતો સૂતો કહે છે કે, 'છોકરાએ મહેનત કરવી જોઇએ.' આ માણસ નથી બોલતો પણ વાતાવરણ બોલે છે.

મધ્યમ વર્ગ બુદ્ધિશાળી હોય છે. પણ આ લક્ષણને કારણે તે દુઃખી થઈ રહ્યો છે. એક બાજુ શ્રમ અને બીજી બાજુ બેઠાડુ સ્થિતિ, એ બેની વચ્ચે તે સપડાયો છે. આવા સંધિકાળમાં એનો છોકરો દુઃખી થવાનો છે. તે કદાચ માબાપને શાપ પણ દે.

હું જેલમાં હતો ત્યારે કામ કરતી વખતે કેટલાક મને બતાવતા કે, "જુઓ હાથમાં ફોલ્લો પડ્યો." હું તેમને કહેતો, "એ ફોલ્લો કામ કર્યાનો નથી, પણ અત્યાર સુધી કામ કર્યું નહોતું તેનો છે."

તેથી તમે બધાં વિચાર કરજો. ફરી તમને હું કહું છું કે, બાળકના સાચું જોજો. જેમ એન્જિનિયર મકાન બાંધતાં પહેલાં નકશો તૈયાર કરે છે અને પછી તેનો કોન્ટ્રેક્ટ અપાય છે, કામ થાય છે અને એ રીતે મકાન તૈયાર થાય છે, તે જ રીતે તમે પણ બાળકોના એન્જિનિયર બનો. બાળકોનો વિકાસ કેમ થાય તે વિચારો, એનો નકશો બનાવો અને છેક છેલ્લી કોટી સુધી તમારાં બાળકોનો વિકાસ કરો. તો જ તમે તમારું કર્તવ્ય બજાવ્યું એમ ગણાય. પ્રભુ આપણને તે બળ તથા બુદ્ધિ આપો.

## વડા પ્રધાનની મોટાઈ

ગ્લેડસ્ટન ઇંગ્લંડના એક મહાન વડા પ્રધાન થઈ ગયા. જગતના વિખ્યાત રાજકારણી પુરુષોમા તેમની ગણના થાય છે. તે એક દિવસે ફરવા નીકળ્યા હતા, ત્યારે એક ગાડીવાનની સાથે તેમનો ભેટો થયો. ગાડીવાળાએ ગાડીમાં લોખંડ ભર્યું હતું. તેમણે એ ગાડીવાનને એટલું લોખંડ ભરીને લઈ આવવાનું કેટલું ગાડીભાડું મળ્યું વગેરે વાતો પૂછી. એવામાં રસ્તામાં એક ટેકરી આવી. અહીં ઘોડાને ગાડી ખેંચવામાં તકલીફ થવા લાગી. તેથી ગ્લેડસ્ટને ગાડીવાળાને પૂછ્યું, "હવે તું શું કરીશ?"

ગાડીવાળો કહે: "બીજું શું થઈ શકે એમ છે? ખાંધ આપવી પડશે."

ગ્લેડસ્ટન બોલ્યા: "લાવ ત્યારે, હું પણ ખાંધ આપું." એમ કહી ગ્લેડસ્ટન ગાડીવાળાની સાથે ખાંધ આપવા લાગ્યા અને થોડી વારમાં તો ગાડી ટેકરી પર ચડી ગઈ. ગાડીવાળાએ ગ્લેડસ્ટનનો આભાર માન્યો. અને ગ્લેડસ્ટન પોતાને રસ્તે ગયા.

આગળ જતાં ગાડીવાળાને એક માણસે પૂછ્યું: "તમે ઓળખો છો કે, એ માણસ કોણ હતો?" ગાડીવાળો કહે: "ના, હું શાનો ઓળખું?"

પેલા માણસે કહ્યું: "અરે, તેઓ તો ગ્લેડસ્ટન હતા!"

ગાડીવાળો આશ્ચર્ય પામતો બોલ્યો: "કોણ ગ્લેડસ્ટન!"

— મુકુલભાઈ




[જોન બનિયન કૃત 'ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'ને આધારે]

મુકુલભાઈ

ભક્તરાજ આગળ તો વધ્યો, પરંતુ નરક જેવી ભયંકર ખીણમાંથી આગના ભડકા તેની સામે ધસી આવવા લાગ્યા અને હૃદયદ્રાવક ગર્જના તેને ધ્રુજાવી મૂકતી હતી આ આપત્તિ સામે કોઈ શસ્ત્ર કામ આવે એમ નહોતું એટલે તેણે ભગવાનના નામનું રટણ કરવા માંડ્યું તે ઊંચે સાદે કહેવા લાગ્યો "હે ભગવાન, હું તારે આશરે છું મને આ આપત્તિમાંથી ઉગારો" આમ તે આગળ ને આગળ ધપવા લાગ્યો પણ ભડકા તો તેની પાછળ જ પડ્યા હતા! થોડે દૂર જતા તેણે ભયાનક ચીસો સાંભળી, ભૂતાવળોની કારમી ચિચિયારીઓ થતી સાંભળી પરંતુ ભક્તરાજ તો ભગવાનનું નામ જપતો અને માર્ગે કેટલીયે વાર ભગવાને કરેલી સહાયનું સ્મરણ કરતો હિંમતભેર આગળ જવા લાગ્યો અને જેમ જેમ એ આગળ જવા લાગ્યો તેમ તેમ ભૂતાવળો પણ એની સામેથી ખસી જઈ પોબારા ભાંડુ અદૃશ્ય થવા લાગી

હવે જ્યારે ભક્તરાજ નરકાગાર જેવા ઊંડા ખાડા પાસે આવી પહોંચ્યો ત્યારે તે એવો તો હતબુદ્ધિ જેવો બની ગયો કે પોતે ક્યાં જઈ રહ્યો છે એનું પણ તેને ભાન રહ્યું નહિ આવી નબળી ક્ષણે પાછળથી એની પાસે કોઈ આવીને એને ભય પમાડે એવી આપત્તિની વાતો એના કાનમાં કહેવા લાગ્યું એ આસુરી શક્તિના પ્રભાવમાં તણાઈ જઈને ભક્તરાજ ક્ષણભર ડગી ગયો અને ભગવાનમાં એને જે શ્રદ્ધા હતી તે પણ વિગલિત થવા લાગી તે ભગવાનને દોષ આપવા સુધી પહોંચી જાત પરંતુ તે 'કિંકર્તવ્યમૂઢ' જેવો બની ગયો હોવાથી કશા નિશ્ચિત વળાંક પર આવી શકતો ન હતો આ પાશવી શક્તિ દોરે એ રસ્તે જવું કે પ્રભુને માર્ગે જવું એ નિર્ણય તે કરી શકતો નહોતો

આવી ત્રિશંકુના જેવી દશામાં પડેલો ભક્તરાજ ગમે તેમ તોયે આગળ ધપ્યે જતો હતો એવામાં તેના કાને અવાજ સંભળાયો "ભલે હું 'મૃત્યુછાયા'ની ખીણમાંથી પસાર થઈ રહ્યો છું, તોયે હું આસુરી બળથી જરાયે ગભરાતો નથી કારણ કે હે પ્રભુ! તું મારી સાથે જ છે"

આ અવાજ સાંભળીને ભક્તરાજ આનંદિત થઈ ગયો કારણ કે તેને થયું કે, અહીં હું એકલો નથી, બીજો પણ કોઈ પ્રભુનો ડર રાખનારો છે ખરો વળી તેને પ્રતીતિ થઈ કે ભલે અહીં ગાઢ અંધકાર અને ભયાનકતા છે તોયે પ્રભુનો વાસ તો અહીં છે જ, પરંતુ અહીં માર્ગ વચ્ચે જે જે આસુરી બળો પોતાની સત્તા જમાવીને બેઠાં છે તની ખોટી દોસ્તી અને લાલચોને લીધે પ્રભુ પરની શ્રદ્ધા ડગમગી જાય એવી સ્થિતિ અમારા

જેવા પામર લોકોની થઈ જાય છે. વળી ભક્તરાજને આનંદ થવાનું બીજું પણ એક કારણ એ હતું કે, તેને લાગ્યું કે, તેને હવે રસ્તે સંગાથ મળી જશે. હવે તે એકલો નહીં રહે.

ધીમે ધીમે દિવસ ઊગવા લાગ્યો. રાતનું અંધારું વિખેરાવા લાગ્યું. ભક્તરાજે તે કઈ આપત્તિઓમાંથી બહાર આવ્યો છે તે જોવા પાછળ નજર કરી. આવા માર્ગમાંથી તે ક્ષેમકુશળ પસાર થઈ શક્યો એ માટે તે પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો. તેને થયું, "જો પ્રભુએ મને સહાય ન કરી હોત તો ખાઈમાં ગબડી પડીને કે કળણમાં ફસાઈ જઈને હું મૃત્યુના મુખમાં હોમાઈ ગયો હોત! પરંતુ હે ભગવાન, તારી કૃપાથી ભયાનક આપત્તિમાંથી બહાર આવી શક્યો છું."

આમ પ્રભુસ્તવન કરતો તે આગળ વધ્યો. દિવસનો પ્રકાશ ધીમે ધીમે વધતો જતો હતો. પરંતુ આ અટવીનો માર્ગ ખૂબ વિકટ હતો. પદે પદે ખાડા, ઊંડી કળણો, તૂટી પડે એવી ભેખડો, પહોળી અને ઊંડી ખાઈઓ હતી. વળી આસુરી બળ પણ પોતાનું ઘોર સ્વરૂપ બતાવી તેને ચલિત કરવા મથતું હતું પરંતુ ભક્તરાજ તો પ્રભુનું સ્મરણ કરી મરણભય છોડી દઈ આગળ ડગ ભરતો રહ્યો તે એક ટેકરીની ટોચે આવ્યો. એવામાં તેણે નીચેના ભાગમાં વિશ્વાસરાયને આગળ જતો જોયો. ભક્તરાજે તેને જોરથી સાદ પાડી કહ્યું: "અરે, ઊભા રહો! ઊભા રહો! હું આવું છું!"

ભક્તરાજ દોડતો જઈને વિશ્વાસરાયની સાથે થઈ ગયો. તેઓએ એકબીજાને સમાચાર પૂછ્યા અને રસ્તે પડેલી મુશ્કેલીઓની વાતો કરતા તેઓ આગળ ચાલ્યા.

થોડી વારમાં તેઓ આ ભયાનક જંગલમાંથી બહાર નીકળી ગયા. ત્યાં તો તેઓને એક નગર દેખાયું. એ નગરનું નામ હતું 'માયાનગરી' અને ત્યાં 'માયાબજાર' નામે મેળો ભરાયો હતો.

આ મેળામાં ઘર, જમીન, વેપારરોજગાર, પુરુષ, સ્ત્રી, બાળક, સોનુંરૂપું, ઝવેરાત એ સઘળું વેચાતું મળતું હતું. વળી ત્યાં લુચ્ચા તેમ જ વ્યભિચારી માણસોનો અડ્ડો જામ્યો હતો. ચોર તેમ જ લૂંટારા લોકોની સોનેરી ટોળકીઓ પણ રખડી રહી હતી.

હવે સ્વર્ગધામ તરફ જનારો માર્ગ એ માયાનગરીમાંથી જ પસાર થતો હતો તેથી ભક્તરાજ તેમ જ વિશ્વાસરાય જેવા મોક્ષાર્થીઓને પણ આ માયાબજારમાંથી ગયા વિના છૂટકો ન હતો.

તેઓ માયાનગરીમાં જેવા દાખલ થયા એટલે તરત જ બધે કોલાહલ મચી ગયો. બધા લોકો ટોળે વળીને આ બે અજાણ્યા પુરુષોને જોવા લાગ્યા. બે જણાના અને આ નગરીના લોકોના પહેરવેશમાં, હાવભાવમાં, હરવાફરવામાં આસમાનજમીન જેટલો તફાવત હતો. આ નગરીના લોકો સ્વચ્છંદી, લંપટ, વ્યભિચારી, શરાબી, જુગારી અને નીતિભ્રષ્ટ હતા. જ્યારે ભક્તરાજ અને વિશ્વાસરાય ઐહિક સુખભોગ વગેરેનો ત્યાગ કરી પ્રભુપરાયણ જીવન ગાળવા મથતા ભક્તો હતા. આવો તફાવત નગરીના લોકોને ક્યાંથી રુચે? તેઓને તો લાગ્યું કે આ બે ભગતડા તેઓના આનંદમાં ક્ષતિરૂપ છે. એટલે તેઓએ આ બંને જણાને નિર્દય માર માર્યો, તેઓનાં માથાં પર લોઢાનાં ભારે વજન મૂક્યાં, અને હાથેપગે સાંકળો બાંધીને મેળામાં આમતેમ તેઓ ફેરવવા લાગ્યા. પરંતુ ભક્તરાજ અને વિશ્વાસરાય આ બધું દુઃખ શાંતિથી સહન કરતા રહ્યા. તેઓને આમ શાંત જોઈને પેલા [અનુ૦ પૃ૦ ૨૫૧]



# સાધનાની રીત........ .. ..... ......

........ .. ..... ◉

ગુરુદયાલ મલ્લિકજી

પ્રભુ માણસને ઘડે છે પરંતુ એ પણ સત્ય છે કે માણસ પ્રભુને ઘડે છે, જેમ કે એક મૂર્તિકાર મૂર્તિ ઘડે છે ફક્ત એમાં એટલો જ તફાવત છે કે માણસ પ્રભુની મૂર્તિ વિશ્વાસમય પ્રેમથી ઘડે છે પણ એ વિશ્વાસમય પ્રેમનો સંબંધ જે કર્મ માણસનો ધર્મ છે એની સાથે હોય છે એટલે જ કવિની કલ્પનામાં પ્રભુ એક સર્વશ્રેષ્ઠ મહાન કવિ, સંગીતકાર છે

જેમ એક કર્મયોગી પોતાના બધા કર્મો વિશ્વકર્માને અર્પણ કરે છે, તેમ એક કવિનું કે સંગીતકારનું ધ્યેય હમેશા એ જ હોય છે કે તે પોતાની કવિતા કે સંગીત દ્વારા પોતના ઇષ્ટદેવનાની, પ્રભુ–કવિ–સંગીતકારની આરાધના કરે. કારણ કે દરેક માણસની સાધનાનો આધાર જે સાધનો એને જીવનમાં મળ્યા છે તેના પર ઘણી વાર હોય છે.

અને જેમ જેમ કવિ પોતાની સાધનામાં પ્રવીણ અને સફળ થતો જાય છે, તેમ તેમ એને લાગે છે કે, એ પ્રભુની પાસે વધારે ને વધારે આવતો જાય છે પણ તે આરાધનામાં પ્રવીણતા તો ત્યારે જ મેળવી શકે છે જ્યારે સાધના કરતી વખતે એની આધ્યાત્મિક આંખ ધ્રુવતારકની પેઠે, પ્રભુની તરફ જ રહ્યા કરે છે એમ કરવાથી જે સાધ્ય છે અને જેને મેળવવા માટે માણસ સાધના જુદા જુદા સાધનો દ્વારા કરે છે તે સરળ બની જાય છે

કવિતા કે સંગીત દ્વારા એક કવિ પ્રભુના ચરણકમળને સહેલાઈથી સ્પર્શ કરી શકે છે. ભક્તિપૂર્ણ સંગીત પ્રભુના દરબારમાં દાખલ થવાનો એક પ્રવેશપત્ર છે, જે ભક્ત કે કવિ સહેલાઈથી મેળવી શકે છે.

પરંતુ સાધનામાં પ્રવીણતા કે સફળતા મેળવવી, એનો અર્થ શો? એનો અર્થ ફક્ત એટલો જ કે સાધક અને સાધ્ય વચ્ચે જે સંબંધ છે તે દિવસે દિવસે સરળ અને શાંત બનતો જાય; જેમ બે પ્રેમીજનોનો જ્યારે પરસ્પર સંબંધ સાચો બની જાય છે ત્યારે

એ લોકોને બાપાની કે ભૂષણની પણ જરૂરિયાત રહેતી નથી. એવી જ રીતે જ્યારે એક કવિ અથવા કલાકારની કૃતિમાં એક પ્રકારની સરળતા આવી જાય છે ત્યારે જ એની સાધના સફળતા પામે છે એક દાર્શનિકે સાચું જ કહ્યુ છેઃ ' Simple union is the best." (સરળ સંબંધ જ સર્વોત્તમ છે.)

(અંગ્રેજી 'ગીતાંજલિ' કાવ્ય ૨)

તું જ્યારે ગાવાને કહે છે,
અંતર ગર્વ થકી ફૂલી,
નેનો અશ્રુ ભરી તુજને નીરખે છે.
જે કટુ, કઠોર જે મુજ પ્રાણે
પીગળી જાય અમૃતમય ગાને,
સહુ સાધન અરાધન મારા
ઊડવા પંખી સમાં તલસે છે.
તૃપ્ત થતો મુજ ગીતે રાગે,
ગીત તને પાંખા મુજ લાગે,
જાણું તુજ પાસે જઈ બેસું
એ બળ તો મુજ ગીત તણું છે
મનથી જ્યાં પહોંચી નવ શકતો,
ગીત વડે ચરણો તે અડતો,
સ્વર ધૂન મહીં ભૂલીને
બંધુ કહી સંબોધું પ્રભુને

[અનુ૦ નગીનદાસ પારેખ]

# સરદારશ્રીની વાણી

મજૂરી એ માણસને ઇશ્વરે આપેલી મોટામા મોટી શક્તિ છે મજૂરી એ તો માણસની શોભા છે મહેનત કરે તે ઉત્તમ મનુષ્ય છે. જે મજૂરી નથી કરતો પણ માત્ર જીભ હલાવી ખાય છે તે ઈશ્વરનો ચોર છે

× * ×

જે [કામ મહોબતથી થાય છે તે વેરથી નથી થતુ

× * ×

સ્વરાજ આવશે ત્યારે સ્ત્રીઓના પ્રશ્નનો ઉકેલ થઈ જશે, એ માન્યતા ખરોખર નથી. ખરી વાત તો એ છે કે સ્ત્રીઓને પદભ્રષ્ટ કરવામા આવી છે; તેને યોગ્ય સ્થાને બેસાડવામાં આવશે ત્યારે સ્વરાજ્ય મળશે.

× * ×

સ્ત્રીને પોતાનામા આત્મવિશ્વાસ આવે, એ પોતાનુ યોગ્ય સ્થાન મેળવે એ જરૂરનુ છે એવા સુધારા કાયદાથી થયા નથી, થવાના નથી

* × *

ઈશ્વરે નખશીખ સુંદર શરીર તો આપ્યુ, પણ તેની આપેલી બુદ્ધિનો ઉપયોગ ન કરીએ તો દોષ ઈશ્વરનો નથી પણ આપણો પોતાનો છે માણસો બૂદ્ધિનો ઉપયોગ કરતા નથી, છતી આંખે જોતા નથી. તેથી જ દુખી થાય છે

* * *

જો દેશમાથી ગુલામી કાઢવી હોય તો જે સૌથી વધારે ગુલામ છે તેમને પહેલા સુખી કરવા પડશે. શરીરમાં ચાંદુ હોય તે પહેલા કાપી કાઢવામા આવે તો જ શરીરને સુખ થાય.

× * ×

જે પોતાની લાજનું રક્ષણ નથી કરતો તેની લાજ બીજુ કોણ બચાવી શકવાનુ હતું?

× * ×

પ્રયત્ન કરનારને પ્રભુ મદદ કરે છે

× * ×

આપણી મર્યાદાની બહાર જઈ, કરજ કરીને ખર્ચ ન કરવો જોઈએ.

× * ×

સમજપૂર્વક દુખ સહન કર્યા વિના કાયમી સુખ મળતુ જ નથી

(ચાલુ)

પ્યારાબાપુ

બબલભાઈ મહેતા

[આણંદ ખેતીવાડી કૉલેજમા સર્વોદય કાર્યકરોનો એક 'ખેતી ગોપાલન શિબિર' ચાલેલો તેમા પ્રાર્થના પછી આપેલા વ્યાખ્યાનોનો સાર ભાઈશ્રી બબુભાઈ મહેતાએ 'પ્યારાબાપુ'ના વાચકોને ઉપયોગી નીવડે એ હેતુએ મોકલ્યો છે, તે ક્રમશ પ્રસિદ્ધ થતો રહેશે.]

કુન્તામાતાએ પ્રાર્થના કરી છે કે મને દુ ખમા રાખજે સામાન્ય રીતે સૌ સુખની પ્રાર્થના કરે છે હુ પણ નાનપણમા વ્યક્તિ સુખની જ પ્રાર્થના કરતો જરા મોટો થયો ત્યારે કુટુબસુખની પ્રાર્થના કરવા લાગ્યો પછી માનવ જાતના સુખની પ્રાર્થના કરવા લાગ્યો, પછી થયુ કે હુ કોણ કે સુખ માટે પ્રાર્થના કરુ! અને કહેવા લાગ્યો કે હે ભગવાન! તને ઠીક લાગે તે કરજે પછી થયુ કે હું કોણ કે ભગવાનને ઠીક લાગે તે કરવા કહુ? ભગવાન એને ઠીક લાગે એ જ કરે છે એમ છતા માણસને એના દિલનો ભાવ વ્યક્ત કરવાનુ મન થયા કરે છે અને આવુ આવુ બોલ્યા કરે છે

માણસ જ્યા સુધી લાગણી-અવસ્થામા હોય છે ત્યા સુધી એને લાગણી થાય છે અને એને વ્યક્ત કર્યા કરે છે એમાથી સુખદુખ પણ અનુભવે છે કુન્તામાતાએ પ્રભુ પાસે પ્રાર્થના કરી કે તુ મને દુ ખ આપ, કેમકે દુ ખમા ઈશ્વરનુ સ્મરણ થાય છે, અને ઈશ્વરનુ સ્મરણ એમને અતિ પ્રિય હતુ

સુખ અને દુ ખ પરસ્પર તુલનાત્મક હોય છે ઉદાહરણ તરીકે એક માણસની ઘડિયાળ ફૂટી ગઇ તેથી એને દુ ખ થયુ બીજાની ઘડિયાળ કોઇ એક છોકરાને બચાવતા ફૂટી અહી ઘડિયાળ ફૂટ્યા નુ દુ ખ નથી સુખ અને દુ ખ પ્રસગો અને વાતાવરણ ઉપર-એક બીજા સાથે સબધ ધરાવે છે સુખ દુ ખમા માણસ હાસી ઊઠે છે કુન્તાએ દુ ખ માગ્યુ કારણ કે પ્રભુને તે સ્મરણ કરી શકે સુખમા પ્રભુ યાદ આવતો નથી કેટલાક દુ ખો એવા છે કે જેમા નજીકના સ્વજનો પણ સહાય કરી શકતા નથી ત્યા એક પ્રભુનો જ અ સરો દેખાય છે

જ્યા કોઈ મદદ પહોચાડતુ નથી ત્યા પ્રભુ પહોચાડે છે આ શ્રદ્ધાનો વિષય છે જેને શ્રદ્ધા છે તેનુ જીવન ભર્યું ભર્યું બને છે માણસ પૂરો આત્મદર્શી ન હોય ત્યારે સુખદુ ખ અનુભવે જ છે

પ્રથમ ગામડામા ગયો ત્યારે મને દુ ખમા પણ આનદ માણવાની શક્તિનુ ભાન થયુ હું જે ગામમા કામ કરવા ગયો તે ગામ કપરુ હતુ ત્યા ચોરી કરનારા પણ હતા, લૂટ ચલાવનારા પણ હતા મારી કસોટી ત્યા ઠીક થઈ એક વખત તો લોકો કૂવામા નાખવા પણ તૈયાર થઈ ગયા હતા! મારી ત્યા કશી ઓળખાણ ન હતી અ દરના ઉમગથી કામ કરતો હતો આવા કસોટીના પ્રસગે પણ હું પ્રસન્ન રહી શકતો હતો ત્યા હુ ખેતરમા કામ કરવા પણ જતો એક વખત હાથનુ આગળ પાકયુ વિચાર્યું કે ગામ લોકો શી સારવાર મેળવે છે? આપણે પણ સતોષ માનવો પણ ઘરગથ્થુ દવાઓથી હાથ મટવાને બદલે વધારે સુજી ગયો ચોમાસાની ઋતુ હતી ગામમા બધા ભાઈ બહેનો ડાગરની રોપણીમા ગયા હતા મને તાવ આવે છે તથા હાથે દુ ખે છે એ કોઈને ખબર પણ ન હતી હું તો શાત ચિત્તે ઘરમા પડયો રહ્યો હતો ઘરમા નહોતુ પાણી કે નહોતો ખોરાક

આ પ્રસંગે નહોતી મનમાં દુઃખની કે નિરાધારતાની લાગણી. પ્રભુ જે સ્થિતિમાં રાખે એમાં પ્રસન્નતા અનુભવવાનો ભાવ ભર્યો હતો. આ વખતે મારું દુઃખ ભાંગનાર કોણ હતું? ઈશ્વર વિષેની અનન્ય શ્રદ્ધા, એની મંગલમયતા વિષેનો વિશ્વાસ. મારા લખકારા કોણ લઈ શકે એમ હતું? એ ભવ્ય શ્રદ્ધા જ.

i કામ કરનારામાં જો ઈશ્વર વિષે શ્રદ્ધા હોય તો એના ઘણા પ્રશ્નો હળવા થઈ જાય છે. ગમે તેવી તીક્ષ્ણ બુદ્ધિ પણ બધે ચાલતી નથી. ક્યાંક તો એને અટકવું જ પડે છે. જેને સાચું જ્ઞાન મળે છે એનું દુઃખ પણ ઓછું થઈ જાય છે.

ભક્તિ ઈશ્વર વિષેની શ્રદ્ધા હોય તો જ જન્મે છે અને ભક્તિ સાથે જ્ઞાન અને કર્મનો પણ યોગ સંધાવો જોઈએ સાચું જ્ઞાન હોય તો ભક્તિ અને કર્મ ખીલે છે. જ્ઞાન, ભક્તિ ને કર્મનો જીવનમા સુમેળ હોય તો જ માણસ પ્રગતિ સાધી શકે છે. માણસને બુદ્ધિ, મન અને શરીર મળ્યાં છે. તે ત્રણેય યોગ્ય રીતે કામ કરે તો જ ફાવે. આ ત્રણેયમાં સુસંવાદિતા સાચવવી જોઈએ અને એક બીજાને પ્રેરક ને પોષક બનવું જોઈએ.

અરવિન્દબાબુની ફિલસૂફીમા મુખ્ય તત્વ છે સમર્પણ ભાવ દરેક કાર્ય ઈશ્વરને સમર્પણ કરવાનું છે એ ભાવથી થાય તો એમાં શી ખામી રહે! આવું કાર્ય સુંદર જ થાય એમાં કુશળતા આવે જ અને જ્ઞાન, ભક્તિ અને કર્મનો એમાં સુમેળ થાય જ.

માણસને મન, શરીર ને બુદ્ધિથી સાંકળનારો આત્મા છે. આ સુમેળ સર્વ રીતે સધાય તો જ માણસનો વિકાસ છે. આત્મા એ શરીરનું ઊંચામાં ઊંચું તત્વ છે. ઈશ્વર છે કે નહીં એની ચર્ચા કરવાથી કશું હાથમાં નથી આવતું. સંપૂર્ણ શ્રદ્ધા સાથે વધવું જોઈએ. જ્યાં સુધી બુદ્ધિ ચાલે ત્યાં સુધી એને ચલાવવી. શ્રદ્ધા જ્ઞાનપૂર્વક રાખવી, પણ જ્યાં બુદ્ધિ જવાબ આપતી બંધ થાય છે ત્યાં તો શ્રદ્ધા જ બળ પ્રેરી શકે છે. એટલુ સમજીને માણસ વર્તે તો એનું જીવન શાંત રહે છે અને પ્રગતિશીલ બને છે. આ ઢબે વિચાર કરનારની શક્તિનો વિકાસ થાય છે અને એ આનંદમાં રહે છે.

જે જ્ઞાન જીવનને સ્પર્શતું નથી તે શુષ્ક જ્ઞાન છે, તે નકામું છે. મોટા વૈજ્ઞાનિકો પણ અમુક હદે ગયા પછી બુદ્ધિનો અંત જુએ છે. ત્યાં એને પણ શ્રદ્ધા ઉપર જ ટકવું રહ્યું. વૈજ્ઞાનિકની દૃષ્ટિ આપણે દરેકે રાખવી જોઈએ. પૂર્વગ્રહથી વંચિત રહી નવું નવું જાણવા મથવું જોઈએ અને દરેક કાર્ય પાછળ પોતાની નિશ્ચિત ફિલસૂફી અથવા વિચારધારા અને એની સચ્ચાઈ વિષેની શ્રદ્ધા હોવી જોઈએ.

નોંધ — ભગુભાઈ મહેતા

---

આપણે જે પૂજા કરીએ છીએ, તે બુદ્ધિમાન માણસો એક રીતે કરે છે અને ભક્તિમાન માણસો બીજી રીતે કરે છે બુદ્ધિમાન માણસ મનમાં ધારે છે કે પૂજા કરીને ભગવાનની પાસેથી આપણે સદ્‌ગતિ મેળવીશું; ભક્તિમાન માણસ માને છે કે, પૂજા ન કરીએ તો ભક્તિની પૂર્ણતા ન થાય, પછી ભલે તેનું કાંઈ ફળ ન મળે, પરંતુ હૃદયની ભક્તિને બહાર પ્રતિષ્ઠિત કરીને તેને પૂરો આશ્રય મળે છે. આ રીતે ભક્તિ પૂજા દ્વારા પોતાનો પ્રકાશ કરીને પોતાને જ સાર્થક કરે છે. બુદ્ધિમાનીની પૂજા મૂડી ઉપર વ્યાજ ખાટવા જેવી છે, ભક્તિમાનની પૂજા માત્ર વ્યર્થ ખર્ચ છે. પોતાને જણાવતી વેળા હૃદય નુકસાનની ગણત્રી કરતું જ નથી.

—ગુરુદેવ

પ્યારાબાપુ

# "તું અસ્પૃશ્ય છે!"

'મિષાં મસૂર'

"દૂર હટ! તું અસ્પૃશ્ય છે!" સુમિત્રાએ પ્રભુદાસને કહ્યું જ્યારે એક વાર–ઘણું કરીને પહેલી જ વાર–તેણે વહાલવશ થઈને સુમિત્રાની પાસે બેસવાની ઇચ્છા વ્યક્ત કરી હતી

"અસ્પૃશ્ય? શી રીતે?" પ્રભુદાસે આશ્ચર્ય ભરેલા અવાજે પૂછ્યું.

"કારણ કે તું મને ગમતો નથી!" સુમિત્રાએ પ્રત્યુત્તર વાળ્યો.

"તો શું પ્રેમનો આધાર કેવળ ગમવા–નગમવા પર જ રહેલો છે?" પ્રભુદાસે જરા ચિડાઈને પૂછ્યું.

"હા" સુમિત્રાએ વધારે ચિડાઈને જવાબ આપ્યો.

"પણ તું પોતે જ કેટલીય વાર એવું કરે છે જે બીજાઓને નથી ગમતું. પણ તેઓએ તો કોઈ દિવસ તને અસ્પૃશ્ય કહીને બહાર કાઢી નથી મૂકી"

"એ તેઓની મૂર્ખાઈ!"

"પણ સુમિત્રા, તું એટલો તો જરા વિચાર કર કે જો પરસ્પર સંબંધનો આધાર કેવળ ગમવું કે ન ગમવું જ હોય, તો આપણું કૌટુંબિક તેમ જ સામાજિક જીવન એક દિવસ પણ ટકી ન શકે. કારણ કે કૌટુંબિક તેમ જ સામાજિક જીવનનો પ્રાણ છે સહિષ્ણુતા ન કે સ્વછંદતા"

"હશે, હશે! પણ હવે મૂંગા રહોને!" એમ કહીને સુમિત્રા પોતાની ઓરડીમાં ચાલી ગઈ.

સુમિત્રાની ઉંમર હતી બાર વર્ષ અને પ્રભુદાસની તેનાથી એક–બે વર્ષ વધારે. બન્ને નાનપણથી એક સાથે રમતા–જમતા–ભણતાં પ્યારાબાપુ

આવ્યા હતા કારણ કે તેઓ એક નાતનાં હતા, એક ગામના હતાં અને પાડોશમાં જ રહેતા હતા. એ બંનેનું સૌખ્ય અને સહૃદયતા જોઈને ઘણા મા–બાપોને ઈર્ષ્યા થતી, જો કે એમા થોડા એવા પણ મા–બાપ હતા જેઓ આવું જોઈને બહુ રાજી થતાં હતા. તેથી જ્યારે બીજે દિવસે તેઓએ સુમિત્રા અને પ્રભુદાસને એક સાથે નિશાળે જતા ન જોયાં, ત્યારે પૂછાપૂછ કરવા લાગ્યા પણ કોઈને આગલે દિવસે શું બન્યું હતું તેનો કોઈ તાગ મળ્યો નહિ 'એકબીજા પર ચિડાયા હશે.' 'કોઈ વાત પર બંનેનો જરા ઝઘડો થયો હશે', 'સાવ નાદાન જેવા છે!', 'સારું થયું! આ ઉંમરે એકબીજા સાથે છોકરા–છોકરીને રમવું–ભણવું નહિ જોઈએ' એવી જાતજાતની વાતો બેચાર દિવસ સુધી લોકોએ કરી, પણ પછી સૌ મૂંગા થઈ ગયાં.

સુમિત્રાનું ભણવાનું હવે પૂરું થઇ ગયું છે. તેના મા–બાપે તેને માટે વર શોધવાનું પણ શરૂ કરી દીધું છે. પરંતુ વારવાર તેઓની નજર પ્રભુદાસ પર ઠરે છે એટલે એક દિવસે સુમિત્રાની માએ સુમિત્રાને પૂછ્યું: "બેટા, તને પ્રભુદાસ ગમે છે ને?"

"બિલકુલ નહિ!" સુમિત્રાએ ગુસ્સામાં જવાબ આપ્યો.

"એમ કેમ? વર્ષોથી તમે બન્ને એક બીજાને સારી રીતે ઓળખો છો, એકબીજાનો સ્વભાવ જાણો છો, એકબીજાના ગુણ–અવગુણથી પરિચિત છો. તેથી તમે તમારું ઘર સારી રીતે માંડી શકશો."

"પણ બા, હું શું કરું? તે મને

જરાય ગમતો નથી!'

પછી તેણે પોતાની બાને બધી હકીકત કહી સભળાવી – કેમ એક દિવસે પ્રભુદાસે તેની પાસે બેસવાની માગણી કરી હતી, જેનાથી તેણે ચિડાઈને તે દિવસથી એની સાથેનો બધો સબધ તોડી નાખ્યો હતો

તેના માબાપ આ વાત સાભળીને એક વર્ષ સુધી ચૂપ રહ્યા, એમ સમજીને કે અમુક વખત પછી સુમિત્રા બધુ ભૂલી જશે પછી એક દિવસે ફરીને તેઓએ પ્રભુદાસની વાત તેને કરી, ત્યારે સુમિત્રાએ ક્રોધમા આવી જઈને કહ્યુ "જો તમારી એવી જ ઇચ્છા છે તો મારે વધારે કશુ કહેવુ નથી પછી જેવુ મરુ નસીબ!"

પ્રભુદાસ બી એ ની પરીક્ષા પસાર કરી એક વેપારી પેઢીમા કામ કરે છે તેની માસિક આવક સવાસો રૂપિયા છે તેના ઘરમા તેની મા છે અને તેનો બાપ પણ છે પરતુ થોડા વખતથી બને માદાસાજ રહે છે ઘરમા કોઇ બીજુ કામ કરવાવાળુ નથી પ્રભુદાસ આખો દિવસ પેઢીના કામકાજમા રોકાયેલો રહે છે સાજે જ્યારે તે ઘેર પાછો આવે છે ત્યારે એકદમ થાકીને લોથપોથ થઈ જાય છે પગાર પૂરતો ન હોવાથી નોકરચાકર રાખી શકાય એમ નહોતુ તેથી એક દિવસે તેની માએ તેને લગ્ન કરવા માટે કહ્યુ

' હુ તો તૈયાર જ છુ " પ્રભુદાસે હસતા હસતા જવાબ આપ્યો "પણ કોઇ કન્યા શોધી રાખી છે ખરી?"

"શોધવા આપણે ક્યા દૂર જવુ પડે એમ છે?' પ્રભુદાસના પિતાએ કહ્યુ

'કેમ બાપુજી કોઈ છોકરી પહેલાથી શોધી રાખી છે કે શુ?'

"એ તો ઘણા દિવસોથી એક છોકરી પર મારી નજર રાખેલી છે"

"એ વળી કોણ?"

"સુમિત્રા!" પિતાએ પ્રત્યુત્તર વાળ્યો

"પણ સુમિત્રાને તો હુ ગમતો જ નથી!'

"એવુ તે કોઈ દિવસ બને ખરુ!' માએ કહ્યુ

પછી પ્રભુદાસે થોડા વર્ષ પહેલા જે બન્યુ હતુ તે કહી સભળાવ્યુ

થોડા વખત પછી વિચાર કરીને તેના પિતાએ કહ્યુ "આ મૂઝવણમાથી હુ એક રસ્તો કાઢી શકુ એમ છુ"

"તે કેવી રીતે, બાપુજી?"

"આપણે તારો ટપકો કોઈ સારા જ્યોતિષીને બતાવીએ જો તારો ટપકો અને સુમિત્રાનો ટપકો બરોબર મળી જાય તો તારુ અને અને સુમિત્રાનુ લગ્ન સહેલાઈથી ગોઠવાઈ જશે"

બીજે દિવસે પ્રભુદાસના પિતાએ ગામના જ્યોતિષીને આ વાત કરી તેણે સુમિત્રાનો ટપકો મગાવ્યો બને ટપકાઓને બરાબર તપાસ્યા અને પછી તેણે કહ્યુ "બનેનો મેળ તો બરોબર ખાય છે'

આ સાભળી પ્રભુદાસના પિતા ઘણા રાજી થયા અને સીધા સુમિત્રાના માબાપને મળવા ગયા જ્યારે તે સુમિત્રાને ઘેર પહોચ્યા, ત્યારે સુમિત્રા પોતાની એક બહેનપણીને ઘેર ગઈ હતી સગાઈ સબધી વાતચીત કરતા કરતા જૂની વાતનો ઉલ્લેખ કરવામા આવ્યો ત્યારે પ્રભુદાસના પિતાએ કહ્યુ 'બને નાદાન જેવા જ ને! તેથી જ તો આવી નજીવી વાતને આટલુ મોટુ સ્વરૂપ આપી દીધુ એકબીજા પર ચિડાવુ હતુ તો ભલે ચિડાયા, પણ બીજે દિવસે બધુ ભૂલી જવુ જોઈતુ હતુ ને'

આ સાભળીને સુમિત્રાના પિતા બોલી ઊઠ્યા "વાહ, પ્રભુ! તારી લીલા તો અજબ છે!"

[અનુ૦ પૃ૦ ૨૪૨]

પ્યારાબાપુ

[ બાપુજીને મન 'ગીતાજી' મા સમાન હતી જેમ દુ ખના સમયે બાળક માતાની પાસે દોડી જઈ તેની વાત્સલ્યપૂર્ણ ગોદમાં સુખશાંતિ અને આશ્વાસન પામે છે, તે જ પ્રમાણે આ જગતમા આધિ વ્યાધિ કે ઉપાધિથી દુ ખ પામેલા જીવને, માનસિક, શારીરિક કે પછી આધ્યાત્મિક પીડાથી વ્યાકુળ બનેલા માનવીને 'ગીતાજી' માતાની પેઠે સુખદાયી, શાંતિમયી અને આશ્વાસનરૂપ બને છે તેથી જ બાપુજી અવારનવાર ગીતાજીનું શરણું લઈ પોતાની ભીડ ભાંગતા હતા અને એ જ પ્રમાણે તેઓ અમને પણ ગીતાજી તરફ દોરતા હતા અને તેમાંથી અંતરને શાંતિ મળે એવું અમૃતતુલ્ય ઔષધ મેળવવા કહેતા હતા. પ્રસ્તુત પત્રમાં બાપુજીએ જ માર્ગ સૂચવે છે ]

ચિ૦ કુસુમ,

તને શુ લખુ? બધા વિચાર છોડી દઈને ગીતાના જે શ્લોક, જે અધ્યાયનું ધ્યાન કરી શકે તે કર અને તેમાથી રસ પી બહારની દવા તો છે જ, પણ તારી શાંતિને સારુ તો અંતરની દવા જ જોઈએ તે ગીતામાથી મળે

૨૪-૧૧-૩૨ બાપુના આશીર્વાદ

# ભાવનાની અસર

વિનોબાજી

અમારી મા નાનપણમા એક વાર્તા કહેતી તે વાર્તા આમ તો ગમ્મતની છે પણ તેમા રહેલુ રહસ્ય બહુ કીમતી છે. એક હતી બાઈ તેણે પોતાના મન સાથે નક્કી કર્યું હતું કે જે કઈ થાય તે કૃષ્ણાર્પણ કરવું એઠવાડ પર છાણનો ગોળો ફેરવી તે ગોળો તે બહાર ફેંકી દે ને કૃષ્ણાર્પણ બોલે તાબડતોબ તે છાણનો ગોળો ત્યાથી ઊડીને મંદિરમાની મૂર્તિને મોએ જઈને ચોંટી જાય પૂજારી બિચારો મૂર્તિને ઘસીને સાફ કરતો કરતો થાક્યો પણ કરે શુ? છેવટે તેને ખબર પડી કે આ મહિમા બધો પેલી બાઈનો છે તે જીવતી હોય ત્યા સુધી મૂર્તિ સાફ થવાની વાત ખોટી એક દહાડો બાઈ માંદી પડી મરણની છેલ્લી ઘડી પાસે આવી તેણે મરણ પણ કૃષ્ણાર્પણ કર્યું તે જ ક્ષણે દેવળમા મૂર્તિના કકડા થઈ ગયા મૂર્તિ ભાંગીને પડી ગઈ પછી ઉપરથી બાઈ ને લઈ જવાને માટે વિમાન આવ્યુ. બાઈએ વિમાન પણ કૃષ્ણાર્પણ કર્યું એટલે વિમાન સીધું મંદિર પર જઇ ધડાકા સાથે અફળાયુ અને તેના પણ કકડેકકડા ઊડી ગયા શ્રીકૃષ્ણના ધ્યાનની આગળ સ્વર્ગની જરા સરખીયે કિંમત નથી

વાતનો સાર એટલો કે જે જે સારાનરસા કર્મો થાય તે ઈશ્વરાર્પણ કરવાથી તે કર્મોમા કઈક જુદુ જ સામર્થ્ય પેદા થાય છે જુવારનો પીગચટ ને સહેજ રતાશ પડતો દાણો હોય છે પણ તેને શેકવાથી કેવી મજાની ધાણી ફૂટે છે! સફેદ, સ્વચ્છ, આઠ ખૂણાવાળી, પીંખીને ત્યાથી ગડી વાળીને આણી હોય તેવી દમાદાર ધાણીને પેલા અસલ દાણાની પાસે મૂકી જુઓ વારુ કેટલો ફેર? પણ તે દાણાની જ એ ધાણી છે એમા કઈ શકા છે કે? આ ફરક એક અગ્નિને લીધે પડયો. તેવી જ રીતે એ કઠણ દાણાને ઘટીમા ઓરી દળો એટલે તેનો મજાનો નરમ લોટ થશે અગ્નિની આચથી ધાણી બની, ઘંટીના સ પર્કથી નરમ લોટ થયો એ જ પ્રમાણે આપણી નાની નાની ક્રિયાઓ પર હરિસ્મરણનો સસ્કાર કરો એટલે તે ક્રિયા અપૂર્વ બની રહેશે ભાવનાથી ક્રિયાની કિંમત વધે છે, બલકે તે પલટાઈ જાય છે

# 'ગાંધીના દેશવાસી છો?'

રતિલાલ અંધારિયા

અમેરિકાના એક નાનકડા ગામને પાદર થયેલા એ અણચિંતવ્યા અને અમૂલ્ય અનુભવને મારા અમેરિકાના જીવનનું એક નાનું એવું ભાથું ગણી હમેશ માટે હું સાચવી રાખીશ

જુલાઈ મહિનાની એ કાળી મેઘલી રાત હતી ઉનાળાની રજાઓ પૂરી થવા આવી હતી એટલે કૉલેજ ઊઘડે તે પહેલા ઘરે પાછા ફરવા માટે મે અને મારા હિન્દી મિત્રે આજે આખો દિવસ કોઈ પણ જગ્યાએ રોકાયા વિના મુસાફરી ચાલુ રાખી હતી મોટરમા અમે બે જ જણા હતા વિચાર તો હતો કે આજે આખી રાત મોટર હાકયે જ રાખવી પણ મધરાત થયા પહેલા તો અમે બન્ને ઝોલે ચડવા માગ્યા વરસાદ પણ ધીમે ધીમે પડવા લાગ્યો માલથી લદબદ થયેલા મોટા મોટા એકબે ખટારા સાથે અથડામણ થતા સહેજ જ બચી જવાયુ આગળ જવાનો વિચાર માંડી વાળી એક નાના શહેરમા અમે દાખલ થયા શહેરના એ સુમસામ રસ્તા પર બેચાર દુકાનો ઉઘાડી હતી હોટેલનુ પાટિયુ વાચી અમે અદર ગયા તો જવાબ મળ્યો, 'જગ્યા નથી' બીજે ગયા તો ત્યા પણ એ જ પ્રમાણે એક જગ્યાએ ખાલી ઓરડીઓ હતી પણ ફક્ત અમારી ચામડીનો રગ કદાચ આડે આવ્યો હોય એમ લાગ્યુ પણ અમેરિકાના આ વિભાગમા રગભેદ આગ્યે જ હોય એમ માની એ વિચાર મારા મનમાથી તુરત કાઢી નાખ્યો

આમ જગ્યા ન મળવાથી અમારે આગળ ગયા વિના બીજો ઉપાય નહોતો ફરી વાર ધોરી રસ્તો પકડી અમે મુસાફરી ચાલુ રાખી ત્યાર બાદ પણ આટલા આટલા દિવસની રખડપટ્ટીનો થાક જાણે આજે જ એક સામટો લાગેલો હોય એમ અમને બન્નેને લાગ્યુ વળી વરસાદ કહે, મારુ કામ! આમ આગળ દસ પદર ફુટ દૂર પણ કશુ જોઈ શકાતુ નહોતુ આવી સ્થિતિમા મોટર કેમ હાકવી? ઈશ્વરને ભરોસે અમે આગળ ચાલ્યે જતા હતા એવામા એક નાનકડુ ગામ આવ્યુ ગામની બહાર એક નાની એવી 'મોટેલ' હતી મોટેલ એટલે એવી હોટલ કે જ્યા સૂવાની ઓરડી ને મોટર રાખવા માટે ગૅરેજ જેવુ પણ મળે

મોટેલમા એક જગાએ ઝાખી એવી બત્તી બળતી જોઈ અમે મોટર ઊભી રાખી મારા મિત્રે દરવાજા ઉપરનુ વીજળીનુ બટન દબાવ્યુ એટલે ધીમી ઘટડી વાગી થોડી વારે એક સિત્તેરેક વરસની વૃદ્ધ બાઈએ બારણુ ઉઘાડ્યુ તેના સફેદ થઈ ગયેલા વાળ ઝાખા પ્રકાશમા પણ ચમકતા હતા મોઢા પર કરચલીઓ હતી તો પણ ચહેરો ભર્યો લાગતો હતો આમ મધરાતે અમને અજાણ્યાને જોઈ ગમાના કે અણગમાના કોઈ ભાવ હુ તેની આખોમા જોઈ શક્યો નહિ અમે અધારામા ઊભેલા હોઈ એ અમારા ચહેરાને પૂરૂ જોઈ શકે તેમ નહોતુ "તમે હબસી છો? તમે ક્યાના છો? તમારે શુ કામ છે?" વગેરે પ્રશ્નો તેણે એકી શ્વાસે પૂછી નાખ્યા

મે ધીમેથી જવાબ આપ્યો "અમે હબસી નથી અલબત્ત, અમારો રગ તમારા જેવો નથી અમે બન્ને હિન્દુસ્તાની છીએ. અમારે તમારી મોટેલમા રાત.. "

"તમે હિન્દુસ્તાની છો? તમે ગેન્ડી (ગાંધી)ના દેશવાસી છો?" હુ વાક્ય પૂરૂં કરૂં તે પહેલા તેણે અધવચ્ચે પૂછ્યુ

"આવો, આવો, અંદર આવો વરસાદમા શા સારુ ભીજાયો છો? તમને બન્નેને આમ બહાર ઊભા રાખ્યા તે બદલ હુ ખૂબ જ દિલગીર છુ પણ હું માનુ છુ કે 'મહેત્મા ગેન્ડી'ના દેશવાસી મને જરૂર માફ કરશે"

અમને બન્નેને એક ઓરડો ઉઘાડી આપ્યો મહેલ-અગાશીની ચાખ જેવી ગાદર પાથરેલા બે પલગો, બે ટેબલ, બે નાની ખુરશી અને થોડુક બીજુ રાચરચીલુ વ્યવસ્થિત રીતે ગોઠવેલુ પડ્યુ હતુ

અમે ગોઠવાયા પછી ડોશીમા સાથે ગાધીજીના ઉપવાસની, એમના જેલજીવનની અને હિન્દુસ્તાનની આઝાદીની લડતની એવી અવનવી વાતો અમે કરી ડોશીમા બોલ્યા, "ગાંધી કેવા મહાન હતા! દુનિયામા આપણે સૌ એમણે ચીંધેલી કેડી પર ચાલીએ તો આ લડાઈઓ, આ અશાતિ અને માનવી વચ્ચેના આ વેર સભવે ખરા?"

"તમે કોઈએ ગાધીને જોયા છે ખરા?" જતા જતા તેમણે પૂછ્યુ

"જોયા છે, એટલુ જ નહિ, પણ મારો આ મિત્ર ગાધીજી સાથે એક દિવસ રહ્યો છે અને એમના જીવનનો પ્રત્યક્ષ પરિચયનો લહાવો એને મળ્યો છે" મારા તરફ આગળી ચીંધી મારા સાથીએ જવાબ આપ્યો

"કેવુ સદ્ભાગ્ય!" કહી એમણે બારણુ બધ કર્યું જતા જતા પણ એમની આખોનો અહોભાવ હું જોઈ શક્યો

હુ ઢાળી પથારીમા પડતા જ મારા મિત્રે ઘસઘસાટ ઊંઘવા માડ્યુ મારુ મન વિચારોના ચગડોળે ચડ્યુ ગાધીજી ક્યારેય અમેરિકા આવ્યા નથી બહુ થોડા અમેરિકનોએ ગાધીજી વિષે વાચ્યુ હશે, કે એમને જોયા હશે છતાયે ગાધીના નામની કેવડી મોટી અસર! ધરતીના આ અજાણ્યા ખૂણે અને મેઘલી રાતે એ સતપુરુષના જીવતરની સુવાસનો અનુભવ મને આમ મળશે તેની કલ્પનાય નહોતી એમના નામના જાદુથી મળેલી પથારીની મીઠી હૂંફે મારી આખો મીંચી દીધી

## અખંડ જાગૃતિ

કેદારનાથજી

શ્રેય સાધનના પ્રયત્નમા જાગૃતિનુ ઘણુ મહત્ત્વ છે આ જાગૃતિ આપણને સતત રાખતા આવડવી જોઈએ ઇન્દ્રિયોના ધર્મો અને ચિત્તના પૂર્વ સસ્કારો પૂરેપૂરા નાશ પામ્યા છે એમ માનીને આપણે કદી પણ ગાફેલ કે અસાવધ ન રહેવુ જોઈએ કારણ કે જીવમા રહેલા મૂળ સ્વભાવધર્મો બીજ રૂપે આપણામા રહેલા હોય છે તે ક્યારે, કયે વખતે અને કેવી રીતે ફરીથી જાગ્રત થશે એનો ભરોસો નથી માટે સતત સાવધતા આપણો સ્વભાવ બનવો જોઈએ સત કબીરે કહ્યુ છે

"સૂર સગ્રામ હૈ પલક દો ચારકા, સતી ઘમસાન પલ એક લાગે।
સાધ સગ્રામ હૈ રૈન દિન ઝૂઝના, દેહ પરજતકા કામ ભાઈ॥"

(શૂરાનો સગ્રામ બેચાર પળનો હોય છે સતીનુ યુદ્ધ એકાદ પળમા ખલાસ થાય છે જ્યારે સાધુનો સગ્રામ એવો છે કે દેહ છે ત્યા સુધી રાત ને દિવસ ઝૂઝવાનુ હોય છે)

# શ્રેષ્ઠતાનું માપ

પદ્મનાભ શ્રી. જૈની



અતીતકાલમા કાશી નગરીમા બ્રહ્મદત્ત નામે રાજા રાજ્ય કરતો હતો. તે સમયે બોધિસત્ત્વ તેનો પુત્ર થઇને અવતર્યા. તેનુ નામ 'બ્રહ્મદત્ત કુમાર' રાખવામાં આવ્યું અનુક્રમે સોળમે વર્ષે કુમાર તક્ષશિલા ગયો અને ત્યાં રાજવિદ્યાનો અભ્યાસ કરી પિતાના મૃત્યુ પછી રાજગાદી પર આવ્યો. તે ધર્મથી અને ન્યાયથી રાજ્ય ચલાવતો હતો ન્યાયનો ફેંસલો પક્ષપાત રહિત થતો. રાજા પોતે ધાર્મિક અને ન્યાયી હતો એટલે એના મંત્રીઓ તેમ જ બીજા રાજપુરુષો પણ પ્રામાણિકપણે વર્તતા રાજાના ન્યાયકૌશલ્યથી રાજ્યમા ઝઘડા થતા બંધ પડ્યા. પરિણામે રાજ્યમા બધે શાંતિ પ્રસરેલી હતી અમાત્યો અને ન્યાયાધીશોને કામ મળતું બંધ થઈ ગયુ. તેઓ રોજ ન્યાયાલયમાં આવીને બેસતા, પણ કોઈ ઝઘડા ન આવે એટલે ઊઠીને ચાલ્યા જતા. એ રીતે ન્યાયાલય પણ ખાલી થઈ ગયું. એ જોઇને રાજા બ્રહ્મદત્તને વિચાર આવ્યો: 'હું ધર્મથી રાજ્ય કરું છું તેથી ન્યાયાલયોનું કામ બંધ થયું. હવે મારા રાજ્યમા શી ખામી છે, મારા દોષો કયા કયા છે, એ જાણી લઉં જેથી એ દોષોનો ત્યાગ કરીને હું આદર્શ રાજા થઇ શકું.'

રાજાએ મંત્રીઓ, રાજદ્વારી પુરુષો, નગરના લોકો તેમજ પરદેશના પ્રતિનિધિઓને બોલાવી આ બાબતમા તેઓની સાથે ચર્ચા કરી. પણ કોઇએ રાજાના દોષ ન બતાવ્યા. રાજાને થયું કે, 'આ લોકો રાજદંડના ભયે મારા દોષો ઉઘાડા પાડતા નથી એટલે હું જાતે જ ગુપ્તવેશમા ગામડાઓમા ફરુ અને ત્યાની પ્રજાને રાજાના દોષો વિષે પૂછુ.'

એમ વિચાર કરી રાજા પોતાના એકલા સારથીને લઇને રથમા બેસી ગામડામા ફરવા નીકળ્યો. એ જ વખતે કોસલ દેશનો રાજા મલ્લિક પણ પોતાના દોષો જાણવા માટે ગુપ્ત વેશમા એ જ રસ્તે નીકળ્યો હતો. એ બંનેના રથ એક પુલ ઉપર સામસામા ભેગા થઇ ગયા. પુલ પરનો રસ્તો બહુ સાંકડો હતો અને એક જ રથ એકી વખતે જઈ શકે એમ હતું. પરંતુ બંને હતા રાજા, એટલે કોનો રથ પાછો હઠે અને કોનો રથ આગળ જાય? બંને વચ્ચે રસાકસી ઊભી થઈ મલ્લિક રાજાના સારથીએ પોકારીને કહ્યુ: "સારથી! આ રથ કોસલનરેશ મલ્લિકનો છે. તુ તારો રથ પાછો લે, જેથી મલ્લિક રાજાનો રથ જઈ શકે."

એ સાંભળી કાશીરાજાના સારથીએ સામો

પડકાર કર્યો: "મારા રથમાં કાશીરાજા બેઠા છે. માટે રથ પાછો ફરે એમ નથી."

હવે સવાલ એ ઊભો થયો કે કોનો રથ આગળ જાય. એ મૂંઝવણ ટાળવા માટે બંને સારથીઓએ એકબીજા રાજાઓનાં વય, રાજ્ય-વિસ્તાર, કુલ, જાતિ વગેરે પૂછી જોયાં; તો બંને રાજાઓ બધી બાબતમાં સમાન દશાના માલૂમ પડ્યા! તેથી એ બંનેમાં શ્રેષ્ઠ કોણ એ નિર્ણય થઇ શક્યો નહિ. ત્યારે કાશીરાજાના સારથીએ કહ્યું: "ભલે! જે રાજાનું શીલ શ્રેષ્ઠ હશે એ જ શ્રેષ્ઠ ગણાય. બોલો, તમારા રાજાનું શીલ કેવું છે તે કહો."

એટલે મલ્લિક રાજાના સારથીએ કહ્યું: "બળવાનને બળથી અને મૃદુને માર્દવથી, સાધુને સાધુતાથી અને અસાધુને અસાધુતાથી રાજા મલ્લિક નમાવે છે. હે સારથી! માર્ગ છોડીને એમના રથને આગળ જવા દે."

એ સાંભળીને કાશીરાજાના સારથીએ પોતાના રાજાના શીલ વિષે કહ્યું:

"અક્કોધેન જિને કોધં,
અસાધું સાધુના જિને।
જિને કદરિં દાનેન,
સચ્ચેન અલિકવાદિનં।
એતાદિસો અયં રાજા,
મગ્ગા ઉય્યાહિ સારથિ॥"

(ક્રોધને અક્રોધથી, અસાધુને સાધુતાથી, કૃપણને દાનથી, અસત્યવાદીને સત્યથી જીતે છે એવા કાશીરાજ છે. હે સારથી! માર્ગ છોડી દે.)

કાશીરાજાના શીલની વાત સાંભળીને મલ્લિક રાજા અને તેનો સારથી રથ પરથી નીચે ઊતર્યા અને ઘોડાઓને છોડીને કાશી-રાજાના રથને જવા માટે માર્ગ આપ્યો.

---

"તું અસ્પૃશ્ય છે" [અનુ૦ પૃ૦ ૨૩૬ થી ચાલુ]

પ્રભુદાસ અને સુમિત્રાના લગ્ન થઇ ગયા છે. બંને ઘણાં સુખી છે. સુમિત્રા સાસુ-સસરાની સેવા પ્રેમથી કરે છે. તેઓની દરેક રીતે બરોબર દેખરેખ રાખે છે. કોઈ કોઈ વાર સાસુ તેના પર જરા ખિજાઇ જાય છે તોયે તે હસતી હસતી બધું ખમી લે છે. સુમિત્રામાં હવે બરદાસ્ત કરવાની અજબ શક્તિ આવી ગઈ છે. પોતાને ગમે છે કે નથી ગમતું તેનો વિચાર જ તે હમણાં કોઈ દિવસ કરતી નથી. આ બધું જોઇને પ્રભુદાસ તો આશ્ચર્ય પામે છે.

એક દિવસે રાતે જ્યારે જમવાનું પૂરું થઇ ગયું હતું અને તેનાં સાસુ-સસરા અંદર સૂવા ચાલી ગયાં હતાં, ત્યારે સુમિત્રાએ પૂછ્યું: "હવે તો હું તમને ગમું છું ને?"

પ્રભુદાસે જવાબ આપ્યો: "તું તો મને પહેલાંથી ગમતી જ આવી છે. પણ હું તને ગમું છું કે નહિ એ તો મને કહે, સુમિત્રા?"

સુમિત્રાને પેલી જૂની વાત યાદ આવી ગઈ. તેની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

"પણ આ શું?" તેની આંખમાં આંસુ જોઇને પ્રભુદાસે પૂછ્યું.

"આ હર્ષનાં આંસુ!"

"એટલે?"

"કારણ કે પ્રભુએ મને હવે શીખવી દીધું છે કે જે બીજાને ગમે તેનો માણસે પહેલાં વિચાર કરવો અને પોતાને જે ગમે છે તેનો પછી."

પ્રભુદાસ આ સાંભળી પ્રથમ તો ચૂપ રહ્યો, પણ તરત જ બોલી ઊઠયો: "તું આજે સાચે જ સુમિત્રાના નામને લાયક બની છે."

"તો હું ધન્ય થઇ." સુમિત્રાએ માથું નમાવીને જવાબ આપ્યો, "પ્રેમ કરવો એટલે જ બધાના સાચા મિત્ર બનવું."



# બાપુજીની મીઠી વાતો -૮

સાને ગુરુજી

મહાત્માજી આફ્રિકામા સત્યાગ્રહ સફળ કરીને ત્યાથી હિન્દુસ્તાનમા આવ્યા હતા તેમના ગુરૂ નામદાર ગોખલેએ તેમને સૂચવ્યા મુજબ તેઓ હિન્દુસ્તાનમા બધે ફરીને આવતા હતા સયુક્ત પ્રાતમા તેઓ હતા ત્યારે કેટલાક બિહારના આગેવાનો આવીને તેમને મળ્યા બિહારમા ચ પારણ્યમા ગોરા નીલવરો ભારે જૂલમ ગુજારતા હતા આવેલા શિષ્ટ આગેવાનોએ કહ્યું "ગાધીજી આપ આવીને આમાથી માર્ગ કાઢો" "હું અવશ્ય આવીશ પરતુ તમારે મારા કહ્યા પ્રમાણે વર્તવુ પડશે." ગાંધીજી બોલ્યા

'કહેશો એમ વર્તીશું" તેઓ બોલ્યા

"જેલમા જવાની તૈયારી રાખશોને?"

"હા, હા."

એ પ્રમાણે નક્કી થયુ અને પછી કેટલાક દિવસો બાદ તેઓ ચ પારણ્યના સત્યાગ્રહ માટે દોડતા આવ્યા. રાજેન્દ્રબાબુ વગેરે બિહારમાની સત્યાગ્રહી ટુકડી આ જ વખતે ગાધીજીને પહેલી વાર મળી ખેડુતોમા કામ તો શરૂ થઈ ગયુ પરતુ ગાધીજીને બધામા ચેતન પેદા કરવાનુ હતુ તેમણે તરત જ કેટલાક સ્વયસેવકોને કહ્યું 'તમે ગામડા માના ખેડુત બાળકો માટે શાળા શરૂ કરો" કસ્તુરબા પણ ચ પારણ્યમા આવ્યા હતા ગાધીજી એક દિવસ તેમને કહેવા લાગ્યા તું શા માટે શાળા શરૂ કરતી નથી? ખેડુતોના બાળકો પાસે જા અને તેઓને શીખવ"

"હું શુ શીખવવાની હતી? તેઓને શુ હુ ગુજરાતી શીખવું? મને બિહારી હિંદી હજી બરોબર આવડતી નથી" કસ્તુરબા બોલ્યા

"અરે, બાળકોનુ પહેલુ શિક્ષણ એટલે સ્વચ્છતા ખેડૂતોના બાળકોને ભેગા કર તેઓના દાત જો. તેઓની આખો જો તેઓને નવડાવ. આ રીતે તેઓને સ્વચ્છતાનો પહેલો પાઠ તો શીખવી શકે ને? માને એ કરવુ અઘરુ કામ નથી અને આમ કરતા કરતા તુ તેઓની સાથે બોલશે, એ બાળકો તારી સાથે બોલશે તને તેઓની ભાષા સમજાતી જશે અને પછી આગળ જતા તુ તેઓને

શીખવી પણ શકશે. પરંતુ આવતી કાલથી જ સ્વચ્છતાનું જ્ઞાન આપવા માંડ." અને કસ્તુરબા બીજે દિવસથી એ પ્રમાણે કરવા લાગ્યાં. બાળ-ગોપાળની સેવાનો અપાર આનંદ લૂંટવા લાગ્યાં.

સ્વચ્છતા એટલે જ્ઞાનનો આરંભ એમ ગાંધીજી માનતા હતા.

## કવિવરનો માનવપ્રેમ

મુકુલભાઈ

ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર બંગાળાના મહાન કવિ થઈ ગયા. તેઓ આખી દુનિયામાં ખ્યાતિ પામ્યા છે. તેઓ આપણા દેશના મહાકવિ ગણાય છે. ગાંધીજી પણ તેમને 'ગુરુદેવ' કહી માન આપતા.

ગુરુદેવ જ્યારે છેલ્લી માંદગીમાંથી પસાર થતા હતા ત્યારે તેમનાં એક સ્વજન મૈત્રેયી-દેવીને ત્યાં મંગપુ ગયા હતા. મંગપુ એ પહાડ પર આવેલું હવા ખાવાનું સ્થળ છે. મોટર ચકરાવો લેતી મંગપુ પહાડ પર ધીમે ધીમે ચડતી હતી.

ગુરુદેવ જે મોટી મોટરમાં બેઠા હતા તે જરાક બાજુએ ઢળી; એટલે મૈત્રેયીદેવીએ ડ્રાઇવરને મોટર ઊભી રાખવા કહ્યું. ડ્રાઇવરે કહ્યું: "ગભરાશો મા. અકસ્માત નહીં થાય. ધીમે ધીમે ઉપર જતાં આવું થાય જ."

મૈત્રેયીદેવી કહે: "ભલે એમ હોય; પણ અમારે બીજી નાની મોટર પાછળ આવે છે એમાં બેસવું છે."

થોડા દિવસ પર આમ જ મોટર અકસ્માત થયો હતો. વળી ગુરુદેવને લઇને મૈત્રેયીદેવી જતાં હતાં, એટલે કંઈ નાનીસૂની જવાબદારી નહોતી.

મોટર ઊભી રહી. એ દરમિયાન બીજી બધી ગાડીઓ આવીને ત્યાં ઊભી રહી. સૌ મોટરમાંથી ઊતરીને પૂછવા લાગ્યાં: "શું થયું? શું થયું? મોટર કેમ ઊભી રહી?"

મૈત્રેયીદેવીએ કહ્યું: "અમે બીજી નાની મોટરમાં જઈશું."

અત્યાર સુધી ગુરુદેવ શાંત બેસી રહ્યા હતા. તેઓ હવે બોલી ઊઠ્યા: "શા માટે? હું તો બીજી મોટરમાં નથી જવાનો. શા માટે તમે બધાં એનું સાંભળો છો? આવી અકારણ બીક! પહેલાં પોતે જ કહેવું કે, ધીરે ચલાવજે, અને હવે એમ ચલાવતાં ગાડી જરાક એક બાજુએ નમી કે મંડ્યાં બીવા!"

મૈત્રેયીદેવી બોલ્યાં: "ભલે એમ જ માનો; પરંતુ બીજી નાની મોટરમાં જવામાં કશું નુકસાન તો નથી ને?"

ગુરુદેવ બોલ્યા: "નુકસાન? નુકસાની ઘણી છે. કદાચ તમને નહીં હોય, પણ બિચારા ડ્રાઇવરને ભારે અન્યાય કરો. એનો તો કશો દોષ નથી આપણે કંઈ પણ કારણ વિના એની ગાડીમાંથી ઊતરી જઈએ એમાં એને અપમાન ન લાગે?"

મૈત્રેયીદેવી કહે: "એ મનમાં કંઇ જ નહીં લાવે."

ગુરુદેવ બોલ્યા: "એને માઠું લાગશે જ. એને નક્કી ખૂબ જ દુઃખ થશે. પણ બિચારો નિરુપાય હોઈ એ બધું મૂંગો મૂંગો સહી લેશે."

આખરે એ જ મોટરમાં બેસીને ગુરુદેવ આગળ ગયા.



# અન્યની સ્થિતિનો વિચાર

મહાસતી ઉજ્જવળકુંવરજી

કાઠિયાવાડમાં રામજીભાઈ નામના એક ભાઈ રહેતા હતા. તે મોટા ભાગે વિદેશમા રહેતા હતા. લક્ષ્મીની તેમના પર કૃપા હતી લોકો તેને 'કપાળ ફૂટ્યો' કહીને બોલાવતા, કેમકે તેના કપાળમાં એક ખાડો પડેલો હતો તેનું જીવન બહુ સાદુ હતું તેની પાસે જ એક બીજો પાડોશી રહેતો હતો. તેણે એક દિવસે રામજીભાઈને કહ્યુ. 'રામજીભાઈ, તમે બહાદૂર તો દેખાતા નથી; તો પછી કપાળમા ઘા ક્યાથી પડ્યો?'

રામજીભાઈ જરા વિચારમા પડી ગયા થોડી વારે તેણે કહ્યું, 'ભાઈ, મે લડાઈમા જઈને કોઈની સાથે યુદ્ધ તો નથી કર્યું, પરન્તુ આ ઘા દીવાનુ કામ કરે છે અને મને માર્ગદર્શન કરાવે છે'

પાડોશીએ આશ્ચર્યપૂર્વક પૂછ્યુ, 'તમે કેવી વાત કરો છો! શું તે દીવાનું કામ કરે છે?'

રામજીભાઈએ કહ્યુ, "ત્યારે શું હુ ખોટું કહું છુ! આ 'ઘા'ની કથા સાંભળવી હોય તો તમને કહું: જ્યારે હુ નાનો હતો અને કાઠિયાવાડમા રહેતો હતો, ત્યારે મારા મા–બાપ ઘણા ગરીબ હતા તમારી જેમ ત્યાં પણ મારા ઘરની બાજુમા એક ધનવાન રહેતો હતો. તે મારા માત–પિતા સાથે બોલવામા પણ પાપ સમજતો હતો, કેમકે અમે ગરીબ હતા! પરન્તુ બાળકોના મનમા કોઈ ભેદ હોતો નથી. તેથી બાળકો સાથે રમતાં હતાં શેઠનાં બચ્ચાં રોજ ફળ ખાતાં અને છાલ અમારી ઉપર ફેંકતા. તેઓ રોજ મીઠાઈ ખાતા અને વધ્યુઘટ્યું અમારી ઉપર ફેંકતા તેમને ખાતાં જોઈને, અમે પણ અમા-માબાપ પાસે મીઠાઈ માગતા. પરન્તુ તે ક્યાથી લાવી આપે? અમારા માતપિતા દુઃખી થતા અને અમારા રડવા પ્રતિ હમદર્દી દર્શાવતા; આથી વધારે કંઈ કરવા અશક્તિમાન હતા.

"આ રીતે રોજ અમે અમારા માતા–પિતાને કહેતા અને કજિયા કરતા છેવટે એક દિવસે મારી મા તે શેઠને ઘેર ગઈ અને શેઠાણીને કહ્યું, 'શેઠાણીજી, આપનુ સુખ જોઈને અમોને પણ આનદ થાય છે અને અમારો આશીર્વાદ છે કે આથી પણ વધુ સુખી તમે થાઓ પરન્તુ હુ આપને એક અરજ કરવા આવી છુ આપના બાળકો રોજ બહાર ફળિયામા આવીને મેવા–મીઠાઈ ખાય છે જે જોઈને અમારા બાળકો પણ અમારી પાસે મેવા–મીઠાઈ માગે છે. એટલે જો આપ આપના બાળકોને ઘરમા બેસાડીને મીઠાઈ ખવડાવતા હો તો આપનો ઉપકાર; આથી અમારાં બાળકોનો રોજનો કજિયો દૂર થશે.' આ મુજબ મારી માએ વિનય પૂર્વક શેઠાણીને કહ્યુ પરન્તુ શેઠાણી મદમા હતી, મારી માનો કહેવાનો અર્થ તે સમજી નહિ. તેણે કહ્યુ,

'મારાં બાળકો ખાય અને તને હજમ ન થાય, તો તેમાં હું શુ કરું? પુણ્યના પ્રભાવે મને સુખ મળ્યું છે તે તારાથી જોઈ શકાતું ન હોય તો આંખો ફોડી નાખ, એટલે જોવું નહિ ને દાઝવું નહિ. મારાં બાળકો તો મેવા મીઠાઈ ખાશે અને ફળિયામા આવીને જ ખાશે.'

"મારી માએ આ વાત સાંભળીને દુખ [illegible] વિના, તે

પેર આવી, મારી મા જેવી આવી કે તરત જ મેં તેના સાડલાનો છેડો પકડ્યો અને કહ્યુ, 'મા, મને બરફી દે, શેઠના બાળકો બરફી ખાઈ રહ્યા છે, મને પણ દે' મારી માના ક્રોધમા હતી મારી જીદને કારણે તેનો ક્રોધ ઉગ્ર થયો અને પાસે પડેલો પથ્થર ઉપાડી મને માર્યો અને કહ્યુ, 'આ લે બરફી' પથ્થર મારા કપાળમા વાગ્યો. કપાળમા ચાકુ પડી ગયુ કપાળમા જે ઘા તમને દેખાય છે તે ઘા તે જ પથ્થરનો છે. પછી તો મારી મા બહુ રોઈ, પરન્તુ પછી શુ થાય? પંદર દિવસ બાદ મારું દુ ખ તો દૂર થઈ ગયું, પરન્તુ મારા હૃદયમા ઘા કોતરાઈ ગયો તે દિવસથી મેં કદી મારી મા પાસે કંઈ માગ્યું નથી થોડા વર્ષો બાદ હુ વિદેશમા આવ્યો ઇશ્વરની દયાથી આજે મારી સ્થિતિ સારી છે, પરન્તુ આ ઘા આજે પણ મને કહે છે કે–

'બીજાનુ ધન જોઇને, તારા કપાળમા ઘા વાગ્યો છે, પરન્તુ તારું ધન જોઇને બીજાને ઘા ન વાગે તેની કાળજી રાખજે'"

# કળા અને ઈશ્વરનિષ્ઠા

કાકા કાલેલકર

જે ઇશ્વરનિષ્ઠ હશે તે એની કળામા કંઈક વિશેષ તત્ત્વ પ્રગટ થશે એમ કહેતા પહેલા ઇશ્વરનિષ્ઠાનુ સ્વરૂપ આપણે જાણવુ જોઇએ

ઇશ્વરનિષ્ઠા એ ખાનદાનીની પેઠે આખા જીવનમા એની મેળે વ્યાપેલી હોય છે અને એની મેળે એની સુવાસ ફેલાય છે જેમ ખાનદાનીનો આધાર ગરીબાઈ કે શ્રીમતાઈ પર નથી હોતો તેમ ઇશ્વરનિષ્ઠાનો આધાર પંડિતાઈ ઉપર કે મૂઢતા ઉપર નથી હોતો, તર્કબુદ્ધિ ઉપર કે વહેમો ઉપર નથી હોતો પ્રેમ જેમ જીવનવ્યાપી છે, જ્ઞાન જેમ જીવનવ્યાપી છે, સામર્થ્યનો આત્મવિશ્વાસ જેમ જીવનવ્યાપી છે, ખાનદાનીની ખુમારી જેમ જીવનવ્યાપી છે તેમ ઇશ્વરનિષ્ઠા પણ જીવનવ્યાપી છે 'ઇશ્વર અંતર્યામી છે, એને જાણવો એ આપણો પરમ આદર્શ છે, એને જાણવો, આપણા જીવનમા એને વ્યક્ત કરવો એ જ આપણો પરમ આનંદ છે,' એવી જેની વૃત્તિ બંધાઈ ગઈ છે તેના જીવનમા એક જાતની શાંતિ, સ્વસ્થતા અને સ્વાભાવિકતા આવી જાય છે એ ભૂખ્યા જેવો નથી લાગતો, એ ઉકળેલા જેવો નથી લાગતો, એને અંદરનો આનંદ મળી ચૂક્યો છે, એના વ્યવહારમા પ્રામાણિક-પણું છે, ઉત્કટતા છે, સહનશીલતા છે, એનામા પ્રેમ ઊભરાય છે, શાંતિ ફેલાય છે, ક્ષમા એની મેળે હોય જ છે, એ બતાવવી કે કેળવવી નથી પડતી

એવો માણસ જ્યારે કળાકાર થઈ જાય છે, એટલે કે એના જીવનમા રહેલી સર્વોચ્ચ કળા એ વર્ણ, વાણી, ધ્વનિ કે આકૃતિ દ્વારા વ્યક્ત કરવા મથે છે ત્યારે અંદર રહેલી મુખ્ય વસ્તુઓ એની કૃતિમા આવ્યા વગર રહેતી જ નથી

ઇશ્વરનિષ્ઠા એ એક જાતની પ્રસન્નતા છે, એક જાતની શાંતિ છે, એક જાતનુ સર્વાંભાદર્યાપણુ છે દુનિયાની બધી વસ્તુઓ અને બધા પ્રસંગોમાનો મેળ કાઢી નાખી એ બધામા મેળ બેસાડવાની જે શક્તિ તે જ ઇશ્વરનિષ્ઠાની કળા છે, તે જ ઇશ્વરનિષ્ઠ કળા છે

પશ્ચિમમાંથી શીખ્યો '

બીજે દિવસે એ યાદ કરી વલ્લભભાઈ હસતા હસતા કહે 'પણ પ્રયોગો મરતા સુધી કર્યા કરવા?"

બાપુ કહે "હા, મારા પ્રયોગો તો ચાલુ જ છે"

(૪૩)

બદામ ચવાણે રૂપિયાના રતલના ભાવની હોય તો છોડવાનો નિશ્ચય કર્યો હતો, ત્યા તો એ ૧૨ આને રતલની નીકળી

વલ્લભભાઈ કહે "અમે પણ વિચાર કર્યો કે ચાલો ત્યારે આપણે પણ ખાઇએ"

બાપુ કહે 'તમે શું ખાવાના હતા!"

મહાદેવભાઈ કહે 'દૂધ ઘી તજીને ખાવા નાખ્યું જોએ"

વલ્લભભાઈ એ સાભળી કહે "ના, બકરીના દૂધ ઘી તજીએ, બાપુએ પણ એ જ તજ્યુ છે ના!'

## નામ–યોગી

'ધૂમકેતુ'

એક યુવાન હતો તે સિદ્ધિ મેળવવા ચાહતા હતો ગુરુએ તેને કહ્યું, 'શ્રીરામ જય રામ, જય જય રામ' મંત્રના તેર લાખ જાપ કર આ પુરશ્ચરણ પૂરુ થતા જ તને સિદ્ધિ મળશે ' ઉત્સાહી યુવાન શ્રદ્ધાથી પુરશ્ચરણ કરવા બેઠો અરુણોદય થવાના પહેલા ગંગામા નાહીને બાર વાગ્યા સુધી જપ ચાલતા હતો એ પછી એક બાઇની પાસેથા દૂધ લાવીને તે પીતો હતો અને પછી જાપ શરૂ થઇ જતા

મોહન એ સુધી આ ક્રમ ચાલ્યો એક દિવસે દૂધવાળી બાઈની પાસેથી દૂધ લેવા માટે એક બીજો આદમી આવ્યો યૌવનની મૂર્તિ, આરોગ્ય અને બેફિકરાઇ તેની મુખાકૃતિ પર તરી આવતા હતા તણે પોતાનું વાસણ દૂધવાળીની સામે મૂક્યુ દૂધવાળીએ માપ્યા વિના તેનું વાસણ દૂધથી ભરી દીધુ

સાધુએ દૂધવાળીને પૂછ્યુ 'જ્યારે તુ મને દૂધ આપે છે ત્યારે બરોબર માપીને આપે છે એક ટીપુ પણ વધ રે પડવા દેતી નથી જ્યારે પેલા આદમીને તે માપ્યા વિના જ દૂધ આપ્યુ એનો મતલબ શી છે?'

દૂધવાળી બોલી 'તમે સમજી નહીં શકો આ માણસ પર મને પ્રેમ છે પ્રેમમા હિસાબની વાત ન આવે એને જેટલું દૂધ આપુ એટલું મારે મન થોડુ જ છે '

સાધુ પોતાને સ્થાને પાછા ફર્યા વિચારવા લાગ્યા, આ દૂધવાળીએ સાચી જીવન-સિદ્ધિ પ્રાપ્ત કરી છે જ્યા મહોબ્બત છે ત્યા હિસાબ કેવો! હુ ભગવાનની ભક્તિ કરવા નીકળ્યો અને હાથમા માળા લઇને હિસાબ કરી રહ્યો છુ કે ભગવાનને નામે કેટલો જાપ જમા થયો છે ધિક્કાર છ આવી હિસાબી જીવન-સિદ્ધિને! મારે તો પેલી દૂધવાળી પાસેથા પ્રેમની રીત શીખવી રહી આજે તે મારો ગુરુ બની ગઈ છે

તેણે પોતાની માળા ગંગાના પ્રવાહમા ફેકી દીધી અને તે ભગવાનનું નામ રટતો રટતો પૃથ્વી પર ભમવા લાગ્યો

લોકો તેનુ અસલ નામ ભૂલી ગયા બધા તેને નામ-યોગી કહેવા લાગ્યા નિષ્કામ સેવા કરવી અને સંતોના ભજનો મીઠા સ્વરે ગાવા એ જ એનો નિત્યક્રમ બની ગયો (મંગળપ્રભાત માંથી)

## સંત અનવરમીંયા ......................................................... ૭

અનવર આગેવાન

આતમના અલખ દરિયાનો મસ્ત સંત-શાયર કાઝી અનવરમીંયાનો જન્મ વિક્રમ સંવત ૧૮૯૯ ના વૈશાખ વદી ૭ ને શુક્રવારે વિસનગર (ગુજરાત)માં થયો હતો. તેમના પિતાશ્રી આજામીંયા અનુમીંયા. એમના બુઝુર્ગો મૂળ અરબસ્તાનના વતની હતા અને આરબ જાતિના કુરૈશી વંશમાંથી તેઓ ઊતરી આવેલા, જે વંશમાંથી હઝરત મહમ્મદ પેગમ્બર સાહેબ થયા હતા.

કાઝી અનવરમીંયાનુ તખલ્લુસ નામ "જ્ઞાની" હતું એ "જ્ઞાની" સંતે એની અમીવસ વાણીમા એ નામ સાર્થક કર્યું છે. એની વાણીમા આત્માનો ઘેરો ધ્રુકાર સંભળાય છે. એની શબ્દ-સરિતામા સંવેદનાનું શરબત વહે છે એના સંતજીવનમા પરમબ્રહ્મનુ પ્રતિબિમ્બ ઝીલાયુ છે તો પછી વાણીમા એની ઝાંખી થાય એમા નવાઈ પણ શી!

સંત અનવરમીંયાએ પરમાત્માના નિરનિરાળા રૂપોની અભિવ્યક્તિ એની વાણી દ્વારા કરી છે. ક્યાંક ગોરખની જેમ યોગના અખાડામા એ ઘૂમે છે. ક્યાંક મીરાની જેમ વા'લાને કાજે થૈ થૈ નાચે છે, ઝૂરે છે ક્યાંક કબીરની જેમ બ્રહ્મતત્વને પેખે છે, ગારણા ગાય છે તો ક્યાંક સૂફી સંત અને શાયરની પેઠે પરમાત્માને સનમ ભાવે ભજે છે. અને સાકી એને સ્નેહનો પ્રેમભક્તિ રસનો શરાબ પાય છે ને આ સંત શાયર એ મસ્તીની મહેફિલભર્યાં મયખાનાને આગરો લાપરવાહ બની ગાય છે

આતમ અમર રહૂંગા રે
કાલસે નહીં મરુંગા જી૦ ટેક૦
પ્રેમનગરમેં જા બેઠૂંગા,
જ્ઞાનકે ગોલે મારુંગા ભાઈ! આતમ૦
કાલ કોટકા નાશ કરુંગા,
જમકા શિષ ઉતારુ — આતમ૦
પાંચકો માર પચીસકો મારુ,
ગઢ ઉજાડ કર ડાલૂંગા ભાઈ!
અમર નગર કા રાજા હો કર,
સ્વર્ગ ભૂવન જા મ્હાલુ — આતમ૦
સુરત નુરત કા ઘોડા કર કે,
ગગનમંડળ જા ફેરુંગા ભાઈ!
ઓહુંગ સોહુંમ-કી સડક બના કે,
સુખમણ ગઢ જા ઘેરું — આતમ૦
નામ ઠામ કા નાશ કરુંગા,
જનમ મરણ કો ટાળૂંગા ભાઈ!
આપ એકીલા અમર રહૂંગા,
સતમેં શહર બસાવું — આતમ૦
આતમ નામી અમર નગરમેં,
બ્રહ્મરૂપ હો બોલુંગા ભાઈ!
સંતનકા સેવ હૈ "જ્ઞાની"
ભેદ બ્રહ્મકા ખોલૂ — આતમ૦

પ્રેમનગરમા જવા કાજે, એની આડે રુકાવટ કરતા પંચભૂતના પચીસ ગુણને મારી કાઢી પાર્થિવ જગતના ગઢને વેરાન બનાવી અમરનગર રાજા થવા, સ્વર્ગ ભૂવન મહાલવાને સંત ઊપડે છે સુરત-નૂરતના ઘોડાને લઈ ગગન મંડળે એ ઘૂમે છે અને સુખમણાના ગઢને ઘેરી નામનો નાશ કરે છે મતલબ કે, બ્રહ્મરૂપમા ભળી જાય છે. આમ યોગની પરિભાષામા સંત બ્રહ્મનો ભેદ ખોલે છે

આ સંતને હિન્દુ-મુસલમાન જેવા તુચ્છ ને હીન વાડાઓથી નફરત છે એ તો વિશ્વ-ઐક્યના સનાતન ભાવને ભજે છે

સંતો મત મતલાના રે,
કૈ મૈંને મુજે ન જાના જી૦ ટેક૦
નહીં મૈ હિન્દુ નહીં મુસલમાન,
નહીં યોગી કા ચેલા રે ભાઈ!
સબ લોકોસેં હું મીલતા,
સબસેં રહુ અકીલા — સંતો૦
નહીં મૈ આદમ નહીં દેવતા,
તિન લોકસે ન્યારા રે ભાઈ!

# ઈસ્લામી પ્રાર્થના

ઈસ્માઈલભાઈ નાગોરી

સૃષ્ટિ સમસ્ત જેમ એક જ સૌંદર્યથી સ્વરૂપવાન છે—એક જ સંવાદથી સંચાલિત છે—એક જ સંગીતથી સુમધુર છે તેમ જીવન પણ એક જ ધર્મથી શાંતિ પામે છે અને એ છે અમેય અર્પણ—સંપૂર્ણ, સર્વાંગી સર્વભાવે સમર્પણ. જિંદગી તસ્લીમ કરવા ખુદાના રાહમાં જીવન ધરી દે- પ્રભુના ચરણમાં ને શરણમાં—એ કોઈ નવો ધર્મ નથી. ઈસ્લામના પયગંબરોનો પણ એવો દાવો હતો નહિ કે તેઓનું શિક્ષણ હતું કે બધા ધર્મનાં ચામુળ એક જ છે. ધર્મવિચારની શાખાએ વૈવિધ્ય એ શાપરૂપ નથી. એ તો સત્યદર્શનની અનેક દૃષ્ટિકોણથી જીવનશોધનની એક સુંદર તક પાંદડાંને પ્રકાશમાં ધરવા માટે ઝાડની ડાળીઓ જેમ અનેક કલાત્મક વાંકવળાંક લે છે તેમ માન જ્યોતિમાં જવા માટે અનેક માર્ગો લીધા છે. દેશદેશના અને કાળેકાળના સંતોના જીવન પરથી એ સત્ય સિદ્ધ થતું આપણે જોઈએ છીએ. ભાષાની ભિન્નતા સમજણની આડે આવે છે ખરી. પરંતુ તે અળગી કરીને ચાલો આપણે ભગવાનના એ અરબ ભક્તોની વાણી—પ્રાર્થનાઓ ને મંત્રો જોઈએ -

"હે પ્રભો તું શાંતિ છે. શાંતિ તુજમાંથી ઉદ્ભવે છે ને તારામાં વિરમે છે. તો હે અમારા પ્રતિપાલક! અમને શાંતિથી જીવંત રાખ અને અમને શાંતિના પરમ ધામમાં દાખલ કર. તું દાતા છે; તું મહાન છે. એમ વિકાસના હે પોષક! હે ઐશ્વર્યવાન કૃપાળુ!"

પાંચે વખતની નમાજ પછી આ પ્રાર્થના કરવામાં આવે છે. હૈયામાં એ એક વખત ખરેખર વસી જાય તો!

(ચાલુ)

"પ્યારાબાપુ"

વાર્ષિક લવાજમ રૂ. ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે. તે કાર્યાલયને સરનામે મ.ઑ.થી મોકલવું. પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે.

## અનુક્રમણિકા ............ ૩૦ ઑક્ટોબર ૧૯૫૨

પૃષ્ઠ

૧ નૂતન વર્ષે... ... ... ગાંધીજી ૨૨૫
૨ બીત ગયે દિન ... ... કબીર ૨૨૬
૩ બાળઘડતરનાં બળો... રવિશંકર મહારાજ ૨૨૭
૪ વડાપ્રધાનની મોટાઈ... ... મુકુલભાઈ ૨૨૮
૫ ભક્તરાજ... ... .. મુકુલભાઈ ૨૨૯
૬ સાધનાની રીત . ગુરદયાલ મલ્લિકજી ૨૩૧
૭ સરદારશ્રીની વાણી... ... મું૦ કે૦ ૨૩૨
૮ ઈશ્વર-શ્રદ્ધા .. બબલભાઈ મહેતા ૨૩૩
૯ 'તું અસ્પૃશ્ય છો!' .. મિયા મંસૂર ૨૩૫
૧૦ બાપુના પત્રો .. ... .. ૨૩૭
૧૧ ભાવનાની અસર . ... વિનોબાજી ૨૩૮

પૃષ્ઠ

૧૨ ગાંધીના દેશવાસી છો? ... અંધારિયા ૨૩૯
૧૩ અખંડ જાગૃતિ... ... કેદારનાથજી ૨૪૦
૧૪ શ્રેષ્ઠતાનું માપ .. પદ્મનાભ શ્રી જૈની ૨૪૧
૧૫ બાપુજીની મીઠી વાતો .. સાને ગુરુજી ૨૪૩
૧૬ કવિવરનો પ્રેમ ... મુકુલભાઈ ૨૪૪
૧૭ અન્યનો વિચાર.. ઉજ્જવળ કુંવરજી ૨૪૫
૧૮ કળા અને ઇશ્વરનિષ્ઠા .. કાકા કાલેલકર ૨૪૬
૧૯ ત્રિવેણી સંગમ ... ... મું૦ કે૦ ૨૪૭
૨૦ નામ-યોગી ... ક્ષેમંકર ૨૪૮
૨૧ સંત અનવરમીયા.. અનવર આગેવાન ૨૪૯
૨૨ ઇસ્લામી પ્રાર્થના ..ઇસ્માઇલભાઇ નાગોરી ૨૫૦

મથારયોગ્ન [કવર પેજ બીજાથી ચાલુ] ધાતુને બીજી ધાતુમા પલટાવી નાખે છે. તેમ આપણી વચ્ચે પણ એવી વિશિષ્ટ વ્યક્તિઓ હોય છે, જેમના સંપર્કથી કે જીવનથી, અન્ય સામાન્ય માનવીનું જીવન પણ પલટાઈ જાય છે એવી વિશિષ્ટ વ્યક્તિઓ એક રીતે કિમિયાગર જ કહેવાય આ પ્રસ્તુત પુસ્તકમા ભાઈશ્રી યશોધર મહેતાએ એવી કેટલીક વ્યક્તિઓના રેખચિત્રો દોર્યા છે એવા રેખાચિત્રો આમા અઢાર છે ઘણીખરી વ્યક્તિઓના સંબંધમા સીધી કે આડકતરી રીતે આવતા અથવા અન્ય રીતે તેમના જીવન કે લેખનની લેખક પર જે અસર પડી તેને પોતાની ભાવવાહી શૈલીમા આલેખવા તેમણે પ્રયત્ન કર્યો છે આ રેખાચિત્રોમા સરોજિની નાયડુ, જવાહરલાલ, સરદાર પટેલ મહુમદઅલી ઝીણા, ઈત્યાદિ રાજદ્વારી પુરુષો તેમ જ દયાનંદ સરસ્વતી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ વગેરે સતપુરુષોનો સમાવેશ થાય છે વળી આ રેખાચિત્રોમા લેનિન, હિટલર, મુસોલિની જેવી વ્યક્તિઓનો પણ સમાવેશ થાય છે

લેખકની શૈલી સૂચનાત્મક ચિત્રાત્મક તેમ જ પ્રવાહી હોવાથી રેખાચિત્રો દોરવામા તેમણે સારી સફળતા મળી છે પરંતુ ઘણી વાર પુનરાવૃત્તિ પણ થતી હોવાથી એ ક્ષતિરૂપ લાગે છે જેમકે જવાહરલાલ, સરદાર પટેલ ઈત્યાદિ વ્યક્તિની તુલના વારે વારે આવ્યા કરે છે કેટલાક વાક્યો તો ઘણા વૈયક્તિક—Personal—થઈ જાય છે તેથી એ વિધાનો કોને અપીલ કરી શકે કે કેમ એ પ્રશ્ન છે લેખકના પોતાના મન પર આ વ્યક્તિઓની શી અસર થઈ છે એ ઘાડું કરીને દર્શાવેલુ હોવાથી આ રેખાચિત્રો સર્વસામાન્ય બની શકયા નથી અને તે વ્યક્તિના સમગ્ર ચિત્રને બદલે તેના જીવનની એક બાજુનું જ ઘણી વાર દર્શન થાય છે

એકંદરે આ પુસ્તક આપણા રેખાચિત્રના સાહિત્યમા સારો ફાળો આપે એવું અવશ્ય છે

જીવનનો આનંદ લે૦ કાકા કાલેલકર, નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ ૯ કિં૦ ચાર રૂપિયા પૃ૦ ૩૮૮

કાકાસાહેબના કળા અને કુદરતવિષયક લેખોના સંગ્રહના આ અમૂલ્ય પુસ્તક 'જીવનનો આનંદ'ની સુધારા-વધારાવાળી ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થતા આનંદ થાય છે કાકાસાહેબનુ કળા તેમ જ કુદરત વિષેનુ જ્ઞાન અભ્યાસપૂર્ણ અને અનુભવગમ્ય છે તેથી એ વિષેના અભ્યાસીને આ પુસ્તક ખાસ જ સહાયરૂપ થઈ પડે એવુ છે અને તેને એ બાબતનુ સ્પષ્ટ, જીવનપોષક અને આત્મોન્નતિકર માર્ગદર્શન કરાવે એવુ સમૃદ્ધ છે

આખુ પુસ્તક ચાર ખડમા વહેચી નાખ્યુ છે પહેલા ખડ 'પ્રકૃતિનુ હાસ્ય'મા પ્રકૃતિના ભિન્ન ભિન્ન અગોમાથી આનંદનો આસ્વાદ પામી શકાય છે 'કાદવનુ કાવ્ય', 'મધ્યાહ્નનુ કાવ્ય' જેવા સુદર લેખો આ વિભાગમા છે બીજા ખડ "અનતનો વિસ્તાર"મા અનત આકાશની વ્યાપક ગૂઢિમાથી નિર્મળ આનંદ લૂટવા મળે છે ત્રીજા ખડ 'નિવૃત્તિમા નિરીક્ષણ'મા કુદરતની અપાર લીલામાથી નિવૃત્તિ જેવા સમયે મેળવેલા આનંદનુ દર્શન થાય છે અને ચોથા ખડ "જીવનનો એંરૂપ'મા કળા વિષેના જીવનવ્યાપી વિચારોનુ નવનીત સઘરેલુ હોય એવો અનુભવ થાય છે કળા વિષે અભ્યાસ કરનાર તેમ જ એ વિષે જાણવા ઉત્સુક એવા લોકોને આ ચોથો ખડ નવુ જ માર્ગદર્શન કરાવે એવો છે

સુધારા વધારાવાળી ત્રીજી આવૃત્તિમા અગ ઘણા સુધારા કરેલા હોવાથી આ પુસ્તકની ઉપયોગિતા એ રીતે વધે છે —મુ૦ કો૦

પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, ગિરિવિહાર, કાળવા રોડ, જૂનાગઢ.

કીમીને મેરા અંત ન પાયા,

મેરા રૂપ અપારા—સંતો૦

અગમ સંસારમાં વધારી રહેલા અપાર રૂપનો કોઈ પાર પામ્યું નથી છતાંય ગુરુએ એનો ગમ બતાવ્યો છે, એ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો છેઃ

હરદો હમને પાયા રે,
ગુરુને જ્ઞાન બતાયા જી૦ ટેક૦
જળ થળમેં ઔર પવન અગનમેં,
સાહેબ આપ સમાયા રે ભાઈ!
જ્યાં દેખાં વહાં રૂપ ઉસીકા,
નઝર હમારે આયા—હરદો૦

જ્યાં જુઓ ત્યાં પ્રભુની સવારી સાગ કરી રહી છે છતાંય માનવી કસ્તૂરીની વાસે દોડતા મૃગની પેઠે ભમે છે ત્યારે એ તો એના મન-મંદિરિયા મહાલતો હોય છે

તેરા ખોજ કિયા તનમેં,
તું આ કર છુપા મેરે મનમેં૦
ગોકુલ મથુરા કાશી ઢૂંઢા,
ઢૂંઢા મિદ્રાબનમેં રે ભાઈ!

એનો ભેદ પામવા ઘણાય મથ્યા ને મથે છે પણ જેણે તેને સમજ્યા તે તો—

તેરી અકળિત માયા રે,
ભેદ કોઇને ન પાયા જી૦
જો સમજ્યા સો હુવા દિવાના,
જો મૂરખ સો ડાહ્યા રે ભાઈ!

જેને એ દિવ્ય સુરતની ઝાંખી થઈ છે, તેઓ તો મસ્તાના બની મહાલે છે.

સુરત હમારી છેલ છબીલી,
મનવા હમારા મસ્તાના૦ ટેક૦
દેખા અલખ દરબાર,
હુવા મન મસ્તાના૦
નવ દરવાજે બંધ કીયે ઓર,
દસમા ખુલ ગયા દ્વાર;
હુવા મન મસ્તાના૦
ગગન મન્દિરકો બસ કર લીની ઔર,
ગગને ચડાયા તાર;
હુવા મન મસ્તાના૦
"જ્ઞાની" આપા બિસર ગયે ઔર,
દેખ લિયા દિદાર,
હુવા મન મસ્તાના૦

હવે જુઓ એની વિરહી ભાવે અંતર-આરઝૂઃ

બાલમ મો હો રે તુમ સંગ લગન લગી—ટેક૦
તુમારી લગનમેં નિંદ્રા ઉમટ ગઇ
સઘરી રૈન મેં જગી —બાલમ૦
મૈ તોરી દાસી તું મોરા બાલમ,
સખીયાં નાહીં સગી —બાલમ૦
કુમતિ બેરન તોરો સંગ છુડાયો,
મોતન મોકો ઠગી —બાલમ૦
અબ નહીં છોડું મૈ પહોં તુમારો,
"જ્ઞાની" સે નિંદ્રા ભગી —બાલમ૦

પિયા વિના સેજ કેવી શૂળા જેવી લાગે છે

સખીરી મોકો ર પિયા બિના કલ ના પરે ટેક૦
મંદર અંધેરા મોરી સેજ ભી સુની,
બિન પિયા જીયરા ડરે —સખીરી૦
ખાનપાન મોકો કછુ ના ભાવે,
નિસદિન જીયરા જરે —સખીરી૦
બિરહુ અગન મોરે તનમેં ઉઠત હે,
અખીંયું નીર ઝરે —સખીરી૦
ખોજ કરોરી મોરી સુગડ સાહેલીયાં,
કોન મોરે પિયા કો હરે? —સખીરી૦
પિયા કા પતા ગુરુ દેત હે "જ્ઞાની,"
અબ કાય ફિકર કરે? —સખીરી૦

જુઓ તો ખરા, કેવા કેવા વિરહ વેદનના વંટોળ દિલના દરિયામાં ઘૂમરી ખાતા તુફાન જગાવે છે!

કોહરીયા રે, તું ક્યું કૂ કૂ કરે?
મૈ બીછરી પિયા ઢૂંઢન નીકસી
તું બૈર ન દુઃખ દે૦
× × ×
પપૈયા પાપી રે મત લે પિયુકા તું નામ

મીરાબાઈ

મૈં સૂતી સેજ બિરહુ કી મારી

× × ×

કે સજના રે! તુ મોરી સેજ પે આ

સેરા હમેલા હાર હજારી

ફૂલ દે ગજરે લા —હે સજના!

× × ×

બાલમ મોરે રે તુમ બિન કછુ ના સોહાય,

બિરહુ અગન મોરે તનમે લગી હે૦

તુમ બિન નિદ્રા ન આય,

જૈસે મીન મરે બિન પનીઆ૦ બાલમ!

× × ×

તે હોરી ખેત કે મેરી અગીઆ ભીજે

દીની શ્યામ૦

અજબ તરેહ કી એ બની હે ----

× × ×

બાલમ મોરે અબ ના છૂઓ,

મોરી સુરખ ચુનર મુરકાય—બાલમ૦

× × ×

મને લાગ્યો થારો નેહ હો,

મત જાઓ શ્યામ વિદેશ

તુજ વિના મારા સાહેબા રે,

મને ઘડી પલક ન જાય

તુમ રહો મારા મહેલમા,

થાને નૈનામા રાખુ છુપાય

× × ×

મને મ્હોલે ના સોહાય હો,

મારો પિયુ ગયો પરદેશ

આગ લગાવુ અગ માંહિ,

ફાડ જલાવુ ચીર

કાઝી અનવરમીયાની વાણી તો વિશાળ દરિયાઈ તરગે લહરાઇ રહી છે, એ વાણી–સાગરમા પ્રેમ વિરહ યોગ શિક્ષ જ્ઞાન–ભક્તિ ભાવનાની અનગળ તરગો ગુજરાતી હિંદી રાજસ્થાની કાછી ઉર્દુ ફારસી ને પજાબી ભાષા દ્વારા લહરાઇ રહી છે

ભરત લોકનો આ સત–શાયર અસખ્ય ભાવોને વાણી દ્વારા સાકાર કરતે લલકારતે –વહેવડાવતો અંતે ૧૯૭૨ના પોષ વદ ૨ ને શનિવારે જ્યોતમા જ્યોત સ્વરૂપ બની બની પરમ પદને પામી ગયો.

---

ભક્તરાજ [અનુસધાન પૃષ્ઠ ૨૩૦ થી ચાલુ] લોકો વધારે ગુસ્સે થયા અને ઉશ્કેરાઈ ગયા બધે હોહા મચી રહી કેટલાક કહે "આ લોકો હલી છે, પાજી છે, એ લોકોને મારી જ નાખો" કેટલાક કહે 'આ લોકો અપશુકનિયાળ છે, આપણા આનદનો નાશ કરનારા છે, એવાને તો અહીંથી જીવતા જવા દેવા એ મહાપાપ છે" બધા એક અવાજે બોલી ઊઠયા "આ દુષ્ટોને જીવતા બાળી મૂકો"

તેથી આ લોકો બધા ભેગા થઇને ફેંસલો કરવા બેઠા વિશ્વાસરાયને ન્યાયાધીશોની આગળ ઊભો કરવામા આવ્યો વિશ્વાસરાય શાત, સ્થિર, નત મસ્તકે ઊભો રહ્યો પછી તેને એ નગરીના કાયદા અનુસાર ગુનેગાર ઠરાવવા તેઓ તૈયાર થયા. પહેલા તેઓ તેને મહેણા મારવા લાગ્યા, પછી તેની ઠેકડી ઉડાવવા લાગ્યા, પછી સૌ તેને મન ફાવે તેમ મારવા લાગ્યા, તેઓએ તેને પથરા મારીને લોહીલોહાણ કરી મૂક્યો, પછી તરવારની અણી તેઓ તેને ઘોચવા લાગ્યા અને છેવટે જીવતો બાંધીને તેઓએ તેને બાળી મૂકયો!

ભક્તરાજ તો પોતાના સાથી વિશ્વાસરાયની આ દુર્દશા થતી જોઈ રહ્યો! ભક્તરાજ શુ કરી શકે એમ હતો? તેની પણ એવી જ દશા થશે એમ ભક્તરાજને થઈ આવ્યુ તે પણ મોતની રાહ જોતો શાત સ્વસ્થ ઊભો રહ્યો અને પરદુઃખભજન પ્રભુનુ ધ્યાન ધરવા લાગ્યો. (ચાલુ)

# ગ્રંથાવલોકન

**રામકૃષ્ણ ઉપનિષદ** લે૦ રાજાજી, અનુ૦ મણિભાઈ ભ૦ દેસાઈ પ્ર૦ નવજીવન કાર્યાલય અમદાવાદ ૯ કિ૦ દોઢ રૂપિયો પૃ૦ ૧૦૨

શ્રી રાજાજીએ આ પુસ્તક મૂળ તામિલમા લખ્યુ હતુ તેનો હિંદી અનુવાદ તેમના પુત્રી શ્રી લક્ષ્મીબહેન દેવદાસ ગાંધીએ કર્યો હતો એ હિંદી અનુવાદ પરથી શ્રી મણિભાઈએ ગુજરાતીમા સરળ શૈલીમા અનુવાદ કરી પુસ્તકાકારે તે પ્રસિદ્ધ કર્યો છે આ ગુજરાતી અનુવાદ 'લોકજીવન'મા ક્રમે ક્રમે પ્રસિદ્ધ થતો આવ્યો છે અને તે લોકપ્રિય પણ બન્યો છે

આ પુસ્તકમા રાજાજીએ ૩૫ લેખો દ્વારા શ્રીરામકૃષ્ણ પરમહંસના જીવનોન્નતિકર ઉપદેશોને સરળ અને સુરેખ શૈલીમા વ્યક્ત કર્યો છે શ્રીરામકૃષ્ણના જીવનમાથી માર્ગ દર્શન મેળવવા ઇચ્છતા જિજ્ઞાસુને આ પુસ્તક અતીવ ઉપયોગી અને આશીર્વાદરૂપ થઈ પડે એવુ છે

આ પુસ્તિકાની ભૂમિકામા શ્રી રાજાજીએ જે વાત કહી છે તે સમજવા જેવી છે આ 'રામકૃષ્ણઉપનિષદ'ની અગત્યતા દર્શાવતા તેઓ અંતે કહે છે "યમરાજે નચિકેતાને કહ્યુ હતુ તેમ પરમાત્માનુ દર્શન કેવળ ધર્મશાસ્ત્રો વાચવાથી નથી થતુ તેમ જ આત્મજ્ઞાન બુદ્ધિ, વિદ્યા અને તર્કવિતર્કથી જ નથી થઈ શકતુ એને માટે પરમાત્માની અસીમ કૃપા જોઈએ ભાવ અને ભક્તિથી જ ઈશ્વરકૃપા માટેની પાત્રતા મળે છે સસ્કૃત ભાષાના ધુરંધર પંડિત બનો, ધર્મશાસ્ત્રોનો સપૂર્ણપણે અભ્યાસ કરો, આચાર્યોની પેઠે શાસ્ત્રાર્થ કરવાની શક્તિ પ્રાપ્ત કરવી, એ બધુ શક્ય છે પરતુ ધાર્મિક તથા યૌગિક જીવન જીવવુ એ જુદી વાત છે જે માણસના મનનો પૂરેપૂરો વિકાસ થયો ન હોય તેનુ પાંડિત્ય અને શાસ્ત્રપ્રવચન નિરર્થક છે માણસને જ્યા સુધી જ્ઞાનનો અનુભવ ન થાય ત્યા સુધી તેની વિદ્યા મદારીના થેલી પટે મહત્ત્વ વિનાની રહે છે તેમા ગૂઢતા આવતી નથી શ્રીરામકૃષ્ણનો ઉપદેશ સાચુ જ્ઞાન મેળવવામા મદદરૂપ થઈ શકે છે આશા છે, પ્રાઢ સૌ તેમના ઉપદેશો વાચે અને લાભ લહે"

અહી એક વાત કહેવી અનુચિત નહી ગણાય જીવનોપયોગી ધર્માંનુ સાહિત્ય પ્રસિદ્ધ કરવુ એ ઉત્તમ અને અનુપમ સેવા કાર્ય છે પરતુ તેની કિંમત પણ એવી રાખવી જોઈએ કે જેથી સામાન્ય સ્થિતિના માણસો પણ એવા 'સાચુ જ્ઞાન મેળવવામા મદદરૂપ' થનારા પુસ્તકો ખરીદી શકે અને તેનો લોકોમા પ્રચાર કરી શકે પ્રસ્તુત પુસ્તિકાના પાના ૧૦૨ છે અને તેની કિંમત દોઢ રૂપિયો રાખવામા આવી છે! જ્યારે એ જ સમય દરમિયાન પ્રસિદ્ધ થયેલ વિનોબાજીના પુસ્તક 'ગીતાપ્રવચનો'ની કિંમત પ્રસ્તુત પુસ્તિકા કરતા પણ ઘણા નાના ટાઈપમા છપાયેલુ હોવા છતા તેમ જ ૨૮૪ પાનાનુ એ પુસ્તક હોવા છતા દોઢ રૂપિયો રાખી છે જેથી 'ગીતાપ્રવચનો'નો પ્રચાર લોકોમા વધારે પાના અને ઓછી કિમતને લીધે સરળ થઈ પડે છે, તેમ પ્રસ્તુત પુસ્તિકા 'રામકૃષ્ણ ઉપનિષદ'નો પ્રચાર કરવો જરા વિકટ જણાય છે નવજીવન જેવી જનહિતકારી પ્રકાશન સસ્થાઓ સામાન્ય લોકોનો પણ ખ્યાલ રાખવો ઘટે

અંતે, નવજીવન પ્રકાશન મંદિરે શ્રી રાજાજીના આવા બોધપ્રદ તેમ જ પ્રાણદાયી પુસ્તકનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કર્યો એ બદલ આપણે સૌ એ પ્રકાશન સસ્થાના આભારી છીએ [અનુસંધાન કવર પેજ ત્રીજુ]

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનુ અનુશીલન કરતુ માસિક ]

વર્ષ ૫ ] ૩૦ નવેમ્બર – ૧૯૫૨ [ અંક ૧૦


## જીવન અને કલા

ગાંધીજી

હુ તો કહું છું કે તપશ્ચર્યા એ જીવનમા સૌથી મોટી કળા છે. સગીતની વિરુદ્ધ તો હું હોઈ જ શેનો શકુ? હુ તો હિંદુસ્તાનના ધાર્મિક જીવનનો વિકાસ સંગીત વિના કલ્પી શકતો નથી. હુ સગીતનો તેમ જ બધી કળાનો શોખીન છુ કળાને નામે આજે અનેક વસ્તુઓ ચાલી રહી છે, તેની હુ વિરુદ્ધ છુ ખરો. એ કળાને માટે હૃદય જોઇએ, એ સમજવા માટે કાંઇક શિક્ષણ અને જ્ઞાન ન હોય. તમે સત્યાગ્રહ આશ્રમ જાઓ તો ત્યાં દીવાલો ખડબચડી, ચૂનાની ધોળેલી દેખાશે. પણ તેથી કાંઈ એમ નથી કે ત્યા કળા નથી. કારણ એ છે કે દીવાલોનો ટાઢતડકાથી રક્ષણ કરવાનો હેતુ છે મારે માટે તો જગકર્તાએ રચેલા નભોમંડળમાં કળાના અનત ખજાના ભરેલા છે—તે જોઇને મારી આખ કદી થાકતી નથી, દરેક વખતે કાંઇક નવું નવુ જોવાનુ મળ્યા કરે છે. તમે ગમે તેવુ ભવ્ય ચિત્ર કાઢો, પણ તે કાઈ અગણિત તારકોથી જડેલા નભોમડળની ભવ્યતાને આટી શકવાનુ હતુ? એની અસર જ ઓર છે ઈશ્વરની એ શ્રેષ્ઠ કલાકૃતિ આગળ મનુષ્યની તુચ્છ કળા શા હિસાબમાં છે?

જીવન સૌ કળાથી અદકુ છે હુ તો માનું છું કે જેણે ઉત્તમ જીવી જાણ્યું તે જ ખરો કળાકાર ઉત્તમ જીવનના પૃષ્ઠતલ વિના કળા શી રીતે ચીતરી શકાય? કળાની કિંમત જીવનને ઉન્નત બનાવવામાં રહેલી છે. જીવન જ કળા છે. કળા જીવનની દાસી છે, અને તેની સેવા કરવાનુ જ તેનું કાર્ય છે એ અર્થમા કળાને હું માનું છું, કદર કરું છું. કળા વિશ્વ પ્રત્યે જાગૃત હોવી જોઇએ, કળા જીવન પ્રત્યે જાગૃત હોવી જોઇએ.





## રામ-ચરણ સુખ-દાયી

સંત તુલસીદાસ

(રાગ ભૈરવી – તીન તાલ)

ભજ મન રામ-ચરણ સુખ દાયી ॥ ધ્રુ૦ ॥
જિહિ ચરનનસે નિકસી સુરસરી સંકર-જટા સમાઈ ।
જટાસંકરી નામ પર્યો હૈ ત્રિભુવન તારન આઈ ॥
જિન ચરનનકી ચરન પાદુકા ભરત રહ્યો લવ લાઈ ।
સોઈ ચરન કેવટ ધોય લીને તબ હરિ નાવ ચલાઈ ॥
સોઈ ચરન સંતન જન સેવત સદા રહત સુખદાઈ ।
સોઈ ચરન ગૌતમ ઋષિ-નારી પરસિ પરમ પદ પાઈ ॥
દંડકવન પ્રભુ પાવન કીન્હો ઋષિયન ત્રાસ મિટાઈ ।
સોઈ પ્રભુ ત્રિલોકકે સ્વામી કનક મૃગા સંગ ધાઈ ॥
કપિ સુગ્રીવ બંધુ ભય-વ્યાકુલ તિન જય છત્ર ધરાઈ ।
રિપુકો અનુજ બિભીષણ નિશિચર પરસત લંકા પાઈ ॥
સિવ-સનકાદિક અરુ બ્રહ્માદિક શેષ સહસ મુખ ગાઈ ।
તુલસીદાસ મારુત સુતકી પ્રભુ નિજ મુખ કરત બડાઈ ॥

માણસમાં આ જીવનમાં સિદ્ધિ પ્રાપ્ત કરવાની દિવ્ય શક્તિ રહેલી જ છે પરંતુ માણસને અનુભવથી એવું સમજાય છે કે માણસમાં ભલે અમુક સફળતા મેળવવાની શક્તિ હોય તો યે તે ફાવી શકતો નથી। તેને સમજાય છે કે જીવનરૂપી શેતરંજમાં

દાવ રમીએ નવનવા સોગઠા જ બચાવવા
ગૂઢ શક્તિ સમર્થ એ ના કંઈ દે ફાવવા।

પરંતુ માણસને અમુક સમય પછી પોતાની નિષ્ફળતાનું સાચું કારણ સમજાય છે અહંકાર જ તેના માર્ગને અવરોધતો હોય છે। માણસ જો નિરહંકારી બની પરમાત્માની અનંત શક્તિમાં અનન્ય શ્રદ્ધા રાખી વર્તે તો તેને પરમાત્મા અવશ્ય સહાય કરે છે આ ભજનમાં સંત તુલસીદાસ પ્રભુ ચરણનું શરણું લઇને પાર ઊતરેલા ભક્તોના ઉદાહરણ આપી 'રામ ચરણ'નો મહિમા સમજાવે છે

# ઉચ્ચ અભિરુચિ

કાકાસાહેબ કાલેલકર

"મારી સમજમા નથી આવતુ કે આ અમીર લોકો પોતાના બગલાની આસપાસ સારા સારા ફૂલોના બગીચા બનાવે છે, પરતુ મેજ પર ફૂલદાનમા કાગળના ફૂલ રાખે છે! અભિરુચિનુ નામ સુદ્ધા તેઓ જાણતા નથી "

"બધાને ત્યા તો આવુ જોવા મળતુ નથી કેટલાક લોકો બજારમાથી સારા સારા મોટા ફૂલો અને ઝાડના પાદડા ખરીદી લાવીને ઘણી ખમીથી ફૂલદાનમા મૂકે છે આજ કાલની મહિલાઓ ફૂલદાન સજાવવામા ઘણી કુશળ હોય છે કયા રગનુ ફૂલ કયા રગના ફૂલ સથે રાખવાથી સારુ લાગશે, કઈ ચીજ બધબેસતી છે, કઈ નથી, એ બધુ તેઓ જાણે છે "

"હા અગ્રેજોની દેખાદેખીથી આપણી સ્ત્રીઓ શીખી છે ખરી, પરતુ આવી ઉચ્ચ અભિરુચિ દરેક પૂજીપતિના ઘરમા જોવા મળતી નથી "

"હા, હવે સમજાયુ! પૂજીપતિ પર તમે ગુસ્સે થયા છો શ્રીમતોની નિદા કરવી એ દેશભક્તિનુ લક્ષણ બની ગયુ છે આપણે ગરીબો માટે કશુ ન કરી શકીએ પરતુ શ્રીમતોની નિદા કરવાથી જ આપણે લોક હિતેષી બની જઈએ છીએ

કોઈ બિચારાને ખ્યાલ સુદ્ધા ન હોય અને ભડક રગ જોઈને કાગળના ફૂલ લઈ આવ્યો હશે અને તેના પર તમે આમ બગડી ગયા "

'ના રે ના! ફૂલ તો ઘણા સુદર હતા પહેલા તો હું પારખી પણ નહિ શક્યો કે એ કાગળના ફૂલો છે પરતુ અસલી ફૂલ મૂકીને એ નકલી કાગળના ફૂલ શા માટે રાખવામાં આવે? માત્ર પૈસા કમાવાથી માણસ થોડો ખ્યાલાબાપુ કઈ કલારસિક બની શકે છે?'

"હવે હુ સમજી ગયો કેટલાક દિવસ પર આવી જ દલીલ કરતી એક મરાઠી કવિતા પણ મે વાચી હતી કવિના આત્માને આશા કાગળના ફૂલ જોઈને ધક્કો વાગ્યો અને તેણે બહુ જ સુદર કવિતા રચી દીધી કવિના ભાવો સાથે હુ સહમત નથી પરતુ એની કવિતા મને ગમી ગઈ'

"તો તમે કહેવા શુ માગો છો?"

"જુઓ, આ બાબતમા હુ મારા કેટલાક ખાસ વિચારો રજૂ કરુ છુ તમને પસદ પડે કે ન પડે પરતુ સાભળવા ઈચ્છતા હો તો જરૂર કહીશ "

કલા અને સૌદર્ય એક જ વસ્તુ નથી કલાકૃતિ માનવનિર્મિત હોય છે કુદરતની યા ભગવાનની બનાવેલી કોઈ ચીજ કેટલીય સુદર હોય તોયે તેને કોઈ કલાકૃતિ કહેતુ નથી કુદરત કહો, યા ભગવાન કહો, બધા કલાધરોના આદ્ય ગુરુ મનાય છે કુદરતની બનાવેલી ચીજો ઘણી જ સુદર હોય છે કલાધર કુદરત પાસેથી સૌદર્યની દીક્ષા લઈ શકે છે કલાધરોને કુદરત પાસેથી કઈ એ છી પ્રેરણા મળતી નથી ઇન્દ્રધનુષની ખૂબી જોઈને આપણે મુગ્ધ બની જઈએ છીએ વદળાના આકાર અને રગ કેટલા સુદર હોય છે! પશુ-પક્ષી ઝાડ-પાન, ફૂલ-ફળ તળાવ, નદીઓ, પહાડ તારાઓ સમુદ્ર, એવી કઈ ચીજ છે જે પોતાની સુન્દરતા, ભવ્યતા કે તરલતાથી આપણને મોહિત નથી કરતી? પરતુ આ ચીજોને કોઈ કલાકૃતિ કહેતુ નથી

કલા તો તે ચીજ છે જે મનુષ્યના હૃદય માથી પેદા થાય છે કલાકૃતિનો બ્રહ્મદેવ સ્વય

મનુષ્ય છે. આ રાય વિશ્વનું દર્શન કરતાં કરતાં અથવા મનુષ્યજીવનનું મનન કરતાં કરતાં કલાકારના મનમાં એક અદમ્ય સિસૃક્ષા, નવું ઉત્પન્ન કરવાની ઉત્કંઠા જાગી ઊઠે છે અને તે કંઈ ને કંઈ નિર્માણ કરે છે, ત્યારે તે કલાકૃતિ કહેવાય છે.

એમા પણ કુદરતનું કેવળ અનુકરણ કરવુ એને ઉચ્ચ કલા માનવામા આવતી નથી પક્ષીઓના સુંદર ગાન સાંભળીને આબેહૂબ એના જેવો જ અવાજ આપણા ગળામાથી કાઢવો એ કંઈ મામૂલી ખૂબી કે સિદ્ધિ ન કહેવાય પરતુ એવા માણસને આપણે કલાકાર નહી કહીએ જોઈએ તો આપણે તેને નકલનવીસ કહી શકીએ પરંતુ એ જ માણસ ભિન્ન ભિન્ન પખીઓના અવાજ શીખીને તેઓના મિશ્રણથી પંખીઓના સંગીતની એક અદ્ભુત સૂરાવલિ રચી દે તો આપણે કહી શકીએ કે તે કલાધર છે. કારણ કે તેણે પક્ષીઓના આલાપ લઈને એક નવનિર્મિતિ કરી છે. બગીચામા માટીમાથી રસ પીને, સૂર્ય ભગવાનનાં કિરણો પીને, પવનની સાથે આનદથી ગેલ કરતાં ફૂલોને કઠોર આગળીઓથી તોડવાં અને ફૂલદાનોની બંદીશાળામા સુકાવા માટે રાખી દેવાં, એને શું તમે ઉચ્ચ અભિરુચિ માનો છો?

હરણના જેવા ભોળાં પશુઓની પાછળ દોડીને તેઓને હેરાન કરવા અને તેઓને મારીને તેઓના શીંગડા પોતાની દીવાલ પર લગાવવાં અને તેઓના ચામડા મેજ પર બિછાવવાં, એને પણ તમે કદાચ ઉચ્ચ અભિરુચિ કહેશો તો પછી તમે તૈમૂરલંગ જેવા વિજયી વીરને દુશ્મનના માથા કાપતો જોઈને અથવા સાંભળીને અસ્વસ્થ શા માટે થાઓ છો? તેની પણ એ એક ઉચ્ચ અભિરુચિ હતી! તમે જ કહો છો કે દુનિયાનાં બધાં પશુ-પખીઓ અને ફળ ફૂલોથી ચઢિયાતી કયાય પણ બીજી કોઇ સુંદરતા હોતી નથી મનુષ્યના મુખની બે એવી સુંદર કૃતિઓ એકઠી કરીને એક ઊંચા મીનારમાં જડી દેવામાં આવે તો તમે તેની ઉચ્ચ અભિરુચિની કદર શા માટે નથી કરતા! ફૂલો તોડીને સજાવનારો આદમી, હરણના શીંગડાથી દીવાનખાનું સજાવનારો શિકારી, અને મનુષ્યની મુખાકૃતિઓ—અથવા ચાહો તો શિર કમલ કહો—કોટના મીનારામા જડનારો તૈમૂરલંગ કે ચગીઝખાન કે નાદિરશાહ એ બધા એક જ અભિરુચિના ઉપાસક છે.

મનુષ્યનું ખૂન કરીને તેનુ માથુ મીનારામા રાખનારો નાદિરશાહ તમારે મન પ્રશંસનીય નથી, અને પથ્થરમાથી યા સંગેમરમરમા મનુષ્યની આકૃતિઓ બનાવનાર તમારે મન સંસ્કૃતિનો આચાર્ય કલાગુરુ છે, બગીચાના સુંદર ફૂલો તોડીને ફૂલદાન ન સજાવીને કાગળના અથવા એવી જ કોઈ ચીજના ફૂલો બનાવનારી અને તેને પોતાના ટેબલ પર રાખનારી પરમ કારુણિક રસિક વ્યક્તિને તમે અભિરુચિના આચાર્ય શા માટે ન માનો?

જેની બાબતમાં તમે વાત કરી તેણે એક સારો બગીચો તો રાખ્યો જ છે ઋતુકાલોદ્ભવ ફૂલોની બહાર પણ તમે તેના બગીચામાં જોઈ છે. તમે જ કહો છો કે કાગળના ફૂલો ઘણા સુન્દર હતા. તો પછી તમે જ બતાવો કે તેણે બિચારાએ અભિરુચિનો દ્રોહ કયા કર્યો? અને તમે કદાચ ન જાણતા હોવ કે તેણે પોતાના શહેરના બધા લોકોને રજા આપી છે કે, જ્યારે ઇચ્છા થાય ત્યારે કોઇ પણ માણસ બગીચામા આવીને બેસી શકે છે. એકાતમા બેસીને ધ્યાનને માટે [અનુ૦ પૃ૦ ૨૯૬]




[જોન બનિયન કૃત 'ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'ને આધારે]

મુકુલભાઈ

ભક્તરાજ આમ હતાશ થઈને ઊભો હતો, એવામાં તેણે જોયું કે લોકોના સમુદાયની પાછળ સ્વર્ગના દૂતો વિમાન લઈને આવ્યા અને વિશ્વાસરાયના પુણ્યાત્માને તેમા બેસાડીને બહુ જ ટૂંકે માર્ગે સ્વર્ગધામમા લઈ જવા ઊપડી ગયા. આ અદ્ભુત દૃશ્ય જોઈને ભક્તરાજ ભગવાનની કૃપાદૃષ્ટિ પોતાને પણ આ આફત માથી બચાવી લેગે એવી શ્રદ્ધા સાથે પોતાની આગળ ઊભી થયેલી કટોકટી સામે હામ ભીડવા તત્પર થયો. પરંતુ એકાએક પેલા લોકો શાંત થઈ ગયા અને તેઓએ ભક્તરાજને જેલમાં પૂરી દીધો અને પછી પોતપોતાને ઘેર જવા તેઓ છૂટા પડયા.

હવે એ બંદીખાનામાં ભક્તરાજે બીજા એક ભક્તજનને પુરાયેલો જોયો. તેનુ નામ આશાપ્રસાદ હતું. તેના મુખ પર આશાનાં કિરણો હતાં. તેને મનમાં અડગ શ્રદ્ધા હતી કે ભગવાન જરૂર તેને આ લોકોના હાથમાથી છૂટો કરશે. અને એક દિવસ જ્યારે એ તુરંગના પહેરેગીરો પોતાની ફરજ બજાવવાને બદલે પ્રમાદી થઈને પડ્યા હતા ત્યારે ભક્તરાજ અને આશાપ્રસાદ બને જણ ત્યાંથી બહાર નીકળીને પોતાને માર્ગે જવા દોટ મૂકીને નાઠા.

તેઓ જ્યારે એ માયાનગરીની બહાર નીકળ્યા ત્યારે એક માણસ એ જ રસ્તે થઈને જતો હતો તે એ લોકોની સાથે થઈ ગયો. તેનું નામ હતું 'તકસાધુ.' ભક્તરાજે તેને પૂછ્યું "કેમ ભાઈ, તમે ક્યાથી આવો છો અને આમ ક્યા જાઓ છો?"

તકસાધુ — હું 'મધુ-ભાષી' નગરીમાંથી આવું છું. અને સ્વર્ગધામ તરફ જાઉં છું.

ભક્તરાજ — 'મધુ-ભાષી' નગરીમાથી તમે આવો છો? ત્યા કશું સારું હોય એવું છે ખરૂ?

તકસાધુ — ક્યાં નહિ?

ભક્તરાજ — તમારુ નામ શું છે?

તકસાધુ — ભાઈ, નામ જાણવાની શી જરૂર? આપણે સૌ એક જ માર્ગે જઈએ છીએ, એટલે તમારી સાથે જવાની મજા પડશે. તમે ન મળ્યા હોત તોય હું એકલો એકલો આગળ ગયો હોત.

ભક્તરાજ — પરંતુ મેં એવું સાંભળ્યું છે કે 'મધુભાષી' નગરી બહુ ધનાઢ્ય છે.

તકસાધુ — સાચી વાત મારે પણ ઘણાં પૈસાદાર સગાઓ છે.

ભક્તરાજ — તમારાં કોણ કોણ સગાં ત્યાં છે?

તકસાધુ — લગભગ બધાં જ શ્રીમંત લોકો મારા સગા થાય. અમારું કુટુંબ ખબ આગળ પડતું છે.

ભક્તરાજ — તમે પરણ્યા છો ખરા?

તકસાધુ — હા, મારી પત્ની પણ ખૂબ

મનુષ્ય છે. આશય વિશ્વનું દર્શન કરતાં કરતાં અથવા મનુષ્યજી-વનનું મનન કરતાં કરતાં કલાકારના મનમાં એક અદમ્ય લિપ્સા, નવું ઉત્પન્ન કરવાની ઉત્કંઠા જાગી ઊઠે છે અને તે કંઈ ને કંઈ નિર્માણ કરે છે; ત્યારે તે કલાકૃતિ કહેવાય છે.

એમાં પણ કુદરતનું કેવળ અનુકરણ કરવું એને ઉચ્ચ કલા માનવામાં આવતી નથી. પક્ષીઓનાં સુંદર ગાન સાંભળીને આબેહૂબ એના જેવો જ અવાજ આપણા ગળામાંથી કાઢવો એ કઈ મામૂલી ખૂબી કે સિદ્ધિ ન કહેવાય. પરંતુ એવા માણસને આપણે કલાકાર નહીં કહીએ. જોઈએ તો આપણે તેને નકલ-નવીસ કહી શકીએ. પરંતુ એ જ માણસ ભિન્ન ભિન્ન પંખીઓના અવાજ શીખીને તેઓના મિશ્રણથી પંખીઓના સંગીતની એક અદ્ભુત સુરાવલિ રચી દે તો આપણે કહી શકીએ કે તે કલાધર છે. કારણ કે તેણે પક્ષીઓના આલાપ લઈને એક નવનિર્મિતિ કરી છે. બગીચામાં માટી-માંથી રસ પીને, સૂર્ય ભગવાનનાં કિરણો પીને, પવનની સાથે આનંદથી ગેલ કરતાં ફૂલોને કઠોર આંગળીઓથી તોડવાં અને ફૂલદાનોની બંદીશાળામાં સુકાવા માટે રાખી દેવાં, એને શું તમે ઉચ્ચ અભિરુચિ માનો છો?

હરણના જેવાં ભોળાં પશુઓની પાછળ દોડીને તેઓને હેરાન કરવાં અને તેઓને મારીને તેઓનાં શીંગડાં પોતાની દીવાલ પર લગાવવાં અને તેઓનાં ચામડાં મેજ પર બિછાવવાં, એને પણ તમે કદાચ ઉચ્ચ અભિરુચિ કહેશો. તો પછી તમે તૈમૂરલંગ જેવા વિજયી વીરને, દુશ્મનનાં માથાં કાપતો જોઈને અથવા સાંભળીને અસ્વસ્થ શા માટે થાઓ છો? તેની પણ એ એક ઉચ્ચ અભિરુચિ ૨૫૬] હતી! તમે જ કહો છો કે દુનિયાનાં બધાં પશુ-પંખીઓ અને ફળ ફૂલોથી ચડિયાતી ક્યાંય પણ બીજી કોઈ સુંદરતા હોતી નથી. મનુષ્યના મુખની બે એવી સુંદર કૃતિઓ એકઠી કરીને એક ઊંચા મીનારમાં જડી દેવામાં આવે તો તમે તેની ઉચ્ચ અભિરુચિની કદર શા માટે નથી કરતા? ફૂલો તોડીને સજાવનારો આદમી, હરણનાં શીંગડાંથી દીવાનખાનું સજાવનારો શિકારી, અને મનુષ્ય-ની મુખાકૃતિઓ – અથવા ચાહો તો શિર કમલ કહો – કોટના મીનારામાં જડનારો તૈમૂરલંગ કે ચંગીઝખાન કે નાદિરશાહ એ બધા એક જ અભિરુચિના ઉપાસક છે.

મનુષ્યનું ખૂન કરીને તેનું માથું મીનારામાં રાખનારો નાદિરશાહ તમારે મન પ્રશંસનીય નથી. અને પથ્થરમાંથી યા સંગેમરમરમાં મનુષ્યની આકૃતિઓ બનાવનાર તમારે મન સંસ્કૃતિનો આચાર્ય કલાગુરુ છે. બગીચાનાં સુંદર ફૂલો તોડીને ફૂલદાન ન સજાવીને કાગળનાં અથવા એવી જ કોઈ ચીજનાં ફૂલો બનાવનારી અને તેને પોતાના ટેબલ પર રાખનારી પરમ કારુણિક રસિક વ્યક્તિને તમે અભિરુચિના આચાર્ય શા માટે ન માનો?

જેની બાબતમાં તમે વાત કરી તેણે એક સારો બગીચો તો રાખ્યો જ છે. ઋતુકાલોદ્-ભવ ફૂલોની બહાર પણ તમે તેના બગીચામાં જોઈ છે. તમે જ કહો છો કે કાગળનાં ફૂલો ઘણાં સુન્દર હતાં. તો પછી તમે જ બતાવો કે તેણે બિચારાએ અભિરુચિનો દ્રોહ ક્યાં કર્યો? અને તમે કદાચ ન જાણતા હોવ કે તેણે પોતાના શહેરના બધા લોકોને રજા આપી છે કે, જ્યારે ઇચ્છા થાય ત્યારે કોઈ પણ માણસ બગીચામાં આવીને બેસી શકે છે. એકાંતમાં બેસીને ધ્યાનને માટે [અનુ૦ પૃ૦ ૨૭૬

વિનોબાજી

એક તત્ત્વજ્ઞાનીને એક વખત લોકોએ જઇને કહ્યુ, " ચાલો મહારાજ, શહેરમા આજે મોટી રોશની છે " તે તત્ત્વજ્ઞાનીએ કહ્યુ ' રોશની એટલે શુ ? એક દીવો, તેની પછી બીજો, તેની પછી ત્રીજો એ પ્રમાણે લાખ, દશ લાખ, કરોડ, જોઈએ તેટલા દીવા છે એમ માનો એ જ તમારી રોશની કે બીજુ કઇ ? મે જોઇ લીધી તમારી રોશની '

ગણિતની શ્રેણીમા ૧+૨+૩ એમ અનત સુધી સરવાળો મુકાય છે સખ્યા વચ્ચે રાખવનુ અતર જાણ્યુ ને સમજાયુ પછી બધી સખ્યા માડી જવાની જરૂર રહેતી નથી તેવી જ રીતે પેલા દીવા એક પછી એક મૂકી દીધા પછી એમા એટલુ બધુ તલ્લીન થઈજવા જેવુ છે શુ?

પણ માણસને એવી જાતના આનદ લેવાનુ ગમે છે તે લીબુ લાવશે, ખાડ લાવશે, બનેને પાણીમા ભેળવશે ને પછી મોમા પાણી લાવી કહેશે, " શુ મજાનુ શરબત છે ? " જીભને ચાખ ચાખ કર્યા વગર બીજો ધધો નથી આને તેમા ભેળવો તેને આમા ભેળવો આવા બધા ભેળ ને મિસળ ખાવામા જ બધુ સુખ !

નાનપણમા એક વાર હુ સિનેમા જોવા ગયો હતો જતી વખતે સાથે ગૂણપાટ લેતો ગયો હતો મારો આશય એ કે ઊઘ આવે તો તેના પર સૂઈ જવુ પછી પડદા પર આખને આજી નાખનારી આગ હુ જોવા લાગ્યો બે ચાર મિનિટ સુધી તે ઝગઝગતી આગના ચિત્રો જોઇ મારી આખો થાકી ગઈ હુ મારી મેળે ગૂણપાટ પાથરીને સૂઈ ગયો ને મે કહ્યુ કે પૂરુ થાય એટલે ઉઠાડજો રાતને પહોરે બહાર ખુલ્લી હવામા આ આભના ચદ્ર ને તારા વગેરે જોવાનુ છોડીને તે શાત સૃષ્ટિમાનો પવિત્ર આનદ છોડીને એ બધિયાર થિયેટરમા આગના ઢીગલા નાચતા જોઇને લોકો તાળીઓ પાડે છે મને પોતાને એ કઈ સમજાતુ નથી

માણસ આટલો નિરાનદ કેમ ? પેલા નિર્જીવ ઢીગલા જોઇ આખરે બિચારો બહુ તો ક્ષણભર આનદ મેળવે છે જીવનમા આનદ નથી એટલે પછી માણસો કૃત્રિમ આનદ શોધતા ફરે છે ! એક વાર અમારી પાડોશમા થાળી વાગવાનો અવાજ શરૂ થયો મે પૂછ્યુ, ' આ થળી શેની વાગી ? " મને કહેવામા આવ્યુ, ' છોકરો આવ્યો ! અલ્યા દુનિયામા તારા એકલાને ત્યા જ છોકરો આવ્યો છે ? પણ છતા થાળી વગાડીને દુનિયાને જાહેર કરે છે કે મારે ત્યા છોકરો આવ્યો ! કૂદે છે, નાચે છે, ગીત ગાય છે ને ગવડાવે છે શા માટે ? તો કહે છોકરો આવ્યો તેથી ! આવો આ નાદાનીનો ખેલ છે આનદનો જાણે કે દુકાળ છે દુકાળમા સપડાયેલા લોકો ક્યાક ભાતના દાણા દીઠા કે ઝડપ મારે છે તેમ છોકરો આવ્યો, સરકસ આવ્યુ, સિનેમા આવ્યો કે આનદ વગર લૂખા ને ભૂખ્યા રહેતા આ લોકો કૂદકા મારી નાચવા મડી પડે છે !

પણ આ ખરો આનદ છે કે ? ગાયનના સૂરના મોજા કાનમા પેસી મગજને ધક્કો આપે છે આખમા રૂપ દાખલ થવાથી મગજને ધક્કો લાગે છે આવા મગજને લાગતા ધક્કાઓમા જ બિચારાએ નો આનદ

ચ્યારાબાપુ

પેસાદારની છોકરી છે અને એમનું કુળ ખાનદાન ગણાય છે પણ ભાઈઓ, તમે નકામી ઝડપ કરો છો જરા ધીમે ધીમે ચાલોને!

ભક્તરાજ—તમે આમ આગળ આવો છો ખરા, પરંતુ અમારી સાથે ચાલવું હોય તો મુશ્કેલીઓનો સામનો કરવાની તૈયારી છે ને? તડકીછાંયડી સહન કરવી પડશે કે?

તકસાધુ—તમે નકામા આમ ઉતાવળા થાઓ છો આપણને તો મુશ્કેલીઓ ન ગમે જ્યાં સુધી આમ સીધેસીધું ચાલ્યા કરતું હોય ત્યાં સુધી આપણે તો આગળ જઈશું. મારે કશી ઉતાવળ નથી તક મળે તો આપણે ઝડપી લઈએ અને આપણું સાચવીને હેમખેમ આગળ જવાનું હોય તો જ જઈએ

ભક્તરાજ—તો પછી તમારી સાથે અમને ન ફાવે આમ કાયર બનીને આગળ ન જવાય. અમે તો ઝડપથી જઈએ છીએ

એમ કહીને ભક્તરાજ અને આશાપ્રસાદ તેને પાછળ મૂકી ઝડપથી આગળ વધ્યા

તેઓ થોડે દૂર ગયા ત્યાં એક નદી આવી તેની બંને બાજુએ હરિયાળું ઘાસ ઊગેલું હતું વળી, નદીમાં સુંદર કમળો ખીલી રહ્યાં હતાં ભક્તરાજ અને આશાપ્રસાદે નદીનું શીતળ જળ પીધું અને થોડી વાર શીળી છાયામાં વિસામો લેતાં તેઓ ઊંઘી ગયા થોડી વાર પછી જાગીને તેઓ થોડે દૂર ગયા એવામાં તેઓનો રસ્તો અને નદી છૂટા પડવા લાગ્યા આવી રમણીય નદીથી દૂર જવાનું ભક્તરાજ તેમ જ તેના સાથીને ગમ્યું નહિ પરંતુ છૂટા પડ્યા વિના છૂટકો ન હતો જરા દૂર જઈને ભક્તરાજે જોયું તો ઘાસના બીડની બાજુમાં થઈને વાડ પસાર થતી હતી અને એ વાડની બીજી બાજુ પર એક કેડી હતી ભક્તરાજે કહ્યું "મિત્ર, આપણે આ કેડીને રસ્તે જ જઈએ એ પણ આપણા માર્ગ તરફ જ જાય છે"

આશાપ્રસાદ—પણ, મને એ બરોબર લાગતું નથી. એ આપણને બીજે ક્યાંક તો ન લઈ જાયને!

ભક્તરાજ—અરે, એવું કંઈ નથી! આ કેડી આ બીડની લગોલગ જ પસાર થાય છે

આશાપ્રસાદ ભક્તરાજનું માનીને એની સાથે વાડ તરફની કેડીને રસ્તે જવા લાગ્યો એ રસ્તો વધારે સુગમ જણાયો એટલે તેઓ ઝડપથી આગળ વધ્યા. એવામાં તેઓએ એક માણસને આગળ જતો જોયો. તેઓએ હાક મારીને તેને ઊભો રાખ્યો અને પછી તને પૂછ્યું 'અરે ભાઈ, તમે ક્યાં જાઓ છો?"

માણસ કહે, 'હું સ્વર્ગધામ તરફ જઉં છું'

એ સાંભળી ભક્તરાજ પોતાના સાથીને કહેવા લાગ્યો "જોયુંને! આપણે સાચે માર્ગે જ છીએ ને?"

પછી તેઓ એ માણસ સાથે આગળ ચાલ્યા પરંતુ એવામાં રાત પડી ગઈ અને બધે અંધારું ફેલાઈ ગયું. તેથી તેઓ એકબીજાને દેખી પણ શકતા ન હતા પેલો માણસ તો આગળ નીકળી જવા ઝડપથી ચાલવા લાગ્યો, પણ એમ કરતાં તે ઊંડા ખાડામાં ગબડી પડ્યો! ભક્તરાજ અને આશાપ્રસાદ એની કારમી ચીસ સાંભળીને ધ્રૂજી ગયા

આશાપ્રસાદે કહ્યું "નક્કી આપણે ખોટે માર્ગે ચડી ગયા છીએ!"

ભક્તરાજને પોતાની ભૂલ સમજાઈ પણ હવે શું થઈ શકે એમ હતું! એટલામાં તોફાન સાથે વરસાદ તૂટી પડ્યો અને વીજળીના પણ ભયંકર કડાકા થવા લાગ્યા માંડ માંડ તેઓ પાછા નદીને કાંઠે આવ્યા પરંતુ નદીમાં તો ભારે પૂર એકાએક ચડી આવ્યું હતું! નદીને ઓળંગવી એ તો બહુ મુશ્કેલ કામ હતું (અનુ૦ પૃ૦ ૨૮૦)

પ્યારાબાપુ

સમાયેલો છે. કોઇ તંબાકુ વાટીને નાકમાં ખોસે છે. કોઈ વળી તેની બીડી મોંમાં ખોસે છે. એ તપકીરનો કે બીડીના ધુમાડાનો આંચકો લાગવાની સાથે એ લોકોને જાણે આનંદની થાપણ મળી જાય છે! બીડીનું ઠૂંઠું મળતાં તેમના આનંદને જાણે સીમા રહેતી નથી. ટૉલ્સ્ટૉય લખે છે, "એ બીડીના કેફમાં તે માણસ સહેજે કોઈનું ખૂન પણ કરશે." એક જાતનો એ નશો જ છે.

આવા આનંદમાં માણસ કેમ તલ્લીન થઈ જાય છે? સાચા આનંદનો તેને પત્તો લાગ્યો નથી તેથી. માણસ પડછાયાથી ભૂલીને તેની પાછળ પડ્યો છે. આજે પંચજ્ઞાનેન્દ્રિયોના આનંદનો જ તે ઉપભોગ કરે છે. જોવાની આંખની ઇંદ્રિય ન હોત તો તે એમ માનત કે દુનિયામાં ઇંદ્રિયોના ચાર જ આનંદ છે. કાલે મંગળના ગ્રહ પરથી છ જ્ઞાનેન્દ્રિયોવાળો માણસ પૃથ્વી પર ઊતરે તો આ પાંચ જ્ઞાનેન્દ્રિયોવાળા દિલગીર થઈને રડતાં રડતાં કહેશે, "અરે! આને સુખ ભલે આપણે કેટલા દૂબળા!"

સૃષ્ટિમાં રહેલો સંપૂર્ણ અર્થ પંચજ્ઞાનેન્દ્રિયોને ક્યાંથી સમજાશે? તેમાયે વળી પસંદગી કરી માણસ બિચારો તેમાં રમમાણ થઇ જાય છે ગધેડાનું ભૂંકેલું કાનમાં પેસે છે તો કહે છે, અશુભ કાનમાં પેઠું! અને તારું દર્શન થવાથી તારું રૂપ જોઇ તે ગધેડાનું કઇ અશુભ થશે ખરું કે નહીં? તને માત્ર નુકસાન થાય છે, તારે લીધે બીજાને નુકસાન નહીં થતું હોય? માની લે છે કે ગધેડાનું ભૂંકેલું અશુભ છે! એક વખત હું વડોદરાની કોલેજમાં હતો ત્યારે યુરોપિયન ગવૈયા આવ્યા હતા. સારા ગાનારા હતા. પોતાની કળા બતાવવામાં કમાલ કરતા હતા. પણ હું ત્યાંથી ક્યારે નાસવાનું મળે તેની વાટ જોતો હતો! તે ગાયન સાંભળવાની મને ટેવ નહોતી, એટલે તેમને મેં નાપાસ કરી નાખ્યા. એ જ રીતે જો આપણા ગવૈયા ત્યાં જાય તો કદાચ ત્યાં નાપાસ થાય. સંગીતથી એકું જણને આનંદ થાય છે ને બીજાને થતો નથી. એટલે એ સાચો આનંદ નથી આ નકલી, છેતરનારો આનંદ છે. ખરા આનંદનું દર્શન નથી થયું ત્યાં સુધી આપણે એ છેતરનારા આનંદ પર ઝોલાં ખાતા રહીશું. સાચું દૂધ મળ્યું નહોતું ત્યાં સુધી અશ્વત્થામા પાણીમાં ભેળવેલો લોટ દૂધ સમજીને પી જતો. તે જ પ્રમાણે સચું સ્વરૂપ તમે સમજશો, તેનો આનંદ એક વાર ચાખશો એટલે પછી બીજું બધું ફીકું લાગશે.

એ ખરા આનંદને શોધી કાઢવાનો ભક્તિ ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે. એ રસ્તે આગળ જતાં જતાં પરમેશ્વરી રૂશળતા સમજાશે. તે દિવ્ય કલ્પના આવ્યા પછી બાકીની બીજી બધી કલ્પનાઓ આપોઆપ ઓસરી જશે. પછી ક્ષુદ્ર આકર્ષણ રહેશે નહીં. પછી જગતમાં એક જ આનંદ ભરેલો દેખાશે. મીઠાઈની સેંકડો દુકાનો હોય છતાં મીઠાશનો પ્રકાર એકનો એક જ હોય છે. જ્યાં લગી સાચી વસ્તુ મળી નથી ત્યાં સુધી આપણે ચંચળ ચકલાંની માફક એક દાણો અહીંથી ખાશું, એક ત્યાંથી ખાશું ને એમ ને એમ કરતા રહીશું. વહેલી સવારે હું તુલસી-રામાયણ વાંચતો હતો. દીવાની પાસે જીવડાં એકઠાં થયાં હતાં. ત્યાં પેલી પરવાળી આવી. મારા રામાયણનું તેને શું? જીવડાં જોઈ તેના આનંદનો પાર નહોતો. તે જીવડું ઝડપી લેવા જતી હતી ત્યાં મેં જરા હાથ હલાવ્યો એટલે તે જતી રહી. પણ તેનું [અનુ૦ પૃ૦ ૨૭૬]

પ્યારાંબાપુ

# અહંકાર

મહાસતી ઉજ્જ્વળકુંવરજી

એક વાર નારદજી કોઈ એક જંગલમાં ફરી રહ્યા હતા ત્યાં તેમણે એક તપસ્વી જોયો. તપસ્વીએ નારદજીને નમસ્કાર કર્યા અને પૂછ્યું, 'આપ ક્યાં જઈ રહ્યા છો?'

નારદજીએ કહ્યું, 'બ્રહ્મલોકમાં.'

તપસ્વીએ કહ્યું 'ત્યારે આપ જરા બ્રહ્માજીને પૂછતા આવશો કે મને મુક્તિ ક્યારે મળશે?'

નારદજી બ્રહ્મલોકમાં પહોંચ્યા અને તપસ્વીનો સવાલ બ્રહ્માજીને પૂછ્યો. બ્રહ્માજીએ ચોપડા બતાવતાં કહ્યું, 'આ ચોપડા તપાસો, તેમાંથી તમારા પ્રશ્નનો જવાબ મળી આવશે. જ્યાં તે તપસ્વીનું નામ હશે ત્યાં તેની મુક્તિ વિષે પણ લખેલું હશે.'

નારદજીએ આખો ચોપડો ફેરવી નાખ્યો પરંતુ તેમાં ક્યાંય તપસ્વીનું નામ જોવામાં આવ્યું નહીં. આખરે બ્રહ્માજીએ કહ્યું, 'તે તપસ્યા કરે છે પરંતુ તેનો અહંકાર હજુ નાશ પામ્યો નથી માટે તેને મોક્ષ મળી શકશે નહીં.'

નારદજી પાછા ફર્યા ત્યારે તે જંગલમાં ગયા અને તપસ્વીને વાત કરી, 'ભાઈ, મેં બધા ચોપડા ફેરવી જોયા, પરંતુ તેમાં ક્યાંય પણ તમારું નામ જોવામાં આવ્યું નહીં.'

તપસ્વીએ કહ્યું, 'તે બધા ચોપડા જૂઠા છે. મારા જેવા તપસ્વીનું નામ પણ તેમાં નહીં! તમારે તેનું કારણ તો પૂછવું હતું ને?'

નારદજીએ સવાલનો જવાબ આપતાં કહ્યું, 'તેમણે ખુલાસો કરતાં કહ્યું છે કે તે તપસ્યા કરે છે પરંતુ તેનો અહંકાર હજુ નાશ નથી પામ્યો, એટલે તેને મુક્તિ મળી શકશે નહીં.'

તપસ્વીને પોતાની ખરી પરિસ્થિતિનું ભાન થયું. એકરાર કરતાં તેણે કહ્યું, 'નારદજી, વાત તો ખરી છે. હું અહંકાર તો કરું જ છું. હવે હું અહંકાર નહીં કરું.'

એટલામાં એક વિમાન આકાશમાંથી ઊતર્યું અને તપસ્વી પાસે આવીને ઊભું રહ્યું. નારદજીએ કહ્યું, 'આ વિમાન શા માટે આવ્યું છે?'

વિમાન ચલાવનાર દેવે કહ્યું, 'આ તપસ્વીને સ્વર્ગમાં લઈ જવા માટે.'

નારદજીએ આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યું, 'હજુ હું હમણાં જ બ્રહ્માજીને મળી આવું છું. તેમના ચોપડા જોતાં, આ તપસ્વીનું તેમાં ક્યાંય નામ પણ હતું નહીં. ત્યારે આ વિમાન કેમ આવ્યું? બ્રહ્માજીના રાજ્યમાં પણ અંધારું લાગે છે.'

વિમાન ચલાવનારે ખુલાસો કરતાં કહ્યું, 'તમો આવ્યા ત્યાં સુધી તેનું નામ ન હતું એ વાત ખરી છે. પરંતુ તેનું કારણ તપસ્વીજીનો અહંકાર હતો. તપસ્વીજીનો અહંકાર દૂર થાય તેટલી જ વાર વિમાન આવવાને હતી.'

આ સાંભળીને નારદજીના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. કહેવાનું તાત્પર્ય એ છે કે—આ કથાનો એટલો જ સાર લેવાનો છે કે અહંકાર વિનાના બનીને કરાયેલું તપ ફલદાયી બને છે.

---

મીઠું જીભ અને ખપ પૂરતું બોલવાની ટેવ પાડવી. નકામો વખત બગાડવો નહિ. હમેશા ઘસાઈ છૂટવાની વૃત્તિ રાખવી. કોઈ આપણે માટે ઘસાય એવી ઇચ્છા કદાપિ કરવી નહિ.

—રવિશંકર મહારાજ

બબલભાઈ મહેતા

### આત્મ શોધન

માણસને જે કામ કરવાનું હોય છે તે કરતા કરતા વચ્ચે વચ્ચે આડા અવળા ચીલા આવે છે આથી મૂળ કાર્ય રહી જાય છે, અને પાછળથી પસ્તાવો થાય છે એટલે માણસે તટસ્થપણે કામને તપાસતા રહેવું જોઈએ

વિનોબાજી કહે છે કે માણસ ગમે તેટલી પ્રવૃત્તિઓ કરતો હોય પણ આખા દિવસમા પાચ મિનિટ પણ એવું એ પ્રવૃત્તિઓથી પર રહી તટસ્થપણે આત્મ શોધન કરવુ જોઈએ

ઉપાડેલી પ્રવૃત્તિમા આગળ વધાય છે કે નહીં? આગળ વધાય છે તો એના સાધનોની શુદ્ધિ સચવાય છે કે નહિ? વગેરે વગેરે વિચારવુ જોઈએ આવી પાચ મિનિટ તટસ્થભાવે વિચારવાની રીતથી ખોટે માર્ગે ચડી જવાયુ હોય તો સીધે માર્ગે જવાય છે ભૂલ થઈ હોય તો તરત જ સુધારો થાય છે

વિનોબાજીનો આ વિચાર ખૂબ ધ્યાનમા રાખવા જેવો છે આમ કરવાથી પ્રવૃત્તિના તાવમાથી બચી જઈએ છીએ

જેટલી ઈશ્વર ઉપરની શ્રદ્ધાની જરૂર છે તેટલી જ આત્મશોધનની જરૂર છે આત્મ વિકાસમા માનનાર દરેક વ્યક્તિએ આ ઢબે વિચારવું જોઈએ

સમાજ વ્યક્તિઓમાથી બનેલો છે એટલે જેટલો વ્યક્તિઓનો વિકાસ થાય એટલો જ સમાજનો વિકાસ થાય વ્યક્તિ વિકાસ અને સમાજ-વિકાસનો મેળ મળવો જોઈએ

### પ્રાર્થના

પ્રાર્થનામા કેટલાક શ્લોક કે ભજન બોલીએ છીએ તે શક્તિ આપે છે, કેમકે એ રચનાર સાધક હોય છે એમા અનુભવોનુ નવનીત હોય છે કેટલીક વખતે અર્થ ન સમજતા હોઈએ છતા અવાજમાથી પ્રેરણા મળે છે, પણ અર્થ બરાબર સમજીએ તો વિશેષ બળ મળે છે દરેક ભજનનો અર્થ સમજવો જોઈએ

ગાધીજીનો આગ્રહ હતો કે પ્રાર્થના તો સસ્કૃતમા જ કરવી સસ્કૃત ભાષા પવિત્ર છે આ વિચારમા એમણે ધીમે ધીમે સુધારો કર્યો સમજ્યા સિવાય પ્રાર્થના કરવાથી કઈ ફાયદો નથી, એટલે સસ્કૃતનો અર્થ સમજી લેવો જોઈએ અથવા સમજી શકાય તેવી ભાષામા પ્રાર્થના કરવી જોઈએ આ એમનો છેવટનો વિચાર હતો આજે પ્રાર્થના દરેક પ્રાતે જુદી જુદી થાય છે આથી અનેક રગ ઊભા થયા છે ઘણા પ્રાતના ભેગા થાય છે ત્યારે મુશ્કેલી પણ ઊભી થાય છે પ્રાર્થના સામુદાયિક સસ્કૃત ભાષામા જ થતી હોય તો બધા પ્રાતવાળા બોલી શકે

પ્રાર્થનામા સૂર પણ એક જોઈએ, નહિ તો એ કાનને ખટકવો જોઈએ પ્રાર્થના સમજણપૂર્વક થાય તો આપણે બોલ્યા એને અને આપણા વર્તનને કેટલો સબધ છે એવો પ્રશ્ન પણ આપણા મનમા ઊઠશે

(નોધ ભરતભાઈ મહેતા)

નાવ પાણીની ઉપર જ રહે છે પરતુ પાણી જો નાવની અદર આવવા લાગે તો નાવ બૂડી જશે ગૃહસ્થ ઈશ્વરભક્તની પણ એ જ સ્થિતિ છે સસારના વહેવારોની વચ્ચે રહેતા હોવા છતા મન પર દુનિયાદારીની ચિતાનો અધિકાર જામવા દેવો જોઈએ નહિ નહી તો આપણે તેમા જ બૂડી જઈશુ

— રામકૃષ્ણ પરમહસ



## વિરહભાવ........................................................................

ગુરુદયાલ મલ્લિકજી

પ્રભુએ આ જગત શા માટે સર્જ્યું હશે, એ કોણ કહી શકે છે? કારણ કે જ્યારે એણે જગતનું સર્જન કર્યું, ત્યારે એના સૃષ્ટિ–સર્જનનો કોઈ સાક્ષી ત્યાં હાજર ન હતો. માણસનો જન્મ તો સૃષ્ટિના જન્મ પછી થયો.

પણ કોઇ કોઇ વાર માણસને–જે કલ્પનાઓનું એક પૂતળું છે–એમ જરૂર લાગે છે કે, કદાચ પ્રભુને પોતાના હૃદયમાં જે પ્રેમની વૃત્તિ હતી, તેનો વિકાસ કેવી રીતે થાય છે, તે જાણવાની ઇચ્છા હતી. એ પોતે તો સ્વયંભૂ છે, એના ગુણો પણ તેવી રીતે સ્વયંભૂ છે. પ્રેમના વિકાસની પદ્ધતિ જાણવા માટે જ તેણે જગત અને માણસનું સર્જન કર્યું.

પ્રભુએ જ્યારે માણસને સર્જ્યો ત્યારે એમાં તેણે એક વિશેષ રીતે પોતાનો અંશ નાખ્યો. તેથી એના હૈયામાં વિરહભાવ જાગ્યો, જેમ માણસના હૃદયમાં, જ્યારે એ પોતાના પ્રભુ, પિતાથી જુદો થયો ત્યારે જાગ્યો. ત્યારથી જીવન અને જગત એક જાતનો વિરહ–વેદ રચી રહ્યાં છે.

વિરહની અવસ્થામાં દુઃખ તો લાગે છે, પણ એ દુઃખ એક અજબ આનંદ અને તદાત્મીયતા તરફ માણસને લઈ જાય છે જ્યાં જે કંઈ એણે બાહ્યદૃષ્ટિથી અથવા અંતરદૃષ્ટિથી જોયું છે તેને એક કલાકાર કે કવિ રંગરૂપબદ્ધ કે છંદબદ્ધ કરવા જાય છે, ત્યારે જે પ્રેરણા અંદરથી એને મળે છે તેના મૂળમાં એક જાતનો વિરહભાવ હોય છે. જે એણે દીઠું છે, સાંભળ્યું છે, તેને એ ફરીથી અનુભવવા ઇચ્છે છે. તેથી જ તો વિરહભાવ એની કૃતિમાં રંગ અને છંદ પૂરે છે. એટલે જ તો દરેક સાચી કૃતિમાં પહેલાં તો સર્જકના દિલમાં તદાત્મીયતા ઉદ્ભવે છે અને પછી જુદાઈનો ભાવ.

તો પછી ટૂંકમાં એમ કહી શકાય કે, સર્જનમાં—પ્રભુના, પ્રકૃતિના કે માણસના—બે ભાવ પ્રબળ હોય છે: એક મિલનનો

ભાવ અને બીજો વિરહનો ભાવ. જેમ એક ઇંદ્રધનુષની સુંદરતા અને સાકારપણાનું કારણ તડકો તેમ જ વરસાદનો સંપર્ક અથવા સંયોગ છે.

(અંગ્રેજી 'ગીતાંજલિ' કાવ્ય ૮૮)

હેરું અહરહ વિરહ તમારો ભુવન ભુવનમાં રાજે હે,
કૈંક રૂપ ધરી કાનનભૂધર સાગરગગને સાજે હે.
તારે તારે રાત ગગને
ઊભે નીરવ અનિમિષ નયને,
પલ્લવદલ પર શ્રવણુ ધારે વિરહ તમારો બાજે હે.
ઘરઘર દુઃખ મહીં દેખાતો,
એ તવ વિરહ ગભીરો થાતો,
પ્રેમે પ્રેમે, સહુ ઇચ્છાએ, સુખદુખમા ને કાજે હે.
જીવન સકલ ઉદાસ કરીને,
ગીતોમાં સુરરૂપ ઝરીને,
તારો વિરહ રહ્યો છે નિઝરી આ મુજ અંતર માંહે હે.

[અનુ૦ નગીનદાસ પારેખ]

# સરદારશ્રીની વાણી

તમારો જો નિશ્ચય હશે તો કોઇ તમારી પ્રગતિ રોકી નહીં શકે.

× × ×

આપણું ધ્યેય શુદ્ધ હોય ત્યારે આપણી ત્રુટીઓ સુધારવાને આપણે હમેશાં પ્રયત્ન કરવો જોઇએ.

× × ×

આ દુનિયામાં સત્તાની પાછળ પડેલો મોટામાં મોટો રોગ કોઈ હોય તો તે ખુશામત છે.

× × ×

લોકજાગૃતિ થોડા માણસોના ભારે ભોગથી થાય છે.

× × ×

બીજા કોઈને દુ ખી કર્યા સિવાય આપણે જેટલું વધારે દુઃખ વેઠીએ તેટલી આપણી સિદ્ધિ વહેલી છે. એટલે તમે કોઈ ઉપર વેર નહીં રાખજો, કોઈ ઉપર રોષ ન કરશો.

× × ×

પા ાં તરનાર બૂડે છે ખરા અને કિનારે ઊભેલા બૂડતા નથી એ સાચું; પણ એવાઓ તરતા પણ નથી શીખતા.

× × ×

માણસમાં અનેક ઇન્દ્રિઓનું જ્ઞાન છે. જાનવરને એક જ ઇન્દ્રિયનું જ્ઞાન છે. જે પોતાની આંખમાં મેલ નથી રાખતો, કુદૃષ્ટિ નથી કરતો, જેણે સંયમ કર્યો છે એનો આત્મા છેવટે ઇશ્વરમાં ભળી જાય છે.

× × ×

જાગ્રત અવસ્થામાં આંવીએ છીએ ત્યારે સ્વપ્નાં જૂઠાં લાગે છે.

× × ×

જેમ પાડોશી મરે અને આપણે સ્વર્ગમાં ન જઈ શકીએ એવું જ સ્વતંત્રતાનું છે સ્વતંત્રતા જો આપણે જોઈતી હોય તો આપણે આપણા પગ ઉપર ઊભા રહેવું જોઇએ.

× × ×

સામે થયા વિના માર સહન કરે તો તેમાંથી ઇશ્વરભાવ પેદા થાય છે. આ જ સત્યાગ્રહનું રહસ્ય છે.

× × ×

કુદરતે માણસમાં ચેતનનો છાંટો નાખેલો હોય છે. તેનો વિકાસ કરે તો માણસ પ્રગતિ સાધી શકે છે.

× × ×

જેનું શરીર કેળવાય છે તેનું મગજ પણ સાથેસાથ ખીલે છે. બુદ્ધિનો એકલો વિલાસ નકામો છે. તેથી જગતને ફાયદો નથી બુદ્ધિ સાથે શારીરિક શ્રમ માટેનો પ્રેમ ખીલવો જોઇએ.

(ચાલુ)

પ્યારાબાપુ



ચિ રતીલાલ,
તારો કાગળ જોઈ
આનંદ થયો. મેં તો
તને કહ્યું જ છે કે
ઈશ્વર તારી સંભાળ
રાખે છે ચોરી થઈ
તેની ફિકર નહિં એ
માલ ફરી વસાવવો જ
નહિં. આપણી પાસે
વધારે હોય ત્યારે
ચોરી પણ થાય
૧૩ ૧૧/૩૨ બાપુ

[ બાપુજી કેટલીક વાર બહુ થોડા શબ્દોમાં જીવન-ઘડતરમાં સહાયરૂપ થાય એવો ઉપદેશ આપતા. આ વખતના પત્રમાં અપરિગ્રહ મનની સંતોષમાં પરોક્ષ રીતે સમજ આપી છે. ]

ચિ૦ રતીલાલ,

તારો કાગળ જોઈ આનંદ થયો. મેં તો તને કહ્યું જ છે કે ઈશ્વર તારી સંભાળ રાખે છે. ચોરી થઈ તેની ફિકર નહીં. એ માલ ફરી વસાવવો જ નહિ. આપણી પાસે વધારે હોય ત્યારે ચોરી પણ થાય.

બાપુ

૧૩-૧૧-૩૨

# ઈસ્લામી પ્રાર્થના

## ઈસ્માઈલભાઈ નાગોરી

આપણી પાસે સંસ્કૃતમાં જેમ એક સુંદર પ્રાર્થના છે: 'તમસો મા જ્યોતિર્ગમય।' તેમ અરબીમા પણ એવી જ એક પ્રાર્થના છે: "રબ્બના અખ્રિજના મિનઝ્ઝોલોમાતે એલન્ નૂર"— હે વિશ્વવિધાતા અમને અંધકારોમાંથી પ્રકાશ તરફ લઈ જા. આ જ અભિપ્સા આપણે 'Lead Kindly Light' એ અંગ્રેજી ભજનમાં જોઈએ છીએ કુરઆન આપણા બધા ધર્મગ્રંથોની કાવ્યાત્મક ભાષામાં કહે છે: "અલ્લાહો નુરૂસ્સમાવાતે વલ્ અર્દ."—પરમેશ્વર પૃથ્વી અને બ્રહ્માંડનો પ્રકાશ છે —ને એ જ પ્રકાશ તરફની ઝંખના વ્યક્ત કરે છે. ઊગતા બીજનો અંકુર જેમ જમીન સોંસરો માર્ગ કાઢે છે, સાગનો સારો જંગલમાં વૃક્ષોના ઝૂંડથી ઊંચે વધી જેમ અજવાળાં માટે આકાશ તરફ ટોચ કાઢે છે, તેમ માનવમાત્રને આપણે જાણ્યેઅજાણ્યે, થોડાઘણા પ્રમાણમાં, મંદ કે તીવ્ર ભાવે આવી તલબ, આવી તડપ, આવી તાલાવેલી ને તૃષા અનુભવતા જોઈએ છીએ. અવિકસિત સ્થિતિમાંથી વિકસિત સ્થિતિમાં જવા, અપૂર્ણતામાંથી પૂર્ણતા તરફ પ્રયાણ કરવા, લઘુતામાંથી પ્રભુતામાં પ્રવેશવા આપણું હૃદય તલપાપડ થતું હોય છે. ઈનસાનના દિલની આ તમન્નાને કવિવર ટાગોરે "અંતર મમ વિકસિત કરો, અંતરતર હે" એ ભજનમાં રજૂ કરી છે. તુલસી, મીરાં, સૂર, કબીરનાં ભજનોમાં જ નહીં પણ દેશદેશના, કાળેકાળના, કોમેકોમના ભક્તજનોના અંતરના ઉદ્ગારોમાં એ જ અવાજ સંભળાય છે—એ જ આત્મસાક્ષાત્કાર તરફ આગળ ને આગળ જવાની મહેચ્છા વ્યક્ત થતી હોય છે

શાંતિ ને જ્યોતિની આ શોધમાં સાધક પોતાના મનની કામનાઓ છોડી ઈશ્વરેચ્છા પર અવલંબન રાખતો થાય છે ને પ્રાર્થના કરે છે કે "રબ્બના આતેના ફિદ્ દુનિયા હસનતઉં વફિલ આખિર તે હસનતઉં વકેના અઝાબન્ નાર"—હે વિશ્વાધાર, આ દુનિયામાં ને આ પછીના જીવનમાં જે કલ્યાણકારી હોય એ આપ અને અમને (કામ,ક્રોધ, વગેરેની) અગ્નિ-વેદનાથી બચાવ.

પ્રાર્થનાનું સ્થાન જીવનમાં અરબ પિતામહ હ૦ ઈબ્રાહીમ—Abraham—કેવું સમજે છે તે એમની એક પ્રાર્થનાથી સમજાશે: "હે વિશ્વેશ્વર! પ્રાર્થનાને સદાય જીવંત રાખનાર મને બનાવ અને મારી પ્રજામાંથી પણ એવા જ બનાવ—આટલી અભ્યર્થના સ્વીકાર." પયગમ્બર સાહેબ કહેતા કે, "પ્રાર્થના એ એવું ઝરણું છે કે જે આપણને બાળક જેવા વિમલ બનાવે છે." પ્રાર્થના ન હોત તો ઘોડિયાથી તે ઘોર સુધીની ઘાડદોડમાં માણસ આખો મીંચીને દોડ્યે જાત—રામ કે વિરામ કાંઈ ન રહેત પ્રાર્થના ને સદાચાર પોતાનામાં જ નહીં પણ પોતાની પ્રજામાં પણ કાયમ રહે એવી બીજી પ્રાર્થના કરતા એક પુરાતન કુટુંબના વડા માગે છે કે: "હે વિશ્વનાથ, અમારી વહુવારુઓમાં ને પ્રજામાં અમારી આંખોને ઠારનારાં આપ. અને અમને વિવેકીઓમાં, સદાચારીઓમાં અગ્રગામી કર."

કુરઆનમાં પયગમ્બરને સંબોધી કહેવામાં આવ્યું છે કે—"મારી પ્રાર્થના, મારું બલિદાન, મારું જીવન, મારું મૃત્યુ વિશ્વોના પાલકપોષક પ્રભુ માટે છે." એવી જ મતલબની બીજી પ્રાર્થના છે કે, "હે પૃથ્વી અને સૃષ્ટિઓના મૂળરૂપ સ્વામી! તું જ મારો મિત્ર છે. મારું સર્વસ્વ તને અર્પણ કરી દીધું હોય એ સ્થિતિમાં મને મૃત્યુ દેજે અને સુંદર જીવન જીવનારાઓ સાથે મને જોડજે." (ચાલુ)

# ભગવાનનો જાદુ

પદ્મનાભ શ્રી. જૈની

એક સમયે ભગવાન બુદ્ધ વશાલીમા મહાવન મા વિહાર કરતા હતા, ત્યારે લિચ્છવિ કુળને ભદ્રિયકુમાર ભગવાન પાસે જઇને નમને અભિવાદન કરી એક બાજુ પર બેઠો પછી ભદ્રિયકુમારે ભગવાનને પૂછ્યુ "



"ભન્તે! મેં સાભળ્યુ છે કે, આપ ભગવાન શ્રમણ ગૌતમ માયાવી એટલે જાદુગર છો. શ્રમણ ગૌતમ પાસે આવર્તની નામની એક મત્રવિદ્યા છે એ જાદુ વડે બીજા ધર્મના અનુયાયીઓને મોહિત કરીને તેઓને ધર્માંતર કરાવી બૌદ્ધ બનાવો છો શુ ભન્તે! જેઓ આપને વિષે આમ કહે છે તેઓ સત્યભાષી છે ખરા? તેઓ ભગવાન ઉપર અસત્યનુ આરોપણ તો નથી કરતા ને? શું તેઓ જેવું છે તેવુ કહે છે? ભન્તે! સહધર્મીઓ વચ્ચે આવો પ્રશ્ન કરવો અમજન મનાય છે. હુ આપની બાબતમા સત્ય જાણવા માગું છુ એટલે ભન્તે! આવો પ્રશ્ન મે કર્યો છે"

એ સાભળી ભગવાન શાત ધીર અવાજે મૃદુવાણી બોલ્યા –

"હે ભદ્રિય! અહીં કેવળ સાભળવા પરથી, કેવળ 'પરપરા'થી, કેવળ 'એમ હશે' એવી ભાવનાથી, કેવળ ધર્મગ્રથોમાં કહ્યુ છે એટલા પરથી, કેવળ તર્ક અને ધારણાપુ હેતુથી, કેવળ ન્યાય અને નીતિશાસ્ત્રમાં એવુ કે એટલા સારુ, કેવળ કારણોના અભ્યાસથી, કેવળ મિથ્યાદૃષ્ટિઓને પણ સહન કરી લેવાની વૃત્તિથી, કેવળ અમુક વ્યક્તિ ભવ્ય લાગે છે એટલા પરથી, કેવળ અમારા આ શ્રમણ અમને ગૌરવને સ્થાને છે એટલાથી તમે દોરાઈ જતા નહી. પણ હે ભદ્રિય! જ્યારે તમે પોતે જ પોતાના વિવેકથી જાણશો કે આ ધર્મો અકુશલ છે અને આ ધર્મો કુશલ છે, આ ક્રિયાઓ પાપમય છે અને આ ક્રિયાઓ નિષ્પાપ છે, આ કૃત્યો વિદ્વાનોથી ગર્હિત છે અને આ કૃત્યો વદિત છે, આ આચારોથી અહિત તેમ જ દુખ થશે અને આ આચરોથી હિત તેમ જ સુખ મળશે, ત્યારે હે ભદ્રિય! આવા અહિતકારી ધર્મોનો, કૃત્યોનો, આચારોનો ત્યાગ કરજો

"ત્યારે તને શુ લાગે છે, ભદ્રિય! લોભ જે સમયે મનુષ્યમા ઉત્પન્ન થાય છે ત્યારે શુ એ લોભ હિત માટે કે અહિત માટે ઉત્પન્ન થાય છે?"

"અહિત માટે ભન્તે!"

"અને લુબ્ધ થઈને, હે ભદ્રિય! લોભથી અંધ થઈને મનુષ્ય હિંસા પણ કરે, પરસ્ત્રીગમન પણ કરે, જૂઠું પણ બોલે કે

બીજું એવું જ કૃત્ય કરે તેથી એને શું દીર્ઘકાલ સુધી અહિત થશે કે હિત ?"

"અહિત થશે, ભન્તે !"

"તેવી જ રીતે, હે ભદ્દિય! મોહદ્વેષને વશ થઈને જે કૃત્ય થાય છે તે અહિત માટે કે હિત માટે ?"

"અહિત માટે, ભન્તે !"

"આવાં કૃત્યો સજ્જનોથી ગર્હિત છે કે વર્ણિત છે ?"

"ગર્હિત છે ભન્તે !"

"અને આવાં કૃત્યો જે કરતો નથી, જે વીતલોભ, વીતદ્વેષ, વીતમોહ છે તે અહિત માટે કે હિત માટે ?"

"હિત માટે, ભન્તે !"

"ત્યારે ભદ્દિય! જે તને હિતકારી લાગે છે, કુશલ લાગે છે, મંગલ લાગે છે, તે જ હું તને કરવા કહું છું; આવો જાદુ મારી પાસે છે !"

"ભન્તે, આપની આ માયા કલ્યાણકારી છે." એમ કહી તેણે ભગવાનને પ્રણામ કર્યા.

સબ્બ પાપસ્સ અકરણં। (કોઈ પાપ ન કરવું.)
કુસલસ્સ ઉપસમ્પદા। (કુશલ કર્મો કરવાં.)
એતં બુદ્ધાન સાસનં। (આવું બુદ્ધનું શાસન છે.)

## અધિકારીએ શાનો વિચાર કરવો જોઈએ ?

એક વાર ચીન દેશના મહાન ફિલસૂફ મેન્શિયસ લીઆંગ પ્રદેશના રાજાને મળવા ગયા હતા. રાજાએ કહ્યું: "આચાર્યશ્રી, આપ ઘણે દૂરથી અહીં પધાર્યા છો. માટે અમારા રાજ્યને ફાયદો થાય એવું કંઈક કહો."

ફિલસૂફ મેન્શિયસ બોલ્યા: "રાજાજી, તમે 'ફાયદો' શબ્દ શા સારુ વાપર્યો? તમારે તો એમ કહેવું જોઈએ કે, 'રાજ્યને કલ્યાણકારી અને સચ્ચાઈભર્યું કશુંક કહો.' કારણ કે મારી પાસે એવી જ વાતો હોય."

થોડી વાર જરા અટકીને પછી મેન્શિયસ કહેવા લાગ્યા: "જો રાજા એમ કહે કે, 'રાજ્યને ફાયદો થાય એ માટે શું કરવું જોઈએ ?' તો મોટા અધિકારીઓ કહેશે, 'અમારાં કુટુંબને ફાયદો થાય એ સારુ શું કરવું જોઈએ ?' અને નાના અધિકારીઓ કહેશે કે, 'અમારાં ઘરને ફાયદો થાય એ માટે શું કરવું જોઈએ ?' મોટા તેમ જ નાના ત્યાર પછી એક બીજા પાસેથી પોતાને ફાયદો થાય એવું લઈ લેવા લૂંટાલૂંટ શરૂ કરી દે અને આમ રાજ્ય ભયમાં આવી પડે. દશ હજાર રથવાળા રાજ્યમાં રાજાનું ખૂન કરનાર એક હજાર રથવાળો ઉમરાવ હશે; એક હજાર રથવાળા રાજ્યના અધિકારીનું ખૂન કરનાર સો રથવાળો માણસ હશે. દશ હજારની સંખ્યામાં હજાર અને એક હજારની સંખ્યામાં સો એ કંઈ બહુ નાનીસૂની સંખ્યા તો ન જ કહેવાય. પરંતુ જો સચ્ચાઈને છેવટે મૂકવામાં આવે અને 'ફાયદા'ને પહેલું સ્થાન આપવામાં આવે, તો બધું જ ઝૂંટવી લેવામાં, પોતાની માલિકીનું કરવામાં બધા મંડી પડે અને બધું મેળવ્યા વિના તેઓને કદી સંતોષ થાય નહીં.

"જે માણસ પોતાનાં માતાપિતાની અવગણના કરે છે તે કદી કલ્યાણકારી બની શકતો નથી; જે માણસ રાજ્યનો સારાસારનો વિચાર કરતા નથી સચ્ચાઈભર્યું વર્તન કરી શકતો નથી.

"એ જ રીતે રાજ્યાધિકારીએ પણ રાજ્યને જે કંઈ 'કલ્યાણકારી અને સચ્ચાઈભર્યું' હોય એનો જ વિચાર કરવો જોઈએ, 'ફાયદા'ની વાત ન કરવી જોઈએ." — મુકુલભાઈ



# બાપુજીની મીઠી વાતો - ૮

મહાત્માજીની પ્રત્યેક વાત હેતુપૂર્વક હોય તેમના પહેરવેશમા થયેલા ફેરફારો જોઇએ તો તેમના જીવનમા આવેલી ક્રાતિનો ખ્યાલ આવી શકે તેઓ બેરિસ્ટર હતા ત્યારે તેમનો પોશાક પૂરેપૂરો યુરોપિયન ઢબનો હતો પછી તે જતો રહ્યો આફ્રિકામા સત્યાગ્રહી પેશાક હતો. હિન્દુસ્તાનમા આવ્યા ત્યારે કાઠિયાવાડી પાઘડી, ધોતી એવો હતો પરતુ એક ફેટામાથી કેટલીય ટોપી બની શકે એ જોઈને તેઓ ટોપી – ગાધી ટોપી – પહેરવા લાગ્યા ત્યાર પછી ખાદી, ટોપી, એનોયે ત્યાગ કરીને ફક્ત એક પચિયુ પહેરીને જ આ મહાપુરુષ રહેવા લાગ્યા અને પચિયુ પહેરીને જ તેઓ સમ્રાટને લડનમા મળ્યા અને ચર્ચિલ તે વખતે ચિડાયો ગરીબમા ગરીબની સાથે એકરૂપ થવા માટે મહાત્માજીનો આત્મા તડફડતો હતો

એક વાર એક શાળાની મુલાકાતે ગાધીજી ગયા હતા હાસ્યવિનોદ ચાલી રહ્યો હતો એક છોકરો કઈક બોલ્યો. માસ્તરે ગુસ્સામા સાને ગુરુજી તે છોકરા તરફ જોયુ મહાત્માજી તેની પાસે ગયા અને બોલ્યા

‘ તે મને હાક મારી ? તારે શુ કહેવુ છે ? કહે જરાયે ગભરાતો નહિ ”

“તમે ખાદી શા માટે પહેરતા નથી ? હુ મારી માને કહુ કે ? તે ખાદી સીવી આપશે તમે તે પહેરશો કે ? મારી માના હાથની ખાદી તમે પહેરશો કે ?”

“હા, પણ એક શરતે હુ એકલો નથી ’

“ પછી તમને કેટલા જોઇએ ? મારી મા તમને બે સીવી આપશે ”

“ મારે ૪૦ કરોડ ભાઇઓ છે ચાલીસ કરોડના અગ પર વસ્ત્ર આવે ત્યારે મને પણ ખાદી ચાલશે તારી મા ૪૦ કરોડ ખાદી સીવી આપશે કે ?’

મહાત્માજીએ છોકરાની પીઠ થાબડી પછી તે ચાલ્યા ગયા ગુરુજી અને વિદ્યાર્થીઓ રાષ્ટ્રમાના દરિદ્રનારાયણને આખ સામે લાવીને ગભીર બની ગયા ગાધીજી રાષ્ટ્ર સાથે એકરૂપ થઇ ગયા હતા તેઓ રાષ્ટ્રની માવડી હતા



# ત્રિવેણી સંગમ

મકાનકાનાં પૃ૦ ૬૦



(૪૪)

પરોડા જેલમા રવિવારે બાપુ બપોરે ત્રણ વાગે મૌન લેતા હતા એટલા માટે કે કોઇ અમલદારને મળવુ કરવુ હોય તો રવિ અને સોમ બને દિવસે અમુક સમય તો દિવસના વાત કરવાનો રહે જ એક રવિવારે ત્રણમા બે ચાર મિનિટ રહી હતી. એટલે વલ્લભભાઈ કહે "હવે પાચ મિનિટ રહી છે તમારે જે સોપણુ, નોંધણુ કરવી હોય તે કરી નાખો"

એ સાભળી મહાદેવભાઈ બોલ્યા "તમે તો જાણે વીલ કરવાને કહેતા હોય તેમ બોલો છો"

બાપુ કહે "તો ત્યારે કહી દઉ, કાઈ ભૂલચૂક થઈ હોય તો માફ કરજો!" એમ કહીને ખડખડાટ હસ્યા

બાપુ પોતે કરેલા વિનોદ ઉપર નહોતા હસ્યા, પણ એ તો તેમને એક મધુરુ સ્મરણ હસાવતુ હતુ એ તેમણે પોતે જ કહી બતાવ્યુ "બા બિચરી કહે, 'ભૂલચૂક થઈ હોય તો માફ કરજે'"

વલ્લભભાઇને ખબર નહોતી એટલે તેમણે પૂછ્યુ : "ક્યારે?"

બાપુ "અરે, મને પકડવા આવ્યા ત્યારે જ તો આખમાથી આસુ પડે અને કહે 'ભૂલચૂક માફ કરજે' એને તો બિચારીને થઈ ગયુ હશે કે હવે આ ફરી મે મળ્યા કે ન મળ્યા, અને માફી માગ્યા વિના મરી ગયા તો શુ થશે!"

સૌ ખડખડાટ હસી પડ્યા

(૪૫)

એક વખત બાપુને ઉર્દૂ કોપી લખતા જોઈને સરદાર કહે "એમા જો જીવ રહી જશે તો ઉર્દૂ મુનશીનો અવતાર લેવો પડશે!"

થોડી વાર પછી કહે "તમારુ ચાલે તો પગે પણ કલમ ચલાવો"

બાપુ કહે "હાથ ખોટકી પડે તો તેવુય કરવુ પડે તમને ખબર છે કે ઘુમલી આગળ મૂળુ માણેક અને જોધા માણેક અંગ્રેજ સામે લડતા લડતા પડ્યા ત્યારે તેમણે પગ વતી બદૂક ચલાવી હતી? ત્યારે જો પગ વતી ગોળી ચાલી તો પગ વતી કલમ ન ચાલે અને રેંટિયો નહિ ચાલી શકે? હા પગ વતી પૂણી ન ખેચી શકાય તે દુઃખની વાત છે'

(૪૬)

ટપાલમા કેટલીક વાર બાપુને નાદાન અને બાલિશ પ્રશ્નો લોકો પૂછતા એક વાર પ્રશ્ન એ હતો કે, 'આપણે ત્રણ મણનુ શરીર લઇને આપણે ધરતી ઉપર ચાલીએ અને અનેક કીડીઓ ચગદાઈ જાય એ હિંસા શી રીતે અટકાવીએ?'

સરદારે તુરત બાપુને કહ્યુ, "એને લખોની કે પગ માથા ઉપર રાખીને ચાલે!"

(૪૭)

વલ્લભભાઈ જેલમા પાકીટો બનાવતા, અનેક વસ્તુઓ સાધરતા અને બીજા અનેક કિસ્સાઓ કરતા એ જોઈને બાપુ એક વાર કહે, "સ્વરાજમા તમને શેનુ દફ્તર આપશુ?'

વલ્લભભાઈ કહે 'સ્વરાજમા હુ લઇશ ચીપિયો અને તૂમડી!"

(ચાલુ)

પ્યા શ બા પૂ

# સંત હોથી

અનવર આગેવાન

એકોપાસનાનો આશક, પ્રેમ અને બધુત્વનો સમર્થ હિમાયતી મસ્ત સંત હોથી જાતે મુસલમાન સિંધી હતો. પિતાનું નામ સિકંદર. ગુરુ મોરાર સાહિબ.

આ મુસલમાન–સિંધી સંત કેમ બન્યો એની એક દિલચસ્પ દાસ્તાં છે: નેકનામ ગામની મોરાર ભજનમંડળી સાથે હોથીની ઊઠબેસ થતાં, ઉત્તરોત્તર એમાં એને રસ પડતો ગયો, તેમ તેમ એનું અંતર તદ્રુપ થતું ચાલ્યું. આ જોઈને પિતાના દિલને આઘાત લાગ્યો. એને થયું કે ખાંડાના ખેલધારીને હાથ ખડગ જ શોભે, તંબુરો નહિ સિંધી કોમ તો જવાંમર્દ! એની જુવાનીને સીને જંગે મયદાની પસંદ હોય, એને હાથ આ ભગતડાના જંતરડા ન હોય આમ પિતાના વધતા જતા આઘાત–પ્રકોપે હોથીને કાયર, બાયલો, નમાલો કહી નિત્ય મેણાંના માર પડવા લાગ્યા, તેમ તેમ તો એ સિંધી બચ્ચો ઘડાતો, દૃઢ થતો ગયો.

સુર્ખરુ હોતા હૈ ઇન્સા, આફતેં આને કે બાદ;
રંગ લાતી હૈ હીના, પથ્થરસે પીસ જાને કે બાદ

આમ મેણાંના મારે, રોજ રોજ હોથીના હૈયાની હીના પિતૃ–પ્રકોપના પથ્થરથી પીસાતી રહી. વખત જતા હોથીને હૈયે ભક્તિ–હીનાના રંગ ચમક્યા એને હૃદયે રામ પ્રગટ્યા બસ એ ઘડીથી જ નાત–જાત, ઊંચ–નીચ, ધર્મ–પરધર્મના તમામ ભેદભાવના સીમાડા ગારત પામ્યા અને હોથીએ તો હવે ઢંઢવાડે પણ આમનિયા માંડ્યા હોથી છૂટથી ગાવા લાગ્યો જોતજોતામાં હોથી દરેકને હૈયે રમી ગયો. પણ બાપથી આ બધુ જોયું ન જવાયું એટલે એણે એક દિ' હોથીને બોલાવી કહ્યું, "લે પ્યાલા બાપુ હોથી, કાં તો તું પી ને કાં તો હું પીઉં. મારાથી આ નથી જોવાતુ." આમ કહીને બાપે અફીણની પ્યાલી આગળ ધરી.

"તમે નાહક શું કામ પીવો? લાવો, હું જ પી જાઉં" એમ કહીને હોથી વખડા ગટગટાવી ગયો, અને ઓરડો વાસી, કામળાની સોડ્ય તાણીને સૂઈ ગયો

મોડી રાતે ભજન મંડળ વિખરાયું, ત્યારે રસ્તે ચાલ્યા જતા શ્રોતાઓને મોંએથી સિકંદરે ઘરમાં બેઠા બેઠા સાંભળ્યું, "અરે ભાઈ, હોથીએ તો આજ કમાલ કરી. એનું ગણું તો બસ! ઈ ગાય એટલે તો હૈયા હલી ઊઠે!" આ સાંભળી બાપ ઢંઢવાડે જાય છે, જુએ છે તો હોથી હાથમાં તંબુરો લઈ જાગૃત હાલતમાં બેઠો છે આમ ઘેર અને અહીં બને જગ્યાએ હોથીને જાગૃત ભાળીને સિકંદર એના પગમાં પડી ગયો એ જ ઘડીએ સિકંદરનું સમગ્ર જીવન પલટી ગયું અને પોતે પણ એ ભજનમંડળીમાં સામેલ થઈ ગયો.

આમ હોથી હિન્દુ–મુસ્લીમ જેવા સંકુચિત વાડાથી પર જઈ પહોંચેલો સતપુરુષ હતો. એની વાણીમાં પણ અનામી 'એકોબ્રહ્મ'ની ઉપાસનાનો બોધ છે એમાં ઇશ્વરના કોઈ નામવિશેષ, કે શાસ્ત્ર–ધર્મ, પંથ કે દેવ–દેવીઓ, તેમ જ પૌરાણિક ઘટનાઓ પ્રત્યેનો લેશ પણ ઈશારો જોવા મળતો નથી. બીજા સંતો કરતા એની વાણીની આ એક વિશિષ્ટતા છે. તદુપરાંત એ વાણી સાદી, સીધી ને સચોટ છે, તેમ એની 'દાસ' ભાવનાને લઈ એની રચના નિરાડંબરી ને નેહભરી નિર્મળ છે જુઓ આ રહી એ અમીરસ

વાણી-મર્જના :

હોથીની વૃત્તિ, એની સુરતા જ્યારે સંત સ્મરણમાં લાગે છે ત્યારે એની તમામ વીતિ ટળી જાય છે. આમ કાયા-પલટ કરાવનાર ગુરુ મળે છે. એનું ચિત્ર નીચેના ભજનમા ઉપમાવ્યું છે.

વૃત્તિ મારી સંતચરણમાં લાગી રે,
સુરતા મારી સાધુ શરણમાં લાગી રે;
તેણે મારી લે' લાગી લે' લાગી.
સતગુરુએ મને શબ્દ સુણાવ્યો,
રણુકાર રહ લાગી; તખત ત્રિવેણીના તીર ઉપર,
મોહન મોરલી વાગી રે—તેણે મારી૦
ઘણા દિવસ મત મસ્તાનું ફરતું,
દિલડે ન જોયું જાગી;
પુરુષ મળ્યા મને અમર અજિતા,
ત્યારે સુરતા સૂનમાં લાગી રે—તેણે મારી૦
દયા કરી મન ડોલતું રાખ્યું,
તૃષ્ણા મેલાવી ત્યાગી;
સતગુરુ આગળ શિશ નમાવ્યું,
ત્યારે ભાવઠ પકડી ભાગી રે—તેણે મારી૦
સતગુરુએ મને કરુણા કીધી,
અંતર પ્રેમ પ્રકાશી;
'દાસ હોથી' ગુરુ મોરાર મળિયા,
ત્યારે તૂટી જનમ કેરી ફાસી રે—તેણે મારી૦

આ બીજા પદમા જૂઠા જગની જૂઠી જંજાળ અને કળજુગની કૂડી કરામતની વચ્ચે 'સાહેબ, સનમુખ રહિજો' મતલબ કે, સતને પડખે રહેજો એવી અરજ અહીં સત સાહેબને કરે છે:

સનમુખ રહિયો સાહિબ મેરા,
કૂડો કળિયુગ આયો રે;
હાહાકાર હુવો અવનિમેં,
સાધુ ચોર ગણાયો રે.—ટેક૦
દયા ધર્મકો નામ મિલાયો,
પાખંડ ઘોર છવાયો રે;
કામ, ક્રોધ, અહંકાર ગાઢો,
મત્સર, મોહ લુભાયો રે. ૧
ધૂના અવધૂ ભેખ ધરત હૈ,
ઘર ઘર અલખ જગાયો રે,
અવધૂતા સોં યહાં નહિ કાહે,
જંગલ બાસ કરાયો રે. ૨
બ્રમ્મન કર્મ કાંઈ નહિ જાને,
યોગી ભોગ ફસાયો રે;
પતિવ્રતા સ્ત્રિયન નહિ સચે,
અવર પુરુષ મન ભાયો રે. ૩
જૂઠે નરપતિ જૂઠી દુનિયા,
જૂઠ કી હોડ મચાયો રે;
'દાસ હોથી' ગુરુ મોરાર મિલિયા,
સાહિબ સાચ સિખાયો રે. ૪

અંતઃકરણની શુદ્ધ ભક્તિભાવના વગરની લૂખી ફિલસૂફી, જ્ઞાન નકામાં છે તેમ બાહ્ય કર્મ-ધર્મનો કોઈ અર્થ નથી એમ હોથી ભાખે છે:—

દિલડામાં દુભધ્યા, ભીતર ન ભીંજ્યા રે,
પીર થઈને પૂજાવે રે,
ગુરુગમ કયું પાવે, કયું પાવે.
ભક્તિ તો ભાવ વિના નવ આવે રે,
ગુરુગમ કયું પાવે, કયું પાવે.

ખરેખર, ભીતર ભીંજાય તો જગતની આ ભયાનકતા, કલુષિતતા સહેજે વિલય પામે. અને 'ગુરુ-ગમ'—સાચો રાહ મળે, સત્યની ઝાંખી થાય

---

દયાએ કહ્યું : "અરે, તું છે કોણ? કશું બોલતી કેમ નથી?"
આંસુભીની આંખે ઉત્તર આપ્યો: "હું કૃતજ્ઞતા છું. હું બોલી શકતી નથી."

ગુરુદેવ

પ્યારાબાપુ

# બાપુને

ભગવાનદીન

બાપુ જો તમે અમને કમજોર, ગરીબ, અજ્ઞાની અને ગુલામ છોડીને જાત તો, જ્યા સુધી અમે બળવાન તવગર, જ્ઞાની અને આઝાદ ન થયા હોત ત્યા સુધી, ઓછામા ઓછા એટલા દિવસ અમે જરૂર તમારી અહિંસા પાળતા રહ્યા હોત તમે હતા ત્યારે નિશક અમે બેહદ મહેનત કરી તકલીફો ઉઠાવી પણ એ સમજાતુ નથી કે, એ તકલીફ ઉઠાવવાની પાછળ તમારો અમને ડર હતો કે સમાજનો ડર હતો અથવા તો બીજા દેશો અમને વઢશે કે તિરસ્કારશે એનો ખ્યાલ હતો જો અમે દિલના ઉમગથી એ પ્રકારની મહેનત કરી હોત, જેને આજે આપણે તપસ્યા કહીએ છીએ, તો અમે આજે આવી અવદશામા ન હોત અને અમને પોતાને જ દેવિન ઠરાવવાની જરૂર ન રહેત પોતાની મહેનતથી પ્રાપ્ત કરેલી ચીજોનો ઉપયોગ કઇ જુદો હોય છે અને દાનમા કે વારસામા મળેલી ચીજોનો જુદો હોય છે બાપે આપેલા દુશાલાથી પોતાની કમાઇમાથી ખરીદેલા જોડા લૂછવાની વાત કોણ જાણતુ નથી ?

અમે લોકો પણ આજે તમારા તપ, ત્યાગના બળથી મળેલા સ્વરાજની સાથે જે વ્યવહાર કરી રહ્યા છીએ, એ જોઇને બીજા લોકો જો અમારી તરફ આગળી ચીંધે, તો કદાચ તમે પણ એ સહન ન કરી શકો પરતુ બાપુ સાચી વાત તો એ છે કે, લોકો ભલે અમારી તરફ કેટલીયે આગળી ચીંધે, તોયે અમે એની જરાયે પરવા કરતા નથી તેથી તમે એમ ન માનશો કે અમે ચીકણા ઘડા જેવા છીએ અને અમારા પર ટીપા બાઝી શકતા નથી. પ્યારા બાપુ

અમે તો જે કામમા લાગ્યા છીએ તેમા સાચા દિલથી લાગ્યા છીએ અને અમારી સામે હમેશા એ જ બે વાત રહે છે કે કઈ રીતે અમે અમારા દેશને દુનિયાની નજરે ઊચો લાવીએ અને કઇ રીતે હે રાષ્ટ્રપિતા તમને દુનિયામા પૂજાપાત્ર બનાવીએ આ બે કામ કઇ ઓછા મહત્ત્વના નથી એમા લાગેલા હોવાથી જો અમે સત્ય અને અહિંસાને બિલકૂલ ભૂલી જઈએ તો અમે શુ ખૂરુ કરીએ છીએ ? સત્ય અને અહિંસાથી પણ એ જ થાય છે કે દેશ ખ્યાતિ પામે અને તમારુ નામ જગતમા ઉજ્જવળ થાય પરતુ આ બે કામ સત્ય અને અહિંસા વિના થઈ રહ્યા છે તો પછી અમારી તરફ જે લોકો આગળી ચીંધે છે તે એમની ભૂલ છે કે આગળી ચીંધનારાઓની અમે પરવા કરતા નથી એ અમારી ભૂલ છે ? બાપુ, હવે તમે જ સમજી લેજો કે, અમે ચીકણા ઘડા છીએ કે કોરા

બાપુ, તમે અમને એક બહુ મોટા દેશનુ રાજ્ય સોપી ગયા, એક બહુ મોટી મજબૂત સરકારને હાકી કાઢવનો જશ આપી ગયા, સત્તર અબજની લેણદારીની શાહુકારી અમારા હાથમા સોપી ગયા, અને અમને આઝાદ બનાવી ગયા એટલુ જ નહિ પણ અમારા પગમા ખૂંચનારા કાટાઓનો પણ નાશ ન કરીને અમારા મકાનના એક ખૂણામા નાખી ગયા, તો પછી તમે જ કહો કે, આ સિવાય અમે કયા કામમા લાગી શક્યા હોત જેથી તમે સોપી ગયેલા આ બધા સુખોનો પૂરેપૂરો આનદ અનુભવી શકીએ ? કયો બાપ પોતાના દીકરાઓને આ રીતે સુખ ભોગવતા જોઇને સુખી ન થાય ? તો પછી કોણ જાણે કેમ

કેટલાક મૂર્ખ લોકો આખો વખત બક્યા કરે છે

બાપુ આજે જો અમે ફાટેલા કપડા પહેરીને તૂટેલી ઝૂપડીમા રહેવા લાગીએ તો શુ પેલા આગળી ચીધનારઓ એમ કહીને અમને બદનામ ન કરત કે, જુઓ, આ લોકોનો બાપ એમને માટે આટલુ બધુ મૂકી ગયો છે તોયે તેઓ આવી બૂરી દશામા રહે છે ! આવા ઉદાર બાપના આવા કજૂસ દીકરાઓ ! એટલુ જ નહી પણ એ આગળી ચીધનારાઓ અમારા ફાટેલા કપડા અને તૂટેલી ઝૂપડી જોઈને એવો આક્ષેપ પણ કરે કે, જુઓ, આવા ભલા બાપના છોકરાઓ એવા પાક્યા કે બાપની આખ બધ થતા જ બધુ ધન જુગારમા ગુમાવી બેઠા અથવા બીજી કોઈ રીતે ઉડાવી દીધુ બાપુ, તમે તો એ જાણો જ છો કે, આ દુનિયા અમને કોઈ પણ રીતે જપીને રહેવા દેશે નહિ એટલે અમે એ સરુ નથી કર્યુ કે, અમે એમની કનડગત તરફ ધ્યાન જ આપતા નથી ?

બાપુ તમે જ વિચારો કે, આ અબજોની સપત્તિવાળા, અસખ્ય મિલોવાળા, ભર્યા ભર્યા ખેતરોવાળા અને દૂધ ઘીની — ઘીની નહિ, બનાવટી ઘીની — નદીઓવાળા દેશમા લોકો ભૂખે મરી રહ્યા છે એવો શોર મચાવવો, એ અમને બદનામ કરનારો નથી શુ ? તમે આવા પાગલ લોકોની તરફ જરાયે ધ્યાન ન આપશો તમે જ વિચારો કે, અમે દસ અબજ રૂપિયાની નોટો આખા હિંદુસ્તાનમા ફેલાવી દીધી છે હવે જો એને ઉઠાવવાની કોઈ તકલીફ પણ ન લે અને ભૂખે મરે તો એમા અમારો શો દોષ ? બાપુ તમે જ વિચારો કે, જો અમે કોઈને નાહવા માટે સમુદ્રમા નાખીએ અને તેના પેટમા પાણી ભરાઈ જવાથી તે મરવા પડે અને પછી તે ડૂબીને મરવાનો શોર મચાવે, તો એ જૂઠી વાત થશે કે નહિ ! એવી જ રીતે આ ભર્યાભર્યા દેશમા આળસુ લોકો જ ભૂખે મરવાનો શોર મચાવે છે, મહેનતુ નહિ તેમ જ કાપડની અનેક મિલોવાળા દેશમા નવસ્રા રહેવાની શી જરૂર ! અથવા જો કોઈ એવી હાલતમા રહે તો એમા એનો જ દોષ છે હા, અમે એક બીજી વાત પણ કહેવા માગએ છીએ કે જ્યારે અમારો દેશ અનાજથી ભરપૂર છે ત્યારે અમે બહારથી અનાજ શા માટે મગાવીએ છીએ ! એનુ ખરુ રહસ્ય તમે જાણો તો છો જ પણ અહી અમે અમારી તરફ આગળી ચીધનારાઓને માટે દર્શાવવા માગીએ છીએ કે, જે દેશોમા અનાજ ન ખપવાથી બરબાદ થઈ જાય છે એમના પર દયા લાવીને અમે બહારથી અનાજ મગાવીએ છીએ અથવા એવી ગરજે મગાવીએ છીએ કે જો ત્રીજુ વિશ્વયુદ્ધ ફાટી નીકળે ત્યારે એ અનાજ અમને અણ વખતે કામમા આવશે આ વાત પેલા આગળી ચીધનારાઓ સમજતા કે વિચારતા નથી, ન તો તેઓ રાજ્યની ફ્નેહશી વાકેફ છે, માત્ર શોર મચાવવાનુ અને આગળી ચીધવાનુ જાણે છે

બાપુ જે ઘરમા દરેકને મન ફાવે તે લઈને ખાવની સ્વતત્રતા હોય તે ઘર કેટલુ સુખી હોવુ જોઈએ ! બાપુ તમે તો જેલમા રહ્યા છો, તમે જાણો જ છો કે ત્યા બીડીનુ એક બડલ એક રોતરજીના બદલામા મળે છે અને એથી શુ કોઈ કેદી દુખી થાય છે ? તે તો બે રોતરજી આપીને પણ બીડીનુ એક બડલ ખરીદવા તૈયાર હોય છે આજે ભારત એક ઘર જેવુ બની ગયુ છે બધા જ ભારતના માલિક છે આજે કોઈ બે ગણા કે ચાર ગણા દામ આપીને પોતાની જરૂરિયાતની ચીજ ખરીદે છે અને ખુશ થાય છે અને ઘરોમા શુ એવુ નથી થતુ કે, બાપ પોતાના છોકરાને

એક રૂપિયો આપીને એક જલેબી લે છે અને મા બે રૂપિયા આપીને પોતાની દીકરી પાસેથી એક ઢીંગલી ખરીદે છે અને ભાઈ પાંચ રૂપિયા આપીને પોતાની નાની બહેન પાસેથી એણે બનાવેલી માટીની એક પૂરી વેચાતી લે છે? બસ, એ જ પ્રકારનો આનંદ આજે ભારત ઘરમાં થઇ રહ્યો છે કેટલાક પાગલ લોકો એને ચોરબજાર કે કાળા બજાર કહે છે, જાણે કે એ લોકો બધા ઠગ કળી ગયા હોય

બાપુ ઘરમા જૂઠું બોલવુ એ કઇ જૂઠું બોલેલુ કહેવાય? જૂઠી વાર્તાઓ સભળાવીને અમે ખુશ થઇએ છીએ અને સાભળનારા બાળકો સાચુ હસે છે અને કોઈ કોઈ તો એમથી મોટી શિખામણ પણ લે છે આવુ જૂઠું બોલવુ એ જૂઠું બોલેલુ ન કહેવાય એ સત્ય કરતા પણ વધારે કામની ચીજ છે તેથી તે સત્ય જ છે ઘરમા કરેલી ચોરીને કોઈ ચોરી માને છે ખરુ? માખણચોર ભગવાનના દેશમા આપસમા કરેલી ચોરીને ચોરી કહેવી એ નાસ્તિકતા નહિ તો શુ છે? બાપુ અમારી તરફ આંગળી ચીંધનારા પાકા નાસ્તિક છે અથવા તો પાગલ છે

બાપુ, હવે એ વાત કહેવાની બાકી રહી કે, અમારો કોઈ મોટો નેતા અથવા તમારી આસપાસ રહેલો કોઈ નેતા, કાળા બજાર સામે શોર મચાવી મૂકે છે અને સાથે સાથે એમ પણ કહે છે કે, અમે કાયદા પસાર કરીને આ કાળા બજારનો જલદી અંત લાવીશુ એથી તમે એમ ન માની બેસતા કે ભારતમા સાચેસાચ આવા કાળા બજારો ચાલી રહ્યા છે જે બૂરા છે અને જેનાથી દૂર રહેવુ જોઈએ, પણ બાપુ કૃષ્ણને દહીં ચોરતા જોઈને જસોદા શોર મચાવતા હતા અથવા આજેય હરેક ઘરમા મા પોતાના બાળકોને છાનામાના કબાટ ખોલીને મિસ્કિટ ચોરતા જોઇને શોર મચાવે પ્યારા બાપુ

છે, એને જેટલુ મહત્ત્વ આપવામા આવે એટલુ જ મહત્ત્વ અમારા નેતાઓના શોરને તમે આપજો ખરી રીતે આવા પ્રકારના શોર કે ગુસ્સાની પાછળ બેહદ પ્રેમ રહેલો હોય છે આ વાત બાળકો પણ સમજે છે અને તમે તો જાણો જ છો ભારતની આજની સરકાર કોઈ અંગ્રેજી સરકારની પેઠે ખોટા માબાપ નથી બની તે તો સાચા અર્થમા માબાપ છે તેથી તો અમે નીડર બનીને અમારી એ રમતમા રચ્યાપચ્યા રહ્યા છીએ, જેને લોકો કાળા બજાર કહે છે

બાપુ અમે તમારા અનુયાયી છીએ એટલે તમારી પાછળ રહેનારા છીએ તમે જીવતજાગત જે કામ કરી ગયા તેની નકલ કરીને જો અમારામાથી ઘણા એવુ જ કામ કરે તો તે તમારા કરતા આગળ વધી જાય અને એવી બેઅદબી અમે શી રીતે કરીએ? અને તમે પણ કદાચ એવી બેઅદબીને સહી ન શકો લોકો અમને વર્ણભેદ કરીને લગ્ન કરવા કહે છે, એથી તો અમે તમારાથી આગળ વધી જઇએ જે તમે કરી ગયા અથવા જે તમારી સામે થઈ ગયુ એ ઠીક છે, અમને એ કબૂલ છે પરંતુ અમે પાછળ ચાલનારા હોવાથી, તમારા અનુયાયી હોવાથી તમારાથી આગળ શી રીતે જઇ શકીએ? કોણ જાણે કેમ ભારતવાસીઓ આ નાનકડી વાતને શા માટે સમજી શકતા નથી અને આખો વખત અમને નિષ્કારણ પજવે છે

બાપુ તમે અમને સુખમય છોડી ગયા અને સુખ છોડીને હવે અમે દુ:ખમા પડીએ અને તમને દુ:ખી કરીએ એવુ અમારાથી ન થઈ શકે આ આંગળી ચીંધનારા લોકો અમને દુ:ખમા ધકેલીને તમને દુ:ખી કરવાની વાત વિચારી રહ્યા છે અમને એટલો વિશ્વાસ તો છે જ કે, તમે એ લોકો તરફ જરાયે

ધ્યાન આપશો નહિ

પરંતુ એટલાથી કામ ચાલશે નહિ તમારે તમારી અનંત શક્તિથી એ લોકોના મન પણ બદલાવવા પડશે અને એ લોકોને એવા બનાવવા પડશે કે તેઓ તમારી પૂજા કરતા કરતા અમારા પર એટલો પ્રેમ રાખતા હોય કે અમે આ દુનિયાને છોડીને જઈએ ત્યારે તમારા ચરણ આગળ ક્યાંક અમને પણ જગા આપીને એ જ રીતે અમારા ગીતો ગાતા રહે, જેમ આજે અમે તમારા ગાઈએ છીએ

બાપુ, અમે નિર્દોષ છીએ અમારું દિલ સાફ છે અને એટલી જ સચ્ચાઈથી અમે બોલીએ છીએ

'મહાત્મા ગાંધીજીની જય!'

સાચો જીવન-રસ [અનુ૦ પૃ૦ ૨૧૦ થી ચાલુ]

બધુ ધ્યાન તે છીવડામાં ચોંટેલું હતું મેં મારી જાતને પૂછ્યું, 'અલ્યા, પેલું છીવડું ખાશે કે? એને જોઈને તારા મોંમા પાણી આવે છે કે?' મારા મોંમા પાણી છૂટ્યું નહોતું મને જે રસ મળ્યો હતો તેનો એ પરવહાને થોડા જ ખ્યાલ હતો! એને રામાયણમાંનો રસ ચાખતા આવડતું નહોતું એ પરવહીના જેવી આપણી દશા છે તરેહતરેહના અનેક રસોમાં આપણે બૂડેલા છીએ, તલ્લીન થઈ ગયા છીએ પણ સાચો રસ મળે તો કેવી બહાર આવે!

ઉચ્ચ અભિરુચિ [અનુ૦ પૃ૦ ૨૫૬ થી ચાલુ]

તેણે બગીચામાં કેટલીક ગુફાઓ પણ બનાવી છે હા, તેની એકૂએ કસૂર જરૂર છે, કે તે ધન કમાય છે અને પોતાને એ ધનનો માલિક સમજે છે પણ ધનનો ઉપયોગ તો તે સૌને કરવા દે છે

પરંતુ આ વિષયાંતર થયો આપણે તો વાતો કરી રહ્યા હતા ફક્ત અભિરુચિની જ"

# કલ્યાણનો ખજાનો!

સુકુલભાઈ

શિવાજીના સૈનિકોએ કલ્યાણ પર ચઢાઈ કરી ત્યાંનો સૂબો જીવ બચાવવા નાસી છૂટ્યો. સૈનિકોએ કલ્યાણને લૂંટ્યું વળી તે લોકોએ સૂબાની જુવાન અને રૂપવતી પત્નીને પણ સાથે લઈ લીધી સૈનિકો ખુશ થતા વિચારતા હતા કે, શિવાજી આવી ખૂબસૂરત જુવાન સ્ત્રી જોઈને આપણને શાબાશી આપશે

શિવાજી પાસે આવીને સેનાપતિએ કહ્યું, "મહારાજ, અમે આપને માટે આપે કદી ન જોયેલો એવો 'કલ્યાણનો ખજાનો' લઈ આવ્યા છીએ માટે આપ એ જોવા પધારો"

શિવાજી ત્યાં જઈને જુએ છે તો એક રૂપવાન સ્ત્રી નીચું મોં રાખી ઊભી છે શિવાજી તરત એની પાસે ગયા અને પગે પડી બોલ્યા 'માતા હું જો તારો પુત્ર હોત તો તારા જેટલો જ રૂપવાન હોત માતા, મારા સૈનિકોનો અપરાધ માફ કરજે"

પછી શિવાજીએ સૈનિકોને ઠપકો આપી કહ્યું, "મને લજવનારું આવું કામ તમે શી રીતે કર્યું? જ્યાં સુધી આપણે પરસ્ત્રીને માબહેન ન ગણીએ અને તેમને આદર ન આપીએ, ત્યાં સુધી આપણને ભગવાનની મદદ મળશે નહીં આપણી જીતનો આધાર આવી મા-બહેનોના આશીર્વાદ પર જ છે"

પછી શિવાજીએ કલ્યાણના સૂબાની પત્નીને માનભેર સૂબા પાસે મોકલી દીધી

# અહિંસાનો એક પદાર્થપાઠ —

કિ૦ લાલ ઘ૦ મશરૂવાળા

બજાજ વાડીમા એક હરિજન શાક વેચનારી વૃદ્ધા આવતી હતી અહીની સ્ત્રીઓ સાધારણ રીતે તેની પાસેથી શાકભાજી ખરીદવાનુ પસદ કરતી હતી કેટલાક દિવસો પહેલા તેના પતિનો સ્વર્ગવાસ થયેલો તે વૃદ્ધાને કોઈ સતાન નહોતુ હુ મારી પત્ની સાથે તેને ઘેર તેને દિલાસો આપવાને ગયો હતો અમને જોઇને તે કેટલોક સમય રોઈ

શાન્ત થયા પછી તે બોલી, "તે થાલ્યા ગયા તેનો મને શોક નથી ઘણા જ નબળા પડી ગયેલા હતા, સારુ થયુ કે તેઓ શાત થયા! મારા જીવતા જ તેઓ ચાલ્યા જાય એમ તેઓ ઇચ્છતા હતા! હમેશા કહેતા, જની [ તે વૃદ્ધાનુ નામ જનાબાઇ હતુ ] હુ મરા પહેલાં જઇશ, તો મારી સ્થિતિ ઘણી જ ખરાબ થશે. મારી સભાળ કોણ રાખશે?"

"પણ એક વાતનુ દુખ મને અવશ્ય છે તે દિવસે સવારથી જ એમનો જીવ ગભરાતો હતો મે કહ્યું, 'આજ હું શાક વેચવા નહી જાઉ ' પણ તેમણે કહ્યું, 'નહી, તુ જા ગભરાવાની કઈ જરૂર નથી '

"હું જલદી પાછી આવી એમનુ બોલવાનુ બધ થઇ ગયુ હતુ એમ મે જોયુ વિદાય વખતે મારી સાથે એક મીઠો શબ્દ બોલ્યા હોત તો મને ઘણુ સારુ લાગત પરતુ તે પણ થયુ નહીં તેનો મને શોક છે "

તે પછી બીજી વાતો થઈ એક માણસની તરફ ઇશારો કરીને તેણે કહ્યુ "આ મારો ભત્રીજો છે એક વખત તેણે મારા પર હાથ ઉઠાવેલો, ત્યારથી તેઓ તેના પર નારાજ હતા કહેતા હતા, કે જેણે મારી જનીને મારી, તેને મારા શબને અડકવા પણ ન દેશો તેમના મર્યા પછી બીજા સગાસબધીઓ સાથે તણે પણ તેમની અતક્રિયામા ભાગ લેવા ઇચ્છા રાખી મે વિચાર્યું, હવે તો તેઓ મરી ગયા જૂના ઝઘડાઓને યાદ રાખવાથી શો ફાયદો ! મે કોઈ જાતનો વાધો ન લીધો શુ મે ભૂલ કરી?"

અમે ગયા હતા દિલાસો આપવાને, પણ પાઠ શીખીને પાછા ફર્યા

આપણી ઊચા વર્ણની સ્ત્રીઓને માથાનુ સિદૂર અને કુકુમતિલક સુરક્ષિત રાખવનુ એટલુ મહત્ત્વનુ લાગે છે કે તેઓ ક્યારેય પોતાના પતિ વિષે 'તેઓ બહુ નબળા પડી ગયા છે, હવે તેમને લાબો આરામ મળે તો સારુ જ થશે' એવો વિચાર કરવાની હિમત જ નથી કરી શકતી

મે મારી ઉમરમા ઊંચા વર્ણની સ્ત્રીઓમા એવી એક જ સ્ત્રી જોઈ છે, જેણે મોઢેથી આ જાતના વચનો કાઢ્યા હતા! સર રોબર્ટ પીલની સ્ત્રી વિષે પણ વાચ્યુ હતુ કે તે ઈશ્વરને નિત્ય પ્રાર્થના કરતી કે તે તેને પોતાના પતિની અતિમ ક્ષણ સુધી તેની સેવા કરવાની શકિત આપે

અને પોતાના પતિના શબ સાથે કૌટુબિક ટટાઓનો પણ અત લાવવાનુ જ્ઞાન આ નિરક્ષર અછૂત વૃદ્ધાને કોણે આપ્યુ ! માણસ ભલે મરી જાય પણ તેના પરપરાગત ઝઘડા અમર રહે। જોઈએ એવુ કુલાભિમાન તો આપણા લોકોમા જ હંમેશા ચાલતુ રહે છે

પણ અહી આપણે શુ જોઇએ છીએ? અમુક માણસને મારા શબને ન અડકવા

કર્યો એમ મરનારો કહી ગયો છે. પણ તેની સમજદાર સ્ત્રીને એ વાતમાં કશો સાર જણાતો નથી અને તેને કંઈ પણ મહત્ત્વ આપવાનું તે ઇચ્છતી નથી.

આ સ્ત્રીને આપણે ભલે નિરક્ષર કહીએ પણ શું તેને અજ્ઞાની કહી શકાય ?

# વાણીનો વિવેક

કેદારનાથજી

મારા બાળમિત્રો, તમારે પોતાની વાણી હમેશાં પવિત્ર રાખવી જોઈએ. તમારા મોઢામાંથી કદી પણ અભદ્ર, હલકા કે ગલીચ શબ્દો ન નીકળવા જોઇએ. નિંદા, કપટ, દ્વેષ, અસત્ય, અપ્રમાણિકતા, છેતરપિંડી, એ બધા દોષો તમારી વાણીમાં કદી ન આવવા જોઈએ. તેમાં મૃદુતા, મધુરતા અને સત્યતા સહેજે હોવી જોઈએ. દુખિયાનાં દુઃખ હલકાં કરવાની તેમ જ સંકટમાં સપડાયેલાઓને તથા ભય પામેલાઓને હિંમત આપવાની શક્તિ તમારા શબ્દમાં હોવી જોઈએ.

તમારા સહેજે બોલવામાંય તમારા સદ્ગુણોનું દર્શન થવું જોઈએ. તમને સંગીત ન આવડે તોયે ચાલે; કારણ સંગીત તેટલા વખત પૂરતું મધુર લાગે છે. પરંતુ તમારા હંમેશના બોલવામાં જ તમે માધુર્ય રેડી શકો તો તેમાંથી તમારી વાચાસિદ્ધિ અને મનઃશુદ્ધિ હંમેશ પ્રગટ થતી રહેશે. ટૂંકમાં, પોતાની દરેક ઇન્દ્રિયમાં સબળતા, નિર્મળતા, ઉચિતતા અને વ્યવસ્થિતતા લાવીને તે દ્વારા જગતમાં પ્રેમ અને આનંદ ફેલાવતા રહેવાનો અત્યારથી જ તમારો સંકલ્પ અને પ્રયત્ન હોવો જોઈએ. પોતાના વિચારો યોગ્ય રીતે બીજા આગળ રજૂ કરવાની અને તેમને ગળે ઉતારવાની કળા તમારે અત્યારથી કેળવવી જોઈએ. મુખદુર્બલતા કે શરમાળપણું, બીકણપણું કે સંકોચશીલતા તમારામાં ન હોવી જોઈએ. તમારામાં સભાક્ષોભ ન હોવો જોઇએ. સ્પષ્ટ બોલવાની હિંમત હોવી જોઈએ. પણ ઉદ્ધતાઈ કે અવિવેક ન હોવાં જોઈએ. તમારા બોલવાનો કોઇને કંટાળો કે તિરસ્કાર ન આવવો જોઇએ. તેથી પરિમિત, વ્યવસ્થિત, સુસંગત અને પ્રસંગોચિત બોલવાની ટેવ પાડવી જોઈએ. બીજાઓને કંટાળો આવે તે પહેલાં તમારે પોતાની વાણીને રોકવી જોઈએ. બકબક કરનારો, ગપ્પાં હાંકનારો અથવા કરવા કરતાં બોલવાનું જ વધારે એમ પણ તમારે વિષે કહેવાનો કોઇને પ્રસંગ ન આવવો જોઈએ. એક સંતનું વચન છે કે,

અતિકા ભલા ન બોલના। અતિકી ભલી ન ચૂપ।
અતિકા ભલા ન બરસના। અતિકી ભલી ન ધૂપ॥

તેનું રહસ્ય તમે ધ્યાનમાં રાખશો. તે પ્રમાણે વર્તવા માટે તમારામાં વિવેક, તારતમ્ય, સમયજ્ઞતા વગેરે ગુણો હોવા જોઇએ. પોતાના કાર્યની પોતે જ પ્રશંસા કરવાની ટેવ તમને ન હોવી જોઈએ. ગર્વ તમને કદી ન થવો જોઈએ. તમે પોતે સદ્ગુણી થાઓ તોય બીજાને કદી પણ હીન ગણશો નહીં. પ્રેમથી બધાને પોતાના કરવાની વૃત્તિ તમારામાં હોવી જોઇએ.




# મણકો ૩જો : અહિંસા

સંકલનકર્તા  મફુલાલ ભ. પટેલ

અહિંસા એ યાંત્રિક ક્રિયા નથી તે હૃદયનો સુંદરમાં સુંદર ગુણ છે અને સાધનાથી આવે છે જ્યારે આવે છે ત્યારે તે કુદરતી લાગે છે, કેમ કે તે કુદરતી છે, અને તે ગુણ ધરાવનારને એ ગુણની પ્રાપ્તિમાં જરાયે શ્રમ પડ્યો છે એ વાતનું આશ્ચર્ય થાય છે આપણામાં રહેલો પશુ કહે છે, ઘા સામે ઘા કરવો એથી વધુ કુદરતી શું હોઈ શકે? આપણામાં રહેલો મનુષ્ય કહે છે, ઘાનો બદલો ક્ષમાથી વાળવો એના કરતાં વધારે કુદરતી અથવા વધારે માનુષી શું હોઈ શકે?

× * ×

મારી અહિંસાભાવના તો મને સદાકાળ મારી એકેએક પ્રવૃત્તિમાંથી છૂટી જવા પ્રેરે છે, ત્યારે મારો આત્મા જ્યાં સુધી દુનિયામાં એક પણ અન્યાય કે એક પણ દુઃખનો તેને અસહાય સાક્ષી થવું પડે છે ત્યાં સુધી સુખી થવાની ના પાડે છે પણ મારા જેવા દુર્બળ અલ્પ જીવને દુનિયાનું દરેક દુઃખ મટાડવાનું અગર તો દેખું તે દરેક અન્યાયને વિષે મારું કરી છૂટવાનું સત્ત્વ નથી આ બે એ ચતાણમાંથી મુક્ત રહેવાનો માર્ગ છે, પણ તે સ્થિતિ બહુ ધીમે ક્રમે અને અનેક વ્યથાઓ પછી પ્રાપ્ત થઈ શકે છે કાર્યમાં પ્રવૃત્ત થવાની ના પાડીને નહિ પણ સમજપૂર્વક નિષ્કામ હથે કાર્ય કર્યા જઈને જ તે મુક્તિ માટે મેળવવી રહી અને આ લડતનું રહસ્ય જ આત્મતત્ત્વને મુક્ત અને પૂર્ણ સ્વાધીન કરવા સારુ શરીરતત્ત્વનો સતત યજ્ઞ કરવાના મુદ્દામાં રહેલું છે

× * ×

હું સંપૂર્ણ અહિંસાનું પ્રતિપાદન કરનારો છું અને વ્યક્તિની વચ્ચે જ માત્ર નહિ પણ પ્રજા પ્રજા વચ્ચે પણ હું એને શક્ય માનું છું મારી કલ્પના પ્રમાણેની અહિંસા દુષ્ટતાની દુષ્ટતાથી થતા પ્રતિકાર કરતાં વધારે સક્રિય અને વધારે સાચો પ્રતિકાર છે દુષ્ટતાથી થતો પ્રતિકાર તો કેવળ દુષ્ટતામાં વધારો કરે છે હું તો અનીતિની સામે વિચારનો એટલે નીતિનો વિરોધ કલ્પું છું મારે આતતાયીની તલવારને તેની સામે વધારે તીક્ષ્ણ ધારની તલવાર અફાળી બૂઠી નથી કરવી પણ હું તલવારથી મારો બચાવ કરીશ એવી તેની આશા નષ્ટ કરીને બૂઠી કરવા માગું છું આત્મ

પ્યારા બાપુ

બળનો જે પ્રતિકાર તેની સામે હું કરીશ તેની આગળ તેની મતિ કુંઠિત થશે. પહેલો તેથી તે અંજાશે અને આખરે તે નમશે. પણ તેના નમવામાં તેની અવનતિ ન થય, ઉન્નતિ જ થશે.

---

ભક્તરાજ [અનુસંધાન પૃષ્ઠ ૨૫૮થી ચાલુ]

તોય તેઓ બન્ને જણાએ હામ ભીડીને જેમતેમ કરી નદી ઓળંગવા એમાં ઝંપલાવ્યું. કેટલીય વાર પૂરનો વેગ તેઓને તાણી જતો હતો. પણ તેઓ હિંમત હાર્યા નહિ અને બહુ મુશ્કેલીએ તેઓએ નદી પાર કરી દીધી.

તેઓ થાકીને લોથપોથ થઈ ગયા હતા. ધીમે ધીમે તેઓ આગળ વધ્યા. એવામાં તેઓએ એક વિરામસ્થાન જોયું. ત્યાં જઈને જુએ તો એ ખાલી પડ્યું હતું. તેથી બન્ને જણાએ આખી રાત ત્યાં સૂઈને પસાર કરવાનો નિર્ધાર કર્યો. તેઓ એટલા તો થાકી ગયા હતા કે, થોડી વારમાં જ તેઓ ઘસઘસાટ ઊંઘી ગયા.

ત્યાં તો વહેલી સવારે એક રાક્ષસ ત્યા આવી પહોંચ્યો. તે રાક્ષસનું નામ દુઃખાસુર હતું. તેણે આ બે જણાને પોતાની જગ્યામાં સૂતેલા જોઈને ત્રાડ પાડી: "અલ્યાઓ! આ કોના બાપની જમીનમાં આમ લાંબા થઈને સૂતા છો? કોની રજા લઈને અહીં દાખલ થયા છો?"

ભક્તરાજે કહ્યું, "અમે યાત્રાળુઓ છીએ. ભૂલા પડ્યા હોવાથી અહીં રાતવાસો કરવા રોકાઈ ગયા."

દુઃખાસુર: "ઓહો! જાણે તમારા બાપદાદાએ તમારે માટે આ જગ્યા રાખી નહિ હોય? તમે લોકોએ મારી માલિકીની જમીનમાં રજા વગર પગ મૂક્યો છે. માટે આ અપરાધની સજા ભોગવ્યા વિના તમારો છૂટકો નથી."

એમ કહીને પેલો બળવાન રાક્ષસ ભક્તરાજ અને આશાપ્રસાદને પકડીને લઈ ગયો. આ નવી આફત આવી પડેલી જોઈને ભક્તરાજ તો વિમાસણમાં પડી ગયો! (ચાલુ)

---

## અનુક્રમણિકા

૩૦ નવેમ્બર ૧૯૫૨


| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ જીવન અને કલા | ગાંધીજી | ૨૫૩ |
| ૨ રામચરણ સુખદાયી | તુલસીદાસ | ૨૫૪ |
| ૩ ઉચ્ચ અભિરુચિ | કાકા કાલેલકર | ૨૫૫ |
| ૪ ભક્તરાજ | મુકુલભાઈ | ૨૫૭ |
| ૫ સાચો જીવનરસ | વિનોબાજી | ૨૫૯ |
| ૬ અહંકાર | ઊજમવળકુંવરજી | ૨૬૧ |
| ૭ આત્મશોધન અને પ્રાર્થના | બબલભાઈ | ૨૬૨ |
| ૮ વિરહભાવ | ગુરુદયાલ મલ્લિકજી | ૨૬૩ |
| ૯ સરદારશ્રીની વાણી | મુ૦ કો૦ | ૨૬૮ |
| ૧૦ બાપુના પત્રો | | ૨૬૫ |
| ૧૧ ઈશ્વરનામી પ્રાર્થના | ઈસ્માઈલભાઈ નાગોરી | ૨૬૬ |
| ૧૨ ભગવાનનો જાદુ | પદ્મનાભ શ્રી. જૈની | ૨૬૭ |
| ૧૩ અધિકારીઓ | મુકુલભાઈ | ૨૬૮ |
| ૧૪ બાપુજીની મીઠી વાતો | સાને ગુરુજી | ૨૬૯ |
| ૧૫ ત્રિવેણી સંગમ | મુ૦ કો૦ | ૨૭૦ |
| ૧૬ સંત હોથી | અનવર આગેવાન | ૨૭૧ |
| ૧૭ બાપુને | ભગવાનદીન | ૨૭૩ |
| ૧૮ કલ્યાણનો ખજાનો | મુકુલભાઈ | ૨૭૬ |
| ૧૯ અહિંસાનો પદાર્થપાઠ | કિશોરલાલભાઈ | ૨૭૭ |
| ૨૦ વાણીનો વિવેક | કેદારનાથજી | ૨૭૮ |
| ૨૧ ગાંધી માળા | ચંદુલાલ બ. પટેલ | ૨૭૯ |
| ૨૨ મંથાવલોકન | મુ૦ કો૦ | |




પ્રસ્થાન પ્ર

★ ગ્રંથાવલોકન ★

**આ બાપુની શીળી છાયામાં:** લે० મનુ બહેન ગાંધી પ્ર० નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૯, કિ० સવા બે રૂપિયા ૨० ૨૫

પૂજ્ય બાપુજી દિવંગત થયા પછી એમના સાંનિધ્યમાં રહીને પોતાના જીવનનું ઘડતર કરનારી વ્યક્તિઓએ બાપુજીના જીવન પર પોતાની શક્તિ અનુસાર જે પ્રકાશ પાડ્યા છે તે બાપુજીના જીવનને સમજવા મથતા અને ગાંધી ફિલસૂફીનો અભ્યાસ કરવા ઇચ્છતા અન્ય જનોને અતીવ સહાયરૂપ થઈ પડે છે આ પ્રસ્તુત પુસ્તક બાપુજીના શિક્ષક-ભાવયુક્ત વિતાહૃદયનું મંગળ દર્શન કરાવે એવું છે બાપુજી એક રીતે કહીએ તો ક્રાંતિકારી પ્રખર શિક્ષણશાસ્ત્રી હતા તેમની આર્ષદૃષ્ટિએ શિક્ષણના સ્વરૂપનું જે અપૂર્વ દર્શન કર્યું તેના પરિપાકરૂપ 'વર્ધા શિક્ષણ યોજના' આપણા શિક્ષણના ઇતિહાસમાં ચિરકાલીન ફાળો આપી શકે એવી સમર્થ છે અને માનવતાને કેન્દ્રમાં રાખીને શિક્ષણ પદ્ધતિ ઘડવા મથતા વિશ્વના કોઈ પણ વિચારકને તે માર્ગદર્શન કરે એવી છે

બાપુજીને એ દૃષ્ટિ શી રીતે લાધી એનો જો વિચાર કરીએ તો એમના જીવન ઉપરથી એવા અનુમાન પર આવીએ છીએ કે બાપુજી પોતે જ રોજબરોજના જીવનવ્યવહારમાં સતત શિક્ષક સમાન જ હતા પોતાના સંબંધમાં આવતી વ્યક્તિઓના જીવનને સુસંસ્કારી અને માનવતામય કરવા માટે તેઓ હંમેશા જાગ્રત રહી પ્રયત્ન કરતા હતા એનો થોડો ઘણો ખ્યાલ પ્રસ્તુત પુસ્તક આપી શકે એવું છે શ્રી મનુબહેનના જીવનનું ઘડતર કરવામાં બાપુજી કેટલા પ્રયત્નશીલ હતા અને પિતાતુલ્ય વાત્સલ્યભાવથી તેમના જીવનને સંસ્કારી કરવામાં કેટલી કાળજી લેતા હતા તેનો સુરેખ ખ્યાલ આ પુસ્તક પરથી આવી શકે છે

શ્રી મનુબહેને આ પહેલાં બે પુસ્તકો 'બાપુ મારી મા' અને 'કલકત્તાનો ચમત્કાર' પણ પ્રસિદ્ધ કર્યા છે આ એમનું ત્રીજું પુસ્તક છે આ પછી પણ બીજા પુસ્તકો તેઓ પ્રસિદ્ધ કરવા ઇચ્છે છે તેમના આ સુંદર ફાળા માટે આપણે સૌ એમના આભારી છીએ

માત્ર એટલું કહેવાનું ઉપરે મન થાય છે કે, બાપુજીએ જ શીખવેલા અને બાપુજીએ આ સમસ્ત જીવેલા ઉદાત્ત સત્ય— ન્યૂનાધિકને માપવાને માટે સત્યનો ગજ કદી ટૂંકો ન બનો —ને લક્ષમાં રાખી તેઓ જો પ્રસંગ વર્ણવતા રહેશે તો ભાવિ પેઢીને છેતરાવાનો પ્રસંગ ન આવે અને તેમનું લખાણ વધારે પ્રામાણ્ય બની શકશે આમ તો સત્ય હકીકત જાણવી એ તો ખૂબ વિકટ કાર્ય છે 'સત્યસ્ય રૂપમ્ નિહિતમ્ ગુહાયામ્' એવી સ્થિતિ સત્યની છે તોયે જો આવા મહાપુરુષના જીવનપ્રસંગોને વર્ણવવા વિવેક વાપરવામાં આવે અને સજાગતા જાળવવામાં આવે તો અવશ્ય તે જગતને તેમ જ એ વર્ણવનાર વ્યક્તિને પણ આશીર્વાદરૂપ થઈ પડે. —મુ० ૨०

## "પ્યારાબાપુ"

વાર્ષિક લવાજમ રૂા. ૬) છે પરદેશ માટે શિલિંગ ૧૨) છે તે કાર્યાલયને સરનામે મ. ઑ. થી મોકલવું
પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે
એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.
આ માસિક દર મહિનાની ૩०મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક આવતા મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે

પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી રસાયન મુદ્રણાલય ..., જૂનાગઢ



આપણો ધર્મ, આપણું કર્મ બધું આપણે વિસારી મૂક્યું છે!

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

વર્ષ ૫ ] ૩૦-જાનેવારી - ૧૯૫૩ [ અંક ૧૨

## તમસોમા જ્યોતિર્ગમય

ગાંધીજી

એક જમાનામા જનતા હું જે કંઈ કહેતો તેને અનુસરતી, મારો પડ્યો બોલ ઝીલી લેતી આજે મારો સૂર તદ્દન એકાકી છે!

આજે મને લાગે છે કે ભૂતકાળમા મે જે સિદ્ધિ મેળવી હશે તે મારે ભૂલી જવી જોઇએ કોઈ પણ માણસ ભૂતકાળમા એકઠી કરેલી મૂડી પર જીવી ન શકે લોકોની સેવા હું હજીએ કંઈક કરી શકુ છુ એવુ મને લાગે તો જ મને જીવવાની ઇચ્છા રહે એનો અર્થ એવો થાય કે લોકો પોતાની ભૂલ સમજતા થાય અને મારી વાત કાને ધરતા થાય

આજે દેશની હવામા ચારે કોરથી દ્વેષની ભાવના ભરેલી છે મારી સૌને આ જ છે કે આ ગાંડપણ છોડો એક પક્ષ છેક છેલ્લી પાયરીએ ઊતરીને બેસે તેથી બીજાને પણ તેવું કરવાનુ ન પરવડે આજે ચાલી રહ્યા છે તેવા કૃત્યો ચાલુ રહેશે તો તેમાથી કેવા માઠા ફળ આવશે તેનો સૌ વિચાર કરો એટલે તમારા દિલમાથી દ્વેષની અને વેરઝેરની લાગણીને દૂર કરો

મુલકના પ્રાણને કોરી ખાતી આ બદીને ટાળવાને અથવા નાબૂદ કરવાને પોતે શુ કરવુ જોઇએ તેનો રાષ્ટ્રના એકેએક સેવકે ગંભીરપણે વિચાર કરવો જોઇએ હિંદમા માર્ગ કરનારા બધા યે આગેવાનોની ફરજ છે કે હિંદુસ્તાનની ઇજ્જત દિલોજાનીથી સાચવે આપણે પ્રજાના કલ્યાણની ઝંખના રાખી તેને ખાતર જ જીવીએ તો આપણા લોકોમા જે એક પ્રકારનુ નીચપણું આવી ગયુ છે, આપણામા જે દગાખોરી પેસી ગઈ છે તે નીકળી જશે આપણે સૌ સીધા બનીશું વિશ્વાસ રાખીને ચાલવાથી કશુ ગુમાવવાપણુ નથી નીતિની દૃષ્ટિથી જ્યા લગી સીધા રાહ પર હોઇએ ત્યા સુધી આપણે કોઇ વાતની ફિકર કરવાની રહેતી નથી

મારા દિલમા એ જાઈ રહેલા વિચારો મે તમને કદી બતાવ્યા પણ આટલી સીધી સાદી વાત આપણે કેમ નહી સમજતા હોઇએ? એનુ કારણ ઉઘાડુ છે આપણો ધર્મ, આપણુ કર્મ બધુ આપણે વિસારી મૂક્યુ છે! આ જે વિકૃતિ પેદા થઈ છે તેમાથી ઇશ્વર આપણને બચાવો!



# અપને રામ રીઝાઉં

કબીરસાહેબ

અબ મૈં અપને રામ રીઝાઉં.
રામ રીઝાઉં, રીઝાઉં, રીઝાઉં;
અબ મૈં અપને રામ રીઝાઉં.

ડાલી તોડું ના પાતી તોડું,
ના કોઈ જીવ સતાઉં;
પાત પાત મેં પ્રભુ બસત હૈ,
ઉસીકો શીશ નમાઉં—અબ મૈં૦

ગંગા નાહું ના જમુના જાઉં,
ના કોઈ તીરથ પાઉં;
સબ તીરથ હૈ ઘટકે ભીતર,
વહીં કો મલમલ નાઉં—અબ મૈં૦

જોગી હોઉં ના જટા બઢાવું,
ના અંગ વિભૂતિ રમાઉં;
જો રંગ રંગે અપને વિધાતા,
વહી મેં રંગ લગાવું—અબ મૈં૦

કહત કબીર સુનો ભાઈ સાધો,
આવાગમન મીટાવું—અબ મૈં૦

આપણે માણસ છીએ અને માણસ તરીકે આપણે જીવવું હોય તો માનવી સદ્‌ગુણોથી યુક્ત થયા સિવાય આપણે તેમ કદી કરી શકીશું નહી, એ વાત પહેલા આપણા હૃદયમા પૂર્ણપણે ઠસવી જોઈએ માણસ એકલું રહેનારું પ્રાણી નથી. પણ સમુદાયમા અને એક બીજાના સાહચર્યમા રહેનારું છે; તેથી વ્યક્તિગત કલ્યાણની કે હિતની કલ્પના જ આપણે દોષાસ્પદ માનવી જોઈએ. એકલાનું હિત તે ખરેખર હિત જ નથી પણ વ્યક્તિગત સ્વાર્થ વિષેની ક્ષુદ્ર કે મહાન અભિલાષા જ હોવી જોઈએ; અને તેનાથી આજે નહી તો કાલે સામુદાયિક દૃષ્ટિએ છેવટે હાનિ થયા સિવાય નહીં રહે એમ આપણે ખાતરીપૂર્વક સમજવુ ઈએ. ધન, વિદ્યા, અને સત્તા કોઈ એકના હાથમા આવી હોય તો પણ તેનો ઉપયોગ બધાના હિત માટે કર્યો હોય તો જ તેનો સદ્‌ઉપયોગ કે ધર્મ્ય ઉપયોગ થયો એમ આપણે સમજવુ જોઈએ આપણે બધી બાજુથી અને બધી દૃષ્ટિથી સામાજિક બન્યા વગર આપણામા માનવતા નહી આવે. જેનાથી માનવમાત્રનુ કલ્યાણ સિદ્ધ થાય એ જ આપણો ધર્મ છે માનવ માત્રમાં આપણે પણ આવી જ ગયા. આપણો ધર્મ આપણું અહિત ન કરતા બધાની સાથે આપણું પણ હિત જ કરશે એવી શ્રદ્ધા આપણામા હોવી જોઈએ. માનવી સદ્‌ગુણો પર જ માણસનુ—આપણા બધાનું—જીવન ચાલી રહ્યું છે સદ્‌ગુણોની જ્યા જ્યા આપણામા ઊણપ જણાય, ત્યાં ત્યા દુખનો પ્રસંગ આવે છે, પછી તે સદ્‌ગુણોની ઊણપ આપણી પોતાની હોય કે બીજાઓની હોય. તે ઊણપથી આપણે કે બીજા કોઈ દુખી થવાના જ. માટે આપણે બધા સુખી થઈએ એમ ઈચ્છતા હોઈએ તો આપણે બધાએ સદ્‌ગુણી બનવું જ જોઈએ. આ વાત આપણે દૃઢપણે માનવી જોઈએ અને તે દિશામાં આપણો સતત પ્રયત્ન હોવો જોઈએ. આપણે સમાજના એક ઘટક છીએ અને આપણે બધા મળીને જ સમાજ બનેલો છે આપણા એકબીજાનાં સારાંનરસા વર્તન, ઇચ્છા અને ભાવનાનું પરિણામ આપણા બધા પર થતુ જ હોય છે. દરેક કર્મનું સારુંનરસુ પરિણામ તે તે કર્મ કરનારને જુદું જુદુ ભોગવવુ પડે છે એવો નિયમ આ જગતમા નથી આપણા બધાના કર્મોનું પરિણામ આપણે બધાએ ભોગવવું પડે છે, એવા ઐક્યના સામાજિક સબધોથી અને ન્યાયથી આપણે બધાયેલા છીએ. અસ્વચ્છતા, અવ્યવસ્થિતપણું હોય છે અને તેના પરિણામ રોગને રૂપે કે અન્ય રીતે માણસને ભોગવવા પડે છે. માણસ સમાજ બાંધીને એકત્ર રહે છે એવી સ્થિતિમા આપણે એકલા સ્વચ્છ રહીએ અથવા આપણે આપણા એકલાનુ ઘર સ્વચ્છ રાખીએ એટલાથી આપણે રોગથી બચી શકીશુ નહી આપણે, આપણું ઘર, તેમ જ બીજા માણસો અને આપણું ગામ, એ બધુ સ્વચ્છ ન હોય તો તેમાથી ઉત્પન્ન થનારા રોગરૂપી અનર્થમાંથી આપણે બચી શકીશું નહીં. ગામમાં રોગચાળો ફેલાતાં તેનાં દુષ્પરિણામ બધાને ભોગવવાં પડે છે આ જેવો નિસર્ગનો નિયમ છે તેવો જ નિયમ માણસના બીજા વહેવારમાં પણ છે. માણસે વિચાર કરીને એકબીજા સાથેના માનવી સબધો, કર્મો અને તેનાં પરિણામના નિયમો શોધવા જોઈએ; કાર્યકારણ ભાવ તપાસવા જોઈએ. એમ કરતાં તેની ખાતરી થશે કે આપણે બધા

એકબીજાના કર્મોથી બંધાયેલા છીએ. આજે પણ સમાજમાં જે મોટા મોટા ઝઘડા ચાલે છે તેમાં ઝઘડા ઉત્પન્ન કરનારા કોણ છે અને તેનાં અનિષ્ટ દુઃખદ પરિણામ કોને ભોગવવાં પડે છે? યુદ્ધો કોણ નિર્માણ કરે છે અને તેમાં પ્રાણ સુદ્ધાં સર્વ નાશ કોનો થાય છે? આ બધાનો વિચાર કરતાં કર્મનું પરિણામ જેનું તેને જ ભોગવવું પડે છે એમ નથી પણ એકનું બીજાને, અનેકોને, અથવા બધાંનાં કર્મોનું બધાંને, એ ન્યાયે ભોગવવું પડે છે. જગતમાં આ જ વ્યવસ્થા કે ન્યાય ચાલુ છે. પરંતુ જીવનનું વ્યક્તિગત ધ્યેય એક વાર આપણે શ્રદ્ધાપૂર્વક માન્યું હોવાથી તે છોડીને નવી દૃષ્ટિથી વિચાર કરવાને આપણે તૈયાર થતા નથી. જગતમાં પ્રત્યક્ષ ચાલતો ન્યાય લક્ષમાં ન લેતાં પૂર્વજન્મ-, પુનર્જન્મની કલ્પનાથી કર્મવાદનો આશ્રય લઈને પોતાની પૂર્વશ્રદ્ધા કાયમ રાખવાનો પ્રયત્ન આપણે કરતા આવ્યા છીએ. પરંતુ વ્યક્તિગત ધ્યેયની કલ્પનાથી આજ સુધી થયેલું અને તે કલ્પનાને લીધે બનેલા આપણા એકાંગી સ્વભાવને લીધે આજે પણ આપણું અને આપણા સમાજનું થતું અહિત ધ્યાનમાં લઈને આપણે સમાજ, રાષ્ટ્ર, માનવજાત વગેરે બધાના હિતની દૃષ્ટિથી આપણા ધ્યેયનો વિચાર કરવાની જરૂર છે. આને જ માનવધર્મ કહી શકાય.

---

આજકાલ તો સ્વાર્થનું ભૂત દરેકને માથે ચડી બેઠું છે. સર્વે પોતપોતાનો જ વિચાર કરે છે. મનુષ્ય એ વાત તો ભૂલી જ ગયો છે કે, તે સમાજનું એક અવિભાજ્ય અંગ છે. જો કોઈ એક દુઃખી થાય, તો તેની અસર તેના પર પણ પડ્યા વિના રહેતી નથી. કારણ કે આખો મનુષ્યસમાજ એક જ શરીર જેવો છે. સ્વાર્થી પોતાને અને પોતાનાઓને સુખી કરવાને માટે બીજાઓને દુઃખ પહોંચાડતાં જરા પણ અચકાતો નથી; પરંતુ તે બૂરી જ રીતે ઊખડી જાય છે, બીજાઓને દુઃખી કરીને વાસ્તવિક રીતે તો તે પોતાના દુઃખની જડને—દુઃખના મૂળને મજબૂત બનાવે છે. પરંતુ તેઓ આ રહસ્યને જાણતા નથી. કારણ કે સ્વાર્થથી મનુષ્યની બુદ્ધિ પર પડદો પડી જાય છે. સ્વાર્થી મનુષ્ય અંધ બની જાય છે. આત્મા તો દરેકનો એક જ છે તેથી જેઓ બીજાને સુખી કરે છે તેઓ પહેલાં દુઃખ પામવા છતાં અંતમાં—સાચા સુખને—આત્માના આનંદને મેળવે છે; અને જેઓ પોતાનું ને પરાયું એવો ભેદ પાડીને બીજાને દુઃખી કરે છે તે વાસ્તવિક રીતે પોતાનો જ શત્રુ છે, તથા પોતાના જ સુખમાં કુહાડો મારે છે. સ્વાર્થી લોકોની સંખ્યા વધી જવાથી જ આજે સંસાર નરક તુલ્ય બની ગયો છે. ભગવાનને એ જ પ્રાર્થના કે અમારા લોકોની બુદ્ધિ પર પડેલો પડદો દૂર થાય, જેથી અમે કોઈને પણ પરાયા ન ગણીએ, બીજાના હિતમાં જ પોતાનું હિત સમજીએ અને બીજાના અહિતને પોતાનું જ અહિત ગણીએ. એક બીજાને પ્રેમની દૃષ્ટિથી જ જોઈએ. અમારાં હૃદય વિશાળ બનતાં જાય અને તે એટલે સુધી કે અમે અમારામાં જ સમસ્ત વિશ્વને જોઈએ અને સમસ્ત વિશ્વની અંદર જ અમારું પોતાનું દર્શન કરીએ.



[જોન બનિયન કૃત 'ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'ને આધારે]

સુકુલભાઈ

ભક્તરાજ અને આશાપ્રસાદ એ જાળમાંથી બહાર નીકળવા ખૂબ મથામણ કરવા લાગ્યા પરંતુ જેમ તેઓ વધારે પ્રયત્ન કરવા લાગ્યા તેમ વધારે ને વધારે ગૂંચવાતા ગયા! ભક્તરાજ અકળાઈને બોલી ઊઠ્યો "અરે, આ તો ભારે થઈ! આમાંથી હવે બહાર શી રીતે નીકળાશે?"

આશાપ્રસાદ આશ્વાસન આપતો કહેવા લાગ્યો "ભક્તરાજ, આમ હતાશ થઈ જવાની જરૂર નથી આવી આપત્તિમાં મનુષ્યપ્રયત્ન પરાસ્ત થઈ જાય ત્યાં પ્રભુકૃપા એ જ એક સાધન મનની માટે બાકી રહે છે પ્રભુનું સ્તવન આપણે કર્યા કરવું પ્રભુ તો ભક્તવત્સલ છે તે જરૂર આપણને સહાય કરશે"

એટલે બંને જણા અશ્રુપૂર્ણ નેત્રે નમ્ર લાગણી પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા એવામાં એક દેવપુરુષ ત્યાં આવી પહોંચ્યો તેણે એ બંનેને પૂછ્યું - "તમે ક્યાંથી આવો છો? અને અહીં શી રીતે ફસાઈ પડ્યા?"

ભક્તરાજ — ભાઈ, અમે તો વિનાશની નગરીના રહેવાસી છીએ પ્રભુના દિવ્ય ધામ તરફ જવા નીકળેલા યાત્રિકો છીએ શઠરાય નામના લુચ્ચા માણસે અમને અહીં ફસાવ્યા છે તે બહારથી સજ્જન જેવો જણાતો હતો. એટલે અમે મોહવશ થઈ ભુલાવામાં પડી ગયા.

દેવપુરુષ — એમ વાત છે? અરે, એવા ઘણા શઠ લોકો આ જગતમાં સજ્જનનો વેશ ધારણ કરીને ફરતા હોય છે એવા લોકોથી ચેતતા રહેવું જોઈએ. બહારના ભભકભર્યા તેજથી, ઠાઠમાઠથી લોભાઈ ન જવું જોઈએ

પછી એ દેવપુરુષે બંનેને બંધનમુક્ત કર્યા અને કહ્યું "તમે મારી પાછળ પાછળ આવો" અને થોડી વારમાં તેઓ સાચે માર્ગે આવી પહોંચ્યા

પછી દેવપુરુષ ત્યાં થોભ્યો અને ગંભીર અવાજે બોલ્યો "તમે રાતે ક્યાં સૂતા હતા?"

બંને — પર્વત પર રહેતા ભરવાડો સાથે.

દેવપુરુષ — તમને ભરવાડોએ સૂચના નહોતી આપી? અને વળી તેઓએ રસ્તામાં તમને ઉપયોગી થાય એવો માહિતીપત્ર નહોતો આપ્યો?

બંને — આપ્યો હતો ખરો પણ અમે તે વાંચવાનું વીસરી ગયા હતા!

દેવપુરુષ — એ ભરવાડોએ શઠરાય વિશે ચેતવણી આપી હતી કે?

બંને — હા જી પણ એ માણસ એટલી મીઠાશથી બોલતો હતો અને એનો દેખાવ પણ એવો હતો કે અમને લેશમાત્ર પણ શંકા ન આવી

પછી દેવપુરુષે બંનેને નીચે સૂઈ જવા કહ્યું અને પોતાના હાથમાંના ચાબખા વડે તેઓને

ઠગારતાં કટકારના કહેવા માંડ્યું: "હે માનવી! પ્રભુનો આદેશ તું જાણે છે કે? 'હું' તને ચાહું છું એટલે જ તને ઠપકો આપું છું, તારા પર મને પ્રેમ છે એટલે જ તને આમ શિક્ષા કરું છું. તને હું મારો પોતાનો ગણું છું એટલે જ તને રડાવું છું તું સાચે માર્ગે ચાલતો હોય, હું તને જે તારા ભલાનું કહું તે તું કરતો હોય, તારું ધ્યેય જેમાં રહેલું છે એ તું સમજતો હોય અને આચરતો હોય તો હું તને છાતી સરસો ચાંપું. પરંતુ જો તું વિમાર્ગે જતો હોય, મારા સદ્રૂપ દૈવનું ઉલ્લંઘન કરતો હોય તો તારા તરફના મારા પ્રેમને લીધે હું તને ઠપકો આપીશ, વઢીશ, રડાવીશ. માટે સાવધ થઇ જઇને, પશ્ચાત્તાપ કરીને સન્માર્ગે મને અનુસર.'"

વાર અટકીને પછી તેઓને દેવપુરુષે કહ્યું: "હવે તમે આગળ જાઓ અને અરવાડે તમને જે જે સૂચનો કર્યાં છે તે ધ્યાનમા રાખજો."

ભક્તરાજ અને આશાપ્રસાદ દેવપુરુષનો આભાર માની આનંદ પામતા આગળ ચાલ્યા.

થોડી વારમાં જ તેઓ સુંદર પ્રદેશમાં આવી પહોંચ્યા, બધે આનંદ આનંદ છવાયેલો હતો અને રંગબેરંગી પુષ્પોની સુવાસ હૃદયને પુલકિત કરતી હતી. પંખીઓ મધુર અવાજે ગીતો ગાતાં ઊંચે ઊડી રહ્યા હતાં. બધે દિવ્યતા વ્યાપી ગઇ હતી.

એવામાં બે ભદ્ર પુરુષો સુવર્ણ જેવાં પ્રકાશતાં દિવ્ય વસ્ત્રોમાં સુસજ્જિત થયેલાં ત્યાં આવી પહોંચ્યા. તેઓએ ભક્તરાજ તેમ જ એના સાથીને બધા સમાચાર પૂછ્યા. પછી તેઓ બોલ્યા: "હજી તમારા માર્ગમાં મુશ્કેલીઓ આવશે. ત્યાર બાદ તમે દિવ્ય ધામમાં દાખલ થઈ શકશો." પછી તેઓ બધા સાથે મળીને આગળ ચાલવા લાગ્યા.

આગળ જતાં દિવ્ય ધામના દ્વાર તરફને માર્ગે એક મોટી નદી આવી. તેના ઉપર ક્યાંય પુલ ન હતો. ભક્તરાજ અને આશાપ્રસાદ તો ખળખળ અવાજ કરતી ઝડપભેર વહેતી મોટી નદીને જોઇને જ મુંઝાઈ ગયા. પેલા બે ભદ્ર પુરુષોએ કહ્યું: "તમારે આ નદી ઓળંગીને પેલા દ્વાર આગળ પહોંચવાનું છે."

ભક્તરાજ તો ગભરાઈ ગયો. તે આશા પ્રસાદને કહેવા લાગ્યો: "આવી અપાર નદી શી રીતે ઓળંગી જવાશે? ક્યાંય પુલ જેવું દેખાતું નથી! એમાં જો પડીએ તો જીવતા બહાર નીકળી શકાય એમ નથી. પણ આશાપ્રસાદે તેને હિંમતથી ઝંપલાવવા કહ્યું. બંનેએ પૂરપાટ વહેતી નદીમાં ઝંપલાવ્યું. નદીનો વેગ એટલો ઝડપી હતો કે ભક્તરાજ તો તણાવા લાગ્યો! તે બૂમ પાડી ઊઠ્યો: "અરે, આ ઊંડા પાણી મને તાણી જાય છે મને બચાવો! બચાવો!" પણ આશાપ્રસાદ એને વારંવાર હિંમત આપતો રહ્યો. છેવટે ભક્તરાજની મૂંઝવણ દૂર થઈ અને થોડી વારમાં તેઓ સામે પાર આવી પહોંચ્યા.

એ કિનારે તેઓએ પેલા બે ભદ્ર દિવ્ય પુરુષોને ઊભેલા જોયા. તેઓ બંનેએ ભક્તરાજ અને આશાપ્રસાદને આગળ પ્રયાણ કરવા કહ્યું

હવે એ દિવ્ય ધામને માર્ગે એક ઊંચો દુર્ગમ ડુંગર આવ્યો. પરંતુ બંને જણા હિંમતભેર ડુંગરાને પણ વટાવી ગયા. અને થોડી વારમાં જ તેઓ દ્વાર પાસે આવી પહોંચ્યા. દ્વાર ઉપર લખ્યું હતું: "જેઓ પ્રભુના આદેશને સમજે છે, પ્રભુની આજ્ઞા પાળે છે, તેઓ અહીં પ્રવેશી શકે છે"

ભક્તરાજ અને આશાપ્રસાદ એ બંનેએ દિવ્ય ધામમા પ્રવેશ કર્યો. તરત જ તેમનાં વસ્ત્રો સુવર્ણની પેઠે [અનુસંધાન પૃ૦ ૩૩૪]

પ્યારાબાપુ



# ઈચ્છાની સ્વતંત્રતા

ગુરુદયાલ મલ્લિકજી

પ્રભુએ માણસને અનેક બક્ષિસો આપી છે, પણ તેમા જે વિશેષ રીતે મુખ્ય અને મૂલ્યવાન છે, તે છે માણસની ઇચ્છાની સ્વતંત્રતા જો આ સ્વતંત્રતા માણસને ન મળી હોત, તો હમેશ માટે તે ગવામ દશામા પડી રહ્યો હોત અને એની જે સાચી પદવી છે—અર્થાત પ્રભુનો એ સંતાન છે—તે કોઈ દિવસ પામી શક્યો ન હોત કારણ કે તે પ્રભુની સાથે પ્રેમનો સબધ પોતાની સ્વતત્ર ઇચ્છા દ્વારા જ ઘટાવી શકે છે

પણ માણસ જ્યા ભૂલ કરે છે તે એ છે કે પ્રભુએ આપેલી ઈચ્છાની સ્વતત્રતા — Freedom of the will — ને તે કેવળ સ્વચ્છદતા — Self will — સમજે છે તેથી તે એમ માને છે કે તે મન ફાવે તેમ વિચારી શકે છે, વર્તી શકે છે પરતુ તે ઇચ્છાની સ્વતત્રતાનુ રહસ્ય જાણતો નથી તેની ઇચ્છા સ્વતંત્ર એટલા માટે છે કે તે પોતાની ઈચ્છાથી જ, દબાણને વશ થઈને નહિ, પ્રભુની જે ઇચ્છા છે તેનો સ્વીકાર કરે અને પ્રભુની જ ઇચ્છામા પોતાની ઈચ્છાનો સમાવેશ કરી દે કારણ કે જ્યા સ્વતત્ર ઇચ્છા છે, સ્વેચ્છા છે ત્યા જ પ્રેમ થઈ શકે છે. અને જ્યા પ્રેમ હોય છે ત્યા જ પોતાનુ સર્વસ્વ સમર્પણ કરવાની વૃત્તિ, ત્યાગવૃત્તિ ઉદ્ભવે છે તેથી જ માણસ માટે સર્વોત્તમ પ્રાર્થના એ જ હોઈ શકે કે, "હે પ્રભુ! તારી ઈચ્છાને સમજવાની અને સ્વીકારવાની બુદ્ધિ તેમ જ શક્તિ મને આપ"

સ્વેચ્છાથી કોઈ બીજાનો દાસ બને કે ગરીબાઈની સાથે સગાઈ કરે એ એક વસ્તુ છે, અને દબાણને વશ થઈ કોઇ બીજાનો ગુલામ બને કે સંજોગવશ થઈ ગરીબ બનવુ પડે એ બીજી વસ્તુ છે બનેમા બહુ મોટો તફાવત છે

પરતુ માણસ પોતાની ઇચ્છાનો પ્રભુની ઇચ્છામા સમાવેશ કરે, એનો અર્થ એવો તો નથી જ કે તે પોતાના અહમ્‌નો એકદમ નાશ કરી દે તેની એટલી તો સ્વેચ્છા હોવી જ જોઇએ કે જેથી તે પ્રભુને પ્રેમ કરી શકે

અને તેનો અંતરઆત્મા આનંદથી પ્રભુના ચરણમાં પોતાનું માથું રાખીને પ્રતિજ્ઞા કરી શકે કે, "મૈં હું તેરા, પ્રભુજી!" કારણ ત્યારે જ પ્રભુ એને જવાબમાં કહી શકશે, "તૂં હૈ મેરા!"

(અંગ્રેજી 'ગીતાંજલિ' કાવ્ય ૩૪)

તુજને મુજ પ્રભુજી કરી રાખું,
એટલી બસ મમતા મુજ રાખું.
મજ્ઝ ફિરી પ્રજા, જોઉં તુજને,
સકલ વિષે થઈ પરોવું તુજને.
નિશદિન તુજને પ્રેમ પિલાવું,
એટલી બસ ઇચ્છા મુજ રાખું.
તુજને ક્યાંય નહીં હું ઢાંકું,
એટલું બસ મુજનું 'હું' રાખું.
તુજ લીલા મુજ પ્રાણે ચાલે,
તેથી ધરી રાખ્યો સંસારે;
જે તુજ શુભબંધનમાં બાંધ્યો,
એટલું બસ બંધન મુજ રાખો.

[અનુ૦ નગીનદાસ પારેખ]

# સરદારશ્રીની વાણી

માણસમાં એક ચિનગારી પડી છે. એને જગતનું જ્ઞાન થવું જોઇએ. એનું જ્ઞાન થાય તો એક માણસ ઊંચો અને એક નીચો નહીં લાગે.

× × ×

જેણે ઈશ્વરની ઓળખાણ કરી એને તો જગતમાં કોઈ અસ્પૃશ્ય નથી. એને ઊંચનીચના ભેદ નથી.

× × ×

ધર્મને નામે હિંદુસ્તાનમા અનેક વહેમ ગરી ગયા છે. ઢોરને ખાવા આપશે તો આઘેથી ટુકડો ફેંકશે. ઊંચેથી પીવા પાણી આપશે. આમ જે માણસ બીજાને અસ્પૃશ્ય ગણે છે એને તિરસ્કાર કરનાર જગતમાં બીજા હોય છે.

× × ×

ભગવાન દુખીમાં દુઃખી માણસમાં પડેલો છે. એ કંઇ મહેલમાં જતો નથી.

× × ×

આપણું શરીર, કપડું સાફ રાખીએ તેમ આપણું ગામ સાફ રાખવું એ આપણું કામ છે, કંઈ રાજ્યનું કામ છે? ઘર સાફ રાખવું જોઇએ, ગામ સાફ રાખવું જોઇએ. ગંદવાડમાં ઈશ્વર આવતો નથી.

ભગવાનની આગળ નમીએ, બીજાની આગળ ન નમવું જોઇએ. આપણું શિર અણનમ રહેવું જોઇએ.

× × ×

જેણે પાપ, ચોરી કરી ન હોય એને ડરવાનું શું કારણ? મોત કોઇને છોડતું નથી. એક વખત એવો આવે છે કે, આપણે બેઠા રહીએ ને આપણો ભરજુવાન છોકરો ચાલ્યો જાય છે. એ ભગવાનની માયા છે. જે વસ્તુ નસીબમાં લખેલી છે અને જન્મથી સાથે છે એનો ભય, ડર શો? એ તો ખુશીનો દિવસ છે.

× × ×

દુનિયાના માણસો એકબીજાને ફાડી ખાવા પ્રયત્ન કરે છે. આપણે ત્યાં તો અહિંસા પરમો ધર્મઃ છે. એ સાચી ભાવના આપણામાં હોય તો આપણે ત્યાં દુઃખ ન હોવું જોઇએ.

× × ×

રાતદિવસ કામ કરનાર સહેજે ઇન્દ્રિય ઉપર સંયમ મેળવે છે.

× × ×

ચરખાની પાછળ માનસિક ક્રાંતિ કરવાની છે. એ નહીં થાય તો આ બધું ભુલાઈ જશે. વહેમી માણસ વહેમથી માળા ફેરવ્યાં કરે પણ એમાંથી ફળ ન મળે એવું થાય.

પ્યારા બાપુ

વિનોબાજી

માણસનુ જીવન અનેક સંસ્કારોથી ભરેલું હોય છે. આપણે હાથે અસંખ્ય ક્રિયાઓ થયા કરે છે તેનો હિસાબ માંડવા બેસીએ તો અંત ન આવે. સ્થૂળ પ્રમાણમાં માત્ર ચોવીસ કલાકની ક્રિયાઓ લઇએ તો કેટલીયે જોવાની મળશે. ખાવું, પીવું, બેસવું, ઊંઘવું, ચાલવું, ફરવા જવું, કામ કરવું, લખવું, બોલવું, વાંચવું, અને આ ઉપરાંત તરેહ-તરેહનાં સ્વપ્ના, રાગદ્વેષ, માનાપમાન, સુખ-દુઃખ, એમ ક્રિયાના અનેક પ્રકાર આપણને જોવાના મળશે. મન પર એ બધી ક્રિયાઓના સંસ્કાર પડ્યા કરે છે. એથી જીવન એટલે શું એવો કોઈ સવાલ કરે તો જીવન એટલે સંસ્કારસંચય એવી વ્યાખ્યા હું કરુ.

સારા સંસ્કાર તેવા બૂરા સંસ્કાર પણ હોય છે. બન્નેની માણસના જીવન પર અસર થયેલી જણાય છે. બચપણની ક્રિયાઓનું તો સ્મરણ જ રહેતું નથી. પાટી પરનું લખાણ ભૂસી નાખ્યું હોય તેવું આખા બચપણનું થઇ જાય છે. પૂર્વજન્મના સંસ્કારો તો છેક સાફ ભૂંસાઇ ગયેલા હોય છે; અને તે એટલે સુધી કે પૂર્વજન્મ હતો કે નહીં તેની પણ શંકા થઈ શકે છે. આ જન્મનું નાનપણ યાદ આવતું નથી તો પૂર્વજન્મની વાત શું કામ કરવી? પણ પૂર્વજન્મની વાત રહેવા દઇએ આપણે આ જન્મનો જ વિચાર કરીએ. આપણી જેટલી ક્રિયાઓ ધ્યાનમાં રહે છે તેટલી જ થઈ છે એવુંયે નથી. અનેક ક્રિયાઓ અને અનેક જ્ઞાન થતા રહે છે. પણ એ ક્રિયાઓ ને એ બધાં જ્ઞાનો મરી પરવારે છે ને છેવટે થોડા સંસ્કાર માત્ર બાકી રહી જાય છે. રાત્રે સૂતી વખતે આપણે દિવસ દરમિયાનની બધી ક્રિયાઓ યાદ કરવા જઇએ તોયે પૂરી યાદ આવતી નથી. કઈ યાદ આવે છે? જે કૃતિઓ બહાર તરી આવનારી હોય છે તે જ નજર સામે રહે છે. ખબ તકરાર કરી હોય તો તે જ યાદ આવ્યા કરે છે. તે દિવસની તે જ મૂખ્ય કમાણી. બહાર તરી આવતી મોટી મોટી વાતોના સંસ્કારની છાપ મનમાં જોરથી પડી જાય છે રોજનીશી લખતા હોઇએ તો આપણે રોજ બેચાર મહત્ત્વની બાબતો નોંધીશું. દરેક દિવસના આવા સંસ્કારો લઈ એક અઠ-વાડિયાનુ તારણ કાઢીશુ તો એમાથી ગળી જઇને અઠવાડિયા દરમિયાનની થોડી બહાર તરી આવતી મોટી મોટી વાતો બાકી રહી જશે પછી મહીનામા આપણે શું શું કર્યું તે જોવા બેસીશુ તો આખા મહિનામાં અનેલી જે મહત્ત્વની વાતો હશે તેટલી જ નજર સામે આવશે. આમ પછી છ મહિનાનું, વરસનું, પાચ વરસનું યાદ કરતા કરતા તારણરૂપે બહુ થોડી વાતો ધ્યાનમા રહે છે. અને તેમના સસ્કાર બને છે. અસંખ્ય ક્રિયાઓ અને અનંત જ્ઞાનો થતા થતા છેવટે મનની પાસે બહુ થોડી સિલક બાકી રહેતી જણાય છે. જે તે કર્મો ને જે તે જ્ઞાન આવ્યા અને પોતાનું કામ પતાવી મરી ગયાં બધા કર્મોના મળીને પાચદશ દસ સસ્કાર જેમ તેમ સિલક રહે છે. આ સંસ્કારો એ જ આપણી મૂડી. જીવનનો વેપાર ખેડી જે કમાણી કરી તે આ સંસ્કારસંપત્તિની. એકાદ વેપારી જેમ રોજનો, મહિનાનો, ને આખા વરસનો જમા-ખર્ચ માડી છેવટે આટલો નફો થયો કે આટલી ખોટ ગઈ એવો આંકડો તારવે છે તેવું જ આખેહૂબ જીવનનું છે અનેક સંસ્કારોની સરવાળાબાદબાકી થતા થતાં તદ્દન ચોખ્ખું અને માપસરનું એવું કંઈક સિલક રહે છે

જીવનની છેલ્લી ઘડી જ્યારે આવે છે ત્યારે આત્મા જીવનની ચિકિત્સા શરૂ કરવા માંડે છે. આખા જન્મારામાં શું કર્યું તે યાદ કરતાં તેને કરેલી કમાણી બે-ચાર વાતોમાં દેખાય છે. આનો અર્થ એવો નથી કે જે તે કર્મો ને જ્ઞાનો ફોગટ ગયાં. તેમનું કામ પતી ગયેલું હોય છે. હજારો રૂપિયાની ઊથલપાથલ કર્યા બાદ આખરે વેપારીની પાસે પાંચ હજારની ખોટ કે દસ હજારનો નફો એટલો જ સાર રહે છે. ખોટ ગઈ હોય તો તેની છાતી બેસી જાય છે અને નફો રહ્યો હોય તો આનંદથી તેની છાતી ફૂલે છે.

આપણું એવું જ છે. મરણ વખતે ખાવાની ચીજ પર વાસના જઈ બેઠી તો આખી જિંદગી સ્વાદ કરવાનો અભ્યાસ કર્યો છે એમ સાબિત થાય. અન્નની વાસના એ જીવનની કરેલી કમાણી થઈ. કોઈક માને મરતી વખતે છોકરાની યાદ આવે તો તે પુત્ર વિષેનો સંસ્કાર જ જોરાવર સાબિત થયો જાણવો. બાકીનાં અસંખ્ય કર્મો ગૌણ થઈ ગયાં. અંકગણિતમા અપૂર્ણાંકનો દાખલો હોય છે. તેમાં કેવા મોટા મોટા આંકડા! પણ સંક્ષેપ કરતાં કરતાં છેવટે એક અથવા શૂન્ય જવાબ નીકળે છે. તે પ્રમાણે જીવનમાં સંસ્કારના અનેક આંકડા જતા રહી આખરે જોરાવર એવો એક સંસ્કાર સારરૂપે બાકી રહે છે. જીવનના દાખલાનો એ જવાબ જાણવો. અંતકાળનું સ્મરણ આખા જીવનનું ફલિત છે.

જીવનનો એ છેવટનો સાર મધુર નીવડે, એ છેવટની ઘડી રૂડી નીવડે તેટલા માટે આખા જીવનની બધી મહેનત હોવી જોઈએ. જેનું છેવટ રૂડું તે આખું રૂડું. એ છેવટના જવાબ પર ધ્યાન રાખી જીવનનો દાખલો કરો. એ ધ્યેય નજર સામે રાખી જીવનની યોજના કરો. દાખલો કરતી વખતે જે ખાસ સવાલ પૂછવામાં આવેલો હોય છે તે નજર સામે રાખીને તે કરવો પડે છે. તે પ્રમાણેની રીત અજમાવવી પડે છે. મરણ વખતે જે સંસ્કાર ઉપર તરી આવે એવી ઇચ્છા હોય તેને અનુસરીને આખા જીવનનો પ્રવાહ વાળો. તેના તરફ રાત ને દિવસ મનનું વલણ કરો.

---

દેહથી હું જુદો છું એ વાત જ્યાં સુધી આપણા ધ્યાનમાં ઊતરી નથી ત્યાં સુધી જુલમગાર લોકો આપણા પર જુલમ ગુજારતા રહેશે, આપણને ગુલામ બનવતા રહેશે, આપણા બિહાલ કરતા રહેશે. જુલમથી દબાનારના ડરને લીધે જ જુલમ ગુજારવાનું બની શકે છે. એક રાક્ષસ હતો. તેણે એક માણસને પકડ્યો. રાક્ષસ તેની પાસે કાયમ કામ કરાવે. માણસ કામ ન કરે તો રાક્ષસ કહે, "તને ખાઈ જઈશ, તને ગળી જઈશ." શરૂ શરૂમાં માણસને ધાક લાગતો. પણ પછી જ્યારે હદ થવા માંડી ત્યારે તેણે કહ્યું, "ખાઈ જા ખાવો હોય તો એક વાર ખાઈ નાખ." પણ પેલો રાક્ષસ તેને થોડા જ ખાવાનો હતો? તેને તો ગુલામ નોકર જોઈતો હતો. માણસને ખાઈ જાય પછી તેનું કામ કોણ કરે? દર વખતે ખાઈ જવાની ધમકી રાક્ષસ આપતો પણ 'જા ખાઈ જા,' એવો જવાબ મળતાંની સાથે તેનો જુલમ અટકી ગયો. જુલમ કરવાવાળા લોકો બરાબર જાણે છે કે આ લોકો દેહને વળગી રહેનારા છે. એમના દેહને કષ્ટ આપીશું એટલે એ દબાઈને ગુલામ થયા વગર રહેવાના નથી. પણ દેહની આ આસક્તિ તમે છોડશો એટલે તાબડતોબ તમે સમ્રાટ બનશો, સ્વતંત્ર થશો. પછી સર્વ સામર્થ્ય તમારા હાથમાં આવશે. પછી તમારા પર કોઈની સત્તા ચાલશે નહીં પછી જુલમ કરનારનો આધાર તૂટી જાય છે. 'હું દેહ છું.' એ ભાવના મૂળમાં તેઓનો આધાર હોય છે. તેમને લાગે છે કે આ લોકોના દેહને દુઃખ આપીશું એટલે એ લોકો આપણા તાબામાં રહેશે. તેથી જ એ લોકો હંમેશ ધાકધમકીની ભાષા વાપરે છે.

—વિનોબાજી

# સ્વપ્રયત્નનું ફળ

પદ્મનાભ શ્રી. જૈની



એક સમયે ભગવાન બુદ્ધ કોસલ દેશમા સાલ વનમા વિહાર કરતા હતા તેમણે આયુષ્માન આનદને સબોધીને કહ્યું —

"આનદ! ભૂતકાળમા આ નગરમા ભગવાન કશ્યપ વિહાર કરતા હતા ભગવાન કશ્યપના પાચસો ઉપાસકો હતા જેઓમા આયુષ્માન ગવેષી જ્યેષ્ઠ હતો હે આનન્દ! એક વાર આયુષ્માન ગવેષીને થયુ, 'અરે, હુ આ પાચસો ગૃહસ્થોનો માનીતો છુ હુ તેમનો નેતા છુ હું જેમ કરુ અને કહું તેમ તેઓ બધા કરે છે પણ હુ પોતે જ શીલસપન્ન નથી, તેથી એ લોકો પણ શીલસપન્ન નથી એટલે અમે બધા એક જ કક્ષાના કહેવાઈએ ચાલ હુ કઈક વિશેષતા પ્રાપ્ત કરુ' એવો નિશ્ચય કરી હે આનદ! આયુષ્માન ગવેષી પાચસો જણા પાસે ગયો અને બોલ્યો 'આયુષ્માનો! તમે મને આજથી યાવજ્જીવ શીલસપન્ન માનો. હું શીલની પાલના કરીશ' "ત્યારે આનન્દ! પેલા લોકોને થયુ 'આ આયુષ્માન ગવેષીએ દૃઢવ્રત લઈને શીલસપન્ન થવાનુ ધાર્યું છે એની પાસે જે નિશ્ચય અને સામર્થ્ય છે તે અમારી પાસે પણ છે ચાલો આપણે પણ શીલસપન્ન બનીએ.' એમ વિચાર કરી એ પાચસો જણ એ આયુષ્માન ગવેષી પાસે આવીને કહ્યુ 'આર્ય! આપ આજથી અમને પણ

ચ્યારા બાપુ

યાવજ્જીવ શીલસપન્ન માનજો અમે પણ એવુ દૃઢવ્રત લીધુ છે'

'પછી હે આનદ! આર્ય ગવેષીને ખૂબ આનદ થયો પણ એને થયું 'અરે, એ પ્રમાણે અમે બધા સરખા થઈ ગયા! મારે એથીય વધારે વિશેષતા મેળવવી જોઈએ' ત્યારે આર્ય ગવેષી પેલા પાચસો ઉપાસકો પાસે ગયો અને બોલ્યો ભાઈઓ, આજથી આપ સૌ મને યાવજ્જીવ બ્રહ્મચારી માનજો આજથી હુ હીન અને ગ્રામ્ય એવા કામસેવનથી નિવૃત્ત થાઉ છુ'

'એ સાભળી હે આનન્દ! પેલા પાચસો ઉપાસકો પાસે ખુશી થયા તેઓને પણ થયુ, 'જો આર્ય ગવેષી બ્રહ્મચર્યપાલન કરી શકે તો આપણે શા માટે હીન પ્રવૃત્તિઓમા રાચીએ? ચાલો આપણે પણ આવુ પવિત્ર જીવન ગાળીએ' ત્યારે આનદ! એ બધા ઉપાસકો આર્ય ગવેષી પાસે ગયા અને બોલ્યા, 'આર્ય! આજથી આપ અમને પણ બ્રહ્મચારી માનજો અમે પણ બ્રહ્મચર્યની પાલના કરીશુ'

પછી હે આનદ! આર્ય ગવેષી એ જાણીને સતુષ્ટ થયો પણ એને થયુ, 'અમે સૌ શીલસપન્ન અને બ્રહ્મચારી થયા, એટલે સમાન થયા મારે તો એથીયે આગળ જવુ જોઈએ' ત્યારે આનદ! આર્ય ગવેષીએ ઉપાસકો પાસે જઈને કહ્યુ, 'ભાઈઓ,! આજથી

તમે મને યાવજ્જીવ વિકાલભોજનથી વિરત માનજો હવે પછી હું બપોર પછી ન ખાઉં? રાતે તો પાણી પણ લઈશ નહિ'

'એ સાંભળી હે આનંદ! ઉપાસકો રાજી રાજી થઈ ગયા તેઓને થયું, 'જુઓ, આપણો આર્ય ગવેષી કેવો સંયમી અને દૃઢધર્મી છે! ચાલો આપણે પણ એવો સંયમ કેળવીએ' ત્યારે આનંદ! તેઓ આર્ય ગવેષી પાસે જઈને બોલ્યા, 'આર્ય! આપે જેવો દૃઢ સંકલ્પ કર્યો છે તેવો અમે પણ કરીશું અમે પણ યાવજ્જીવ વિકાલભોજનથી વિરત થઈએ છીએ'

"ત્યારે આનંદ! આર્ય ગવેષીનું હૃદય સંતોષ અને પ્રસન્નતાથી ભરાઈ ગયું તેને થયું, 'ઓહો! કેવા ભદ્ર અને શાંત પરિણામી આ લોકો છે! શા માટે હું વધારે પુરુષાર્થ કરી તેઓને પ્રેરણા ન આપું?' પછી આનંદ! આર્ય ગવેષી ભગવાન કશ્યપ પાસે આવ્યો અને બોલ્યો 'ભન્તે! આપના ચરણ પાસે મને પ્રવ્રજ્યા આપશો? ભન્તે! ગૃહસ્થાશ્રમમાં રહીને સંપૂર્ણ સંયમ શક્ય નથી' ભગવાને કહ્યું, 'આર્ય ગવેષી, આવ ધર્મનો ઉપદેશ અમે કર્યો છે આનંદથી બ્રહ્મચર્યનું પાલન કર "ત્યારે આનંદ! આર્ય ગવેષીએ ભિક્ષુ સંઘમાં પ્રવેશ કર્યો, રાતદિવસ ધ્યાન તેમ જ સંયમ કર્યો અને જે પરમ શાન્તિની પ્રાપ્તિ માટે કુલપુત્ર ઝંખના કરે છે એ પરમપદની પ્રાપ્તિ તેણે કરી અને જાણ્યું કે, 'હવે દુઃખ નથી, હવે તૃષ્ણા નથી આ સંતોષમાં, શાંતિમાં કેટલો આનંદ છે!'

"પછી હે આનંદ! પેલા પાંચસો ઉપાસકોને થયું, 'અહો, ધન્ય છે આર્ય ગવેષીને! આ મનુષ્યજન્મમાં આવીને એણે સારને સાર સમજ્યો અસારનો ત્યાગ કર્યો જુઓ, એનું જીવન! કેટલું પ્રસન્ન, કેટલું સ્વતંત્ર, કેટલું પરોપકારી! ચાલો, આપણે પણ શા માટે આવો પુરુષાર્થ ન કરીએ?' એમ વિચાર કરીને હે આનંદ! એ પાંચસો ઉપાસકો ભગવાન કશ્યપ પાસે ગયા અને પ્રવ્રજ્યા માટે પ્રાર્થના કરવા લાગ્યા પરમકારુણિક ભગવાને તેઓનો સ્વીકાર કર્યો

"ત્યારે આનંદ! આર્ય ગવેષીને થયું, ધન્ય છે મારા આ સાથીઓને! કેટલો બધો પુરુષાર્થ તેઓએ કર્યો છે! હું જે વિમુક્તિ સુખનો અનુભવ કરું છું એવો જ તેઓ પણ કરે તો કેવું સારું?'

"ત્યારે આનંદ! એ સૌ ભિક્ષુઓએ સતત અપ્રમાદથી મનનો સંયમ કર્યો, વાણીનો સંયમ કર્યો, શરીરનો સંયમ કર્યો ધીમે ધીમે બ્રહ્મચર્ય જીવનના પરમોત્કર્ષને તેઓએ પ્રાપ્ત કર્યો

"હે આનંદ! એ જોઈ આર્ય ગવેષીને થયું, 'અમે સૌ મુક્ત છીએ, સુખી છીએ, સાચા અર્થમાં સમાન છીએ'

"તેથી હે આનંદ! તમારે આ ઉપરથી એ શીખવું કે, ઉત્તરોત્તર ઉત્તમથી ઉત્તમ, અને શાંતથી શાંતતર પદની પ્રાપ્તિ માટે અમે પણ પ્રયત્ન કરીશું તથા એવા વિમુક્તિસુખની પ્રાપ્તિ કરીશું જ્યાં બધા સમાન છે'

"આનંદ! તથાગત તો કેવળ માર્ગ બતાવશે પ્રયત્ન તો તમારે જ કરવાનો હોય "તુમ્હેહિ કિચ્ચં આતપ્પં । અક્ખાતારો તથાગતા ॥"

'પ્યારાબાપુ' અંગેનો કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે આપનો ગ્રાહક નંબર લખવા ભૂલશો નહિ આપના સરનામામાં ફેરફાર થયો હોય તો તે સ્પષ્ટ અક્ષરે લખશો

ન ભૂલવો, અંતરનો
આનંદ ન ખોવો
આપણા હાથમાં છે.
૮/૩/૩૮ બાપુના
આશીર્વાદ

[બાપુ કોઈ પણ માંદું પડે ત્યારે તેને આનંદમાં કેમ રાખવો, તેની માંદગીના વિચારો છોડી બીજી દિશામાં તેના વિચારો કેમ વાળવા તેનો સુંદર પાઠ પત્રદ્વારા આપતા. અને ક્ષયના દરદી હોય તેને બાપુ વિશેષ લાડ અને પ્રેમથી પત્ર લખતા. દર અઠવાડિયે તેના સાચા ખબર ગમે ત્યાંથી મેળવીને જ જંપતા.

ભાઈ રમણિક એક ક્ષયરોગના દરદથી પીડાતા દરદી હતા. તેની માંદગીના ખબર તેના પિતાશ્રી પાસેથી મેળવીને બાપુએ આ પત્ર લખેલો છે. દરદીને ક્ષય જેવા હઠીલા દરદમાં આનંદિત અને પ્રફુલ્લિત રહી ઈશ્વરને આધીન રહેવાનું કહી દરદને હળવું કરવાનું કેવું સરસ રીતે સમજાવ્યું છે! જે વસ્તુ આપણા હાથમાં છે તેને શા માટે ખોવી અને દરદમાં ઉમેરો કરવો!

આવા કેટલાય દરદીઓ બાપુના પત્રોમાંથી આશ્વાસન મેળવતા હતા. આ આશ્વાસનની અસર દવા અને આરામ કરતા પણ વધુ શરીર પર થતી હતી.]

ચિ૦ રમણિક,

તારી માંદગીના ખબર પિતાજી તરફથી મળ્યા કરે છે. તું સાજો નથી થતો એમ સમજ્યો છું. સાજા થવું, માંદાં પડવું. માંદા રહેવું—એ બધું આપણા હાથમાં નથી. પણ ગમે તે સ્થિતિમાં સમભાવ જાળવવો, ઈશ્વરને ન ભૂલવો, અંતરનો આનંદ ન ખોવો આપણા હાથમાં છે.

૮–૭–૩૮ સેગાંવ બાપુના આશીર્વાદ

*ક્ષયના કરતાં ક્ષયનો ભય વધારે પીડે છે. જેને વિષે ક્ષયનું આરોપણ થાય છે તે પોતાના દર્દનો જ વિચાર કર્યા કરે છે. અને જ્યાં ત્યાં ક્ષયથી થતો દુખાવો જોયા કરે છે આ ભૂત જો મનમાંથી કઢાવી નાંખી શકાય તો દરદી ઝટ સારો થાય છે.

*જેમ જેમ વધારે વિચાર કરું છું તેમ તેમ મને વધારે ને વધારે ભાન થતું જાય છે કે અંતરથી ને સમજપૂર્વક રામનામ લેવું એ સર્વ પ્રકારના વ્યાધિઓનો ઇલાજ છે.

૩૨૨]

પ્યારા બાપુ

# લાયકાતનું માપ



મુકુલભાઈ

એક રાજા હતો તે આખો વખત મોજ મજા કરવામાં જ આનંદ માનતો હતો સારા સારા કપડા પહેરવા એને ખૂબ ગમે પરંતુ રાજા તરીકેનો ધર્મ એ બરોબર બજાવતો ન હતો રાજાનું જોઈને બીજા લોકો પણ એ જ રીતે વર્તતા

એક દિવસે તે નગરમાં ચાર ચતુર માણસો આવી ચડ્યા રાજા વિષે આવી વાતો સાંભળીને તેઓને થયું 'ચાલો આપણે રાજાની સાન ઠેકાણે લાવીએ એને એવો તો પાઠ શીખવીએ કે તે સીધો દોર થઈ જાય અને પોતાનો સાચો ધર્મ સમજતો થાય

આ ચાર જણા હોશિયાર તેમ જ ભારે યુક્તિબાજ પણ હતા તેઓએ વણકરનો વેશ ધારણ કરી રાજા પાસે જઈને કહ્યું "રાજાજી, અમે કુશળ વણકરો છીએ અમે સોનાચાંદીના તારથી એવું સારું કપડું વણીએ છીએ કે તમે કદી એવું જોયું ન હોય પણ અમારા કપડાની એક ખૂબી છે જે માણસ પોતાનું કામ વફાદારીથી બરાબર ન કરતો હોય તેને એ કાપડ દેખાય નહીં '

રાજા એ સાંભળીને વિચારવા લાગ્યો આ સારી વાત છે હું જોઉં તો ખરો કે મારા રાજ્યમાં કોણ વફાદારીથી કામ નથી કરતું

રાજાએ વણકરોને કપડું વણવાની રજા આપી અને એમને જોઈએ એટલા સોનાચાંદીના તાર પૂરા પાડવાનો ખજાનચીને હુકમ કર્યો

વણકરોએ તો ખાલી સાળ પર કામ કરવા માંડ્યું દરરોજ તેઓ સોનાચાંદીના તારો મન ફાવે એટલા લઈ આવવા લાગ્યા

ચારેક દિવસ પછી રાજાએ પ્રધાનને કહ્યું "પ્રધાનજી, તમે ત્યાં જઈને જોઈ તો આવો કે કેવું કપડું વણાય છે?"

પ્રધાન થોડાક કારભારીઓ સાથે વણકરો કામ કરતા હતા ત્યાં જવા ઉપડ્યો

પ્રધાન પધારે છે એવી ખબર પડતા જ પેલા ચાર લુચ્ચા વણકરો ખાલી સાળ પર નકામું નકામું વણવા બેસી ગયા પ્રધાન અને કારભારીઓ આવીને જુએ તો ખાલી સાળ પર વણકરો કામ કરતા હતા જાણે વણતા જ હોય એટલી તલ્લીનતાથી એ લોકો વણતા હતા.

પ્રધાન અને કારભારીઓ આંખો ફાડી ફાડીને જુએ પણ કપડું દેખાય જ નહીં ! પ્રધાનને થયું શું હું મારું કામ વફાદારીથી નથી કરતો ! મને કપડું શા માટે દેખાતું નથી ? '

વણકરો હસીને પ્રધાનને કહે "પ્રધાનજી કપડું સુંદર વણાયું છે કે નહીં ? સૂચના આપવી હોય તો જરૂર આપજો

પ્રધાન તો મનમાં મૂંઝાયો પણ બહારથી હસતો હસતો બોલ્યો 'વાહ શું સુંદર કપડું છે ! આવું સુંદર કપડું મેં કદી જોયું નથી કેમ કારભારીજી સાચી વાત છે ને ?"

કારભારીઓની પણ એવી જ દશા હતી તેઓ પણ મનની વાત છુપાવીને બોલ્યા, 'પ્રધાનજી, ખરેખર, એની ભાત તો જુઓ, કેટલી સુંદર છે ! '

પ્રધાને રાજા પાસે આવીને કપડાના ખૂબ વખાણ કર્યાં

આઠ દિવસ પછી રાજા પ્રધાન સાથે કપડું

જોવા ગયો. વણકરો તો ખાલી સાળ પર મહિનોસાથ કપડું વણતા હોય એમ કામ કરતા હતા.

રાજા આવીને જુએ તો સાળ ખાલી હતી! તે આંખો ફાડી ફાડીને જુએ, રૂમાલથી આંખો લૂછીને જુએ પણ તેને કપડું દેખાય જ નહી. એ તો મનમા અકળાયો. અરે, શું હુ રાજા તરીકે લાયક નથી? શું હું મારું કામ વફાદારીથી કરતો નથી?

રાજા આમ વિચાર કરતો હતો ત્યા પ્રધાન બોલ્યો ' રાજાજી કેટલું સુંદર કપડું છે! તમને ગમ્યુ કે નહી?"

પ્રધાનનું સાભળીને રાજા ચમક્યા. તે ખોટુ ખોટુ બોલ્યો. "સાચી વાત પ્રધાનજી, આવું કપડું તો મે જિંદગીમા કદી જોયુ નથી!"

વણકરો હસતા હસતા બોલ્યા, "રાજાજી, કપડું હવે લગભગ તૈયાર થઈ ગયું છે તમારે માટે અમે તનતોડ મહેનત કરી છે. હવે તમારું માપ લેવા દો. અમે તમારે માટે સરસ પોશાક તૈયાર કરીશુ "

ત્રણ ચાર દિવસ પછી એક ખાલી થાળ લઈને પેલા ચાર માણસો રાજા પાસે આવ્યા. રાજા જુએ તો થાળ ખાલી હતી એ તો મૂંઝાઈ ગયો, પણ પોતાની મૂંઝવણ કોને કહી શકે? જો રાજા એમ કહે કે, કપડુ એને દેખાતું નથી, તો એ પોતની પદવી માટે નાલાયક ઠરે!

વણકરોએ રાજાને નવો પોશાક પહેરાવ્યો. રાજાને તો પોતાના શરીર ઉપર કપડું જ ન દેખાય! તોયે તે અમસ્તો અમસ્તો રાજી દેખાવાનો ડોળ કરવા લાગ્યો. પ્રધાન તેમ જ કારભારીઓની પણ એ જ દશા થઈ! તેઓ બધા ખુશી ખુશી બતાવતા કહે, "રાજાજી, તમારો પોશાક ખરેખર સુંદર છે.

આખરે આખા ગામમાં રાજાને એ સ્થિતિમા ફેરવ્યો. પણ બધા ખોટું જ બોલવા લાગ્યા. કારણ કે જો કોઈ એમ કહે કે, રાજાના શરીર પર કપડું જ નથી, તો એ નાલાયક ઠરે. તેથી બધા જ લોકો રાજાના નવા પોશાકના વખાણ કરવા લાગ્યા.

પણ એવામાં એક નાના બાળકે રાજા નાગો છે એવું જોરથી કહી દીધું. એ સાંભળીને બધાનો ભ્રમ ભાગ્યો અને રાજા તો શરમિંદો થઈ ગયો! પેલા વણકરોની તપાસ કરી, પણ તે લોકો તો બધી માલમતા લઈને ક્યારનાય ત્યાથી ચાલ્યા ગયા હતા.

રાજાના મન પર આ પ્રસંગની એવી તો ઊંડી અસર પડી કે તે દિવસથી નવાં કપડા પહેરવાની પોતાની ઘેલછા તેણે છોડી દીધી અને રાજકારભારમાં તે ધ્યાન આપવા લાગ્યો.

## સેવાધર્મ

સેવાકાર્યમા વેઠ ઉતારાય જ નહિ. તે છેવાડે મુકાય નહિ પોતાનું હોય તેર શણગારવું, પારકું છે, નવરા પેસે કરવાનું છે એટલે જેવુ અને જ્યારે કરીએ તેવુ ને ત્યારે ચાલશે, એમ વિચારનાર અને આચરનાર યજ્ઞના મૂળાક્ષર પણ નથી જાણતો. સેવામાં તો સોળે શણગાર પૂરવાના હોય, પોતાની બધી કળા તેમાં ઠાલવવાની હોય એ પહેલી, અને પછી આપણી સેવા. મતલબમાં શુદ્ધ યજ્ઞ કરનારને પોતાનું કંઈ જ નથી. તેણે બધું કૃષ્ણાર્પણ કર્યું છે —ગાંધીજી



# બાપુજીની મીઠી વાતો - ૧૦

................................સાને ગુરુજી

મરણની આપણને બધાને બીક લાગે છે પરંતુ જીવન અને મરણ એ બને ભગવાનની મોટી બક્ષિસો છે. દિવસ અને રાત, એ બંનેમાં આનંદ છે. દિવસે સૂર્ય દેખાય છે, તો રાતે ચંદ્રમા, અગણિત તારાઓની શોભા હોય છે. અમાસ અને પૂનેમ એ બનેને આપણે વધાવવી જોઈએ. નાનું બાળક માના બને સ્તનમાથી ભરપૂર દૂધ પીએ છે. જીવન અને મરણ એટલે જગત–માતાના બે સ્તન જ છે બંનેમા આનદ છે

મહાત્માજી મૃત્યુમાં પણ ઈશ્વરની દયા માનતા. હું મરું તોયે ઇશ્વરની એ કૃપા સમજજો એમ તેઓ અનેક વાર ઉપવાસ દરમિયાન બોલતા. ૧૯૧૬–૧૭ની વાત છે. બિહારમા ચંપારણ્ય બાગમાં મહાત્માજી ખેડૂતોની લડત ચલાવતા હતા ગોરા નીલ વરો સરકારની મદદથી અત્યત જુલમ ગુજારતા હતા. એક વાર એક જુવાન ખેડૂત લાઠીમારથી માથું ફાટી જતાં તમ્મર આઈને પડ્યો અને મરણનો ભોગ થયો. તેની મા ઘરડી હતી તેનો એ એકનો એક પુત્ર હતો. તેના દુ:ખની સીમા ન હતી. તે મહાત્માજી પાસે આવીને બોલી 'મારો એકનો એક દીકરો ગયો' અરેરે, તેને તમે જીવતો કરો ને!"

મહાત્માજી શુ કરી શકે એમ હતું! તેઓ ગંભીરતાથી બોલ્યા 'માજી, તારા દીકરાને હુ શી રીતે જીવતો કરું? મારી કયા એવી શક્તિ છે, એવાં પુણ્ય છે? અને શું એમ કરવું સારુ પણ કહેવાય? તને હું બીજો દીકરો આપુ?" એમ કહીને મહાત્માજીએ એ વૃદ્ધ માતાના કંપતા હાથ પોતાના માથા પર મૂકયા. અને ગદ્‌ગદિત થઈ જઈને તેઓ એ માતાને કહેવા લાગ્યા: "મા, લાઠીમારમા ગાધી મર્યો તારો દીકરો જીવતો છે. તે આ તારી સામે જ ઊભો છે. તારા આશીર્વાદ તે માગે છે"

એ માતાનાં આસુ રોકયાં રોકાયાં નહિ. તેણે મહાત્માજીને પોતાની નજીક ખેંચી લીધા. તેમનું માથું પોતાના ખોળામા લઈને "મારા બાપુ" એમ તે બોલી ઊઠી! તેણે તેમને "સો વરસનો થજે" એવ આશીર્વાદ આપ્યા

# અહિંસા અને ક્રોધ

કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

પ્ર૦—જેને ક્રોધ આવતો હોય, કદી કદી પોતાનાં બાળકને ગુસ્સામાં મારી પણ બેસતો હોય, કોઈ ને કોઈ સાથે જેને બોલાચાલી પણ થઈ જતી હોય, એવી વ્યક્તિ એમ કહી શકે ખરી કે પોતાને અહિંસાધર્મમાં શ્રદ્ધા છે?

ઉ૦—આપણે અત્યારે જે પ્રકારની તથા જે હેતુની અહિંસાનો વિચાર કરી રહ્યા છીએ એમાં 'ગુસ્સાના અર્થમાં ક્રોધ' અને 'દ્વેષ, વેર કે ઝેરના અર્થમાં ક્રોધ' એ બન્ને વચ્ચેનો તફાવત સમજવો જરૂરી છે. માતા, પિતા, શિક્ષક વગેરે કદી કદી બાળકો પર ગુસ્સો કરે છે અને બાળકોને શિક્ષા પણ કરે છે. રસ્તા પર આવેલા પાણીના નળ ઉપર કે કૂવા ઉપર કદી કદી સ્ત્રીઓમાં બોલાચાલી થઈ જાય છે. પડોશીઓમાં એક ઘરનો કચરો બીજા ઘરમાં ઊડવા જેવી સાવ નજીવી વાત ઉપર પણ ઝઘડો થઈ જાય છે. વૃદ્ધાવસ્થામાં કે બીમારી વખતે અનેક લોકો મિજાજ ખોઈ બેસે છે અને નાની નાની બાબતોમાં ચિડાઈ જાય છે. આ બધો ક્રોધ જ છે, અને તે એક દુર્ગુણ પણ છે; છતાં, એટલા પરથી જ આપણે એ લોકોને દ્વેષી, ઝેરીલા કે વેરવૃત્તિવાળા નહીં કહીએ. ઊલટું કોઈ વાર તો એવુંયે જોવામાં આવે છે કે ખુલ્લા દિલના અને સરળ સ્વભાવના લોકોમાં આ જાતનો ક્રોધ વધારે પ્રમાણમાં દેખાય છે અને કપટી માણસો વધુ સંયમ બતાવે છે. આ પ્રકારનો ગુસ્સો જેમના પ્રત્યે પ્રેમ અને મિત્રભાવ હોય એમના ઉપર પણ થઈ આવે છે. બલકે, એમના ઉપર વધારે જલદીથી ને વધારે પ્રમાણમાં ગુસ્સે થઈ જવાય છે અને પારકા માણસો ઉપર ઓછો થાય છે. આ સ્વભાવ શિક્ષણ અને સંસ્કાર વગેરેની ઊણપનું પરિણામ છે, નહીં કે દ્વેષવૃત્તિનું. અહિંસાધર્મમાં પ્રગતિ કરવા માટે તથા એના એક આદરણીય સેવક કે નેતા બનવા માટે આ ત્રુટિ જરૂર દૂર થવી જોઈએ. પરંતુ આવી ત્રુટિ હોવાને કારણે કોઈ માણસ અહિંસાધર્મનો સિપાઈ પણ ન બની શકે એવું કંઈ નથી. અહિંસાને માટે જે વસ્તુ મહત્ત્વની છે તે છે અદ્વેષ અથવા અવૈરવૃત્તિ. કોઈએ કંઈ નુકસાન કર્યું હોય કે અપમાન કર્યું હોય, તો એનો બદલો કેવી રીતે લેવો, એને નુકસાન કેવી રીતે પહોંચાડવું વગેરે વિચારો જેના મનમાં આવ્યા કરે છે અને આ વાતને જે ભૂલી જ નથી શકતો બલકે, બદલો લેવાના સંજોગો જ જે ખોળતો રહે છે અને સામી વ્યક્તિનું કંઈક પણ અનિષ્ટ થાય તો ખુશ થાય છે, એવી વૃત્તિ તે હિંસા, દ્વેષ કે વેરની વૃત્તિ કહેવાય. ક્રોધ આવે, શોક પણ થાય, છતાંયે મનમાં જો આવો ભાવ ન ઊઠે તો એ અહિંસા છે. નુકસાન કરનારનું બૂરું નહીં ચાહવાની જેના દિલમાં શુભ વૃત્તિ છે, એ માણસ પ્રસંગવશાત્ ક્રોધને વશ બની જાય, તોપણ એ અહિંસાધર્મનો ઉમેદવાર બની શકે છે. એ ખરું કે જેટલી હદ સુધી એ પોતાનો ગુસ્સો રોકવાનું શીખે, તેટલી જ હદે તે અહિંસામાં વધુ શક્તિ પ્રાપ્ત કરી શકશે.

તાત્ત્વિક દૃષ્ટિએ એમ કહી શકાય ખરું કે ચીડનો ક્રોધ અને વેરવૃત્તિનો ક્રોધ એ બેમાં કેવળ અંશોનો જ ફરક છે તેમ છતાં જેટલો ફરક નાહવા લાયક ગરમ પાણી અને ઊકળતા પાણી વચ્ચેનો છે, તેટલો જ મોટો અને મહત્ત્વનો આ બે વચ્ચેનો ફરક છે.

પ્યારાબાપુ



# ત્રિવેણી સંગમ

સંકલનકર્તા મુ૦ કો૦



(૫૨)

એક વાર વલ્લભભાઈ બાપુને કહે "આ અંગૂઠા ઉપરથી કોણી સુધી પહોંચ્યું, એ કોણી ઉપરથી કાંધે ચડશે. હવે રહેવા દોની, બહુ કાંત્યું"

બાપુ "કોક દિવસ તો કોકની કાંધે ચડવું પડશે જ ના?"

વલ્લભભાઈ "ના રે, એમ ના થાય. દેશને અધવચ મૂકીને ન જવાય એક વાર વહાણ કિનારે લાવો, પછી જ્યાં જવું હોય ત્યાં જજો હું સાથે આવીશ".

(૫૩)

બાપુ જેલમાં સવારે ૯ વાગ્યે અને સાંજે ૭ વાગ્યે રોજ સોડા અને લીંબુ પીતા લીંબુ ઉનાળામાં મોંઘા થાય છે તેથી બાપુએ આંબલી વલ્લભભાઈને સૂચવી આંબલીના ઝાડ તો જેલમાં ઘણાંય છે વલ્લભભાઈએ એ વાતને હસી કાઢી "આંબલીના પાણીથી હાડકાં ભાગે, વા થાય!"

બાપુએ પૂછ્યું 'ત્યારે જમનાલાલજી પીએ છે તે?"

વલ્લભભાઈ "જમનાલાલજીના હાડકાં સુધી આંબલીને પેસવાનો માર્ગ નથી"

બાપુ "પણ એક વાર મેં ખૂબ આંબલી ખાધી છે"

વલ્લભભાઈ "તે કાળે તો આપ પથ્થર પણ હજમ કરી શકતા આજે તે શી રીતે બને?"

(૫૪)

વલ્લભભાઈ જેલમાં નકામા કાગળોમાંથી પરબીડિયાં બનાવતા હતા તેમાં તેઓ પ્રવીણ થતા જતા હતા. દરરોજ કંઈક નવી યુક્તિ સૂઝતી કાગળના ટુકડેટુકડા ઉપર એમની નજર હોય જ એ જોઈને બાપુ કહે "નકામા કાગળો ઉપર તમારું ચિત્ત એવું ચોંટેલું હોય છે, જેવું પેલી બિલાડીનું ચરોળી ઉપર ચોંટેલું હોય છે'

(૫૫)

એક વાર સરોજિનીદેવીનો એક સુંદર કાગળ બાપુ પર આવ્યો તેમાં તેમણે પોતાની સુંદર રસોઈની વાત લખી હતી "મારી અજબ રસોઈના નમૂના આંબલી અને ગોળની ટોફી, સરગવાની સીંગના શાક સાથે પકાવેલી ખીચડી, અને બીજી કેટલીયે સ્વાદિષ્ટ વાનીઓ તદ્દન મૌલિક અને સહજ-સ્વયંપ્રેરિત"

એટલે મહાદેવભાઈએ વલ્લભભાઈને કહ્યું 'જેલમાંથી જ સરગવાની સીંગ મળે તો હું તમને બનાવી દઉં"

વલ્લભભાઈ કહે "ના ના, એ તાશથી શેની બને?"

બાપુ કહે 'વલ્લભભાઈને તો પેલી ચણાના લોટમાં સરસ રીતે બનાવેલી જોઈએ અને તમે તો બાફેલી સીંગની વાત કરો છો!"

પછી થોડી વાર અટકીને બાપુ કહે 'જો દુનિયામાં ક્યાંય શાકને છેક જ બગાડી નાખીને બનાવવામાં આવતા હોય તો તે હિંદુસ્તાનમાં છે ગિબનના પુસ્તકના બારમાં રોમના દરબારોની ખાણીપીણી અને મોજ શોખની વાત છે તેવી આપણી દશા છે

આપણે ખાવાના અનેક કૃત્રિમ સ્વાદ કરી મૂક્યા, અનેક મસાલાઓ શોધ્યા અને એ મસાલાના સ્વાદને માટે જ શાક ખાઈએ છીએ."

મહાદેવભાઈ કહે: "કેટલીક વસ્તુ મસાલા વિના ન જ ખવાય. મીઠું સૂરણ બાફેલું ખાઈ શકાય પણ વવરતું સૂરણ તો ભઠ્ઠીમાં બાફવું જોઈએ અને પછી એમાં ગોળ, આમલી અને મસાલો જોઈએ."

બાપુ કહે: "તો એ સૂરણ ન ખાવાલાયક ગણવું. અળવીનાં પાન કોઈ બાફેલાં ખાતું જ નથી, કારણ કે એ ખવાતાં નથી, અને ખવાતાં નથી એટલે એમાં ચણાનો લોટ અને ધૂળપથ્થર વગેરે નાખીએ ઇ.એ. એ પાન ખાવાલાયક નથી. એમ કેમ ન સમજીએ?"

## સાચી કેળવણી કઈ?

રવિશંકર મહારાજ

આજે તો લોકો જેને સુધરેલા કહે છે, તે ભણતર પાછળ ખૂબ પૈસા ખર્ચે છે, પણ કંઈ મેળવતા નથી. તે તેમના ઘરને અને સમાજને બોજારૂપ થઈ પડે છે. છોકરા-છોકરીઓને પોતાને પણ જીવન બોજારૂપ લાગે છે. ભણતર વધારે લેનારને સુધરેલા કહી શકાય નહીં. કેળવણી જોઈએ. આ પ્રસંગે ભણતરનો આકડોય નહીં શીખેલી એક માધી રબારણની વાત યાદ આવે છે.

અમારા બોચાસણમાં પ્રતાપ નામે બાંધ્યાનો નાનો છોકરો આવ્યો હતો. તે કાંતતાં શીખ્યો ને શિવાભાઈએ એ સૂતર વણાવી આપ્યું ત્યારે ખુશ ખુશ થઈ ગયો. મેં પૂછ્યું, આ ખાદીને શું કરીશ? તો કહે માધીને આપીશ. મેં પૂછ્યું, માધી કોણ? ત્યારે ખબર પડી કે માધી તો તેને ઉછેરનાર રબારણ મા. મને થયું આ માધીના દર્શન કરવાં જોઈએ. એક વખત હું ગયો. માધીએ આવકાર આપી મને બેસાડ્યો. થોડી વારમાં આઠ-નવ વર્ષનો એક સુંદર છોકરો આવી માધીના ખોળામાં ભરાવા લાગ્યો. માધી કોણી મારી દૂર ખસેડવા પ્રયત્ન કરે, પણ તેમ તેમ છોકરો વધારે સોડમાં ભરાય. મેં પૂછ્યું, આ તમારો છોકરો છે? તો કહે ના રે, આ તો વાણિયાનો છોકરો છે. હું એની માની સુવાવડ કરવા ગઈ હતી છોકરો આવ્યા પછી થોડા દિવસે એની મા મરી ગઈ. એટલે મેં ઉછેરીને મોટો કર્યો. મોટો થયો એટલે એનો બાપ એને લઈ ગયો. મારા ઘરનું પાણી પીવાની મનાઈ કરી છે. વટલાઈ જવાય. આથી મેં એને માટે જુદી માટલી ભરી રાખી છે પણ રોયો જુદી માટલીનું પાણી પીતો જ નથી. અને આ ગોળીનું પાણી પીએ છે. મને રોજ એક વખત તો મળી જ જાય.

મેં પૂછ્યું, તમે છોકરા ઉછેરવાનું કંઈ લો છો? ત્યારે આશ્ચર્ય પામીને જવાબ આપ્યો એનું તે કંઈ લેવાતું હશે! ભગવાને ઓછું આપ્યું છે કે ફૂલને ઉછેરવાનું લઈએ?

મને થયું, છોકરાં માંદાં પડતાં હશે ત્યારે શું કરતાં હશે? મેં કહ્યું, છોકરાં માંદાં પડે ત્યારે દવાખાના કરો કે? ત્યારે કહે 'છોકરાને એવા શાં ઉછેરીએ કે તે માંદાં પડે? માંદાં પડે તો કાંડાં ના કાપી નાખીએ?'

આ વાત અમદાવાદમાં રહેતી એક એમ. એ. થયેલી બહેનને કહી. એટલે તરત એ કહે, મહારાજ, એ બાઈને અહીં બોલાવોને? મારા છોકરાને તો રોજ દવા પાવી પડે છે. રોજનો મારો! ત્યારે સાચી કેળવણી કઈ? એમ. એ. વાળી બહેનની કે પેલી અભણ માધીની?



પ્યારા બાપુ

# સમૂહ પ્રાર્થનાનુ વાવેતર . . . . . . . . . . . . . . . . . .

પ્રભુદાસ ગાંધી

"ભલેને એ ખાદી ઢોંગથી પહેરે ઢોંગ માટેયે કોઈ ખાદી પહેરશે તો કંઈ બગડવાનુ તો નથી જ ખાદીનો સ્થૂળ લાભ દરિદ્ર નારાયણને જે મળવાનો છે એ દેખાડવા માટે ખાદી પહેરવાથીયે મળશે એમ કરતા કોઈક દિવસ ઢોંગ ધોવાઈ જશે અને ખાદીની સાચી ભાવનાથી હૈયુ રંગાશે એવી આશા હુ તો સેવ્યા કરવાનો."

બાપુજીના આવા ઉદ્‌ગાર ક્યાય લખી રાખેલા મને ચોક્કસ યાદ નથી આવતા, પણ જ્યારે જ્યારે બાપુ પાસે ફરિયાદ કરવામા આવતી કે, "આ બધા આપની પાસે ભગતભગત બનીને આવે છે, કેવળ ઢોંગ ખાતર જ ખાદી પહેરે છે, એવાઓને ખાદી છોડી દેવાનુ આપ કેમ નથી કહેતા?" ત્યારે બાપુજી ઉપર મુજબ જવાબ આપતા

જેમ ઘણાને ખાદી પહેરવાનો ઢોંગ ગમતો ન હતો તેમ મને આશ્રમની સવાર સાજની પ્રાર્થનામા જઈને બેસવુ રુચતુ ન હતુ મને એ નર્યો ઢોંગ લાગતો હતો બાપુજીની સામે બેસીને સૌ નકામો દેખાડો કરે છે એમ મને થતુ હતુ બાપુજી પોતે ધ્યાન ધરતા હોય ઊંડુ ચિંતન કરતા હોય ત્યા બેસી મારા જેવો અવળચંડના રસો સભારતો હોય છે અને ભાતભાતના ચહેરાઓ કાની છાની આંખે નિહાળી પોતાના રાગદ્વેષને પોષવાનો ધંધો જ મોટે ભાગે આ સમૂહ પ્રાર્થનામા કરે છે એવી મારી માન્યતા હતી આ કારણે મહિના ઓના મહિના લગી પ્રાર્થના ટાણે આશ્રમનો નિયમ ન પાળવાની મે હઠ પકડી હતી અને પ્રાર્થનાનો ઘંટ થતા સાબરમતી નદીને ઉપર વાસ ફરવાને હુ નીકળી જતો અથવા કોઈક ખેતરને ખૂણે પહોંચી જઈ સંધ્યાના વાદળાના પલટાતા રંગો જોવાનો ને આકાશમા ધીરે ધીરે આવતા જતા તારાઓ નિહાળવાનો રસ માણતો

પ્રાર્થના વિષે મનમા મને કંટાળો હતો છતા કોણ જાણે શા કારણે આ કુદરતની શોભા ધરાઈ ધરાઈને જોયા પછી મને નરસિંહ મહેતાનુ કોઈક પરભાતિયુ, સૂર કે તુલસીનુ એકાદ ભજન કે ગીતાજીના બે પાચ શ્લોકો લલકારવાનુ મન થતુ ને એ ફરી ફરીને ગાઉં ત્યારે જ કળ વળતી અને પછી મને એમ પણ થતુ કે આશ્રમની સમૂહ પ્રાર્થનામા ભળવાને બદલે આ વ્યક્તિગત પ્રાર્થનાએ મને લાભ જ મળ્યો છે

જ્યારે જ્યારે બાપુજી મને પ્રાર્થનાનુ પૂછતા ત્યારે હું કહેતો કે આપને સારુ લગાડવા માટે જ મને પ્રાર્થનામા આવવું ગમતુ નથી. આમ બધાની ભેગી પ્રાર્થના ચલાવો છો એ કરતા સૌને આપ વખત આપી દો અને દરેક પોતપોતાની જુદી પ્રાર્થના કરી લે એમ ગોઠવી દો તો અમે છોકરાઓ વધારે સારી પ્રાર્થના કરતા થઈએ એમ મને લાગે છે આ ભેગી પ્રાર્થનામા તો વાદરા જેવુ મન વધારે અડપલા કરવા મંડી જાય છે. હોઠેથી ટપોટપ ગોખેલા શ્લોકો ઉચ્ચારાતા જાય, આખ અરધીપરધી મીચેલી હોય અને મન હજાર જગ્યાએ ભટક્યા કરે એવી પ્રાર્થના કરવાથી ફાયદો શો? વ્યક્તિ ગત પ્રાર્થનાનો સમય હોય તો બીજુ કંઈ નહીં તો પોતાને સમજાય એવા ભજનો અને શ્લોકોનુ અધ્યયન તો વધે!'

બાપુજીનો જવાબ અફર હતો. તેઓ કહેતા કે વ્યક્તિગત પ્રાર્થના જોઈએ જ એ

જેટલી કરીએ એટલી સારી. દરેકે વ્યક્તિગત પ્રાર્થના કરવી જ જોઈએ. પણ સામાજિક પ્રાર્થના જુદી જ ચીજ છે. એનાથી આપણા હૃદયને નોખું જ બળ મળે છે. એ સમજાવ્યું સમજાવાય એમ નથી. એનો અનુભવ આપ મેળે જ કરી શકાય. એટલે સામાજિક પ્રાર્થનાને આશ્રમમાં મેં મોટામાં મોટું સ્થાન આપ્યું છે. એ વિના આશ્રમ ચાલી જ ન શકે. ભલેને માંકડાની પેઠે મન કૂદાકૂદ કરતું હોય પણ સામાજિક પ્રાર્થનાનો નિયમ પાળશો એટલે ધીરે ધીરે ચંચળતામાંથી મનની સ્થિરતાનો અનુભવ વધતો જશે. ઘણા જણ સાથે બેસીને જ્યારે એક જ દિશામાં પ્રયત્ન કરે ત્યારે એકબીજાની હૂંફથી હૈયાનું બળ વધવાનું જ છે. શરત એટલી કે એ પ્રયત્ન ખોરી બદામ જેવો ન હોવો જોઈએ. સમાજમાં એક રૂપ બની સૌની સાથે પોતાનુંયે રૂડું થાય એવી ભાવના સાથે શ્રદ્ધાપૂર્વક એ પ્રાર્થના થવી જોઈએ. શ્રદ્ધા ન હોય છતાં પણ જો ચોખ્ખી ભાવનાથી પ્રાર્થના કરવાનું ચાલુ રાખ્યું હોય તો વહેલા મોડી એ શ્રદ્ધા પણ જાગશે.

એવું ન હતું કે ત્યારે જુવાનીના તોરમાં તણાયે જતો હતો એ કારણે મને બાપુજીની વાત સમજાતી ન હતી. નવજુવાનીનાં ઘણાં અણ-મોલાં વરસ તો મેં માંદગીને ખાટલે ગાળ્યાં છે એટલે ત્યારે તો બાપુજીની વાત — ઘરડા ડોસાનું ડહાપણ આપણને નથી જોતું એમ વિચારી — કોરે મૂકવાની મારામાં તેવડ હતી નહીં. છતાં બાપુની પ્રાર્થનાના નિયમપાલનની વાતથી હું છેટે રહેવાને જ મથ્યા કરતો. પછી જ્યારે શિસ્તને ખાતર પણ પ્રાર્થનામાં બેસવાનું ફરી વાર મેં સ્વીકાર્યું ત્યારે એ 'શિસ્તમાં ખામી ન આવવા દેવાની મેં ચીવટ પણ રાખી. પરંતુ ક્યારેયે હું બાપુજી પાસે જઈને કબૂલી ન શક્યો કે, "હા. હવે આપની આ સામાજિક અને રોજબરોજ પ્રાર્થના મને ખરેખર હૂંફ આપી રહી છે." બાપુજીનાં છેલ્લાં છેલ્લાં વરસ દરમ્યાન મેં લાગલાગટ મહિનાઓ સુધી પ્રાર્થનાનાં એમનાં પ્રવચનો નોંધ્યાં પણ ખરાં અને હજારોની ને લાખોની મેળી પ્રાર્થના ચાલતી તેમાં ભાગ લેતો રહ્યો, તોપણ મને મનમાં થયા જ કરતું કે બાપુજી ભલે પ્રાર્થનાનું વાતાવરણ જમાવે પણ આખરે એ એક જાતનો રોગ જ નીવડવાની છે.

પણ હવે જ્યારે સર્વોદય સમાજના ધ્યેયને આપણે બાપુજીના અમરદેહ સ્વરૂપે સ્થાપવા માગીએ છીએ ત્યારે બાપુના કથનની યથાર્થતા મને વધુ ને વધુ સમજાતી જાય છે. બાપુજીએ કહ્યું છે એટલે જ માનવાનું મન થાય છે એમ નહીં, પણ પ્રાર્થનામાં થોડો વખત સૌની સાથે ગાળ્યા પછી આખા દિવસની હૈયાવરાળમાંથી થોડી ઘણી ટાઢક મળતી હોવાનો અને પોતાનામાં ફરી તાજગી આવ્યાનો અનુભવ અનેક જણને અનેક વાર થતો જ્યારે જોઉં છું ત્યારે મનમાં થાય છે કે સમૂહ પ્રાર્થનાની પ્રણાલિકા જાળવી રાખવી જરૂરી છે. એ ઉપરાંત એક નવી જ વાત પર મારું ધ્યાન હમણાં ગયું છે કે જે ઘરોમાં સ્વાધ્યાય, અધ્યયન, સુસંસ્કારોની ઉપાસના વગેરે બાબતમાં પેઢી દર પેઢી સૈકાઓ થયાં અંધારું જ રહ્યું છે એ ઘરનાં બાળકોને તથા ઊગતા જુવાનોને રીતસર નિયમિત સમૂહ પ્રાર્થનામાં બેસવાની ટેવ પાડવામાં આવે છે ત્યારે મહિના બે મહિનામાં જ એમની અણઘડતા ઓસરવા માંડે છે અને પોતાને સંસ્કારી બનાવવાની અભિલાષાનો અંકુર એમનામાં પ્રગટે છે.

કડક શિસ્તથી અથવા ડરાવી ધમકાવી કે ફજેત કરીને કે મારપીટથીયે જે અનાડી બાળકોને કાબૂમાં રાખવાનું શક્ય નથી બનતું

ત્યાં સમૂહ પ્રાર્થનાની નિયમિતતા એ બાળકોને આપોઆપ પ્રગતિશીલ બનાવે છે. પ્રાર્થનામાં પ્રવચનો અને વ્યાખ્યાનો નહીં જેવાં જ હોય અને નાના મોટા સૌ એક માનસિક ભૂમિકા પર સમાન ભાવે ભજન ગીત અને સંતવાણીનું થોડું શ્રવણ કરે તો માણસના ચિત્ત પર સારા સંસ્કારની છાપ ધીરે ધીરે ઉપસ્યા વગર રહેતી નથી. ઘાંટા પાડીને બોલવું, બીજાઓને પજવવા, ધક્કા મુક્કી કરી આગળ આવવું, પોતાના ભાગના કામનો ઉકારીઓ કરવો, એ બધી વૃત્તિઓને સોટીને જોરે, ક્રોધ ભરી આંખે કે મર્મવેધક વચનો વડે કદાચ થોડી વાર દાબી શકાય તોયે એ ખરાબી બીજી રીતે ફૂટી નીકળ્યા વિના રહેતી નથી. જ્યારે ઊગતા જવાનને પોતાની મેળે એ જાતની ધાબર પ્રત્યે અણગમો ઊભો થાય ત્યારે જ એ નીચાણમાંથી ઊંચે આવવા તે મથવાનો.

સમૂહ પ્રાર્થનામાં બીજો ફાયદો જોવામાં આવે કે ન આવે એટલું તો જોવામાં આવે જ છે કે સૌને સાથે શાંતિપૂર્વક બેસવાની ટેવ પડે એટલે ઊગતા જુવાનના ખોટા ઉછાળામાં ઓટ શરૂ થાય છે અને સાચી દિશાએ જવાનું એનું વલણ વધે છે

એકલા બેસી ધ્યાન પૂજન કરવાથી મનનશક્તિ, વિચાર શુદ્ધિ, બુદ્ધિની એકાગ્રતા વગેરેને પોષણ મળે છે એટલા ખાતર વ્યક્તિગત પ્રાર્થના દરેકે કરવાની આવશ્યકતા છે જ, પણ સદ્વૃત્તિ અને હૃદયનું બળ કેળવવા માટે સમૂહ પ્રાર્થના એ અમોઘ બળ છે એમ કહી શકાય માઇકસરની પૂરતી કસરત કરવી, અથવા કોઈ એક નવી ભાષા કે બોલીના સહવાસમાં નિયમસર આવવું વગેરેની અસર તરત જ કળાતી નથી. એનાથી થતા લાભનો આંકડોયે માંડી શકાતો નથી. બીજાઓને એ બાબતની આપણી અનુભૂતિ ગળે ઉતરાવવા જેટલી તર્કશક્તિ કે વાણીશક્તિ આપણી પાસે હોતી નથી છતાં રોજની કસરત અને બીજી ભાષાનો રોજનો સહવાસ પા અર્ધા કલાકનોય હોય તો જ તે દિવસે આપણને મણી વધારે - યોગ્યતા આપી જાય છે એ દિવસના અજવાળા જેવી ચોખ્ખી વાત છે. એ જ મુજબ સમૂહ પ્રાર્થના દરેકને વ્યક્તિગત રીતે બળવાન બનાવે જ છે અને આખા સમૂહને દૃઢ અને વિકસિત કર્યા વિના રહેતી જ નથી

માણસ માત્રને જો આપણે સમાન ભૂમિકા ઉપર પહોંચાડવા માગતા હોઈએ તો કોઈ કચરાએલું ન રહે અને કોઈ માથે ચડી બેસનારું ન રહે, સૌ સરખા રહે, એકનો જ નહીં થોડાનો નહીં દરેકે દરેકનો ઉદય થાય અને આપણી ખરેખરી ઇચ્છા હોય કે સર્વેઽત્ર સુખિન સન્તુ સર્વે સન્તુ નિરામયા:। સર્વે ભદ્રાણિ પશ્યન્તુ મા કશ્ચિત્ દુ:ખમાપ્નુયાત્॥ તો એવો સમાજ ઘડવા માટે સમૂહગત પ્રાર્થના મોંઘામૂલના ખાતરપાણીનું કામ આપનાર છે

બાપુજીએ જેમ અહિંસક સમાજ રચનાના પ્રતીક તરીકે આપણને રેંટિયો બતાવ્યો છે તેમ જ અહિંસાની એક વડે માનવ સમાજને સમૃદ્ધ બનાવવા માટે સમૂહ પ્રાર્થનાનું અમૃત પાત્ર પણ આપ્યું છે



વિક્રમ સંવતની ઓગણીસમી શતાબ્દીમાં સંધ્યા ધાગે દરદાસ બ્રાત દીવાન હતા. એમના જન્મ વિશે ચોક્કસ માહિતી ઉપલબ્ધ નથી. કુનિઆણા નામક ગામમાં ગીપિવા ક્ષત્રી કુળમાં એનો જન્મ થયેલો. પિતાનું નામ બ ... હતું. એમના ગુરુ કોઈ મુસ્લિમ ફકીર હતા એવું જાણવા મળે છે. દરદાસ જાત-ધર્મના મૂઢ સિમાડાઓથી પર હતા. વેરઝેરના વાદાવાદોને ધિક્કારતા હતા. એમના કવનોમાં ભજન, ભક્તિ, વૈરાગ્ય અને એકતાનો સૂર નીકળે છે:

હિન્દુ હરી સભાર, મુસલમાન ઇલાહી,
મત ભૂલ રાહ અપના, ચલ દેખ કે ભાઈ.
પોતી વો પોતી નહિ, પીવે ધ્યાન લગાઈ,
રહે પાક પડ નિમાલ, પચ વખત સમાઈ.
હિન્દુ કૂં ચાહિ મુક્ત, ચાર બેદ જો ગાઈ,
ચાહે ભીસ્ત મુસલમાન, જો કુરાન બતાઈ.
યહ સામાં હૈ સૌદા, નહિ કુડ કમાઈ,
દરદાસ કહે હુકમ બંદા, કરલે ભલાઈ.

વિલાસ-વૈભવ ને વાસનાની ત્રિવેણી વચ્ચે વહેતી જવાની ભલે ઘડીભર દિલચસ્પ લાગે પણ એ તો ઘડીરોજની મટકતી મહેરી! વિલાસ-વૈભવના વમળમાં અટવતા જનોને દરદાસ કેવો હૃદયંગમ બોધપાઠ અર્પે છે તે જૂઓ:

જુવાની હે દીવાની,
મત કોઈ કરીઓ ગરવ ગુમાની–ટેક
ચાર દિનકી ચટક ચંદની,
ફિર અંધેરી રાત;
તું જોબન જલ જાન ઉજલા,
ઘટત ઘટત ઘટ જાત–જુવાની૦
ઘેરી ઘેરી નદીયાં છલભત,
છલકત આવત પાણી પૂર;
સુક ગઈ જબ ઓહી
જમી પર ઉડત લાગી ધૂર–જુવાની૦
કમ્મે કામ દી બની કોટડી,
તીસ પર ભરીઆ ભાર;
ત્રુટ ત્રુટ જબ ત્રુટ ગઈ,
તબ લગે નહીં સાંધી સાર–જુવાની૦
ધન જોબન કા નહીં ભરોસા,
... ન લાગે વાર;
કહે દરદાસ શુકર કર બંદા!
સાહેબ નામ સંસાર–જુવાની૦

આમ પ્રેમ-ભક્તિ ને રસ-મસ્તીના મહેરામણમાં મહાલતા મરજીવા હરિભક્ત દરદાસે ઘણાં કાવ્યો, ભજનો, ગઝલો રચ્યાં છે અને જીવનની છેક છેલ્લી ઘડીએ પણ અન્ય સંતોની જેમ એમણે પરચા પૂર્યા છે. એમની મૃત્યુ તિથિ વિશે ચોક્કસ માહિતી મળતી નથી અને એમની વાણી–ભક્તિમાંથી અમૂલું રતન લઈ એના મૂલ્ય આપણા જીવનમાં મૂલવીએ ને વણીએ:

તુઝે ખોજે સાહી પાવે,
ગરક તુજમેં હો જાત હૈ.
મિલે જ્યૂં બૂંદ પાનીમેં,
સોઈ પાની કહાતા હૈ

## પરદેશના ગ્રાહક-બંધુઓને

આપનું "પ્યારાબાપુ"નું લવાજમ આ અંકથી પૂરું થઈ ગયું છે. ૧૯૫૩નું વાર્ષિક લવાજમ શિલિંગ ૧૨) કૃપા કરી પોસ્ટલ ઓર્ડરથી "PYARABAPU", RUPAYATAN, College Road, JUNAGADH Saurashtra (India) ને સરનામે તરત મોકલી આપશો. આશા છે પરદેશમાં દૂર વસતા આપણા ભાઈઓ આ કાર્યમાં પૂરો સહકાર આપશે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.

# ઇસ્લામી પ્રાર્થના

ઈસ્માઈલભાઈ નાગોરી

ઈસ્લામનો પ્રથમ પરિચય ઘણાખરાને વહેલી સવારના પ્રાર્થનાના સાદ (બાગ—અઝાન) થી થયો હશે. મસ્જિદના મિનાર પરથી બુલંદ સાદે એ અવાજ વાતાવરણમાં વહેતો સુણાય છે :

અલ્લા હો અકૂબર્—અલ્લા હો અકૂબર્

ઈશ્વર સૌથી મહાનછે—ઈશ્વર સૌથી મહાન છે* ઇશ્વર જે હકીકતઆલા—સર્વોચ્ચ સત્ય છે એ સર્વથી મહાન છે—એની પ્રાપ્તિ આગળ આપણી નાની નાની કામનાઓ, નજીવી જેવી પ્રાપ્તિઓ બધુ કંઇ નથી—મોટામા મોટુ અવલબન, મોટામા મોટો આધાર, મોટામા મોટુ શરણ એનું છે

મુઅઝ્ઝિન અઝાન દેનાર—બાગ પુકારનાર આગળ વધે છે·

અસહદો અન્નાએલાહા ઈલ્લલાહ

" " "

હું સાક્ષી પૂરું છુ—મારા અંતઃકરણની પ્રતીતિપૂર્વક કહુ છું કે ઇશ્વર સિવાય આરાધ્ય કોઈ નથી

વળી બાગી ઉમેરે છે·

અસહદો અન્ના મોહમ્મદુર રસૂલુલ્લાહ

" " "

હુ શહાદત—સાહેદી આપુ છું—મ ચને બાપોકાર કહુ છુ કે મોહમ્મદ પ્રભુના પયગમ્બર છે.

પછી અપાય છે આમંત્રણ:

હૈય્ય અલસ્સલાત, હૈય્ય અલસ્સલાત (પ્રાર્થના માટે આવો, પ્રાર્થના માટે આવો)

હૈય્ય અલલ્ ફલાહ હૈય્ય અલલ્ ફલાહ

જેમા મુક્તિ છે—ઉદય છે—ભલુ છે એ માટે આવો—જેમા કલ્યાણ છે તે માટે આવો. સૂતેલ જગતને સંબોધતો હોય એમ આ અવાજ યાદ આપે છે:

અસ્સલાતો ખૈરૂમ મિનન્ નૌમ

" " " "

નિદ્રા કરતા પ્રાર્થના બેહતર છે—બધુ સારી છે ને છેલ્લે ફરીને પ્રથમની વાત પોકારે છે:

અલ્લાહો અકૂબર્—અલ્લાહો અકૂબર્

લા એલાહા ઇલ્લલાહ

ઇશ્વર સૌથી મહાન છે—ઈશ્વર સૌથી મહાન છે

ઇશ્વર સિવાય આરાધ્ય કોઇ નથી.

બાગ સામાન્ય માણસનો સામાન્ય સાદ નથી. એ તો ભક્તની અનન્ય ભક્તિનો ઈકરાર છે—અતરના વિશ્વાસનો ઊંડે આવેલ ઉદ્ગાર છે એનું પ્રથમ સૂચન ને આરભ કરનાર— પ્રાર્થના માટે લોકસમૂહને કેમ બોલાવવો એનો ઉકેલ આગળ ધરનાર હતા બિલાલ—એક હબસી—સીદી ગુલામ એ ન હતા વિદ્વાન કે ન હતા વક્તા, પણ ગુરુ તરફનો આદર ને પ્રેમ માટે એ મશહૂર છે. એમનો મક્કાવાસી શેઠ ધગધગતી રેતીમાં તેમને સુવાડી માથે વધુ ને વધુ વજનદાર પથ્થર મૂકતો જતો ને પૂછતોઃ હવે શું કહે છે ? ઇસ્લામનો પ્રથમ સ્વીકાર કરનાર એક સ્ત્રી—એક કિશોર—એક ગુલામ ને એક વેપારી પૈકીના આ મુક્તાત્મા જવાબ દેતાઃ લા એલાહા ઇલ્લલ્લાહ—ઇશ્વર સિવાય આરાધ્ય કોઈ નથી! ખરેખર, જે વ્યક્તિ આ સંજોગોમા આ વિચાર વ્યક્ત કરી શકે એ જ આ અંતરનાદને છડેચોક પુકારીને જનતાને જગડી પ્રાર્થના માટે બોલાવવાનો માર્ગ યોજી શકે.

બાગ એ સાદ પણ છે ને સદેશ પણ છે

* પ્યારા બાપુ

પ્રભુ–ને પયગમ્બર ખુદા–ને એના રસૂલના એક મહાન પ્રેમીનું એ સંભારણું છે કહેવાય છે કે પયગંબર સાહેબના દેહ ત્યાગ પછી બિલાલ ઘણો બાંગ બાંગ ન પુકારતા. એક વખત અતિ આગ્રહને વશ થઈ બાંગ પોકારી–પણ તરત હૈયું ભરાઈ ગયું. સ્મરણો ઊભરાઈ આવ્યાં ને એ પ્રેમી હૃદય સદાને માટે ધબકતું બંધ થઈ ગયું. બિલાલ ગયા બાંગ, અઝાનનો અવાજ આજેયે રહ્યો છે પણ હૃદયના ઊંડાણમાંથી ભાગ્યે જ એ નિકળે છે હોઠોથી નિકળતા એ અવાજમાં આજે દર્દ નથી, શ્રદ્ધા નથી. સાંભળનારને મસ્ત કરે એ માદકતા નથી–ક્યાંક જો તો દુર્લભ છે. (ચાલુ)

* સંક્ષેપો ઉપનિષદના નીચેના વાક્યો –

"સ્વામીઓનો પણ મહાન સર્વોચ્ચ સ્વામી, દેવો પણ સર્વોપરી દેવ મહાત્માઓનો પણ મહા-સત્તાધીશ એનો ઉગી દર્શનને જાણો–જે જગતનો નિયંતા છે ને સ્તુતિને પાત્ર છે. એ સ્વયંભૂ છે એના કરતાં ચઢિયાતો તો શું પણ એના જેવો પણ કોઈ નથી... એને ન તો કોઈ મા બાપ છે કે ન તો કોઈ ધણી છે."

બાજીરાજ [અનુ૦ પૃ૦ ૩૧૪ થી ચાલુ] પ્રકાશવા લાગ્યા, તેઓના મુખ પર દિવ્યતા વ્યાપી ગઇ અને બધે મધુર અવાજે સંગીત ગુંજી રહ્યું. મંદિરોમાં ઘંટારવ થવા લાગ્યો. બધે આનંદ આનંદ છવાઈ ગયો!

થોડી વારમાં દિવ્ય ધામના દ્વાર બંધ થઈ ગયા! અને હું ઊંઘમાંથી ઝબકીને જાગી ઊઠ્યો અને થયું હું પણ દિવ્ય ધામમાં છું કે શું! પણ હું ધર્મશાળાની ઓસરી પર પડ્યો હતો! દૂર દૂરથી આવતો કૂકડાનો અવાજ કાને અથડાયો. પરોઢિયું થઇ ગયું હતું. હું જરા ભાનમાં આવ્યો અને મને થયું કે, 'અરે, એ તો મધુર સુંદર સ્વપ્ન જ હતું!'

★ સંપૂર્ણ ★

પરમ પવિત્ર સાધુ અબુઅલી શકીકે બાદશાહ હારૂન રસીદને એક સમયે પૂછ્યું કે, 'આપ કોઈ દિવસ રેતીના રણમાં જઇ ચડ્યા હો અને ત્યાં આપને ખબ જ તરસ લાગે અને તરસથી આકુળ વ્યાકુળ થતા તરફડીયા મારતા હો, એવે સમયે કોઈ આપને ઠંડુ પાણી આપે તો, એને શું આપો?"

બાદશાહે કહ્યું: "જે માગે તે આપું."

શકીકે કહ્યું: "એ માણસ અર્ધું રાજ લીધા વગર પાણી આપવાની ના પાડે તો અર્ધું રાજ પણ આપ આપી દો ખરા?"

"હા, હું આપી દઉં" બાદશાહે કહ્યું.

આ સાંભળી શકીકે ફરી પૂછ્યું: "એ પાણી પીવાથી એવો કોઈ ભયંકર રોગ થઈ આવે કે જેથી આપનો જીવ જોખમમાં આવી પડે અને જીવન–મરણના સાં વચ્ચે આપ ઝૂલતા હો એવા ખરાખરીના સમયે કોઈ હકીમ આવી ને કહે કે, દવાના બદલામાં બાકીનું અર્ધું રાજ આપો તો દવા કરૂં. તો શું આપ બાકીનું અર્ધું રાજ આપી દો?"

બાદશાહે કહ્યું: "જો જીવ બચતો હોય તો અર્ધું રાજ્ય શી બિસાતમાં છે? તેપણ આપી દઉં"

બાદશાહના આ વચનો સાંભળીને સાધુ અબુઅલી શકીકે શિખામણ આપી કે, "એક પ્યાલા પાણીના બદલામાં જેને ફગાવી દેવું પડે એવા રાજ્યસિંહાસને બેસનાર માનવી કયા ઘમંડથી, કયા ગર્વથી ફૂલાતો હશે?"

સાધુના આ શબ્દો બાદશાહને કાળજે તીર શા સોંસરવા ઉતરી ગયા અને એની આંખો આંસુથી છલી વળી. જાણે કે, સમગ્ર જીવનની કરુણા વહી રહી હતી. —અનવર આગેવાન



## મણકો ૩જો : અહિંસા

પ્રસ્તાવનાકર્તા   અનુવાદક [illegible]

'અહિંસા પરમો ધર્મ' એ જીવનના ઉચ્ચમાં ઉચ્ચ સત્યોમાંનું એક સત્ય — આદર્શ — છે. તેનાથી લેશ પણ નીચે ઊતરનારાએ તે પતન જ ગણાવું જોઈએ. યુક્લિડની ભૂમિતિની વ્યાખ્યા પ્રમાણેની સીધી લીટી પાટી ઉપર ભલે ન દોરી શકાય, પણ એવી લીટી દોરવી અશક્ય હોવાથી તેની વ્યાખ્યામાં પરિવર્તન ન જ થઈ શકે. એ કસોટી પ્રમાણે તો છોડને જમીનમાંથી ઉખેડવો એમાં પણ દોષ છે. સુંદર ગુલાબનું ફૂલ તોડતાં કોને આઘાત નથી થતો? પણ ખડ તોડતાં આપણને આઘાત નથી થતો તેથી કંઈ સિદ્ધાન્ત ખોટો ન ઠરે. તે તો એટલું જ બતાવે છે કે આપણે કુદરતી રચનામાં ખડનું સ્થાન નથી સમજતા. માટે જીવો જીવસ્ય જીવનમ્ — મત્સ્ય-ન્યાય — એ અહિંસાના સિદ્ધાન્તનો ભંગ કરનારો છે. અહિંસાનું સંપૂર્ણ પાલન જીવનને અશક્ય તો કરી જ મૂકે, પણ સત્યને જીવવા દેતાં આપણા સૌનો ભલે નાશ થાય. પ્રાચીનો તે સિદ્ધાન્તને છેવટની અણી સુધી લઈ ગયા છે અને શરીરધારણ અનિષ્ટ છે, ઉપાધિ છે એવું કહી ગયા છે. મોક્ષ એ અદેહ અતિપ્રાકૃત અવસ્થા છે, જેમાં ખાવાપીવાના બંધનો નથી હોતાં અને તેથી તેમાં ભેંસ દોહવાને અને ખડ ઉખેડવાનેયે સ્થાન નથી. એ સત્યનું રહસ્ય ગ્રહણ કરવું અથવા તેની ખૂબી સમજવી આપણે માટે મુશ્કેલ હશે, તેનું પૂર્ણ પાલન કરવું તો અશક્ય જ છે છતાં એ જ સત્ય છે એ વિષે મને શંકા નથી અને તેને જ અનુસરીને આપણે જીવનનો માર્ગ ગોઠવીએ અને તેમાં સંપૂર્ણ શક્તિ ખપાવી દઈએ એમાં શ્રેય રહેલું છે. ખરી સમજ થઈ એટલે અશરીરી આજે જીવ્યા જેટલી હદ સુધી આ ભવ્ય સિદ્ધાન્તનો આપણે અમલ કરી શકીએ તેટલી જ હદ સુધી જીવનમાં સાર રહેલો છે, કેમકે તે સ્થિતિમાં દેહ આપણને વશ હોય, આપણે દેહને વશ નહિ.

× * ×

અહિંસાધર્મના પાલન અર્થે મનુષ્યે શાસ્ત્રની અને રિવાજની મર્યાદાનું પાલન કરવું જોઈએ. શાસ્ત્રે આપેલી છૂટ જે મનુષ્ય ન લે તેને ધન્યવાદ ઘટે. સંયમને દુનિયામાં બધાં શાસ્ત્રો વધાવી લે છે. સ્વચ્છંદને વિષે શાસ્ત્રમાં ભારે મતભેદ છે. કાદવમાં બધાય એક જ

અનુસંધાન (અનુ. કવરપેજ ૨થી ચાલુ)

આ ગીતા પ્રવચનો કેટલા મહત્ત્વના છે તેનો ખ્યાલ પૂ૦ વિનોબાજીના એ વિષેના ઉદ્ગારો ઉપરથી સહેજે આવી શકે એમ છે તેઓથી 'બે બોલ'માં લખે છે "રોજેરોજના વહેવારમાં ઉપયોગી વાતોની એમાં ચર્ચા આવે છે જેમનો જીવન સાથે સંબંધ ન હોય એવા કોઈ પણ ખાલી વિચારના વાદો આમાં પેઠા નથી મને પાકો ભરોસો છે કે શું ગામડામાં કે શું શહેરોમાં સામાન્ય મજૂરી કરી જીવન ગુજારનારા મહેનતમજૂરી કરનારાઓને આમાંથી મનનું સમાધાન મળશે એટલું જ નહિ, એમાંથી તેમને મજૂરીનો થાક ઉતારવાનું સાધન પણ મળી રહેશે" આ વાતની પ્રતીતિ આપણને પ્રસ્તુત પુસ્તક વાંચતા અચૂક થાય છે એમાં ઉદાહરણો દ્વારા સરળ રીતે ગીતાજીના ગૂઢ રહસ્યોને શ્રી વિનોબાજીએ સમજાવ્યા છે અને ખરેખર જો વળી એમ થઈ આવે છે કે સંત જ્ઞાનેશ્વરની પેઠે વિનોબાજી પણ ગીતાજીને મૌલિક રીતે અને સામાન્યજનસમુદાય પણ પ્રેરણાનું પાન કરી શકે એ રીતે ગીતાના તાત્પર્યને જાણે સમજાવતા ન હોય! આવા અતિ ગૂઢ જ્ઞાન અને ચિરંજીવી ગ્રંથ વિષે વધુ તો શું કહેવાનું હોય! એનો તો આકંઠ આસ્વાદ જ કરવાનો હોય. એનું પરિશીલન કરતા જણાય છે કે પૂ૦ વિનોબાજીએ આ પ્રવચનો વિષે જે કહ્યું તે યથાર્થ જ છે 'હિંદુસ્તાનભરમાં જ્યાં જ્યાં આ પ્રવચનો પહોંચ્યા છે તે બધે ઠેકાણે એમનાથી સૌ કોઈને હૃદયશુદ્ધિ અને જીવનના વહેવારમાં પલટો કરવાની પ્રેરણા મળી છે" અને તે પૂ૦ વિનોબાજીની પેઠે કહેવાનું મન થાય છે કે, "મને પોતાને એવી વાસના રહે છે ખરી કે ઘેર ઘેર આ પ્રવચનોનું શ્રવણ, પઠન, અને મનન થાઓ!"

—મુ૦ કે૦



## અનુક્રમણિકા

.. . ૩૦ જાનેવારી ૧૯૫૩


| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ તમસો મા જ્યોતિર્ગમય .. | ગાંધીજી | ૩૦૯ |
| ૨ અપને રામ રીઝ ઉ . | કબીર સાહેબ | ૩૧૦ |
| ૩ માનવધર્મ | કેદારનાથજી | ૩૧૧ |
| ૪ ભકતરાજ . | મુકુલભાઈ | ૩૧૩ |
| ૫ પ્રજાની સ્વતંત્રતા | ગુરુદયાલ મલ્લિકજી | ૩૧૫ |
| ૬ સરદારશ્રીની વાણી | મુ૦ કે૦ | ૩૧૬ |
| ૭ શુભ સંસ્કારોનું ઘડતર | વિનોબાજી | ૩૧૭ |
| ૮ સ્વપ્નનું ફળ | પદ્મનાભ શ્રી જૈની | ૩૧૯ |
| ૯ બાપુના પત્રો | | ૩૨૧ |
| ૧૦ લગડાતનું માપ | મુકુલભાઈ | ૩૨૩ |
| ૧૧ બાપુજીની મીઠી વાતો | મને ગુરુજી | ૩૨૫ |
| ૧૨ અહિંસા અને ક્રોધ | કિશોરલાલભાઈ | ૩૨૬ |
| ૧૩ ત્રિવેણી સંગમ | મુ૦ કે૦ | ૩૨૭ |
| ૧૪ સમૃદ્ધ પ્રયત્નનું વાવેતર . | પ્રભુદાસ ગાંધી | ૩૨૮ |
| ૧૫ મહાત્મા હરદાસ | અનવર આગેવાન | ૩૩૨ |
| ૧૬ ઇસ્લામી પ્રર્થન | દરમહસલભાઈ નાસેરી | ૩૩૩ |
| ૧૭ ગાંધી માળા | ચંદુલાલ ભ પટેલ | ૩૩૫ |
| ૧૮ ગ્રંથાવલોકન | મુ૦ કે૦ | |

# ગ્રંથાવલોકન

**ગીતા પ્રવચનો:** લે॰ વિનોબા ભાવે, પ્ર॰ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૯ કિં॰ દોઢ રૂપિયો, પૃ॰ ૨૮૨

સાંપ્રત કાળના ઋષિસમાન તેમ જ વિશ્વવંદ્ય પૂજ્ય બાપુજીના નિધન પછી ભારતને અભૂતપૂર્વ ઉત્ક્રાંતિ-પથે દોરનાર પૂજ્ય વિનોબાજીનું આ પુસ્તક આપણને શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું તાત્પર્ય સમજવામાં અતીવ સહાયરૂપ થાય એવું છે. ગીતાજી એ તો 'પદે પદે યદ્ નવતામ્ ઉપૈતિ।' એવું અજોડ ઉપનિષદ છે. એક રીતે કહીએ તો ગીતાજી માનવજીવનને ઉદાત્ત અને પ્રેરણાત્મક આધ્યાત્મિક માર્ગે વાળનારી સંજીવની છે. ભારતવર્ષના એકેએક મહાપુરુષે એમાંથી આકંઠ અમૃતપાન કરી પોતાના તેમ જ અન્યના જીવનને સુપન્થ કર્યાં છે વળી ગીતાજી એવો માર્મિક ધર્મગ્રંથ છે કે એમાંથી કેટલાય અર્થપૂર્ણ તરવ્યો ઘટાવી શકાય છે. તેથી જ યુગે યુગે એમાંથી તે સમયને અનુરૂપ મર્મ તારવવામાં આવ્યા કરે છે ગાંધી-કિલ સૂરીનો વિચાર કરીએ તો બાપુજીના સંસર્ગમાં આવેલી વ્યક્તિઓએ પણ એમાંથી પોતપોતાની વિચારશક્તિ અનુસાર અર્થ ઘટાવ્યો છે ખુદ બાપુજીએ—'અનાસક્તિયોગ' ગીતાનો મર્મ બતાવતી પ્રસ્તાવના અને વિશિષ્ટ શ્લોકો પર પોતાની નોંધ સાથે ગીતાજીનો અનુવાદ, 'ગીતાપદાર્થકોશ' ગીતાના શબ્દોનો સાર્થ સ્થળનિર્દેશ કરતી અમૂલ્ય પુસ્તિકા, અને 'ગીતાબોધ' જેમાંથી તેઓશ્રીએ આશ્રમવાસીઓને પત્રરૂપે લખી મોકલેલું ગીતાજીનું તાત્પર્ય—આમ ત્રણ ચિરંજીવી પુસ્તિકાઓ દ્વારા ગીતાજીનું રહસ્ય સ્ફુટ કર્યું છે, વળી તેઓશ્રીએ પોતાના અનેક વ્યાખ્યાનો, લેખો તેમ જ પત્રોમાં 'ગીતાજી'ના કેટલાક સિદ્ધાંતોને સરળ રીતે સમજાવ્યા છે. શ્રી કિશોરલાલભાઈએ—'ગીતાધ્વનિ' ગીતાજીનું સમશ્લોકી ભાષાન્તર તેમ જ 'ગીતામંથન' સામાન્ય જનસમુદાયને ગીતાના રહસ્યનો બોધ કરાવતું પુસ્તક—આમ બે કીમતી પુસ્તકોની ભેટ આપી છે, શ્રી કાકાસાહેબે—'સંકલિત ભગવદ્‌ગીતા' જેમાં ગીતાનો હમેશનો ૭૦૦ શ્લોકોનો ક્રમ બને ત્યાં સુધી એમ ને એમ રાખી વિષયોના વિવેચનને અનુસરીને તેમને ચોપન અધ્યાયોમાં વહેંચી દીધા છે ને અધ્યાયોના નામ નવા આપ્યા છે, વળી સમાજશાસ્ત્રની દૃષ્ટિએ 'ગીતાધર્મ'—એમ બે પુસ્તકો લખ્યા છે શ્રી મહાદેવભાઈએ 'Gita According to Gandhiji' જેવું પુસ્તક પ્રસિદ્ધ કરી બાપુની ગીતા સમજવાની દૃષ્ટિ સરળ અને ચાતુર્ય ભરી અંગ્રેજી શૈલીમાં પ્રસ્તાવના દ્વારા સમજાવી તેમના ગીતાજી વિષેના ઊંડા અભ્યાસનો પરિચય કરાવ્યો છે; શ્રી જુગતરામભાઈએ ગીતાગીતમંજરી'માં ગીતાના પહેલા બાર અધ્યાયમાંના મહત્ત્વના પ્રસંગો અને શ્લોકો ઊંચકી લઈ તે પર જૂના ઢાળમાં નાનાં ગીતો રચ્યાં છે અને એ સાથે ગીતનો વિચાર રજૂ કરતા શ્લોકો ગાંધીજીના લખાણમાંથી એના ભાવને અનુકૂળ ફકરાઓ અને ખાસ શબ્દોના અર્થો પણ આપ્યા છે; અને શ્રી. વિનોબાજીએ તો 'ગીતાપ્રવચનો', 'સ્થિતપ્રજ્ઞદર્શન', 'ગીતાઈ', 'ગીતાઈ શબ્દાર્થ કોશ', પુસ્તકો દ્વારા ગીતાજી પર નવો પ્રકાશ પાડ્યો છે એ પુસ્તકો મૂળ મરાઠીમાં લખાયેલાં છે તેમાંનો અમૂલ્ય અંશ 'ગીતાપ્રવચનો'નો આ પ્રસ્તુત ગુજરાતી અનુવાદ નવજીવન પ્રકાશન મંદિરે પ્રસિદ્ધ કરી ગુજરાતની ખરેખર અમૂલ્ય સેવા બજાવી છે એ બદલ એ સંસ્થા ધન્યવાદને પાત્ર છે [અનુ॰ પૃ॰ ૭૩]



આ શરીર કામ કરતું અટકી જશે તેથી કાંઇ આત્મા અટકવાનો નથી

# આરાધામ્

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

વર્ષ ૫ ] ૩૦ ડીસેમ્બર – ૧૯૫૨ [ અંક ૧૧

## ત્વમેકમ્ શરણ્યમ્

ગાંધીજી

ગીતાના એક નહી પણ અનેક શ્લોકમા ભાવ એ છે કે જે કાર્ય ઇશ્વરને નામે તેની પ્રેરણાથી થાય છે તે એ જ પૂરા કરાવે છે. કર્તાહર્તા તે જ છે, એટલે આપણે તો કોરા ને કોરા છીએ જેમ કોઈ લાકડી વતી બીજાને મારે તો તે કામ લાકડીનું નથી પણ લાકડીના ધણીનુ છે, તેમ જે આપણે આપણા શરીર ઇશ્વરને સોપી દઇએ ને શરીર પાસે કંઈ કામ તે કરાવે તો તે શરીરનું નથી પણ ઇશ્વરનું છે જશ અપજશ તેનો છે. ઇશ્વરની શક્તિ અપાર છે તે ન ધારેલી વસ્તુઓ કરાવે છે. દૂબળો પાતળો હું, બીકણ, બોલતા ન આવડે, પણ મારું ધાર્યે ગયુ છે. અને કહેવાનો અધિકાર છે કે હું તો ઇશ્વરનો દોર્યો જ દોરાયો છુ. જીવનમરણ આપણા હાથમાં નથી

અને જીવવું એટલે શુ ? સફળ જીવવું. સેનાપતિ થવું હોય તો મરીને જીવવાનો મંત્ર બતાવવાનો છે ઇશ્વરને જિવાડવો હોય તો જીવાડે, નહીં તો પળમા પ્રાણ લે એવું પણ હોય કે મારા જીવતાં કોઈ શક્તિ રૂંધાઇને બેઠી હોય અને મારો પ્રાણ જાય એટલે એ શક્તિ પ્રગટી ઊઠે. આ શરીર કામ કરતું અટકી જશે તેથી કાંઈ આત્મા અટકવાનો નથી. મરી ગયેલા માણસો આજે કામ નથી કરતા ? પવિત્રતા આદિ ગુણો એ સત્યની પ્રજા છે એનો નાશ નથી થતો. પવિત્ર હૃદયવાળાના વિચારો, અપવિત્ર હૃદયવાળાના શરીર જે કરી કરી શકતાં નથી તે કરી શકે છે. તમે સૌ સચ્ચાઈથી ને પ્રેમની ભાવનાથી કામ કરશો તો તમારો પ્રભાવ આખી દુનિયા પર પડશે. —



## ભેદ ન જાને કોઈ ....... .. ....

સંત કબીર

ભેદ ન જાને કોઈ સાહેબ તેરો ભેદ ન જાને કોઈ,
સાબુ લેલે પાની લેલે મલમલ કાયા ધોઈ,
અંતર ઘટકો દાગ ન છૂટ્યો કૈસે નિરમલ હોઈ,
સાહેબ તેરો ભેદ ન જાને કોઈ.
આ ઘટ ભીતર અગન જલત હૈ, ધુવાં ન પરગટ હોઈ,
કે દિલ જાને આપનો કૈમે પ્રીતિ હોઈ,
સાહેબ તેરો ભેદ ન જાને કોઈ.
આ ઘટ ભીતર બૈલ બંધે હૈ નિરમલ ખેતી હોઈ,
સુખીયા બૈઠે ભજન કરત હૈ દુખીયા દીનભર રોઈ,
સાહેબ તેરો ભેદ ન જાને કોઈ.
જડ બીન બેલ, બેલ બીન તુંબા, બીન ફુલે ફલ હોઈ.
કહત 'કબીર' સુનો ભાઈ સાધો, ગુરુબીન જ્ઞાન ન હોઈ
સાહેબ તેરો ભેદ ન જાને કોઈ.

[કબીરસાહેબ એમની 'અગમ' વાણી માટે વિખ્યાત છે. ભગવાનની લીલા 'યતો વાચો નિવર્તન્તે અપ્રાપ્ય મનસા સહ!' જેવી છે. ભગવાનની અગમ્ય લીલા સમજવા માટે બુદ્ધિનું કામ નથી એ માટે તો ભક્તિપૂર્ણ હૃદય જ જોઈએ. આપણે ભગવાનમાં મસ્ત બની જઈએ તો જ આપણે એની લીલાનો ભેદ સમજી શકીએ વળી કબીર સાહેબ દૃઢતાથી માનતા હતા—આપણી સંસ્કૃતિ પણ એ જ વાત માને છે—કે સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવા માટે 'ગુરુ'ની અત્યંત આવશ્યકતા છે. જ્યાં સુધી આપણને સાચા ગુરુ ન મળે ત્યાં સુધી આપણને કદી સત્ય જ્ઞાન થતું નથી. કબીર સાહેબનાં ઘણાં ખરાં ભજનોનો ઝોક ગુરુમહિમા તરફ જ છે ]

# જીવનોન્નતિનો માર્ગ

કેદારનાથજી

આપણી ઉન્નતિની આડે આવનારી ભ્રાન્તિઓ પૈકી એક મહાન ભ્રાંતિ એ છે કે કેવળ બાહ્ય વિષયો વડે આપણે સુખી થઇશુ એમ માણસને લાગે છે તેને એટલુ સમજાતુ નથી કે, પોતાની સાથે જેનો ચોવીસે કલાક અખડ સબધ છે તે શરીર અને મન સાજા ન હોય તો બાહ્ય વસ્તુના સયોગથી તે સુખી થઈ શકશે નહી નીરોગી, મજબૂત, ખડતલ ને બધી રીતે કાર્યક્ષમ શરીર અને પવિત્ર સ્થિર, સ્વાધીન અને અનેક સદ્ગુણો ને સદ્ભાવનાઓથી યુક્ત મનના જેવા સુખ ને સદ્ભાગ્યના બીજા સાધનો નથી આ બન્ને સાધનો જેની પાસે સારા હોય તે વિદ્વાન અને ધનવાન હોય તો પોતાની વિદ્યાનો ને ધનનો યોગ્ય ઉપયોગ કરીને પોતાની સાથે બીજાઓની ઉન્નતિ પણ તે કરી શકશે પણ એ બેને અભાવે માણસ પોતાનુ જ કલ્યાણ કરી શકતો નથી, પછી બીજાઓના કલ્યાણની તો વાત જ શી? સારુ શરીર અને સારુ મન, બન્નેની વ્યક્તિના અને સમાજના હિતની દૃષ્ટિથી અત્યત આવશ્યકતા હોવા છતા આપણે અને આપણો સમાજ એ બાબતમા કેટલા ઉદાસીન છીએ તે દરેકે પોતા પરથી અને આજુબાજુના સમાજ પરથી સમજી લેવુ ઘટે આપણે આપણા સમાજના ઘરોની તપાસ કરીએ તો તેમા રહેનારના ગજા પ્રમાણે કીમતી વસ્ત્રો અને વાસણકૂસણ, સસારોપયોગી જાતજાતની વસ્તુઓ સુદર સુદર કોચો અને કબાટો ખુરશીઓ પલગ, ગાદીતકીયા, બાળકોના રમકડા—એટલુ જ નહી પણ કીમતી દાગીના, હીરામોતી, ઝવેરાત તેમ જ ગાયનવાદનના અને મનોરજનના સાધનો પણ મળી આવશે સપત્તિની વિપુલતા હશે તે પ્રમાણમા મોટર ગાડીઘોડા વગેરે વૈભવના સાધનો પણ મળશે પણ આ બધા ઘરોમાથી શરીર નીરોગી અને બળવાન બનાવવાના વ્યાયામના સાધનો સેકડે કેટલા ઘરમા મળશે? તે જ પ્રમાણે જેના વચનથી મન પવિત્ર, સ્થિર અને સ્વાધીન રહી શકે એવા પુસ્તકો કેટલા ઘરમા મળશે? એ જાતના સસ્કારો બાળકોને આપવાની અને એવા અભ્યાસની સગવડ કેટલા ઘરોમા હશે? એની આપણે તપાસ કરીએ તો આ બાબતમા ઘણી શોચનીય સ્થિતિ આપણી નજરે પડશે આથી ઊલટુ, સમાજમા હજારે નવસો નવાણુ લોકોની શ્રદ્ધા આપણે ધનથી સુખી થઈશુ એવી હોય છે એમ તપાસને અતે સમજાશે પણ એ તેમની ભ્રાંતિ છે કેવળ દરિદ્રતાને લીધે ભોગવવા પડતા દુખો ધનપ્રાપ્તિથી ઓછા થાય છે, પણ ધન હોવા છતા તે સાથે આરોગ્ય, બળ, વિવેક, સયમ, ઉદારતા, સાવધના અને યોગ્ય જગ્યાએ કરકસર, એ ગુણો ન હોય તો માણસ દુખી થાય છે એને જેની પાસે ધન નથી હોતુ તેમને ખબર હોતી નથી ધનની મદદથી ધનવાન લોકો આરામ ને સુખના ખોટા દેખાવો કરી શકે છે અને તેમના બહારના દેખાવ અને આડબરથી બધા લોકો છેતરાય છે પણ તેઓ સાચે જ સુખી એટલે તૃપ્ત હોત તો રોજ જુદા જુદા સુખોની પાછળ શુ કામ પડત? તેમનામા બળ છે એમ કહીએ તો શક્તિ અને પરિશ્રમના નાના નાના કામો કરવા માટે નોકરચાકરની તેમને કેમ જરૂર પડે છે? તે વિના તેમનુ કેમ અટકી પડે છે?

તેઓ નીરોગી છે એમ કહીએ તો દર મહિને દાક્તર, વૈદ્ય અને દવાને નિમિત્તે સેંકડો રૂપિયાનું ખર્ચ તેમને કેમ કરવું પડે છે? તેમનામાં સહનશક્તિ છે એમ માનીએ તો જુદી જુદી ઋતુઓમાં તેમને સિમલા, દાર્જિલિંગ, ઊટી, મહાબળેશ્વર જેવી જુદી જુદી જગ્યાએ જઈને રહેવાની કેમ જરૂર પડે છે? ધનને લીધે પડેલી ખરાબ ટેવો અને વ્યસનો રોજ ને રોજ સંતોષ્યા વિના તેમને ચેન પડતું નથી. એ પરથી આપણે તેમને સુખી સમજીએ છીએ. પણ તેમની વાસ્તવિક સ્થિતિ આપણે જાણતા નથી. આખી જિંદગી સુખની પાછળ પડવા છતાં તે તેમને મળેલું હોતું નથી. તેથી તેમને તે રોજ શોધવું પડે છે. આવી જાતના જીવનમાં જ્યાં ઇન્દ્રિયજન્ય સુખથી સુખી થવાનો પ્રયત્ન ચાલુ હોય છે, ત્યાં માનસિક સ્થિતિ કેવી હોઈ શકે તેનો થોડો વિચાર કરતાં ખ્યાલ આવશે. ધનની સાથે નીતિ, સદાચાર, ન્યાયબુદ્ધિ, સંયમ, ઉદારતા, ધર્મનિષ્ઠા વગેરે સદ્ગુણ હોય તો જ ધનનો સદુપયોગ થવાનો સંભવ હોય છે. તે ગુણો ન હોય તો કેવળ ધન માણસના ચિત્તમાં આશા અને તૃષ્ણા વધારતું રહીને તેને દુર્ગતિ તરફ ઘસડી જાય છે. આ રીતે માણસના શરીર અને મનને ભ્રષ્ટ કરવાનું કારણ બનાવનાર ધનની માણસને બેહદ ઇચ્છા અને મોહ થવો એ માનવ જાતિનું દુર્દૈવ છે.

આ દુર્દૈવી અવસ્થામાંથી નીકળવા માટે આપણે વિવેક, સંયમ, અને પુરુષાર્થની જરૂર છે. શરીર અને મનને આપણે મજબૂત અને પવિત્ર કરી શકીએ તો આપણું ભાગ્ય આપણા હાથમાં છે. સુંદર માનવી શરીરના જેવી સુંદર જીવતી વસ્તુ જગતમાં બીજી મળે નહીં; અને નિર્દોષ માનવી મનના જેટલી પવિત્ર સચેતન વસ્તુ પણ જગતમાં બીજી મળે નહીં એ ધ્યાનમાં રાખીને આ બાબતમાં આપણે પ્રયત્નશીલ રહેવું જોઈએ. આજે આપણે સૌંદર્યના ઉપાસક નથી. બહાર રંગ ચોપડીને આપણે સૌંદર્યનો દેખાવ કરીએ છીએ. તેનાથી સૌંદર્ય પ્રાપ્ત થતું નથી. આપણા શરીરમાં ભરપૂર લોહી નથી, લોહીમાં તેજસ્વિતા નથી, શરીરમાં તાકાત નથી, સ્ફૂર્તિ નથી. પછી આપણામાં સૌંદર્ય ક્યાંથી દેખાય? આપણે આપણું પોતાનું શરીર અને આપણાં સંતાનોનાં શરીર સુદૃઢ, નીરોગી, ચપળ, ખડતલ, કાર્યક્ષમ બનાવવાનો પ્રયત્ન કરીએ અને તે સાથે જ આપણાં મન શુદ્ધ, સ્થિર, સ્વાધીન, શાંત, પ્રસન્ન અને આનંદી કેમ રાખવાં તે શીખી લઈએ તો સૌંદર્યની સાથે માનવતાની ઉપાસના પણ આપણે હાથે થયા કરશે. સદ્ગુણો સિવાય કોઈ પણ ઉપાસના શક્ય નથી. તે માટે આપણે પરિશ્રમી બનવું પડશે, સંયમી થવું પડશે. ખાવાપીવામાં નિયમિત અને પરિમિત થવું પડશે. કામ, ક્રોધ, લોભને કાબૂમાં રાખવા પડશે. મન પવિત્ર, પ્રસન્ન અને આનંદી રાખવું પડશે. આપણે એ ચોક્કસ સમજી લેવું જોઈએ કે તાત્કાલિક કોઈ પણ ઇન્દ્રિયજન્ય સુખની પાછળ પડવાથી સાચું સુખ મળતું નથી. ફાવે તેવા ખાનપાનથી, સ્વૈર અને સ્વચ્છંદીપણે વર્તવાથી શરીર સારું રહેતું નથી પુષ્કળ ખાવાથી બળ વધતું નથી. સંયમથી જ સુખ મળે છે, શરીર સારું રહે છે ખાધેલું પચવાથી બળ વધે છે. તેથી સંયમ, સાદો ખોરાક, પરિશ્રમ, પરિમિતતા અને નિયમિતપણું, એ બધા પર આપણો ભાર હોવો જોઈએ. આ બધી બાબતમાં આપણે જ્ઞાનપૂર્વક અને વિવેકપૂર્વક વર્તીએ તો આપણી અવનતિ ટળશે ને ઉન્નતિ થશે એ વિષે શંકા નથી. પરમાત્મા આપણા પ્રયત્નને યશ આપ્યા સિવાય રહેશે નહિ. અને આપણે પોતે, આપણી ભાવી પેઢી, અને તે સાથે જ સમાજ પણ માનવતાને માર્ગે આગળ ગયા સિવાય રહેશે નહીં.

પ્યાગ બાપુ




[જોન બનિયન કૃત પીલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ ને આધારે]

મુકુલભાઈ

દુખાસુર રાક્ષસે ભક્તરાજ અને આશા પ્રસાદને ઉપાડીને પોતાના કિલ્લામા પૂરી દીધા. અહી તેઓ બને ચાર દિવસ ગોધાઈ રહ્યા એ કારમા દિવસો દરમિયાન તેઓને રોટલાનો એક ટુકડોય મળ્યો ન હતો અને પીવાને પાણીનુ ટીપુ સુદ્ધા આપવામા આવ્યુ ન હતુ ! એ અધારા કિલ્લામા તેઓ એકલા પડી રહ્યા અને વધારામા રાક્ષસે તેઓને અમાનુષી ત્રાસ આપ્યો તે જુદો !

રાક્ષસ એ બનેને કિલ્લામા પૂરી દઈને હરખાતો હરખાતો પોતાની પત્ની પાસે ગયો અને બોલ્યો "અરી, સાભળે છે કે ? આજ તો બે માણસોને પકડી આવ્યા છે આપણી જમીન પર લહેરથી સૂતા હતા એટલે મારા હાથમા સપડાઈ ગયા"

રાક્ષસી "પણ તેને પકડીને કરશો શુ ? તેઓને મારીમારીને અધમૂઆ કરી મૂકવા જોઈએ તો કઈ જોવાની મજા પડે. આમ

પ્યા શા બા પુ

પૂરી રાખવામા શી બહાદુરી ! સમજ્યા કે, સવારે વહેલા જઈને તેઓને બરોબર મેથી પાક આપજો, તો મને જરા ટાઢક વળે."

એટલે રાક્ષસ સવારે પોતાનો દડો લઈને કિલ્લામા ગયો અને ભક્તરાજ તેમ જ આશા પ્રસાદને નિર્દય રીતે માર મારવા લાગ્યો. તેણે તેઓને એટલો તો માર માર્યો કે તેઓ બને બેભાન બની ધરતી પર ઢળી પડ્યા ! પછી રાક્ષસ હસતો હસતો ત્યાથી ચાલ્યો ગયો

એ રાતે તેણે પોતાની પત્નીને એ વાત કહી ત્યારે રાક્ષસી 'ખીખી ખીખી' કરી હસી પડી અને છણકો કરતી બોલી "એ હો, જાણે બહુ મોટી બહાદુરી કરી આવ્યા ! અરે, એ લોકોને તો તેઓના હાથે જ મરી જતા દેખુ ત્યારે તમારાથી તેઓ ત્રાસી ગયેલા કહેવાય કાલે સવારે જઈને તેઓને કહેજો કે તેઓને હાથે જ તેઓ મરી જાય, સમજ્યા કે ?"

તેથી બીજી સવારે રાક્ષસ ભક્તરાજ અને તેના સાથી પાસે જઈને ભયાનક અવાજે બોલ્યો "મૂર્ખાઓ, નાહક શા માટે આમ દુખી થાઓ છો ? આ ઝેર ખાઈને જિંદગીનો અત લાવી દો ને ? હુ કઈ તમને જીવતા જવા દેવાનો નથી મારા હાથનો માર ખાઈ ખાઈને મરી જશો"

પરતુ ત્રાસથી પીડાયેલા અવાજે ભક્તરાજ બોલ્યો 'અરે ભાઈ, અમારો આટલો ગુનો માફ કરો અને અમને છૂટા કરવા મહેરબાની કરો ભગવાન તમારુ ભલુ કરશે"

આ સાભળીને રાક્ષસ ખૂબ ગુસ્સે થઈ ગયો અને તેઓને મારી નાખવા તેઓ પર ધસ્યો, ત્યા તો એકાએક તેને ચકરી આવી જવાથી તે ભોય પર પટકાઈ પડ્યો, અને કશુ કરી શક્યો નહિ થોડીવાર પછી તે ઊઠીને બહાર ચાલ્યો ગયો

સાજ પડી એટલે રાક્ષસને થયુ, 'લાવને, ઘેર જતા જતા પેલાઓને જોઈ આવુ મારી

સલાહ માનીને તેઓએ જિંદગીનો અંત આણ્યો હોય તો સારૂ.' પણ જઈને જુએ છે તો એ બંને જણા વેદનાની ચીસો પાડતા ભોંય પર પડ્યા હતા. નિર્દય માર અને ભૂખ-તરસથી તેઓ અધમૂઆ બની ગયા હતા અને માંડ માંડ શ્વાસ લઈ શકતા હતા!

રાત્રે રાક્ષસને તેની પત્ની કહેવા લાગી: "એ લોકો તો એ જ લાગના છે. આવતી કાલે એ લોકોને બહાર મેદાનમા લઈ જજે અને ત્યાં તમે મારી નાખેલા બીજા કેદીઓનાં હાડકા અને ખોપરી બતાવીને કહેજે કે એકાદ અઠવાડિયામાં તમને પણ ફાડી નાખીને આ દશાએ પહોંચાડીશ."

સવાર પડી એટલે રાક્ષસ કિલ્લામાં ગયો અને ભક્તરાજ તથા તેના સાથીને બહાર ઘસડી લઈ જઈ હાડકાં અને ખોપરી બતાવી બોલ્યો: "તમારા જેવા યાત્રિકોની આવી દશા મેં કરી છે, કારણ કે તેઓએ રજા વિના મારી માલિકીની જમીનમા પગ મૂક્યો હતો. અને જ્યારે મને મન થશે ત્યારે તમને પણ આમ ચીરી નાખીશ. અઠવાડિયામાં તમારા પણ આવા જ હાલ થવાના છે." એમ કહી તે બન્નેને મારતો મારતો કિલ્લામાં પાછો લઈ ગયો અને બંધ કરીને પોતાને ઘેર ચાલ્યો ગયો.

તે રાતે ભક્તરાજ અને તેનો સાથી પ્રભુને આર્જવ હૃદયે પ્રાર્થના કરવા લાગ્યા: "હે દયાળુ પરમાત્મા! તું જ અમારો એક આધાર છે. આ ત્રાસમાંથી અમને હવે મુક્ત કર...." આમ પ્રાર્થના કરતાં કરતા મધરાત થઈ ગઈ અને સવાર પણ પડી ગઈ. એવામાં ભક્તરાજ એકદમ ઝબકીને બેઠો થઇ ગયો અને બોલ્યો: "અરે, હું કેવો મૂર્ખ છું! મારા ગજવામાં એક ચાવી છે. તેનો તો ઉપયોગ કરવાનું જ હું ભૂલી ગયો! લાવ, જરા અજમાવી તો જોઉં." એમ કહી તેણે



કિલ્લાની એ ઓરડીના દરવાજાને લગાડી જોઈ ત્યાં તો બારણું ઊઘડી ગયું! બને જણ ઝડપથી બહાર નીકળી ગયા. કિલ્લાના બહારનો દરવાજો પણ બંધ હતો, તે પણ એ ચાવીથી ઊઘડી ગયો. પરંતુ તે ઘણો સજ્જડ થઈ ગયેલો હોવાથી ઊઘડતી વખતે તેનો અવાજ મોટેથી થયો! એ અવાજ સાભળીને રાક્ષસ જાગી ગયો અને પોતાનો દંડો લઇને તે ભક્તરાજ તથા તેના સાથીની પાછળ દોડ્યો. પણ એવામાં તેને એકાએક ચક્કરી આવી ગઇ અને તે ભોંય પર પટકાઈ પડ્યો.

આ તકનો લાભ લઈ ભક્તરાજ અને આશાપ્રસાદ ઝડપભેર રાક્ષસની ભૂમિમાંથી બહાર નીકળી ગયા અને પોતાના સાચા માર્ગે આવી પહોંચ્યા.

તેઓ આગળ ને આગળ જવા લાગ્યા. છેવટે તેઓ 'આનંદ પર્વત' પાસે આવી પહોંચ્યા. ત્યાં ઉપર જઇને જુએ છે તો બધે બાગબગીચા, મોટી મોટી વાડીઓ અને ખળખળ વહેતાં ઝરણાઓ આંખને ઠારી દેતા હતાં. ભક્તરાજ અને આશાપ્રસાદ આનંદથી પુલકિત બની ગયા. તેઓ બંને જણાએ ઝાડ પરથી ફળ તોડીને પેટ ભરીને ખાધાં, ઝરણાનુ શીતળ જળ પીધું અને હાથપગમોં ધોઇને થોડી વાર વિસામો ખાવા તેઓ ત્યા બેઠા.

તે પર્વત પર ભરવાડો રહેતા હતા. એ ભરવાડોએ એ બંને જણનું સ્વાગત કર્યું અને અજાયબી પમાડે એવી વસ્તુઓ દેખાડી. પ્રથમ તેઓ તેમને એક ટેકરીની ટોચ પર લઈ ગયા. તેની એક બાજુ સીધી અને ઊંચી હતી. એ ખાઇમાં જોવા તેઓએ ભક્તરાજ અને આશાપ્રસાદને કહ્યું.

તેઓ બંને જણ ખાઇમાં જુએ છે તો નીચે તળેટીમાં કેટલાય માણસોનાં હાડકાંનો ઢગ પડ્યો હતો! એ બતાવીને ભરવાડે (અનુ૦ પૃ૦ ૩૦૩)

પ્યારાબાપુ

# ધર્મનો વિવેક

પદ્મનાભ શ્રી. જૈની



એક વખતે ભગવાન બુદ્ધ શ્રાવસ્તીમાં વિહાર કરતા હતા, ત્યારે ભગવાને ભિક્ષુઓને સંબોધીને કહ્યું:–

"ભિક્ષુઓ! અહીં કેટલાક ભિક્ષુઓ મેં કહેલા ધર્મને સાંભળે છે મેં તેઓને સૂત્ર, વ્યાકરણ, ગેય્ય, ગાથા, ઉદાન, જાતક આદિ જુદી જુદી રીતે ધર્મનો ઉપદેશ આપ્યો છે. પણ ભિક્ષુઓ! તમારામાંથી અનેક આ ધર્મના અર્થને પારખી શકતા નથી, તેનો આશય સમજતા નથી અને તેને ધારણ પણ કરતા નથી અને પાઠ કર્યા કરે છે, બીજાઓના ગુરુ થવા માટે એનું રટણ કર્યા કરે છે અને એ રીતે ધર્મને કેવળ પકડી રાખે છે. પણ એનો સાચો ઉપયોગ કરતા નથી.

"ભિક્ષુઓ! હું તમને પાર ઊતરવા માટે નાનકડા હોડકાની માફક ધર્મનો ઉપદેશ આપું છું, નહીં કે તેને માત્ર પકડીને બેસી રહેવા માટે સાંભળો, હું તમને સમજાવું છું."

"સારું ભન્તે!" ભિક્ષુઓએ સાંભળવાની તત્પરતા બતાવતાં કહ્યું.

ભગવાન બોલ્યા "ભિક્ષુઓ! કોઈ એક માણસ પ્રવાસે જતાં એક મોટા જળાશયની પાસે આવી પહોંચ્યો. તે જે કિનારા પર ઊભો હતો એ ભાગ બહુ જ જોખમ અને સંકટથી ભરેલો હતો. જ્યારે સામેનો કિનારો ક્ષેમયુક્ત અને ભયરહિત હતો. પરંતુ એ સામે પાર લઈ જવા માટે ત્યાં ન હતી નાવ કે ન હતો પુલ. ત્યારે તે માણસને થઈ આવે: 'ઓહો! આ તો મહાન જલાર્ણવ છે અને તેને પાર કરવા કશું સાધન પણ નથી! તો પછી હું ઘાસ, લાકડાં, પાંદડાં વગેરે ભેગાં કરીને શા માટે એક તરાપો ન બનાવી લઉં? અને એની મદદથી હાથ પગ હલાવીને મહેનત કરીને ક્ષેમ કુશલ સામે પાર કાં ન જાઉં?' ત્યારે હે ભિક્ષુઓ! તે માણસ તરાપો બનાવીને કુશળતા વાપરીને સામે કિનારે પહોંચી જાય છે. પોતાના કામમાં સફળ થયા પછી, પાર ઊતર્યા પછી તેના મનમાં થાય: 'આ તરાપો મને ઘણો ઉપયોગી નીવડ્યો છે. એની સહાયથી હું પાર ઊતરી શક્યો. તો પછી હું આ તરાપાને માથા પર રાખી કે ખભે ઉપાડી લઈ જ્યાં જાઉં ત્યાં સાથે શા માટે ન લઈ જાઉં?' તો હે ભિક્ષુઓ! આ પ્રમાણે કરનાર માણસને તમે કર્તવ્યનું પાલન કરનારો માનો ખરા?"

"ના, ભન્તે!"

"ભિક્ષુઓ! એ માણસ એમ કરવાથી –એ તરાપાને ઉપાડીને આગળ પ્રયાણ કરવા લાગે તો–નકામો હેરાન જ થશે અને હે

ભિક્ષુઓ! તે ઉત્તીર્ણ, પારંગત માણસને જો એમ થાય: 'આ તરાપાએ મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. એની સહાયથી હું પાર ઊતર્યો છું. તો પછી આ તરાપાને હવે અહીં જ મૂકીને, પાણીમાં જ તરતો રાખીને આગળ જાઉં અને જે કામ માટે તે મને ઉપકારક થયો છે એ કામ સારુ હવે હું આગળ કાં ન પ્રયાણ કરું?' ભિક્ષુઓ! આ પ્રમાણે કરનારો યોગ્ય કર્તવ્ય બજાવનારો કહેવાય કે નહીં?"

"હા ભન્તે!"

"તેવી જ રીતે હે ભિક્ષુઓ! પાર જવા માટે જ મેં તમને ધર્મનો ઉપદેશ આપ્યો છે; નહીં કે તેને પકડી રાખવા માટે. ધર્મનો તરાપો નકામો બોજો ન ઉપાડશો; એનો ઉપયોગ કરજો."

"કુલ્લૂપમો ભિક્ખવે મયા ધમ્મો
દેસિતો નિત્થરણત્થાય।"
(પાર જવા માટે, નહીં કે પકડી રાખવા માટે.)

## કલાકારનું જીવન

કાકા કાલેલકર

ઈશ્વર પોતાનો સૌંદર્યનો સંદેશો ગમે તેની મારફતે આપી શકે છે; જેમ પેલા અમલને રાજાનો કાગળ આણી આપનાર ટપાલી ગમે તે હોઈ શકે છે. પણ શું દિવ્ય સંદેશ વહન કરનારને માથે કશી ફરજ ન જ હોય?

ખુદાની વહી વહન કરનાર નબીએ પોતાનું જીવન જેમ ભક્તિથી તરબોળ કરી મૂક્યું હતું તેમ કળાકાર પણ પોતાનું જીવન મનુષ્યહિતચિંતક, સેવામય, પ્રેરણાપ્રદ, નિર્મળ અને દીક્ષિત એવું કેમ ન કરી મૂકે?

એટલે જેનામાં કંઈ પણ કળાની શક્તિ છે, કળા તરફ જેનું કંઈ પણ સ્વાભાવિક વલણ છે તેણે 'કેવળ કળાકાર' થઈને સંતોષ ન માનતાં પોતાનું જીવન એ કળાના અવતારને ધારણ કરી શકે એવું ઉદાર, ઉદાત્ત અને ઉત્તુંગ કરવું જ જોઈએ, સંસ્કૃતિના સર્વ પાસા સાથે એનો સમભાવ હોવો જોઈએ. પુરાણ અને ઇતિહાસ બંને સાથે એની ઊંડી ઓળખાણ હોવી જોઈએ. સમાજશાસ્ત્રથી અને માનસશાસ્ત્રથી તે અપરિચિત તો ન જ હોવો જોઈએ. આટલા જ્ઞાન સાથે આવતી સંસ્કારિતા એ બગલાની સાધુતા જેવી ઉપરઉપરની ન હોય પણ એનું આખું જીવન કારુણ્યમય અને પરાક્રમમય હોય તો જ એની કળાકૃતિ માથું ઊંચું કરીને બોલી શકે, હાથ ઊંચા કરીને દુનિયાને આમંત્રણ દઈ શકે, અને અંતે એ જ હાથે જીવન-વીરોને આશીર્વાદ પણ આપી શકે.

---

હું માનું છું કે મને મારું જીવન, મારી બુદ્ધિ અને મારું જ્ઞાન મારા માનવબંધુઓને જ્ઞાન આપવા માટે જ મળેલાં છે. હું માનું છું કે મારું સત્યજ્ઞાન એ પણ એક શક્તિ છે અને તે આ જ હેતુ માટે મને ધીરવામાં આવેલી છે: એ શક્તિ અગ્નિ જેવી છે, અને એ અગ્નિ જ્યારે વપરાતો હોય છે ત્યારે જ અગ્નિ રહે છે. હું માનું છું કે મારા જીવનનો એક જ અર્થ છે કે મારે મારું જીવન મારા અંતરદીપની પ્રેરણા પ્રમાણે ગાળવું અને મારે એ દીપને માણસો આગળ ઊંચો ધરવો જેથી તેઓ એને જોઈ શકે.

— ટૉલ્સ્ટૉય



# આત્માની શક્તિ

ગુરુદયાળ મલ્લિકજી

એમ કહેવાય છે કે નેપોલિયને, જેણે કેટલાય દેશોને પરાજિત કર્યા હતા જ્યારે તે હારી ગયા પછી સેંન્ટ હેલિનામા કેદી તરીકે હતો ત્યારે એક દિવસે આવા શબ્દો ઉચ્ચાર્યા હતા "આખરે આજે મને ભાન થયુ કે તલવાર કરતા પણ અનેક ગણી તાકાતવાળી વસ્તુ માણસનો આત્મા છે" આપણે કલ્પી શકીએ છીએ કે તેના આ શબ્દો પાછળ કેટલી શાંતિ અને આનંદ સમાયેલા હશે પરતુ એને આ સત્યનુ જ્ઞાન થયા પછી જો એ પોતાના દેશમા પાછો ફર્યો હોત અને આ સત્યનો પ્રચાર લોકોમા કરવા લાગ્યો હોત તો લોકોએ તેને તીરોની ઝડીથી વીંધી જ નાખ્યો હોત!

માનવ-ઇતિહાસ એ તેના આત્મા અને દેહ વચ્ચે ચાલતુ એક સતત 'મહાભારત' છે અન્તે જય તો આત્માનો જ થવાનો છે, પણ એ દરમિયાન તેનુ શરીર જેટલી પોતાની હોશિયારી અને હિંમત બતાવી શકે એમ હોય તે બતાવશે પરતુ જેમ જેમ મનુષ્યજાતિ વધારે ને વધારે આત્મવશ થઈ પોતનુ 'પોતાનુ' જીવન ઘડશે અને ગાળશે, તેમ તેમ અહિંસાનો ઉદય જગતમા વધારે ને વધારે થતો જશે

જ્યારે માણસના આત્માનો સતત અને સભાન (Conscious) સબધ પ્રભુ સાથે થાય છે ત્યારે અખિલ બ્રહ્માડની શક્તિ તેની પાછળ ઊભી રહે છે દરેક વ્યક્તિને તેની લાબી જીવનયાત્રામા એક વખ એવુ નક્કી કરવુ પડે છે કે તે પોતાના કાયમના સાથી તરીકે ભગવાન શ્રીકૃષ્ણને ઇચ્છે છે કે શ્રીકૃષ્ણની સેનાને પરતુ પ્રથમ તો તેને તેની શારીરિક શક્તિમા જે વિશ્વાસ છે અને એનો તેને જે એન્દ્રો મોહ છે એનો તેણે પોતાની સાધનાથી ક્ષય કરવો પડશે

જુદા જુદા સમયે જે અવતારો આપણી વચ્ચે આવે છે તેઓના આવવાનો એક જ મુદ્દો હોવો જોઈએ—અર્થાત માણસને મદદ આપવાનો—કે તેની સાચી શક્તિ તેના આત્મામા જ છે અને આત્મબળ જ સૌથી ઉત્તમ અને ઊંચી કોટીનુ બળ.

તો આકાશના તારાઓ હરરોજ મધરાતે નિઃશબ્દ ભાષામાં આપણને એવો સંદેશો આપે છે કે: અહિંસા જ સત્ય અને સાચી સત્તાનો માર્ગ છે.

(અંગ્રેજી 'ગીતાંજલિ' કાવ્ય ૮૯)

પ્રભુગૃહમાંથી આવ્યું જે દિન વીરો કેરું દળ,
તે દિન ક્યહાં હતું છુપાયું વિપુલ વીરોનું બળ?
ક્યહાં હતાં બખ્તર, ક્યાં ખાંડાં,
ક્ષીણ દરિદ્ર અતીશ બિચારાં,
ચોદિશથી વર્ષા'તાં માથે બાણો અનર્ગળ,
પ્રભુગૃહમાંથી આવ્યું જે દિન વીરો કેરું દળ.
પ્રભુગૃહ માંહે ફરિયું જે દિન વીરો કેરું દળ,
તે દિન ક્યહીં છુપાયું પાછું વિપુલ વીરોનું બળ?
ધનુષબાણ ખાંડા ક્યાં ખસિયાં?
શાંતિ કેરાં હાસ્ય વિકસિયાં,
ચાલ્યા ગયા મૂકીને આખા જીવન કેરાં ફળ,
પ્રભુગૃહ માંહે ફરિયું જે દિન વીરો કેરું દળ,

[અનુ૦ નગીનદાસ પારેખ]

## સરદારશ્રીની વાણી

સંપીને રહેશો તો સુખી થશો.

× × ×

સાચો ગૃહસ્થ તે કહેવાય જે એક વિષયમાં પૂરેપૂરું જ્ઞાન મેળવે. દરેક વિદ્યાર્થીએ પણ કોઈ એક વિષયમાં પરિપૂર્ણ જ્ઞાન મેળવવું જોઈએ. બાકીના વિષયમાં અપૂર્ણ હોય તો ચાલે. પણ બધા વિષયમાં અપૂર્ણ રહે તો આ દુનિયામાં ન ચાલે.

× × ×

હાથપગનો ઉપયોગ થવો જોઈએ. મગજ અને હાથપગ વચ્ચે અંતર ન જોઈએ.

× × ×

જગતમાં તમારે તરવું હોય તો હાથપગ ઉપર ભરોસો રાખો; મહેનતની સાથે મહોબત રાખો.

× × ×

મફત ચીજ મળે તેની કિંમત ઓછી થઈ જાય છે. પરિશ્રમથી મેળવેલી વસ્તુની કિંમત બરાબર અંકાય છે.

× * ×

તમે તમારી શક્તિ પ્રમાણે મર્યાદા આંકો.

× * ×

જેને ખુશામત પ્રિય હોય છે તેને સાચી વાત મીઠી ભાષામાં કહે તે પણ કડવી લાગે છે.

આ યુગ શ્રમજીવીઓનો છે, બેઠા ખાનારનો નથી. બુદ્ધિવાદનો જમાનો ખતમ થયો છે.

× * ×

પ્રજા રાજ્યની ભૂલ જોયા કરે તેથી કંઈ નહીં વળે. તેણે પોતાનો ધર્મ પણ પાળવો જોઈએ.

× * ×

સેવાધર્મ કઠણ છે, કાંટાની પથારી પર સૂવા જેવો છે.

× * ×

સત્તામાં જેટલો મોહ છે, પડવાનાં જોખમ છે તેટલાં સેવાની સત્તામાં પણ પડેલાં છે.

× * ×

ઘોરો ત્યાગ કરનારને હિંદુસ્તાનમાં લોકો પૂજે છે. આથી તો લાખો પાખંડીઓ પૂજાય છે. ભગવું પહેર્યું એટલે ભોળો હિંદુ તેને સાધુ માને છે. ભગવાંધારી એટલા સાધુ નથી. તેમ ધોળી ટોપી ને ધોળું કુડતું પહેર્યું એટલે ગાંધીનો માણસ નથી થઈ જતો.

× * ×

ગુલામી એવી ચીજ છે કે લાંબે ગાળે મીઠી લાગે છે. ગુલામને છૂટવું ગમતું નથી. પાંજરાના પક્ષીની જેમ સ્વતંત્રતાની ભાવના એનામાંથી ઊડી જાય છે. પણ ગુલામીમાં રાખનારને એનું કલંક, દોષ લાગે છે. (ચાલુ)

પ્યારાબાપુ

# અહિંસાની સમજ

કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

એક વાર મારા મિત્ર, પોતાની પત્ની તથા છોકરાઓ સાથે નદીએ નહાવા ગયા હતા સાથે હું તથા બીજા મિત્રો પણ હતા મારે તથા બહેનને નહાવું નહોતુ તેથી અમે કિનારા પર બેસીને જોતા હતા બીજા પણ બેચાર જોવાવાળા હતા બાકી નદીમા ઊતર્યા મારા મિત્રના નાના છોકરાને તરતા આવડતું નહોતુ, અને તે દિવસે તે શીખવાનો પ્રયત્ન કરતો હતો એ સોળેક વર્ષનો હતો મારા મિત્ર એને કાળજીથી શીખવી રહ્યા હતા ઊંડા પાણીમા લઈ જાય તો સભાળતા હતા બીજાઓ તો ઊંડા પાણીમા જઈ તરવાનો આનદ લૂટતા હતા

થોડી વાર છોકરાને અભ્યાસ કરાવી મારા મિત્ર એને ઓછા પાણીમા મૂકી બીજાઓની સાથે થઈ ગયા એ એકલો છીછરા પાણીમા તરવાનો અભ્યાસ કરતો રહ્યો ઘાટ પરના સર્વે જોવાવાળાઓનુ ધ્યાન મધ્ય પ્રવાહમા મજા કરવાવાળાઓ પ્રત્યે હતુ માત્ર એમા બે આખો અપવાદરૂપે હતી એ બે આખો તો એ છોકરા ઉપર જ ચોટેલી હતી 'જોજે, ત્યા પાણી વધારે છે', 'ત્યા જરા સભાળ', 'અરે, આ બાજુ આવી જાને!', 'કેવો મૂર્ખ છે તુ!', 'કહ્યુ કે એ બાજુ ન જઈશ તોયે તે બાજુ જ જાય છે!' વગેરે હુકમોની ધાર માના મોઢામાથી છૂટ્યા કરતી હતી છોકરો ગભરાતો નહોતો અને કઈક એવુયે થતુ હતુ કે હવે હુ કઈ નાનો નથી મારી સભાળ હુ લઈ શકુ છુ. મા નકામી જ ચિન્તા કરી ટોક ટોક કર્યા કરે છે પણ મા થોડી જ તેને તેના જુવાનીના અભિમાનની દૃષ્ટિથી જોતી હતી! એના પતિ અને મોટો દીકરો પણ ત્યા તરતા હતા તેઓ ઊંડા પાણીમા હતા સા પૂછતા, કાઈ જોખમ હોય તો તેઓ ખેડ હતા પણ બહેનને વિશ્વાસ હતો કે તેઓ તો તરવામા કુશળ છે, અને આ છોકરો નથ એ ભલે સોળ વરસનો થયો હોય, પણ આ પાણીમા તે એને ધાવણા બાળક જેવો જણાતે હતો આથી જ્યારે બીજા પ્રેક્ષકોનુ ધ્યા તરનારાઓની ગમતો પર કેન્દ્ર હતુ, ત્યારે મા ધ્યાન આ છોકરાની હાલચાલ પર ચોટેલુ હતુ

બીજા જોવાવાળા અને આ માની વચ્ચે શો ભેદ હતો? શુ કામ એનુ ધ્યાન એ દીકરાના નીરસ પ્રયત્નો પર જ એકાગ્ર થયેલુ હતુ? બીજાઓની જેમ તે પણ મોટાઓની ગમતોને કેમ કુતૂહલથી જોતી નહોતી?

જો કોઈ સ્ત્રી આ લેખ વાચશે તો કહેશે કે આ તે શુ સવાલ છે? આ તો બિલકુલ સ્વાભાવિક વાત છે એની જગ્યાએ અમે હોત અને અમારો દીકરો ત્યા હોત તો અમારી દશા પણ એવી જ થાત અમને તો સમજાતુ જ નથી કે આમા સવાલ કરવા જેવુ શુ છે!

પણ સવાલ તો એમ ઊઠે છે કે તો પછી બધા જોવાવાળાઓની મનોદશા એવી કેમ નહોતી? જવાબ એ છે કે, બીજા જોવાવાળા માત્ર આખોથી જોતા હતા, હૃદયથી — અને માના હૃદયથી — જોતા નહોતા આથી આખોને જે મજેદાર લાગતુ હતુ તે બાજુ તેમનુ મન પણ ખેંચાતુ હતુ માતાની દશા જુદી હતી એની આખો સ્વતન્ત્ર નહોતી તે એના હૃદય જોડે બધાયેલી હતી અને એ હૃદય આ વખતે એ શિખાઉ છોકરા પર પ્રેમથી ચોટેલુ હતુ

જો વાચક માતાના અને બીજા પ્રેક્ષકોના હૃદય વચ્ચેના આ ભેદને સમજી શકે તો એ

અહિંસાને શમજી શકશે. સર્વે પ્રાણીઓ પ્રત્યે પોતાના દીકરા પ્રત્યે જોતી હતી, એમાં જ
એક હૃદયથી જોવું, જે હૃદયથી આ મા અહિંસાની સમજ છે.

# મોતનું કારણ

મુકુલભાઈ

એક વાર એક સૂફી બગદાદ જઈ રહ્યો હતો. એવામાં રસ્તામાં તેણે કાળા ઘોડા ઉપર સવાર થઈને જતો એક બિહામણો માણસ મળ્યો. સૂફીએ પૂછ્યું: "ભાઈ, તમે કોણ છો?"

"કાં, તમે મને ન ઓળખ્યો? હું તો પ્લેગ છું."

સૂફી કહે: કેટલાક તમને મરકી તરીકે ઓળખે છે ખરું ને? આ તરફ તમારી સવારી ક્યાં જઈ રહી છે?"

પ્લેગ બોલ્યો: "હું દમાસ્કસ જાઉં છું. ત્યાં અસંખ્ય માણસોનો મેળો મળ્યો છે. એટલે ત્યાં મને પૂરતો ખોરાક મળી રહેશે."

સૂફી કહે: "ભાઈ, તમે જ્યાં જાઓ છો ત્યાં સત્યાનાશ વળી જાય છે! તમે માણસોને મારવામાં જરા પણ વિચાર કરતા નથી. કોઇ પણ કામને અમુક મર્યાદા તો હોય જ ને?"

પ્લેગ બોલ્યો: "હું પણ મારા શિકારની મર્યાદા નક્કી કરું છું. આ વખતે મારે દશ હજાર માણસો પૂરતા છે. દશ હજાર કરતા એકેય વધારે ભોગ મને ન ખપે."

એ વાતને થોડા દિવસ વહી ગયા. પેલા સૂફીને ખબર કાઢતાં એવા સમાચાર મળ્યા કે, દમાસ્કસમા ભયંકર પ્લેગ ફાટી નીકળતાં ત્રીસ હજાર માણસો માર્યા ગયા છે સૂફીને થયું, "પ્લેગ મને જૂઠું કહીને ગયો છે. હવે અહીંથી પસાર તો થાય, પછી એની વાત છે!"

થોડા દિવસ પછી પેલા સૂફીને પ્લેગનો ભેટો થઈ ગયો. સૂફીએ કહ્યું: "કાં પ્લેગભાઈ, તમે તો ભારે જૂઠાબોલા છો. તમે તો ફક્ત દશ હજાર માણસોને જ મારવાની વાત કરતા હતા ને? તો પછી ત્રીસ હજાર માણસોનો શા માટે ભોગ લીધો?"

પ્લેગ કહે: "સાંઈબાવા, આમ ગુસ્સે થવામાં સાર નથી. મેં તો દશ હજારથી એક પણ વધારે માણસનો ભોગ લીધો નથી તમને જૂઠું કહેવામાં શો લાભ?"

સૂફી એ સાંભળી જરા ચીડાઇને બોલ્યો: "તો પછી મને જે સમાચાર મળ્યા છે તે ખોટા અને તમે કહો છો એ સાચું, એમ તમારું કહેવું છે ને? દમાસ્કસથી કેટલાય લોકોએ મને ત્રીસ હજાર માણસો મરણ પામ્યાના સમાચાર આપ્યા છે; તો શું એ બધા માણસો ખોટા અને તમે એકલા સાચા ખરું ને?"

પ્લેગ બોલ્યો: "સાંઈબાવા જરા ધીરા પડો. સાચી હકીકત તો એ છે કે, મે ફક્ત દશ હજાર માણસોનો જ ભોગ લીધો છે; પરંતુ બીજા વીસ હજાર માણસો તો બીકના માર્યા જ મરણ પામ્યા છે! માણસો મોતની બીકથી ગભરાઈ જઇને પોતાને હાથે મરી જાય એમાં મારો શો દોષ?"

[બાપુજી અહિંસાના સિદ્ધાંતના કસમી હતા. જેમ કોઈ સોની સોનાની પારખ કરવા માટે કસોટી પર સોનાને કસી જુએ છે, તેમ બાપુજી પણ કોઈ પણ વાતને અહિંસાની કસોટી પર કસી જોતા હતા. (અવશ્ય એમનો અહિંસાનો સિદ્ધાંત સત્યપર જ સંપૂર્ણતઃ અવલંબતો હોવાથી અહિંસાની એમની મીમાંસામાં સત્ય અનુસ્યૂત હોય જ.) આમ ઉપવાસ વિષે પણ વિચારતાં બાપુજી તેને અહિંસાની કસોટીએ કસી જુએ છે.

બાપુજી પોતાને કદી જરાયે મહત્ત્વ આપતા નહોતા. 'અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો' એવો તેમનો દૃઢ આગ્રહ હોવાથી પોતાના વિષે કોઈ જરાય વધારે પડતું કહે અથવા એમના ઉપર કોઈ ગુણનો વધારે પડતો ભાર મૂકે તો તેઓ પોતાની સાચી સ્થિતિ દર્શાવવાનું કદી ચૂકતા નહિ. તેઓ તો પોતાના નિર્દય આત્મનિરીક્ષક (Severe Self-examiner) હતા. તદુપરાંત, બાપુજીમાં નમ્રતા ભારોભાર હતી આ વાતની પ્રતીતિ આપણને આ વખતના પત્રમાં થાય છે, અને એ જોતાં આપણને સર આઈઝેક ન્યુટનનું પેલું જગવિખ્યાત વાક્ય યાદ આવે છે. 'મારી સામે વિસ્તરેલા વિશાળ મહાસાગરને તીરે કાંકરા વીણતા બાળક જેવો હું તો છું.']

ભાઈ પ્રભાશંકર,

ઉપવાસ વિષે આપણામાં મતભેદ રહેશે. જો અહિંસા જેવી વસ્તુ જગતમાં હોય તો ઉપવાસને નાનું સરખું પણ સ્થાન મનુષ્ય જીવનમાં છે. ગુણાતીત હોવાનો મેં કદી દાવો કર્યો નથી એ સ્થિતિ ઇચ્છું છું પણ હજુ તો હજારો જોજન દૂર પડ્યો છું.

૨૪-૮-૩૪ મોહનદાસના વં૦ મા૦

# બાપુની પાંચ ભેટ

### વ્રજકૃષ્ણ ચાંદીવાલા

વહેવારુ દુનિયાને બાપુજીએ પાંચ મુખ્ય ભેટ આપી છે.

સામાજિક, રાજકીય ને આર્થિક પરિવર્તન માટે:

૧. એક નવું શસ્ત્ર—સત્યાગ્રહ. જેમાં "અમારી સર્વે પ્રકારના કષ્ટ સહન કરવાની શક્તિનો તમારી દરેક પ્રકારની કષ્ટ આપવાની તાકાત સાથે, અમારા આત્મબળનો તમારા શારીરિક બળ સાથે મુકાબલો કરે છે. અમે તમારો તિરસ્કાર નહિ કરીએ, પણ તમારો હુકમ નહી માનીએ. તમે ગમે તે કરો, અમે અમારી સહનશક્તિથી તમને થકવી નાખીશું. અને આઝાદીની ચળવળ દરમ્યાન અમે તમારા હૃદય અને વિવેકબુદ્ધિ પર એવી અસર પાડીશું કે છેવટે અમે વિજયી થઈશું. અમારો વિજય બેવડો હશે—અમે અમારી આઝાદી તો મેળવીશું જ, પણ તેની સાથે અમે અમને બંધનમાં રાખનારાઓને પણ જીતી લઈશું."

૨. સાધ્યને માટેના સાધનની શુદ્ધિ. શુભ સાધ્ય અશુભ સાધનથી હરગિજ મેળવી ન શકાય. સાધન ખરાબ હશે તો સાધ્ય પણ ખરાબ હશે.

૩. પોતાના સિદ્ધાંતો માટે સહન કરવાનો ને મરી ફીટવાનો દૃઢ સંકલ્પ.

૪. પોતે ન અપનાવી શકે એવો કોઈ આદર્શ ન હોય.

૫. નૈતિક દુનિયા એક છે અને તેથી વ્યક્તિ હોય કે સમાજ હોય અથવા આખું રાષ્ટ્ર હોય સૌનાં આચરણ એક હોવાં જોઈએ.

## તરંગ, વિચાર, આગ્રહ, અને સંકલ્પ

પ્રભુદાસ ગાંધી

સાબરમતી આશ્રમના વિદ્યાર્થીઓના કામ બાબત તથા એમની પ્રગતિ તથા ઊણપ બાબત એક વિદ્યાર્થી તરીકે મેં બાપુજીને એક વાર કેટલીક વિગતો લખીને આપી હતી. જેમા ફરિયાદોયે હતી અને સૂચનો પણ હતા. એના જવાબમા બાપુજીએ મને ઠીક ઠીક સમજાવ્યો અને એક વાત ઉપર એમણે ખાસ ભાર મૂકયો કે તરગ એક વસ્તુ છે અને વિચાર બીજી વસ્તુ બહુ તરંગ સારા નહીં. તરંગો કરવાથી ચિત્ત ડોળાઈ જાય છે અને એનુ ફળ ભાગ્યે જ મળે છે એ અસ્થિર બુદ્ધિનું અપલક્ષણ છે.

વિચાર માણસને ચડાવનારી વસ્તુ છે. જે કામ, જે પરિસ્થિતિ આપણી સામે આવી પડે તેનું મનથી પૂરેપૂરું પરીક્ષણ કરવું અને સારાસાર સમજવો એનુ નામ વિચાર પ્રાર્થના કરતાં આડે આવે, ઊંઘ બગાડે, કામ કરવાની એકાગ્રતા ઢીલી કરે એ વિચાર નથી તરંગ છે. અને તરંગમા આપણે ઘણી વાર ખોટે રસ્તે ચડી જઇએ છીએ જે કામ કરવાની આપણી શક્તિ ન હોય એની ચર્ચાઓ ઉખેળ્યા કરવી એ શક્તિનો બગાડો છે જેનાથી આપણી શક્તિ વધે તે વિચાર કહેવાય અને ઘટે તે તરંગ કહેવાય

એ જ પ્રમાણે બાપુજી આગ્રહ અને સંકલ્પમાં મોટો ભેદ પાડતા હતા. કોઈ કહે છે કે હું ચાર વાગે ઊઠવાનો આગ્રહ રાખીશ, મારા કપડા જાતે ધોવાનો આગ્રહ રાખીશ, મરી-મસાલા ન ખાવાનો આગ્રહ રાખીશ, તો બાપુજી કહેતા કે એ બધો મૂડી-વાદ છે. એ નિયમનું પાલન કરવા પહેલાં જ છટકબારીની ગોઠવણ એમાં રહેલી હોય છે. અને આગળ જતાં નિયમ પાળવામાં મન ચોંટે તેના કરતાં એ નિયમ આઘો હડસેલવાના બહાનાં મન ખોળવા લાગે છે. જ્યારે સંકલ્પમા તો કોઈ પણ જાતની છટકબારીને અવકાશ હોતો નથી. મન મોળુ પડે તો પણ સંકલ્પના જોર સામે એનુ કંઈ ચાલતું નથી. સંકલ્પ લીધો એટલે એને પાર પાડવામા માણસે પોતાની શક્તિનો અણુએ અણુ ખર્ચી નાખવાનો હોય છે.

વિચાર અને સંકલ્પની શક્તિ વધારવી એ જ સાચી કેળવણીનો આદર્શ ગણાય. અને જો એક વાર એવી કેળવણી આમ જનતાને મળે તો એના જીવનમાં બહુ ભારે પ્રગતિ થયા વિના રહે જ નહીં. અને આપણા સમાજમા ખરેખરી ક્રાંતિ આપો આપ થાય

જેઓ ક્રાંતિ-ક્રાંતિના પોકારો કરે છે અને પછાડા મારીને ક્રાંતિ લાવવાના પ્રયાસો કરે છે, એ કાચા પ્રયાસ હોય છે. એમાં વિચારનું જોર નહીં, તરંગનો ઉછાળો હોય છે સંકલ્પની સ્થિરતા અને સામર્થ્ય એના મૂળમાં નથી હોતા. આગ્રહનાં ઠઠંગાં જાળા ક્રાંતિના એવા તરંગો પાછળ ખડકાયેલા હોય છે

સાર એ કે જો માનવતાનો વિકાસ આપણે સાધવો હોય તો તરંગો અને આગ્રહો જતા કરી આપણે વિચાર અને સંકલ્પ તરફ વળવુ જોશે. અને એમાં જ ચિત્ત પરોવવું જોશે

મા અને બાપુ હજો પિતને સમાં અમ અંતરે.

મુ૦ ક૦

# સર્વાંગી બાપુજી

પંડિત સુખલાલજી

આજે આપણને માર્ગદર્શન આપનાર કોઈ નથી એવું આપણને ભાસે છે. ચોમેરથી એક જ બૂમ આવે છે કે કોઈ દોરવણી આપનાર નથી. બાપુજી હતા ત્યારે તો સતત જાગ્રત રહીને આપણને દોરવણી આપતા; એટલે આજે બાપુજીની ખોટ સાલે છે. આપણા દેશમાં અનેક આર્થિક, રાજકીય અને સામાજિક પ્રશ્નો ઊભા થયા છે. તે વખતે બાપુજીની ગેરહાજરીને લીધે છાપાવાળા, વિદ્વાનો, રાજકારણી પુરુષો બધાયને ભારે મૂંઝવણ રહે છે.

બાપુના ગયા પછી કિશોરલાલભાઈ પાસેથી આપણને કંઈક હૂંફ મળતી. એમણે પોતાના સ્થાનમાં રહી ગાંધીજીના આચારવિચારને પોતાના જીવનમાં સાચી રીતે ઉતાર્યાં. એથી જ આપણે માન્યું કે તેઓ ગાંધીજીને સાચી રીતે સમજતા હતા. માણસ જ્યારે કોઈ પણ સિદ્ધાંતને જીવનમાં આચરે છે, ત્યારે આપણે માનીએ છીએ કે તે સિદ્ધાંતમાં ચુસ્ત છે.

આજે માણસની સામે કોઈ ચોક્કસ નીતિ જ નથી. એટલે આપણે સૌ મૂંઝવણના વખતમાં બાપુને યાદ કરીએ છીએ. પણ તેઓ જ્યારે જીવતા હતા ત્યારે તેમને ઘણા ઓછા માણસો સમજી શક્યા હતા. આપણા દેશની આ પામરતા છે. અને તે આજે માણસને સાલે છે.

પણ બાપુ તો મહાન હતા. તેમનું જીવન એકાંગી નહોતું. તેમના વિચારો જીવનનાં બધાં પાસાંને સ્પર્શ કરતા હતા. એટલે આર્થિક, રાજકીય, સામાજિક, ધાર્મિક બધી બાબતોમાં તેમણે દુનિયાને દોરવણી આપી છે. જીવનનું કોઈ પાસું એવું નથી જેનો તેમણે આર્ષ દૃષ્ટિથી વિચાર ન કર્યો હોય. તેમની અસર જીવનનાં બધાં અંગો ઉપર જણાય છે. તેઓ યુગપુરુષ હતા.

ગાંધીજીનો માર્ગ સરળ છે, છતાં દુષ્કર છે. સાદાઈથી જીવવું, પોતાની ભૂલો નિખાલસ રીતે કબૂલ કરવી, અને સતત પરિશ્રમ એ બાપુજીના મહત્ત્વના સિદ્ધાન્તો છે. આજે તો ગાંધીજીનું નામ લેતા માણસો એવું કહેતા સંભળાય છે કે અમે જ ગાંધીજીને સમજીએ છીએ. આવું અભિમાન આપણામાં ન હોવું જોઈએ.

બાપુજીની દૃષ્ટિ સર્વાંગી હતી. તેમની વિચારસરણી આખા જીવનને આવરી લેતી હતી. તેમને મન આર્થિક અને ધાર્મિક જીવનના ટુકડા ન હતા. આખું જીવન એક હતું. આહાર-વિહાર, ધંધો-રોજગાર, સાહિત્ય-સંગીત, વાચન-લેખન, કુટુંબજીવન કે સમાજજીવન દરેકમાં એક જ વસ્તુ સત્ય અને અહિંસા નીતરવી જોઈએ, એમ તેઓ માનતા. તેમણે પોતાના જીવનમાં એ કરી બતાવ્યું અને જીવનના એકેએક પ્રશ્નને એમણે એ રીતે ઉકેલી બતાવ્યો.

બાપુજીની આ દૃષ્ટિ આપણે બરાબર સમજી લેવી જોઈએ.



મા પોતાના બાળકની સેવા કર્યા વિના રહે જ નહિ. પરન્તુ તે ઉપરાન્ત પણ તેનો સ્નેહ આપમેળે જ વિના કારણ વ્યક્ત થાય છે અને તે વેળા તે કેટલી રમતમા કેટલા આદરમા, કેટલી ભાષામા અંદરથી બહાર ઊછળી આવે છે! પોતાના બાળકને ભાત ભાતના વસ્ત્રો પહેરાવીને જાતજાતના ઘરેણા ઘાલીને બિલકુલ પ્રયોજન વિના પોતામા રહેલી સમૃદ્ધિને સમૃદ્ધિ દ્વારા, માધુર્યને સૌંદર્ય દ્વારા વ્યક્ત કર્યા વિના મા રહેતી નથી

આ પરથી જણાય છે કે આપણા હૃદયનો ધર્મ જ પોતાના આવેગને બાહ્ય જગતની સાથે મેળવી દેવામા રહેલો છે તે પોતામા જ પોતે પૂરો નથી પોતાના આતરિક સત્યને ગમે તેમ કરીને જ્યા રે તે પ્રતિષ્ઠિત કરે છે, ત્યારે જ તે જપે છે જે ઘરમા પોતે રહે છે, તેને તે માત્ર માટીચૂનાનુ માનતો નથી, પરતુ તેનુ વાસ્તુ કરીને તેને પોતાના હૃદયનો પાસ લગાડે છે જે દેશમા હૃદય વસે છે, તે દેશ તેને માટે માત્ર માટી, જળ કે આકાશ રહેતો નથી, પરતુ જ્યારે ઈશ્વરના જીવધાત્રીરૂપને જનની ભાવે પ્રકાશિત કરે છે, ત્યારે જ તે આનંદ પામે છે તે સિવાય હૃદય પોતાને બહાર જોઈ શકતું નથી આમ ન થાય તો હૃદય ઉદાસીન થઈ જાય છે અને ઔદાસીન્ય હૃદયને માટે મૃત્યુસમાન છે

સત્યની સાથે હૃદય એ રીતે જ રસનો સંપર્ક સાધે છે જ્યા રસનો સબધ હોય છે, ત્યા આદાનપ્રદાન ચાલે છે એ વિશ્વરૂપી કુટુંબમાથી આપણી હૃદયલક્ષ્મી જેવી ભેટ મેળવે છે, તેવી જ ભેટ પાછી ન વાળી શકે તો તેના ગૃહિણીપણામા ક્ષતિ પહોચે છે પોતાનુ સગપણ જણાવવા માટે જાત જાતના માલમસાલાથી, ભાષાથી, સ્વરથી, પીંછીથી, પથ્થરથી તે પોતાનુ સર્જન કરે છે આમ કરવા જતા જો તેનું કાઇ પ્રયોજન સર્યું તો ઠીક, નહિ તો ઘણી વાર તે પોતાનુ પ્રયોજન નષ્ટ કરીને પણ માત્ર પોતાનો પ્રકાશ કરવાને વ્યગ્ર બને છે અને તે વેળા પોતે દેવાળિયા થઇને પણ તે પોતાની ઘોષણા કરે છે માનવપ્રકૃતિમા આ જે બહાર દેખાઈ આવવાનો વિભાગ છે, એ જ તેને ખોટે ખરચે ચડાવે છે, અને અહીંયા જ બુદ્ધિરૂપી ખજાનચીને વારવાર કપાળ કૂટવુ પડે છે

હૃદય કહે છે 'જેટલુ હુ અતરમા છુ, તેટલુ જ બહાર સત્ય શી રીતે થાઉં? એવી સામગ્રી, એવો સુયોગ બહાર ક્યા છે?' તે માત્ર ધૂધવાયા કરે છે કે પોતાને તે બહાર પ્રતિષ્ઠિત કરી શકતુ નથી! જ્યારે કોઇ ધનજીન માણસ પોતાના હૃદયમા પોતાના ધનિકત્વનો પ્રકાશ કરતી વેળા કુબેરના ધનને વિસાતમા ગણતો નથી. જ્યારે કોઇ પ્રેમી પોતાના હૃદયમા યથાર્થ પ્રેમને અનુભવે છે, ત્યારે તે પ્રેમને પ્રકટ કરવા માટે તે પોતાના ધન, માન, પ્રાણ સર્વને પળમાત્રમા તીલાજલિ આપે છે આ પ્રમાણે બહારને અતરની અને અતરને બહારની સામગ્રી બનાવવાની હૃદયની પ્રબળ વ્યાકુળતા કશાથી મટતી નથી. બલરામદાસે એક પદમા જણાવ્યું છે હૃદયના ઊંડાણમાથી તને કેમ બહાર લાવ્યુ ?'

અર્થાત્ પ્રિય વસ્તુ જાણે કે હૃદયની અંતરની વસ્તુ છે. તેને કોણે બહાર આણી? વળી પાછી તેને અંતરમાં સ્થાપવા કેટલી આકાંક્ષા! આથી ઊલટું પણ જોવામાં આવે છે. જ્યારે હૃદય પોતાના અંતરની આકાંક્ષા અને આવેગને બહાર પ્રતિષ્ઠિત ક શકતું નથી, ત્યારે અંતે ઉપકરણ દ્વારા તે પોતાને જ હાથે પોતાની પ્રતિમૂર્તિ ઘડવાને તનતોડ પ્રયાસ કરે છે. આ પ્રમાણે જગતને પોતાનું અને પોતાને જગતનું કરવા માટે હૃદયની વ્યાકુળતા સતત ચાલુ હોય છે. પોતાને બહાર જણાવવું એ પણ આ કાર્યનું જ એક અંગ છે. આમ પ્રકટીકરણમા હૃદય મનુષ્યનું સર્વસ્વ ખોવરાવવા છતાં તેને રાજી રાખે છે.

## ધર્મશાસ્ત્રનું તાત્પર્ય

નરેન્દ્રભાઈ શં૦ જોશી

પ્રાચીન કાળની વાત છે. એક રાજા ઘોડા પર બેસી શિકારે જવાની તૈયારી કરી રહ્યો હતો. ત્યાં એક વિદ્વાન પંડિત પાંચસોએક પુસ્તકો લઈને રાજા સમીપ આવી પહોંચ્યો.

રાજાએ આ જોઈ પંડિતજીને પૂછ્યું, "આ શું છે?"

પંડિતે જવાબ આપ્યો: "આ ધર્મશાસ્ત્રનાં પુસ્તકો છે. સાંભળવા જેવાં છે. આપની ઇચ્છા હોય તો હું આપને એ સંભળાવું."

રાજાએ કહ્યું: "અત્યારે હું બહાર જઈ રહ્યો છું. આટલાં પુસ્તકો સાંભળવાનો મને સમય નથી. માટે મને માફ કરો."

પંડિતે કહ્યું: "બધાં ન સાંભળવા હોય તો થોડાંક સાંભળો. આપની ઇચ્છા હોય એટલા હું આપને વાંચી સંભળાવું."

"માફ કરજો, અત્યારે તો બધી જ તૈયારીઓ થઈ ચૂકી છે અને મારે બહાર જવું જ જોઈએ. છતાં તમે જ્યારે આવ્યા જ છો ત્યારે કહું છું, હું ઘોડા પર બેસું તે સમયમાં જો કાંઈ સંભળાવી શકો તેમ હો તો ઠીક છે."

પંડિતે કહ્યું: "જેવી આપની ઇચ્છા. શાસ્ત્રોમાં જે કહ્યું છે તેનું તાત્પર્ય આપને એક ક્ષણમાં જ સંભળાવું છું. જે વાત કોટી ગ્રંથોમાં કહેવામાં આવી છે તે જ વાત હું હમણાં અર્ધા શ્લોકમાં કહું છું અને તે એ છે કે, પરોપકાર એ પુણ્ય છે અને બીજાને પીડા કરવી એ પાપ છે."

રાજાએ ઉપદેશ સાંભળ્યો અને પ્રસન્ન બની પંડિતને યોગ્ય દક્ષિણા આપવાનું કહી ઘોડો મારી મૂક્યો.

---

હજારો મણ કચરો ખૂબ પરિશ્રમ કરીને કાઢીએ ત્યારે કોઈ હીરો હાથ લાગે છે. આપણે એવો થોડો પણ પરિશ્રમ કચરારૂપી જૂઠ કાઢવાને અને હીરારૂપી સત્ય શોધવાને માટે કરીએ છીએ ખરા?

ગાંધીજી



# ત્રિવેણી સંગમ

સંકલનકર્તા મુ૦ ક૦



(૪૮)

બાપુ એક પાટલાનો તકિયો કરીને બેસતા ઘણી વાર એ પાટલો દીવાલની સાથે સીધો અઢીગીને રાખતા ઝુક્યો કરીને નહી એક વખતે મહાદેવભાઈએ કહ્યુ 'બાપુ ખૂણો કરીને રાખ્યો હોત તો પડ્યા નહી કરે અને જરા આરામ લાગે "

બાપુ કહે "એ તો આરામ લાગે પણ ખરી ખૂબી સીધો રાખવામા જ છે કેડ અને કરોડ તેથી સીધી રહે, નહી તો વળી જાય એવો નિયમ છે કે એક વસ્તુ સીધી રાખો એટલે એની મેળે બધીને સીધા થવુ પડશે, અને એક બાબત વાકી રાખી કે પછી અનેક વાંક ઘૂસવાના."

(૪૯)

એક વાર 'યેલ રિવ્યુ'મા લાસ્કીનો એક લેખ મહાદેવભાઈએ બાપુને વાચી સભળાવવામા આવતા બાપુ કહે 'સકીનુ પોતાપણુ લાસ્કી સમજી ગયો લાગે છે મને આનદ થાય છે કે એની અને બીજાઓની આખ ઉઘાડનાર હુ જ હતો કારણ સૅકી વિષેનો મારો અભિપ્રાય મે કદી ઢાંક્યો જ નથી "

મહાદેવભાઈએ પુછ્યુ "બાપુ, સૅકીના કાગળનો જવાબ હવે આપવો જોઈએ '

બાપુ "કયો કાગળ?"

"એના લેખ વિષે આપે લખેલો તે "

"વળી એને કાગળ ક્યારે લખ્યો હતો? '

વલ્લભભાઈ "અરે, બાપુ આમ ભૂલી

ખારાબાપુ

જશો તો કેમ ચાલશે! હજી આપણે સ્વરાજ લેવુ છે ને!"

પછી મહાદેવભાઈએ કાગળની યાદ આપી કેટલીક વિગત આપી ત્યારે બાપુ કહે "હવે કંઈક ઝાખું સ્મરણ થાય છે"

આવી વસ્તુ બાપુ ભૂલ્યાનો આ પહેલો દાખલો મહાદેવભાઈના જાણવામા આવ્યો તેથી તેઓ નવાઈ પામ્યા બીજી કેટલીક બાબતો સાવ ભૂલી ગયાના દાખલા તેઓ જાણતા હતા, પણ આને તેઓ મહત્ત્વનો ગણતા હતા તેથી રાત્રે સૂતી વખતે મહાદેવભાઈએ બાપુને પૂછ્યુ "બાપુ, તમને નાની વસ્તુઓ એવી યાદ રહે છે કે મને ઘણી વાર આશ્ચર્ય થાય છે ત્યારે આવી મોટી વાત, જે કાગળ આટલી ચર્ચા અને વિચાર પછી આપે લખેલો તે આપ કેમ ભૂલી જાઓ? આજે જ આપે કહ્યુ દાઉદને કાગળ લખેલો તે ફેલાણાના કાગળમા બીડ્યો હતો એ આપને યાદ રહે અને આ ભુલાય એ વિસ્મય પમાડે છે"

બાપુ "એવુ મારે વિષે બન્યુ છે એનુ કારણ એ કે આ બન્ને નાનકડા કાગળોની મારી પાસે કિંમત જુદી જુદી હતી જેમા કોઈ માણસનુ કલ્યાણ સમાયેલુ હોય એ વળી હુ કદી ન ભૂલુ."

મહાદેવભાઈ "હા, સ્મૃતિની વ્યાખ્યા તો એ જ ના કે જે યાદ રાખવાની જરૂર હોય તે યાદ રાખવાની અને બાકીનુ ભૂલી જવાની શક્તિ"

બાપુ: "હા, સૅકીના કાગળને મેં એવી અગત્ય આપી જ નહોતી. એ લખયો ને ભુલાયો. બાકી હફીદનો કાગળ યાદ રહ્યો. કારણ એમાં એક મનુષ્યના ઊંડા હિતની વાત રહેલી. સૅકીને તો હું લખાવીને ભૂલી ગયો. સાચી વાત એ છે કે મોટી લાગતી ચીજો મને મોટી નથી લાગતી અને નાની મોટી થઇ જાય છે. મહાભારત લાગતાં કામો મને મહાભારત લાગ્યાં જ નથી. ચંપારણથી માંડીને તે આજ સુધી બધાં કામો હું શોધવા ન ગયેલો પણ મારા ખોળામાં આવી પડ્યાં જાણે અને એમ જ ચાલ્યું જાય છે ભગવાન નચાવ્યે જાય છે."

(૫૦)

બાપુની ડાબા હાથની કોણી દુખતી હતી તે ઉપર લાકડાના પાટિયા બાધવામા આવ્યા. ડૉક્ટર બિચારો ડઝન વાર બોલ્યો હશે, તમને તકલીફ થાય તો કહેજો હોં કે, પણ બાપુ શાના બોલે? બાપુ કહે: "આથી આરામ થવાનો છે એમ તો નહીં કહી શકું, પણ ડૉક્ટર કહે છે તો અખતરો કરી લેવો."

ડૉક્ટર વાતું ડયો હતો. દેશના ભિખારીઓની વાત નીકળી. ડૉક્ટર કહે: "સશક્ત માણસોને ભીખ માગતા બંધ કરવા જોઇએ, એમ તમે પણ માનો છોને ગાંધીજી?"

બાપુ કહે: "જરૂર."

ડૉક્ટર કહે: "કાયદો કરો ખરા?"

બાપુ: "લૉર્ડ રેડિંગનો અંદાજ છે કે આપણે રોજના ૧૬ લાખ રૂપિયા આ ભિખારી ઉપર ખર્ચીએ છીએ, એટલે દાનમાં આપીએ છીએ. એનો બીજો ઉપયોગ ન થાય?"

વલ્લભભાઈ: "હા, પણ એના કરતાંય વધારે ડેકોઇટો ઉપર ખર્ચીએ છીએ."

ડૉક્ટર: "હું સમજ્યો નહીં."

વલ્લભભાઇ. "અરે શું? મારા સાહેબ, વિલાયતથી આ બધા ધાડપાડુ જ આવેલા છે ને! એ કાંઈ ડેકોઇટ કરતા સારા કહેવાય?"

(૫૧)

એક દિવસે રેંટિયો ચલાવતાં પૈડું ફરે નહીં અને હાથ દુખતો હોવાથી ડૉક્ટરના કહેવાથી હાથ ન અડાડવાની પ્રતિજ્ઞા લીધી હતી. એટલે પગને અંગૂઠે જ એને હલાવવાનું. એક હાથમાં પૂણીનો તાર, એક પગ પગા ઉપર અને બીજો પગ ઊંચો કરીને એ ચક્ર ફેરવતા બાપુ જાણે નટરાજ લાગતા હતા.

વલ્લભભાઈ હસતા હસતા કહે: "મારી પાસે કૅમેરા હોય તો છબી પાડી લઉં!" [ચાલુ]

## ઇંદ્રિયોનો સ્વભાવ

વિનોબાજી

ઇંદ્રિયોનો સ્વભાવ એવો છે કે, આ કરશો નહીં એમ તેને ફરમાવો એટલે અચૂક તે જ કરે. જાહેરખબરનો આપણને એવો અનુભવ નથી કે? ઉપર લખે છે, "વાંચશો નહીં." એટલે વાંચક અચૂક મનમાં કહે છે, "આ શું વાચવાનું નથી? તો એ જ પહેલું વાચી લઈએ " જેનું "વાચશો નહીં" છાપેલું હોય છે તે વાચનાર નીચેનું વાચે એ જ ઉદ્દેશથી છાપેલું હોય છે. માણસ જેને ન વાચવાનું કહ્યું હોય તે જ ખાસ કાળજીથી વાચી જાય છે. નિર્ગુણ ભક્તિમા મન ભટકતુ રહેશે સગુણ ભક્તિમાં એવુ નથી તેમાં આરતી છે, પૂજા છે, સેવા છે, ભૂતદયા છે. ઇંદ્રિયોને ત્યાં પૂરતું કામ મળી રહે છે. એ બધી ઇન્દ્રિયોને બરાબર કામે વળગાડી પછી મનને કહો, "હવે જા તારે જવું હોય ત્યા." પણ પછી મન જતુ નથી તેમાં જ રમમાણ થઈ જશે, ખબર ન પડે તેમ એકાગ્ર થશે પણ મનને ખાસ જાણીબૂજીને એક ઠેકાણે બેસાડવા જશો તો તે અચૂક ભટકવા નાસી જશે જુદી જુદી ઇન્દ્રિયોને સારામાં સારા સુંદર વ્યવસાયોમા રોકો ને પછી મનને કહો કે હવે ખુશીથી જ્યાં ભટકવુ હોય ત્યા જા. પણ તે નહીં જાય. જવાની સદર પરવાનગી મળશે ત્યારે તે કહેશે, "આ આપણે બેઠા, નથી જવું." "ચુપચુપ બેસ." એવો હુકમ તેને કરશો તો લાગલું તે કહેશે, "હું ઊઠી જઈશ."



# બાપુજીની મીઠી વાતો - ૧૦

.. . . સાને ગુરુજી

ઘણાને એમ લાગે છે કે ગાંધીજી નીરસ મનુષ્ય હતા. તેમના જીવનમાં કલા નહોતી, ગમ્મત નહોતી એવી ઘણાની માન્યતા છે પરંતુ તે ખરેખર ભૂલભરેલી છે કાઠિયાવાડમાં વસો નામે નાનકડું રાજ્ય છે દરબાર ગોપાળદાસ એ રાજ્યના માલિક ગાંધીજી આફ્રિકાથી આવ્યા પછી તેમના ઉપદેશનુ પરિણામ દરબાર ગોપાળદાસ પર ઘણું થયુ તેમણે પોતાનું નાનકડું સંસ્થાન આદર્શ બનાવવાનું વિચાર્યું ગામમાં સાક્ષરતા શરૂ થઈ ગઈ સ્વચ્છતાનું કામ શરૂ થઈ ગયું દરેક જણ પોતાના આંગણા સામે સાથિયા પૂરવા લાગ્યા ગામમાં જનતાનું ન્યાય-મંદિર શરૂ થયું ત્યાં રાજ્યની પ્રજા પર જ મુકદ્દમો ચલાવી શકાતો ગામમાં જુદી જુદી કલાને પણ ઉત્તેજન આપવામાં આવ્યું સામુદાયિક નૃત્ય—ગરબા એવા ઉત્સવો થવા લાગ્યા

એકંદરે વસો ગોકુળ જેવું આનંદમય થઈ ગયું એક વાર દરબાર ગોપાળદાસને મનમાં થયું કે આપણી ગ્રામ નૃત્યકલા શહેરવાસીઓને બતાવવી તેમણે અમદાવાદ જવાનું ઠરાવ્યું વસોની ગ્રામ કલાવાન મંડળી સાથે લઈને દરબાર ગોપાળદાસ અમદાવાદ આવ્યા અમદાવાદ શહેરમાં ગ્રામ નૃત્યોનો, રાસ, ગરબાનો સુંદર કાર્યક્રમ થયો

કાર્યક્રમ પછી દરબાર ગોપાળદાસ સાબરમતી આશ્રમમાં ગાંધીજીને મળવા ગયા "બાપુ, ગ્રામ નૃત્યકલાનો ખેલ શહેરવાસીઓને ઘણો જ ગમી ગયો" તે બોલ્યા

"પરંતુ તમે એ પ્રથમ શહેરમાં બતાવ્યો મારા આશ્રમમાં ન બતાવ્યો." બાપુ બોલ્યા

"આપના આશ્રમમાં બતાવું?"

"એમાં વિચારવાનું શું હોય? <u>ગામડાની નિષ્પાપ કલાનો હું ભોક્તા છું</u>'

બીજે દિવસે આશ્રમમાં એ ગ્રામ કલાકારોએ મહાત્માજી સામે અત્યંત સુંદર કાર્યક્રમ કર્યો. કાર્યક્રમ ચાલુ હતો મહાત્માજી દરબાર સાહેબને કહેવા લાગ્યા "વસોનો રાજા પોતાના ગામમાં આવા કાર્યક્રમમાં ભાગ લે છે એ હું જાણું છું તો પછી અહીં શા માટે

ભાગ લેતા નથી.? ગોપાળકૃષ્ણ ગોપાળો સાથે ખેલવામાં લજ્જા પામશે ખરા કે?"

એ સાંભળતાં જ દરબાર ગોપાળદાસ પણ ઊઠયા. પેલા ગ્રામ કલાકારો સાથે જોડાઈ ગયા. નાચતાં નાચતા તેઓ પોતાના શરીરનું ભાન પણ ભૂલી ગયા. તેમને અપાર આનંદ થયો. ગાંધીજી ખુશ ખુશ થઈ ગયા.

બીજે દિવસે આશ્રમમાં એ કલાવંતોને બાપુએ ખૂબ પ્રેમથી ભોજન આપ્યું અને પોતે જ તેઓને પીરસવા લાગ્યા. બાપુ આવા હતા.

ગ્રામ જીવનમાં આનંદ પ્રેરનારી અકૃતિમ અને નિષ્પાપ કલા બાપુને ઘણી જ પ્રીય હતી.

# ઈસ્લામી પ્રાર્થના

ઇસ્માઈલભાઈ નાગોરી

મિસરના રૂપરાણી ઝુલેખા હ૦ યુસુફની પાછળ ગાંડી થાય છે ને એકાંત મળતાં મર્યાદા ચૂકે છે. યુસુફ એ પ્રલોભન સ્થાન મૂકી ભાગે છે ત્યારે બોલી ઊઠે છે: "હું મારા ચિત્તને ચાંચલ્યમુક્ત નથી ગણતો—એ તો મને બૂરાઈ તરફ ધકેલવા કરે છે, પણ પ્રભુની દયા વારી લે છે. ખરેખર મારો જીવનાધાર રક્ષાનો કરનાર રહેમવાળો છે." આમ જિંદગીના પ્રસંગે પ્રસંગમાં ભક્તોનું અવલંબન એક ઇશ્વર ઉપર જ રહે છે. એને પોતાનું ગુમાન નથી હોતું.

અડગ નિષ્ઠાથી, સ્થિર પગલે, નિર્મલ ચિત્તે સતત જાગ્રત રહી ભાગ્યે જ આપણે દિનરાતનું જીવન-ચક્ર ચલાવતા હોઇએ છીએ. અનેકવિધ સ્થૂળ કે સૂક્ષ્મ લાલચો આપણને ઠગાવતી હોય છે ને વળી આપણે સંભાળી જઈ સમતુલા જાળવી લઇએ છીએ. તનમનની અધૂરી રહેલ કેળવણીથી વિકાસની ગતિ મંદ થઈ જતી હોય છે. આનો ઉલ્લેખ એક બીજી પ્રાર્થનામાં છે: "ઓ સ્વામી, અમે તને ભૂલીને ખત્તાં ખાઇએ તોય અમને એમાંથી છોડાવ. જેટલી શક્તિ અમારી પાસે નથી તેટલી કસોટી પર ન ચડાવ. અમને ક્ષમા કર, અમારી રક્ષા કર, અમારા પર કરુણા કર, તું અમારો નાથ છે."

"રામ નામશું તાળી રે લાગી" એ નરસિંહ મહેતાનું વર્ણન જેને લાગુ પડે તેવા માણસોનો એક વિશ્વાસ હોય છે કે "વ મંય્ યતવક્કલ્ અલલ્લાહ-ફહોવા હરબોહુ." "જે બધું ભગવાન પર છોડે છે તેના માટે ભગવાન પૂરતો છે." અધ્યાત્મનિત્યા જેનું વર્ણન છે એવા ખુદાના બંદા—પ્રભુના દાસ કાયમ વાંછતા હોય છે કે, "જેનાથી આ પૃથ્વી અને બ્રહ્માંડો અસ્તિત્વમાં આવ્યાં છે એવા ભૂતભાવન ભૂતેશ તરફ હું સાચેસાચ અભિમુખ થાઉં છું."

હ૦ આદમના મોંમાં જે પ્રાર્થના મૂકવામા આવી છે તે અર્થપૂર્ણ છે: 'રબ્બના, ઝલમ્ના અન્ફોસના વ ઈલ્લમ્ તગ્ફિર્લના વતર્હમ્ના લનકુનન્ના મિનલ્ ખાસિરીન.' —"જીવનવિકાસના હે સૂત્રધાર, અમે જ જુલમ કરીએ છીએ, અંધકાર ઉપજાવીએ છીએ —તું અમને બધાને ક્ષમા નહીં આપે તો અમે ખોનાશ થશું." સુખ કે સગવડ, દ્રવ્ય કે વૈભવ, કીર્તિ કે કામના, સ્ત્રી કે સંતાન ખાતર માણસ કંઈક 'મેળવવા' માટે જ સાચુંખોટું—સારુંનરસું—કાણુંઘોળું કરતો હોય છે. કામક્રોધમદલોભમાં તણાઈ એ 'પ્રાપ્તિ' પાછળ જ આમ તે દોડતો હોય છે પણ પરિણામે એ 'ખોનારો' જ હોય છે એનો આમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. એવી જ રીતે વ્યક્તિ કે સમાજ, રાષ્ટ્ર કે મોટા માનવસમૂહો દૃષ્ટિહીન થતાં પોતાને હાથે પતન ને પીડા વહોરી લેતા હોય છે. કરવાનું નહીં કરીને, બોલવાનું નહીં બોલીને, ન કરવાનું કરીને ને નહીં બોલવાનું બોલીને, ટૂંકમાં જીવનનો સાચો પ્રતિકાર જતો કરી આપણે અંધારામાં અટવાઇએ છીએ. ને આપણે આપણા પોતાના શત્રુ બનીએ છીએ. (ચાલુ)

ભક્તરાજ [અનુસંધાન પૃષ્ઠ ૨૮૬ થી ચાલુ] કહ્યુ "આ બધુ માણસને એ બોધપાઠ આપે છે કે કોઈએ આખ બધ કરીને ખૂબ ઊંચે ને ઊંચે ચડવુ ન જોઈએ તેમ જ ઊંચા પર્વતના છેડા સુધી એકદમ જવું ન જોઇએ, નહિ તો ઉપરથી ગબડી પડીને તેના આવા હાલ થાય! સૌએ પોતપોતાની મર્યાદા સમજવી જોઇએ " આ ટેકરીનુ નામ છે 'શરતચૂક' "

પછી ભરવાડો તેઓને બીજી ટેકરી પર લઈ ગયા તેનુ નામ હતુ 'સાવધાન' ભરવાડોએ ભક્તરાજ અને તેના સાથીને દૂર દૂર સુધી જોવા કહ્યું

તેઓએ બંનેએ દૂર નજર નાખી જોયુ તો કેટલાક માણસો આમતેમ ભટકતા ફરતા હતા અને વારે વારે ઊંડા ખાડાઓમા ગબડી પડતા હતા! તેઓને બતાવતા ભરવાડે કહ્યુ "આ લોકો આંધળા છે. અને તેઓ આમ હમેશ ભટક્યા કરે છે"

ભક્તરાજે પૂછ્યુ 'પણ તેઓની આવી દશા થવાનુ કારણ શુ ?"

ભરવાડે ઉત્તર આપતા કહ્યુ "તમે એ તરફ ઘાસવાળી જગ્યા જુઓ છો કે ?"

તેઓ બોલ્યા "હા"

ભરવાડે કહ્યુ : "એ ઘાસવાળી જગ્યા પાસેથી પસાર થતી કેડી દુખસુર નામના રાક્ષસના સ્થાન તરફ જાય છે કેટલાક યાત્રિકો એ સુદર અને સીધીસીધી પસાર થતી કેડીથી છેતરાઈ જઇને એ માર્ગે આગળ વધે છે અને રાક્ષસના પંજામા સપડાઈ જાય છે પછી એ દુષ્ટ રાક્ષસ તેઓને ખૂબ દુખ દઈને આંધળા બનાવી આમ ભટકતા મૂકી દે છે!"

આ સાભળીને ભક્તરાજ અને આશાપ્રસાદ એકબીજાની સામે જોવા લાગ્યા અને તેઓની આખમા આસુ ભરાઇ આવ્યા તેમને થયુ કે જો ત્યાથી છટકી ન ગયા હોત તો તેઓની પણ આવી જ દશા થાત!

પછી ભરવાડો તેઓને બીજે સ્થળે લઈ ગયા ત્યા ટેકરીની એક બાજુએ દરવાજો હતો. તેને ભરવાડે ઉઘાડી નાખ્યો અને ભક્તરાજ તેમ જ તેના સાથીને અદર જોવા કહ્યું. તેથી તેઓએ અદર જોયું તો ભયાનક અધકાર બધે છવાયેલો હતો અને ધુમાડાના ગોટેગોટા પથરાયેલા દેખાયા! વળી તઓને એવુ સભળાયુ કે દૂર અદરના ભાગમા જાણે ભડભડ અગ્નિ સળગતો હોય અને તેના ત્રાસથી માણસો ચિચિયારી પાડતા હોય!

ભક્તરાજે પૂછયુ "આ બધુ છે શુ ?"

ભરવાડે કહ્યુ "આ રસ્તો નરક ભણી જાય છે"

પછી ભરવાડો માહોમાહે કહેવા લાગ્યા, 'ચાલો, આ યાત્રિકોને સ્વર્ગધામ તરફનો દરવાજો બતાવીએ.'

પછી તેઓએ ભક્તરાજ અને આશાપ્રસાદને એક દૂરબીનમાથી એક ઊંચી ટેકરીની ટોચે જોવા કહ્યુ તેઓ ખૂબ ખૂબ પ્રયત્ન કરીને જોવા લાગ્યા પરતુ એ પહેલા જ તેઓએ નરકદ્વારનુ ભયકર દર્શન કરેલુ હોવાથી તેઓ એવા તો કપી ગયા હતા કે સ્થિરતાથી તેઓ દૂરબીનમાથી જોઇ શકતા ન હતા! તોયે તેઓએ ઝાખુ ઝાખુ જે કઈ દેખાતુ હતુ તે પરથી અટકળે કહ્યુ કે કોઈ સુદર સ્થળ પાસેનો દરવાજો દેખાતો હોય એમ લાગે છે

પછી ભરવાડે કહ્યુ: "એ જ પરમ ધામે તમારે જવાનુ છે આ નકશો સાથે રાખજો વળી રસ્તામા તમને રકરાય મળશે. તેના કહેવા પર ભરોસો નાખી અવળે માર્ગે દોરાઈ ન જતા. હવે, તમે આગળ પ્રયાણ કરો. શિવાસ્તે પંથાન: સન્તુ!"

ભક્તરાજ અને આશાપ્રસાદ ભરવાડોને નમન કરી આગળ ચાલવા લાગ્યા આગળ

પ્યારાબાપુ

જતાં રસ્તો બે માર્ગે ફંટાતો હતો. અહીં તેઓ મૂંઝાઈ ગયા અને કયે માર્ગે જવું એ તેઓને સૂઝયું નહિ! એવામાં ત્યાં એક માણસ આવી પહોંચ્યો. તેનો રંગ શ્યામ વર્ણનો હતો અને તેણે પાતળો લાંબો ધવલ ઝભ્ભો પહેર્યો હતો. તે આવીને પૂછવા લાગ્યો: "દોસ્તો, તમે યાત્રિક હોવ એમ લાગો છો. આ તરફ ક્યાં જવા નીકળ્યા?"

ભક્તરાજ — ભાઈ, અમે સ્વર્ગધામ ભણી જઈએ છીએ.

માણસ — વાહ વાહ! બહુ સરસ! આ તો એક કરતાં ત્રણ ભલા. હું પણ ત્યાં જ જાઉં છું. ચાલો, ચાલો, એમા મૂંઝાઈ શું ગયા? બે રસ્તા જોઈને અકળાવાની શી જરૂર? ચાલો, મારી સાથે સાથે આગળ વધો.

ભક્તરાજ અને આશાપ્રસાદ પેલા અજાણ્યા માણસ સાથે આગળ ચાલ્યા. પણ તેઓને એમ લાગવા માંડ્યું કે આ રસ્તો સ્વર્ગધામથી દૂર ને દૂર ફંટાતો જાય છે! તોયે તેઓ પેલા માણસની સાથે આગળ ચાલ્યા.

પણ થોડે દૂર જતાં ભક્તરાજ અને આશાપ્રસાદ જમીન પર પાથરેલી જાળમાં એકાએક સપડાઈ પડ્યા! તેઓ એવા તો જકડાઈ ગયા કે હવે શું કરવું એ પણ તેઓને સૂઝયું નહિ.

એવામાં પેલા માણસના શરીર પરથી ધવળ ઝભ્ભો નીચે સરી પડ્યો. અને ભક્તરાજ તેમ જ આશાપ્રસાદને ખાતરી થઈ કે, 'અરે, આ તો પેલો શઠરાય છે!' અને શઠરાય 'હા હા...હા..હા...' કરતો જોરથી હસતો હસતો એ બંનેને જાળમાં સપડાયેલા મૂકીને ત્યાંથી આગળ ચાલતો થયો. (ચાલુ)

# ચારિત્રહીન માનવી

મહાસતી ઉજ્જવળકુંવરજી

અમેરિકામાં જ્યારે ગુલામીની પ્રથા ચાલુ હતી ત્યારે ત્યાના પ્રમુખ અબ્રાહમ લિંકન અને કેપ્ટન જોન બ્રાઉને આ પ્રથા દૂર કરવા માટે પ્રયત્ન કર્યો. જોન બ્રાઉને તો આ માટે એક સંઘ સ્થાપ્યો અને લોકોને કહ્યુ, "હું મારા સંઘમાં કોલેરા, પ્લેગ અથવા ક્ષયના દર્દીઓને સહર્ષ સ્થાન આપીશ, પરંતુ ચારિત્ર્યહીન માનવીને મારા સંઘમાં કદી સ્થાન મળશે નહિ."

જેમ એક સડેલું પાન ટોપલીનાં બધાં પાનને બગાડે છે, તેવી જ રીતે ચારિત્રહીન માનવી આખા સંસારને બગાડી શકે છે. તમે કહેશો કે બિચારા એકલા માણસનું શું ગજું કે તે બધાને બગાડી શકે! પરંતુ આ વાત પર તમો ઊંડાણથી વિચાર કરશો તો તમો સહેલાઈથી તેની યથાર્થતા સમજી શકશો.

આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ કે એક તળાવમાં નાનો કાંકરો નાખવામાં આવે તો તેની અસર આખા તળાવમાં પહોંચે છે; તેવી જ રીતે મનુષ્યે ઉત્પન્ન કરેલ ઇર્ષા–દ્વેષનાં અશુભ પરમાણુઓ ધીમે ધીમે આખાયે વિશ્વમાં ફેલાઈ જાય છે.

તેથી ચારિત્રહીન માનવી પોતાને નુકસાન કરે છે, એટલું જ નહિ પરંતુ સાથે સાથે સારીયે દુનિયાને નુકસાન પહોંચાડે છે.

# ગિરનારી વેલો

અનવર આગેવાન

માળી મેયલ કવકને, ભેરવ કરે ભભકાર,
નિત નગારા ગાગડે, ગરનારી વેલનાથ.

સમાજના નીચલા થરમાંથી, ધરતીની ધૂળમાંથી આળોટીને આવેલો વેલો જાતે કોળી ગિરનારી ભેરવનો ખેલનારો વેલો મૂળ ક્યાંનો? કોણ એના માવતર? તેમ જ તેના જીવન મર્મની બધી વાતો રહસ્યગર્ભમાંથી વણુ પ્રસવી રહી છે એના વિશે કેટલીક વાતો લોકહૈયાના વહેણે વહેતી જોવામાં આવે છે તેમાં મુખ્ય વાત આમ છે જૂનાગઢ તાબાનું શેરગઢ નામે ગરાસિયાનું ગામડું તેમાં જસમત પટેલ સેજળીઆનું કુળનું ખોરડું એને ત્યાં વેલો (ખેતરના) સાથી તરીકે હતો એક વાર જસમતને કોઈએ કાનભંભેરણી કરી કે, "વેલો તો તને દિવાળું દેવા બેઠો છે એ કંઈ ખેતરે કામ કરતો નથી ઈ તો ઝાડને ટાઢે છાંયે આખો દિ સૂતો રહે છે" આ વાત સાંભળી જસમત પટેલ તો વાડીએ ગયા જઈને જુએ છે તો કોદાળી એની મેળે સાંઠીયું સૂડે છે! આ જોતા એને અચંબો થાય છે અને એ તો બરીઘમાં પોઢેલા વેલાને ચરણે ઢળી પડે છે બસ, એ જ ઘડીએ વેલાએ શેરગઢથી પ્રયાણ કર્યું ઊતરી ગયો. ગિરનારમાં જતાં જતાં વેલાએ જસમતને કોલ આપ્યો કે, "જા, મારા મસ્તક પછી તારા કુળનો કોઈ જણ શિવરાતને દિ મારી જગ્યાએ—સાત બરડીએ આવીને તંબૂરામાં ભજન બોલશે, એટલે હું પંખીના રૂપમાં આવીને દર્શન આપીશ"

આ પછી વેલાએ લગાતાર બાર બાર વર્ષના અઘોર તપ ગિરનારી ગેબી ગુફામાં કર્યાં કહેવાય છે તપશ્ચર્યા પૂરી કર્યા પછી ભવેસરની તળેટીમાં દાતણ કર્યું અને એની ચીર રોપી એમાંથી એક વડલો ફાલ્યો જે આજ પણ વેલા–વડને નામે ઓળખાય છે

આ બાર બાર વરસના ગેબી ગાળામાં શું શું બન્યું? ગુરુ કેવી રીતે ભેટ્યા એ પહેલા જસમત પટેલને ત્યાં સાથી હતો ત્યારે સિદ્ધિ ક્યાંથી વરી? એનો ઉલ્લેખ ક્યાંય જ નથી મળતો પણ એમના ગુરુ કોઈ ગિરનારી યોગી વાઘનાથ નામના હતા એ એમના ભજન પરથી જણાય છે

'વેલા'ના યોગ પંથના સિદ્ધ પુરુષો સાથે બેસણાં હતાં આખરે એ એની જોગંદરી જમાતમાં ભળી ગયો ત્યારે 'વેલોનાથ' કહેવાયો 'વેલાની સિદ્ધિ વર્ણવતું એના શિષ્ય રામૈયાનું પદ છે કે,

અઘોર નગારા તારા વાગે
ગરનારી વેલા!
અઘોર નગારા તારા વાગે!
મોથ દશ વડવો બિરાજે—ગરનારી૦
ગૌમુખી ગંગા ભીમકુંડ ભરિયા
પરચ પાણી ા પીવાડે—ગરનારી૦
ચોસઠ જોગણી બાવન વીર ર
હોમાર્યાં મોઢા આગળ હાલે—ગરનારી૦
વેલનાથ ચરણે બોલ્યા રામૈયો ધણી
ગરનારી ગઢે બિરાજે—ગરનારી૦

માનવ–કાયાને શહેરનું સ્વરૂપ નિરૂપીને વેલનાથે જીવનની સાચી પારસમણી એ કાયા નગરમાંથી શોધી લેવા યોગવાણીના જૂજવા જૂજવા રૂપકો દ્વારા સમજાવ્યું છે કે,

બાજી કેમ આવે હાથ
બાજી કેમ આવે હાથ રે
નાગરિ રે લાગ્યું મચ્યા શે રમાં જી રે!
સમજે વાતું સમજાય

ચાલુ આવતે પાને

વેદ વાતુ વદાય રે।
મૂરખ નરને કયા જઈ કેવુ રે — બાજી૦

હે વીરા!
સાચી વસત હે તારા શે'રમા રે જી;
દુનિયા અંધી મ થાન!
દુનિયા ભૂલી મ જાન રે!
જ્ઞાન દીપક ને ઘર ઢૂંઢીએ રે જી — બાજી૦

હે વીરા!
તરકસ તીરડા ભાથે ભર્યા રે જી,
થોથા કાયકુ ઉડાડ!
થોથા કાયકુ ઉડાડ રે!
મરઘો મરે છે તારા વનમા રે જી — બાજી૦

હે વીરા!
તખત તરવેણીના તીરમા રે જી,
ધમણ્યુ ધમે છે લુહાર
ધમણ્યુ ધમે છે લુહાર રે!
નૂર ઝરે ધણીના, શૂરા પીને રે જી — બાજી૦

હે વીરા!
સાતમે સૂન મારો શ્યામ વસે જી,
કસ્તૂરી છે ઘર માય
કસ્તૂરી છે ઘરમાય રે!
અખ્ખ અવિનાશીના રાજ કરે છે રે જી — બાજી૦

હે વીરા!
વાઘનાથ ચરણે વેલો બોલિયા રે જી,
ગુરુ દરશુનો દાતાર
ગુરુ મુગતીનો આધાર રે!
અધમ ઓધારણ ગુરુને ધારના રે જી — બાજી૦

પહેલી કડીમા કહ્યુ છે કે, હે મનવા! આ કાયા રૂપી નગરમા છ શત્રુઓનુ તુમુલ જુદ્ધ જામ્યુ છે એમા તુ કેમ કરીને જીવતરની બાજી હાથ મેળવીશ? છતાય જો તારામા સમજ (આત્મ જ્ઞાન) હશે તો તને એ સમજાશે — મળશે બાકી તો અજ્ઞાની જનને કયા જઈ કે'વુ? કેમ સમજાવવુ?

હે ભાઈ!

સાચી વસ્તુ તો તારા [કાયા રૂપી] શહેરમા છે દુનિયામા આધળો થઈ ભટક મા! આ દુનિયાને તો તુ ભૂલી જા! મતલબ કે, એનો બધો માયા-મોહ ત્યાગીને અતરમા જ્ઞાનનો દીવડો પ્રગટાવીને એ શોધી લે!

હે ભાઈ!

તારા કાયારૂપી ખેતરમા માયા-મરઘલો મરે છે અને તારે ભાથે [સતના, ભક્તિના] તીર ભર્યા છે ને તુ થોથા શા માટે છોડે છે?

હે ભાઈ!

ભ્રકુટીને તીર — બ્રહ્મરંધ્રમા જ્યા આ પ્રાણ-સચાલનની ધમણ ધમાઈ રહી છે જ્યા અલખ ધણીના તેજ વીલસી રહ્યા છે, ત્યા શૂરા હોય તે જઈને પીએ મતલબ કે, યોગના નિયમ પ્રમાણે બ્રહ્મરંધ્રમા અમૃતની કૂપી ભરી છે તો ભક્તિ-શૂરો બની તુ એને મેળવી લે

હે ભાઈ!

સાતમા બ્રહ્મ-રંધ્રમા તારો શ્યામ બિરાજે છે, જ્યા અકળ અવિનાશીના રાજ છે આમ તારી દુનિયામા જ કુદરત રૂપી કસ્તુરી છે હરણ કસ્તુરીની વાસે જગલમા દોડી દોડીને પોતાના પ્રાણ ગુમાવે છે અને એ તો પોતાની દૂટીમા હોય છે, તમ માણસ પરમાત્માને મેળવવા જગતમા ઘૂમે છે ત્યારે એ તો એના અતરમા જ વસેલો છે.

હે વીરા!

ગુરુ તો દરશુનો દાતાર — માર્ગદર્શક છે; મુક્તિનો આધાર છે માટે એવા અધમના ઉદ્ધારક ગુરુને તુ ધારણ કરજે એમ વઘનાથ ચરણે રહી વેલો બોલે છે





# મણકો ઉજો ' અહિંસા

સ કલનકર્તા ચદુલાલ ભ પટેલ

હુ માનુ છુ કે પૂર્ણ અવર્ણનીય નિષ્પાપ અવસ્થા—જ્યા માણસ પોતાના અતસ્તમામા બીજી સર્વ વસ્તુઓ અલોપ થઈ કેવળ ઇશ્વરની જ હાજરી અનુભવે છે,—એ પામવી દરેક મનુષ્યને સારુ શકય છે હુ કબૂલ કરુ છુ કે એ હજુ ઘણે આઘેની અવસ્થા છે અને તેથી સપૂર્ણ અહિસાનો વર્તનક્રમ પ્રજાને ઘડી આપવાનો આજે હુ અધિકારી નથી

× * ×

સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવુ મે નથી અનુભવ્યુ આવા વ્યાપક સત્ય નારાયણના પ્રત્યક્ષ દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યેક આત્મવત પ્રેમની પરમ આવશ્યકતા છે આત્મશુદ્ધિ વિના જીવમાત્રની સાથે ઐક્ય ન જ સધાય આત્મશુદ્ધિ વિના અહિસા ધર્મનુ પાલન સર્વથી અસભવિત છે અશુદ્ધાત્મા પરમાત્માનુ દર્શન કરવા અસમર્થ છે એટલે જીવનમાર્ગના બધા ક્ષેત્રોમા શુદ્ધિની આવશ્યકતા છે એ શુદ્ધિ સાધ્ય છે, કેમકે વ્યક્તિ અને સમષ્ટિની વચ્ચે એવો નિકટ સબધ છે કે એકની શુદ્ધિ અનેકની શુદ્ધિ બરાબર થઇ શકે છે અને વ્યક્તિગત પ્રયત્ન કરવાની શક્તિ સત્યનારાયણે સહુને જન્મથી જ આપી છે પણ આ શુદ્ધિનો માર્ગ વિકટ છે એમ હુ તો પ્રતિક્ષણ અનુભવુ છુ શુદ્ધ થવુ એટલે મનથી, વચનથી ને કાયાથી નિર્વિકાર થવુ, રાગદ્વેષાદિરહિત થવુ તેને સારુ શૂન્યવત બનવાનુ છે મનુષ્ય જ્યા લગી સ્વેચ્છાએ પોતાને સહુથી છેલ્લો ન મૂકે ત્યા લગી તેની મુક્તિ નથી અહિસા એ નમ્રતાની પરાકાષ્ઠા છે અને એ નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી એ અનુભવસિદ્ધ વાત છે

× * ×

નમ્રતાને વ્રતોમા નોખુ સ્થાન નથી અને ન હોઈ શકે અહિસાનો એ એક અર્થ છે અથવા કહો કે એના પેટમા છે પણ નમ્રતા કેળવવાથી આવતી નથી તે સ્વભાવમા આવી જવી જોઇએ સત્ય કેળવાય, દયા કેળવાય, નમ્રતા કેળવવી એટલે દભ કેળવવો એમ કહેવાય

× * ×

નમ્રતા એટલે હુપણાનો આત્યન્તિક ક્ષય

પ્યારા બાપુ

વિચાર કરતાં માલુમ પડી જાય એવું છે કે, આ જગતમાં જીવમાત્ર એક રજકણ કરતાં પણ કંઈ નથી. આ જીવનને પાણીના પરપોટાની ઉપમા આપી છે એમાં હું મુદ્દલ અતિશયોક્તિ નથી જોતો. આવી નમ્રતા—શૂન્યતા કેળવવાથી કેમ આવી શકે? પણ વ્રતોને ખરી રીતે સમજવાથી નમ્રતા પોતાની મેળે આવતી જાય છે.

× * ×

ખેતી ઇત્યાદિ આવશ્યક કર્મો શરીર વ્યાપારની જેમ અનિવાર્ય હિંસા છે. તે હિંસા નથી મટતી પણ તે અનિવાર્ય હોય તેને દોષ ઓછો લાગે છે, ને મનુષ્ય જ્ઞાન ભક્તિ આદિ વડે આ અનિવાર્ય દોષથી છેવટે મોક્ષ મેળવી આ હિંસાથી પણ મુક્ત થાય છે. તેથી જ શરીર એ મનુષ્યને સારુ જેમ બંધનનું દ્વાર છે તેમ મોક્ષનું પણ દ્વાર છે. તે જ પ્રમાણે જે કરોડપતિ થવા ખાતર ખેતી કરે તેને ખેતી બંધનનું દ્વાર છે. જે કેવળ આજીવિકા અર્થે કરે તેને તે મુક્તિનું દ્વાર બની શકે છે.

× * ×

ચોમેર હિંસાથી ઘેરાયેલા અને બળતા આ જગતમાં વિચરનાર જે મહાપુરુષે અહિંસારૂપી ધર્મને પ્રગટાવ્યો તેને સાષ્ટાંગ નમસ્કાર હજો.

× * ×

કર્મમાત્ર, પ્રવૃત્તિમાત્ર, ધંધામાત્ર સદોષ છે. આવશ્યક ધંધામાત્રમાં સરખો દોષ છે. મોતીના ધંધામાં, રેશમના ધંધામાં, સોનીના ધંધામાં, ખેતીના કરતાં ઘણો વધારે દોષ છે. કેમકે તે ધંધા આવશ્યક નથી. તેમા હિંસા તો પુષ્કળ થાય છે.

(ચાલુ)



## અનુક્રમણિકા............................................ ૩૦ ડીસેમ્બર ૧૯૫૨


| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ સ્વમેકમ્ શરણમ્ ... ... | ગાંધીજી | ૨૮૧ |
| ૨ ભેદ ન જાને કોઈ ... | કબીરસાહેબ | ૨૮૨ |
| ૩ જીવનોન્નતિનો માર્ગ ... | કેદારનાથજી | ૨૮૩ |
| ૪ ભક્તરાજ ... ... ... | મુકુલભાઈ | ૨૮૫ |
| ૫ ધર્મનો વિવેક ... | પદ્મનાભ શ્રી. જૈની | ૨૮૭ |
| ૬ કલાકારનું જીવન ... | કાકા કાલેલકર | ૨૮૮ |
| ૭ આત્માની શક્તિ | ગુરદયાલ મલ્લિકજી | ૨૮૯ |
| ૮ સરદારશ્રીની વાણી... ... | મુ૦ ક૦ | ૨૯૦ |
| ૯ અહિંસાની સમજ ... | કિશોરલાલભાઈ | ૨૯૧ |
| ૧૦ મોતનું કારણ ... | મુકુલભાઈ | ૨૯૨ |
| ૧૧ બાપુના પત્રો .. ... | ... | ૨૯૩ |
| ૧૨ બાપુની પાંચ ભેટ | બ્રજકૃષ્ણ ચાંદીવાલા | ૨૯૪ |

| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૩ તરંગ, વિચાર... ... | પ્રભુદાસ ગાંધી | ૨૯૫ |
| ૧૪ સર્વાંગી બાપુજી... | પંડિત સુખલાલજી | ૨૯૬ |
| ૧૫ હૃદયનો વ્યાપાર ... | ગુરુદેવ | ૨૯૭ |
| ૧૬ ધર્મશાસ્ત્રનું તાત્પર્ય.. | નરેન્દ્રભાઈ જોષી | ૨૯૮ |
| ૧૭ ત્રિવેણી સંગમ ... ... | મુ૦ ક૦ | ૨૯૯ |
| ૧૮ ઇંદ્રિયોનો સ્વભાવ ... | વિનોબાજી | ૩૦૦ |
| ૧૯ બાપુજીની મીઠી વાતો .. | સાને ગુરુજી | ૩૦૧ |
| ૨૦ દરસામી પ્રાર્થના . | દરમાઇલભાઈ નાગોરી | ૩૦૩ |
| ૨૧ ચારિત્રહીન માનવી | ઉજમવહાલું વરજી | ૩૦૪ |
| ૨૨ ગિરનારી સેંસો ... | અનવર આગેવાન | ૩૦૫ |
| ૨૩ ગાંધી માળા... ... | ચંદુલાલ બ. પટેલ | ૩૦૭ |
| ૨૪ ગ્રંથાવલોકન ... .. | મુ૦ ક૦ | |




પ્યારા બાપુ

